શેઠ કાલિદાસ વીરજી-સ્મારક-ગ્રંથમાળા : પુષ્પ-૩

# શ્રી પ્રતિક્રમણ-સૂત્ર
# પ્રબોધ-ટીકા

[ અષ્ટાંગ-વિવરણ ]

ભાગ ત્રીજો

[ સૂત્ર ૪૫ થી ૫૮ ]

લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ

પ્રયોજક :
અમૃતલાલ કાલિદાસ દોશી, બી. એ.

સંશોધકો :
પંન્યાસ શ્રીભદ્રંકરવિજયજી ગણી
પંન્યાસ શ્રીધુરંધરવિજયજી ગણી
પંડિત શ્રીલાલચંદ્ર ભગવાન ગાંધી

પ્રકાશક :
જૈન-સાહિત્ય-વિકાસ-મંડળ
વિલેપારલે : મુંબઈ ૨૪.

પ્રકાશક :
ધીરજલાલ ટોકરશી શાહ
મંત્રી :
જૈન-સાહિત્ય-વિકાસ-મંડળ,
જ્યોત, ઇરલા બ્રિજ, ઘોડબંદર રોડ,
વિલેપારલે, મુંબઈ ૨૪.

પહેલી આવૃત્તિ :
મૂલ્ય રૂપિયા પાંચ
વિ. સં. ૨૦૦૯



મુદ્રક :
રમણલાલ જીવણલાલ પટેલ,
વ્યવસ્થાપક, ધી મહારાજા
સયાજીરાવ યુનિવર્સિટી ઑફ
બરોડા પ્રેસ ( સાધના પ્રેસ ),
રાવપુરા, વડોદરા.

# વિષયાનુક્રમ

---

# પ્રકાશકનું નિવેદન

'શેઠ કાલિદાસ વીરજી સ્મારક ગ્રંથમાળા'ના પ્રથમ પુષ્પ તરીકે પ્રબોધ-ટીકાનો પહેલો ભાગ વિ. સં. ૨૦૦૭ના આષાઢ વદિ અગિયારસના દિવસે ભવ્ય સમારોહ-પૂર્વક પ્રકાશિત થયો, ત્યારે જૈન જનતાએ ઉત્સાહ અને આનંદની અજબ ખુમારી અનુભવી હતી. ત્યાર પછી લગભગ બાર મહિને એટલે વિ. સં. ૨૦૦૮ના આષાઢ સુદિ ૭ ને રવિવારના દિવસે બીજા પુષ્પ તરીકે બીજો ભાગ પ્રકાશિત થયો, ત્યારે પણ જૈન જનતાનાં હૃદયમાં ઉત્સાહ અને આનંદનું એક અપૂર્વ મોજું ફરી વળ્યું હતું. તે દિવસે ભારતીય જૈન સ્વયંસેવક પરિષદ્, ઝાલાવાડ જૈન શ્વે. મૂર્તિપૂજક સંઘ, શ્રી કચ્છી વીસા ઓસવાળ દેરાવાસી જૈન મહાજન, શ્રીઘોઘારી વીસાશ્રીમાળી જૈન જ્ઞાતિ, શ્રીજૈન ધાર્મિક-શિક્ષણસંઘ, શ્રીઆત્માનંદ જૈન સભા, શ્રીવીરતત્ત્વ-પ્રકાશક મંડળ, શ્રીકેશરીઆજી જૈન ગુરુકુળ, શ્રીઅધ્યાત્મ-જ્ઞાનપ્રસારક મંડળ, શ્રી-તાલધ્વજ-જૈનવિદ્યાર્થિગૃહ, શ્રીકચ્છી વી. ઓ. દે. જૈન પાઠશાળા (હાઈસ્કૂલ), શ્રીભાવનગર જૈન બાલવિદ્યાર્થિ-ભુવન, શ્રીમહુવા-યશોવૃદ્ધિ જૈન બાલાશ્રમ, શ્રીઘોઘારી જૈન મિત્રમંડળ, શ્રીચમન છાત્ર-મંડળ, શ્રીમહુવા જૈન મંડળ, શ્રીમહાવીર જૈન વિદ્યાલય–પાસ્ટ સ્ટુડન્ટ્સ યુનિયન વગેરે અગ્રગણ્ય ૨૨ જૈન સંસ્થાઓએ સર મણિલાલ બી. નાણાવટીનાં પ્રમુખસ્થાને એક ખાસ સમારંભ યોજીને આ ટીકાના પ્રયોજક, લેખક તથા સંશોધકો પર અભિનંદનની ઝડી વરસાવી હતી અને આ ટીકાનો ત્રીજો ભાગ શીઘ્ર પ્રકાશિત થાય, એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી.

બીજા ભાગના પ્રકાશન-સમારંભમાં પૂજ્યપાદ આચાર્ય મહારાજ

શ્રીવિજયવલ્લભસૂરીશ્વરજી, પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીવિજય-અમૃતસૂરીશ્વરજી, પૂજ્ય પંન્યાસ મહારાજ શ્રીધુરંધરવિજયજી તથા મુંબઈમાં વિરાજતા અનેક મુનિવર્યોની ઉપસ્થિતિ હતી અને તેમણે મનનીય પ્રવચનો કરીને પ્રતિક્રમણસૂત્રની તથા પ્રબોધટીકાની મહત્તા સમજાવી હતી અને દરેક જૈને તેનું અવશ્ય મનન-પરિશીલન કરવું જોઈએ-તેવો અનુરોધ કર્યો હતો.

પ્રવચનો બાદ પં. મહારાજ શ્રીધુરંધરવિજયજીએ શ્રીબપ્પભટ્ટિ-સૂરિજી-કૃત 'અનુભૂત-સિદ્ધ-સારસ્વતસ્તોત્ર'ના ચાર શ્લોકોનો પાઠ મધુર અને ઉદાત્ત સ્વરે કહી 'બોધાગાધં, અર્હદ્વક્ત્ર૦ અને નિવ્વાણ-મગ્ગે,' એ ત્રણ સૂક્તોના સમૂહપાઠ-પૂર્વક પ્રબોધટીકાનું પૂજન કરાવ્યું હતું. પહેલું પૂજન શેઠ શ્રીઅમૃતલાલ કાલિદાસ દોશીએ કર્યું હતું, બીજું પૂજન સર મણિલાલ નાણાવટીએ કર્યું હતું અને ત્યારબાદ શેઠ શ્રીભોગીલાલ લહેરચંદ, શેઠ શ્રીપોપટલાલ ધારશીભાઈ, શેઠ શ્રી-જગજીવનદાસ સુળજી બાનિયા, શેઠ શ્રીનરભેરામ લાલજીભાઈ, શેઠ શ્રી-ભાઈચંદભાઈ નગીનદાસ ઝવેરી, શેઠ શ્રીગુલાબચંદ ગફલભાઈ તથા શેઠ શ્રીરતિલાલ જીવણલાલ વગેરેએ કર્યું હતું.

ત્યારબાદ બીજા ભાગની પહેલી નકલ શેઠશ્રી રતિલાલ જીવણલાલે રૂ. ૨૦૧)માં ખરીદીને પોતાની શ્રુતભક્તિ પ્રદર્શિત કરી હતી અને બીજાઓએ પણ ઝડપથી પોતાનાં નામો નોંધાવી બીજા ભાગની નકલોનો સારો ઉપાડ કર્યો હતો. છેવટે વિદ્વાન્ મુનિરાજોનાં પ્રાસંગિક વક્તવ્ય થયા પછી આ પવિત્ર પ્રસંગની પૂર્ણાહુતિ થઈ હતી.

ત્યારપછી લગભગ સોળ મહિને પ્રસ્તુત ગ્રંથમાળાનાં ત્રીજા પુષ્પ તરીકે આ ત્રીજો ભાગ પ્રકટ થતાં પ્રબોધટીકાનું પ્રકાશન પૂર્ણ થાય છે અને અમારાં હૃદયમાં અવર્ણનીય આનંદનો સંચાર કરતું જાય છે.

આજથી પાંચ વર્ષ પહેલાં જ્યારે આ કાર્ય શરૂ કર્યું ત્યારે એની જવાબદારીના ખ્યાલથી અમે વિહ્વલતા અનુભવતા હતાં. આ કાર્ય માટે ધનની ચિંતા ન હતી, પણ તે માટે જે વિપુલ સાહિત્ય-સામગ્રીની તથા સહકારની આવશ્યકતા હતી, તે અમારાં હૃદયમાં વિહ્વલતાનો સંચાર કરતી હતી. પરંતુ અમારી આ વિહ્વલતા થોડા સમયમાં જ દૂર થઈ, કારણ કે જૈન ભંડારોએ તેમનાં દ્વારો અમારા માટે ખુલ્લાં મૂકી દીધાં; જે જે આચાર્યો, મુનિવરો તથા વિદ્વાનોને અમે મળ્યા, તેમણે અમારાં કાર્યમાં બને તેટલી સહાય કરી; સંશોધકોએ પણ પૂરતો પરિશ્રમ ઉઠાવ્યો, અને શુભેચ્છકો તથા મિત્રોએ પણ આ કાર્યને પોતાનું ગણી બને તેટલો સહકાર આપ્યો. પરિણામે અમારો ઉત્સાહ વૃદ્ધિ પામ્યો અને અમે આ યોજના પાર પાડવામાં સફલ થયા. આ સર્વેનો અમે અત્યંત આભાર માનીએ છીએ.

ત્રીજા ભાગમાં સડ્ઢ-નિચ્ચકિચ્ચ-સજ્ઝાઓ (મન્નહ જિણાણં) સજ્ઝાયથી સંતિનાહ-સમ્મદિટ્ઠિરક્ખા સુધીનાં સૂત્રો—ક્રમાંક ૪૫ થી ૫૮ પહેલા અને બીજા ભાગની જેમ (૧) મૂલપાઠ; (૨) સંસ્કૃત છાયા, (૩) ગૂજરાતી છાયા, (૪) સામાન્ય અને વિશેષ અર્થ, (૫) અર્થ-નિર્ણય, (૬) અર્થ-સંકલના, (૭) સૂત્ર-પરિચય અને (૮) આધાર-સ્થાન સાથે આપવામાં આવ્યાં છે, જે સૂત્રનું રહસ્ય સમજવા માટે અત્યંત ઉપયોગી છે. આ સૂત્રોમાંનાં કેટલાકનો અહીં વિશિષ્ટ ઉલ્લેખ કરવો જરૂરી છે.

१. सड्ढ-निच्चकिच्च-सज्झाओ—એટલે 'મન્નહ જિણાણં' નામનો સ્વાધ્યાય. તેણે ૧ થી ૨૮ સુધીનાં પૃષ્ઠો રોકેલાં છે. તેમાં શ્રાવકનાં ૩૬ કૃત્યોનું વર્ણન ઘણી જ સ્પષ્ટતાથી કરવામાં આવ્યું છે.

સંથારા-પોરિસી—એટલે રાત્રે સંથારા પર જતાં પહેલાં બોલવાનું સૂત્ર. તેણે પૃ. ૬૯ થી ૧૦૭ સુધીનો ભાગ રોકેલો છે. આ સૂત્રમાં નમસ્કાર, સંથારાની આજ્ઞા, સંથારાનો વિધિ, જાગવું પડે તો શું કરવું ? સાગારી અણુસણ, મંગલ ભાવના, ચાર શરણો, અઢાર પાપસ્થાનકોનો ત્યાગ, આત્માનુશાસન, સર્વ સંબંધોનો ત્યાગ, સમ્યક્ત્વની ધારણા, ક્ષમાપના અને સર્વ પાપોનું મિથ્યા-દુષ્કૃત એ ૧૩ વિષયો કેવી રીતે આવેલા છે, તે સ્પષ્ટતયા દર્શાવ્યું છે અને તેમાં ઝળકી રહેલી ઊંડી આધ્યાત્મિકતા પર બને તેટલો પ્રકાશ પાડવામાં આવ્યો છે.

पच्चक्खाण-सुत्ताणि—એટલે પચ્ચક્ખાણ લેવાનાં સૂત્રો. તેણે પૃ. ૧૦૮ થી ૧૬૮ સુધીનો ભાગ રોકેલો છે. આ ૬૦ પૃષ્ઠમાં પ્રાતઃકાળ તથા સાયંકાળનાં મળીને કુલ બાર પચ્ચક્ખાણનું સ્વરૂપ બને તેટલી સ્પષ્ટતાથી સમજાવવામાં આવ્યું છે અને જ્યાં જ્યાં ઉપયોગી નોંધો આપવાની જરૂર જણાઈ ત્યાં ત્યાં તેવી નોંધો આપવામાં આવી છે.

चतुर्विंशति-जिन-नमस्कारः—એટલે સકલાર્હત્-સ્તોત્ર કે બૃહચ્ચૈત્ય-વંદન. તેણે ૨૦૩ થી ૨૮૨ સુધીનો ભાગ રોકેલો છે. કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યજીએ આ સ્તુતિમાં અર્હદ્દેવનું ભિન્ન ભિન્ન દૃષ્ટિ-બિંદુથી જે સ્વરૂપ પ્રકાશ્યું છે, તે અત્યંત મનનીય છે. પછીના શ્લોકો પણ અર્હત્-સ્તવના માટે અતિ ઉપયોગી છે.

अजिय-संति-थओ—એટલે અજિત-શાંતિ-સ્તવ. તેણે પૃ. ૨૮૩ થી ૫૫૭ સુધીનો ભાગ રોકેલો છે, જે પ્ર. ટી. ના ત્રીજા ભાગના લગભગ એક ચતુર્થાંશ જેટલો થવા જાય છે. આ સૂત્ર પરનું વિવરણ તૈયાર કરવામાં છ થી સાત માસ જેટલો સમય લાગ્યો છે, કારણ કે તેમાં આવતા સંગીત, નૃત્ય અને અન્ય વિષયોને ન્યાય આપવા માટે જાણીતા સંગીતશાસ્ત્રીઓ, નૃત્યકારો, છંદઃશાસ્ત્રીઓ અને બીજાની મુલાકાત લેવી પડી છે. આ સૂત્રનો પરિચય લગભગ ૧૩૦ પાનાંનો છે, તેમાં સ્તવનું

અને પુસ્તકાલયના વ્યવસ્થાપકોએ અમને તેનો ઉપયોગ કરવા દીધો તે માટે અમે તેમના અત્યંત આભારી છીએ. 'સંતિકર'નો અમે આપેલો પાઠ મુખ્યત્વે આ પ્રતિના આધારે સુધારેલો છે.

પહેલા ભાગના પરિશિષ્ટોમાં '**સામાયિકની સાધના**' અને '**ચતુર્વિંશતિ-સ્તવનું રહસ્ય**' એ બે નિબંધો આપવામાં આવ્યા હતા; બીજા ભાગના પરિશિષ્ટોમાં '**વંદનક યાને ગુરુવંદનનો મહિમા**' અને '**પ્રતિક્રમણ અથવા પાપવિમોચનની ક્રિયા**' એ બે નિબંધો આપવામાં આવ્યા હતા અને આ ત્રીજા ભાગના પરિશિષ્ટોમાં '**કાયોત્સર્ગ અથવા ધ્યાનમાર્ગ**' અને '**પ્રત્યાખ્યાનનો પરમાર્થ**' એ બે નિબંધો આપવામાં આવ્યા છે. એટલે છ આવશ્યક પર છ નિબંધો આપવાની યોજના પૂરી થઈ છે.

પરિશિષ્ટો પછી વિધિસંગ્રહ આપવામાં આવ્યો છે. તેમાં દૈવસિક પ્રતિક્રમણનો વિધિ, રાત્રિક પ્રતિક્રમણનો વિધિ, પાક્ષિક પ્રતિક્રમણનો વિધિ, ચાતુર્માસિક પ્રતિક્રમણનો વિધિ, સાંવત્સરિક પ્રતિક્રમણનો વિધિ અને પોષધવિધિ યોગ્ય વર્ગીકરણપૂર્વક આપવામાં આવ્યો છે અને આ દરેક વિધિના હેતુઓ સમજાવવામાં આવ્યા છે. સાથે પ્રતિક્રમણની પ્રાચીન વિધિ દર્શાવનારી ૬૨ ગાથાઓ ગુજરાતી ભાષાંતર સાથે આપેલી છે અને ચૈત્યવંદન, સ્તવન વગેરેનો જરૂરી સંગ્રહ પણ આપેલો છે.

દરેક ભાગની જેમ આ ભાગના અંતે '**શબ્દ-વિષય-સૂચી**' તથા '**વિશેષનામોની અનુક્રમણિકા**' આપવામાં આવી છે અને વધારામાં 'છંદ-અલંકાર' વગેરેની સૂચી પણ આપવામાં આવી છે, જે સાહિત્યરસિકોને અત્યંત ઉપયોગી થવાની ધારણા છે.

આ ભાગના પ્રારંભમાં પ્રકાશકનાં નિવેદન પછી આધારભૂત ગ્રંથોની યાદી, ઉપયોગમાં લેવાયેલી હસ્તલિખિત-પોથીઓ, સંકેતસૂચી અને શુદ્ધિ-પત્રક આપવામાં આવ્યાં છે. તેનો ઘટતો ઉપયોગ કરવાની ભલામણ છે.

આ ભાગનું દળ ધારવા કરતાં ઘણું વધી જવા છતાં તેના મૂલ્યમાં કશો વધારો કરવામાં આવ્યો નથી.

જૈન ધર્મ અને જૈન સંસ્કૃતિનું સાચું રહસ્ય પ્રકટ કરવાની દિશામાં આ એક નમ્ર પગલું છે અને આશા રાખીએ છીએ કે તેમાં દરેકનો પૂરેપૂરો સહકાર મળશે.

'જ્યોત,' ઇરલા બ્રીજ,
ઘોડબંદર રોડ,
વીલેપારલે, મુંબઈ-૨૪.
તા. ૭-૯-'૫૩.

સેવક,
**ધીરજલાલ ટોકરશી શાહ**
મંત્રી,
જૈનસાહિત્ય-વિકાસમંડળ.

## અષ્ટાંગ-વિવરણની સામાન્ય સમજૂતી

### પહેલું અંગ–મૂલપાઠ

આ અંગમાં પરંપરાથી નિર્ણીત થયેલો તથા વિવિધ પોથીઓના આધારે શુદ્ધ કરેલો પાઠ આપેલો છે.

### બીજું અંગ–સંસ્કૃત છાયા

આ અંગમાં સમજવાની સરળતા ખાતર મૂલપાઠના ક્રમ પ્રમાણે સંધિ કર્યા વિનાનાં સંસ્કૃત પદો આપેલાં છે.

### ત્રીજું અંગ–ગુજરાતી છાયા

આ અંગમાં મૂલપાઠના ક્રમ પ્રમાણે ગુજરાતી પદો આપેલાં છે.

### ચોથું અંગ–સામાન્ય અને વિશેષ અર્થ

આ અંગમાં વ્યુત્પત્તિ અને ભાષાના ધોરણે દરેક પદના સામાન્ય અને વિશેષ અર્થો આપેલા છે.

### પાંચમું અંગ–અર્થ-નિર્ણય

આ અંગમાં પરંપરા, પરિભાષા અને સંકેત વડે થતો પદો અને વાક્યોના અર્થનો નિર્ણય જણાવેલો છે.

### છઠ્ઠું અંગ–અર્થ-સંકલના

આ અંગમાં પરંપરા, પરિભાષા અને સંકેત વડે નિર્ણીત થયેલા અર્થની સંકલના શુદ્ધ ગુજરાતીમાં આપેલી છે.

### સાતમું અંગ–સૂત્ર-પરિચય

આ અંગમાં સૂત્રની અંતર્ગત રહેલો ભાવ તથા તેની રચના અંગેનું મહત્ત્વ દર્શાવેલું છે.

### આઠમું અંગ–આધાર-સ્થાન

આ અંગમાં પાઠનો મૂળ આધાર કયા સૂત્ર, સિદ્ધાંત કે માન્ય ગ્રન્થોમાં મળે છે, તે જણાવેલું છે.

# આધારભૂત ગ્રન્થોની યાદી

[ પ્રથમ ગ્રન્થનું નામ આપેલું છે, તેની સામે કર્તાનું, ટીકાકારનું અને સંપાદકનું નામ દર્શાવેલું છે તથા બીજી પંક્તિમાં તે ગ્રન્થને પ્રકાશિત કરનાર સંસ્થાનું નામ અને પ્રકાશન-વર્ષ વિ. સં. (વિક્રમ-સંવત્) વીર સં. (વીરસંવત્) કે ઈ. સનમાં દર્શાવેલું છે. ]

**[ બીજા ભાગમાં દર્શાવેલાં ૧૪૨ નામો પછી ]**

૧૪૩ **અલંકારમહોદધિ**—નરેન્દ્રપ્રભસૂરિ; (સંપા. પં. લા. ભ. ગાંધી)
The Oriental Institute-Baroda–1942

૧૪૪ **આબૂ**— ભા. ૧ થી ૫—મુનિરાજ શ્રીજયંતવિજયજી
શ્રીવિજયધર્મસૂરિ જૈન ગ્રન્થમાલા, ઉજ્જૈન. વિ. સં. ૧૯૯૦

૧૪૫ **ઉપદેશકલ્પવલ્લી**—ધર્મહંસવાચકના શિષ્ય ઇંદ્રહંસગણિ.
શ્રીજૈનધર્મપ્રસારક સભા, ભાવનગર. વિ. સં. ૧૯૭૮

૧૪૬ **કલ્પસૂત્ર-સુબોધિકા**—શ્રીભદ્રબાહુસ્વામી. ટીકા-શ્રીવિનયવિજયજી.
પ્ર. મફતલાલ ઝવેરચંદ ગાંધી, અમદાવાદ. વિ. સં. ૧૯૯૩

૧૪૭ **કુવલયાનન્દ**—શ્રીઅપ્પય દીક્ષિત. ટીકા—વૈદ્યનાથસૂરિ.
નિર્ણયસાગર પ્રેસ, કોલભાટ સ્ટ્રીટ, મુંબઈ. ઈ. સ. ૧૯૨૧

૧૪૮ **ગાયનવાદન પાઠમાલા**, પુ. ૧
ગણપતરાવ ગો. બર્વે. મુંબઈ.

૧૪૯ **છન્દઃશાસ્ત્ર**— શ્રીપિંગલાચાર્ય, ટીકા-હલાયુધ ભટ્ટ, વૃત્તિ
શ્રીમધુસૂદન વિદ્યાવાચસ્પતિ, સંપા. કેદારનાથ.
નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ. ઈ. સ. ૧૯૩૮

૧૫૦. છન્દોમંજરી— શ્રીગંગાદાસ, (ટીકા—પં. હરિદત્ત શાસ્ત્રી, પં. શંકરદેવ પાઠક). સંપા. પં. અનન્તરામ શાસ્ત્રી.
ચૌખમ્બા સંસ્કૃત સીરિઝ, બનારસ. વિ. સં. ૨૦૦૫

૧૫૧ છંદોરચના— લે. માધવરાવ પટવર્ધન.
કર્નાટક પ્રકાશન સંસ્થા, મુંબઈ. ઈ. સ. ૧૯૩૭

૧૫૨ જયદામન્— સંપા. એચ. ડી. વેલણકર.
હરિતોષ સમિતિ, મુંબઈ. ઈ. સ. ૧૯૪૯

૧૫૩ જૈન સામુદ્રિકના પાંચ ગ્રન્થો–સંપા. હિમ્મતરામ મ૦ જાની.
પ્ર. સારાભાઈ મ. નવાબ–અમદાવાદ.

૧૫૪ જૈન સ્તોત્રસંદોહ ભા. ૧ (પ્રાચીન–સ્તોત્રસંગ્રહ)
સંપા. મુનિ શ્રીચતુરવિજયજી,
સારાભાઈ મ. નવાબ, અમદાવાદ

૧૫૫ જૈન સ્તોત્રસમુચ્ચય— સંપા. મુનિ શ્રીચતુરવિજયજી
નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ. વિ. સં. ૧૯૮૪.

૧૫૬ નાટ્યશાસ્ત્ર— ભરતમુનિ. સંપા. કેદારનાથ.
નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ. ઈ. સ. ૧૯૪૩

૧૫૭ પઉમચરિયં— શ્રીવિમલસૂરિ. સંશો. હર્મન જેકોબી.
શ્રીજૈનધર્મપ્રસારક સભા, ભાવનગર. વિ. સં. ૧૯૭૦

૧૫૮ પ્રત્યાખ્યાન-સ્વરૂપ— (પ્રતિ આકારે)—શ્રીયશોદેવસૂરિ.

૧૫૯ પ્રાકૃતપિંગલસૂત્ર— ટીકા—લક્ષ્મીનાથ ભટ્ટ, સંપા. શ્રી-શિવદત્ત પંડિત તથા કાશીનાથ પાંડુરંગ પરબ.
નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ. ઈ. સં. ૧૮૯૪

૧૬૦ પ્રાકૃત પૈંગલ–ટીકા–વિશ્વનાથ પંચાનન સં. ચંદ્રમોહન ઘોષ
The Asiatic Society of Bengal, Calcutta,
1902.

૧૬૧ **પ્રાચીન ગુજરાતી છંદો**— શ્રીરામનારાયણ વિ. પાઠક.
ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. વિ. સં. ૨૦૦૪

૧૬૨ **પોસહવિધિ**— શા. કુંવરજી આણંદજી
શ્રીજૈનધર્મપ્રસારક સભા, ભાવનગર. વિ. સં. ૧૯૮૯

૧૬૩ **માંડવગઢની મહત્તા**— શ્રીધુરંધરવિજયજી
શ્રીજૈનસાહિત્યવર્ધક સભા, શિરપુર. વિ. સં. ૧૯૯૮

૧૬૪ **રણપિંગલ** ભા. ૧, ૨— રણછોડરામ ઉદયરામ,
અમદાવાદ. વિ. સં. ૧૯૬૧

૧૬૫ **રાયપસેણઇય-સુત્તં** ભા. ૧, ૨. સંપા. બેચરદાસ દોશી
ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ. વિ. સં. ૧૯૯૪

૧૬૬ **રિષ્ટસમુચ્ચયશાસ્ત્ર**–દુર્ગદેવાચાર્ય, સં. ડૉ. એ. એસ. ગોપાણી.
શ્રીભારતીય વિદ્યાભવન, મુંબઈ. ઈ. સ. ૧૯૪૫

૧૬૭ **લીંબડી જૈન જ્ઞાનભંડારની હસ્તલિખિત પ્રતિઓનું સૂચીપત્ર**— (સંપા. મુનિશ્રી ચતુરવિજયજી)
શ્રીઆગમોદય સમિતિ, મુંબઈ. વિ. સં. ૧૯૮૫

૧૬૮ **વસન્તવિલાસ**— બાલચંદ્રસૂરિ, સંપા. સી. ડી. દલાલ.
ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યુટ, વડોદરા. ઈ. સ. ૧૯૧૭

૧૬૯ **વાગ્ભટાલંકાર**— શ્રીવાગ્ભટ. ટીકા—સિંહદેવગણિ.
સંપા. પં. કેદારનાથ શાસ્ત્રી, વાસુદેવ લક્ષ્મણ શાસ્ત્રી.
નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ. ઈ. સ. ૧૯૩૩

૧૭૦ **વાગ્વલ્લભ**–શ્રીદુઃખભંજન કવિ. ટીકા–દેવીપ્રસાદ કવિચક્રવર્તી.
ચૌખંબા સંસ્કૃત સીરિઝ, બનારસ. ઈ. સ. ૧૯૩૩

૧૭૧ **વિચારસપ્તતિકા**— શ્રીમહેન્દ્રસૂરિ.
આત્માનંદ જૈનસભા, ભાવનગર.

૧૭૨ વૃત્તરચના— શ્રીભોગીલાલ જ. સાંડેસરા.
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. વિ. સં. ૧૯૯૭

૧૭૩ વૃત્તરત્નાકર—કેદાર ભટ્ટ. વ્યાખ્યા-ભટ્ટનારાયણ, સં. વૈદ્યનાથ શાસ્ત્રી, ચૌખંબા સંસ્કૃત સીરિઝ, બનારસ. વિ. સં. ૧૯૮૪

૧૭૪ શ્રુતબોધ— શ્રીકાલિદાસ.
સં. ટીકા—નારાયણ પંડિત, હિ. ટીકા—વ્રજરત્ન ભટ્ટાચાર્ય.
નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ. ઈ. સ. ૧૯૩૯

૧૭૫ સકલાર્હત્-સ્તોત્ર— શ્રીહેમચંદ્રાચાર્ય, વૃત્તિ—કનકકુશલ.
શ્રીઆત્માનંદ જૈનસભા, ભાવનગર. વિ. સં. ૧૯૯૮

૧૭૬ સરસ્વતી-કંઠાભરણ—ધારેશ્વર ભોજદેવ. (ટીકા—રામસિંહ તથા જગદ્ધર) સં. પં. કેદારનાથ શર્મા, વાસુદેવ લક્ષ્મણ શાસ્ત્રી.
નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ. ઈ. સ. ૧૯૩૪

૧૭૭ સંગીતકલાધર— શ્રી ડાહ્યાલાલ શિવરામ છગનલાલ તથા ચંદુલાલ ડાહ્યાભાઈ, ભાવનગર. વિ. સં. ૧૯૩૮

૧૭૮ સંગીત-પારિજાત—શ્રી અહોબલ પં. ભાષ્યકાર—પં. કલિન્દજી, સંગીત કાર્યાલય, હાથરસ. ઈ. સ. ૧૯૪૧

૧૭૯ સંગીતાનુસાર છંદોમંજરી— મૌલાબક્ષ ઘીસેખાં,
વડોદરા રાજ્ય ગાયનશાળા, વડોદરા. ઈ. સ. ૧૯૯૨

૧૮૦ સિદ્ધહેમશબ્દાનુશાસન— શ્રીહેમચન્દ્રસૂરિ. સંપા. શ્રીવિજયલાવણ્યસૂરિજી
જૈનગ્રન્થપ્રકાશક સભા, રાજનગર. વિ. સં. ૨૦૦૭

૧૮૧ સુવૃત્તતિલક— મહાકવિ ક્ષેમેન્દ્ર. સંશો. ઢુંઢિરાજ શાસ્ત્રી.
ચૌખંબા સંસ્કૃત સીરિઝ, બનારસ. ઈ. સ. ૧૯૩૩.

૧૮૨ સૂક્તમુક્તાવલી— પૂર્વાચાર્ય.
શેઠ દેવચંદ લાલભાઈ-જૈન પુસ્તકોદ્ધાર ફંડ, મુંબઈ. વિ. સં. ૧૯૭૮

## શબ્દ-કોષો

૧૮૩ અનેકાર્થસંગ્રહ નામકોષ— શ્રીહેમચંદ્રાચાર્ય. સંપા. પં. જગન્નાથ શાસ્ત્રી, સાહિત્યાચાર્ય.
શ્રી ચૌખમ્બા સંસ્કૃત સીરિઝ, બનારસ સિટી. વિ. સં. ૧૯૮૫

૧૮૪ દેશીનામમાલા— શ્રીહેમચંદ્રાચાર્ય.
સંપા. R. Pischel (બીજી આવૃત્તિ)
ભાંડારકર ઓરી. રીસર્ચ ઇન્સ્ટી. પૂના.

૧૮૫ સંસ્કૃત ઇંગ્લિશ ડીક્ષનેરી— સર એમ. મોનીયર વીલીયમ
(સંસ્કૃત-અંગ્રેજી કોષ) ઓક્સફોર્ડ યુનિવર્સિટી, લંડન.

## ત્રૈમાસિકો-માસિકો વગેરે

૧૮૬ જૈનસાહિત્ય-સંશોધક— ખં. ૩, અંક ૧લો (માસિક)

૧૮૭ શ્રીસિદ્ધચક્ર— વર્ષ ૧૫, અંક-૭ (માસિક)

૧૮૮ Journals of the Royal Asiatic Society, Bombay.

૧૮૯ કલ્યાણ—સાધના અંક

૧૯૦ કલ્યાણ—શક્તિ અંક

## અન્ય ગ્રન્થો

૧૯૧ કઠોપનિષદ્— (શાંકર ભાષ્ય-સહિત)
ગીતા પ્રેસ, ગોરખપુર. વિ. સં. ૨૦૦૮

૧૯૨ બૌદ્ધચર્યાપદ્ધતિ— ભદન્ત બોધાનન્દ મહાસ્થવિર.
પ્ર. ભદન્ત બોધાનન્દ મહાસ્થવિર. લખનઉ. વિ. સં. ૨૦૦૪

૧૯૩ ભક્તિસૂત્ર— (પ્રેમદર્શન) દેવર્ષિ નારદ.
ગીતા પ્રેસ, ગોરખપુર. વિ. સં. ૨૦૦૮

૧૯૪ શ્રીમદ્ ભાગવત— મહર્ષિ વેદવ્યાસજી
નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ. ઈ. સ. ૧૯૫૦

૧૯૫ મનુસ્મૃતિ—સં. પં. નથુરામ મહાશંકર, પ્રાણજીવન હરિહર પં.
પ્ર. ચુનીલાલ દેવકરણ દેશાઈ, મુંબઈ. વિ. સં. ૧૯૮૦

૧૯૬ માતૃકાવિલાસ— લે. પં. બંસીધર.
પ્ર. ખેમરાજ શ્રીકૃષ્ણદાસ, મુંબઈ. ઈ. સ. ૧૯૧૮

૧૯૭ યજુર્વેદ— સંપા. શ્રીપાદ શાસ્ત્રી સાતવલેકર
સ્વાધ્યાય મંડળ—ઔંધ, વિ. સં. ૧૯૮૪

૧૯૮ શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશ રત્નો— શ્રીશંકરાચાર્ય
શ્રીસનાતન પુસ્તક-પ્રસારક મંડળ. વિ. સં. ૧૯૭૧

૧૯૯ **Balaram Bharatam**–Shri Balaram Varma
Edited—Sambasiva Sahastri
Trivendrum government Press. 1953

૨૦૦ **Hindu Polity**— Part-1-2 K. P. Jayswal.
The Bangalore Printing & Publishing Co.
Bangalore City. 1943.

---

# ઉપયોગમાં લેવાયેલી હસ્તલિખિત પોથીઓ

૧ ગ્રન્થમાં જ્યાં જ્યાં પોથીઓનો નિર્દેશ કરવામાં આવ્યો છે, ત્યાં અહીં જણાવેલો ક્રમાંક જ આપવામાં આવ્યો છે.

૨ દરેક ક્રમમાં જણાવેલી પોથીનો પરિચય નીચેના અનુક્રમથી આપવામાં આવ્યો છે:—

(૧) પોથીનું નામ—જે ભંડારોની સૂચીમાં આપવામાં આવ્યું છે.

(૨) ભંડારનું નામ—જેના માટે નીચેના સંકેતો વાપરવામાં આવ્યા છે.

(૧) **આ. જૈ.** શ્રીઆત્મારામજી-જૈનજ્ઞાનમંદિરઃ પ્રવર્તક-શ્રીકાંતિવિજયજી જૈન શાસ્ત્રસંગ્રહ. વડોદરા.

(૨) **જ્ઞા. સં.** શ્રીવિજયદાનસૂરીશ્વરજી-જ્ઞાનમંદિરઃ અમદાવાદ.

(૩) **અ. જૈ. પુ.** અભય જૈન પુસ્તકભંડાર, બીકાનેર.

(૪) **ભાં૦ ઈ૦ પુના.** ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટીટ્યુટ, પુના.

(૫) **ચં૦ પ્ર૦ કો૦** શ્રીચંદ્રપ્રદીપ જ્ઞાનકોષ. અંધેરી.

(૬) **જિ૦ જ્ઞા૦** શ્રીજિનભદ્રગણિ, જ્ઞાનભંડાર-જેસલમેર.

(૭) **ડે૦ ભં.** ડેલાનો ભંડાર, દોશીવાડાની પોળ, અમદાવાદ.

(૮) **જૈ૦ પુ૦** જૈનાનંદ-પુસ્તકાલય, ગોપીપુરા, સૂરત.

(૯) **સા૦ મં૦** શ્રીવિજયમોહનસૂરીશ્વરજી-જૈન સાહિત્ય-મંદિર, પાલીતાણા.

૩ જે ભંડારમાં સંસ્કૃત-પ્રાકૃત અને જૂની ગુજરાતી—ગુજરાતી એવા બે વિભાગો છે, ત્યાં અનુક્રમે સં૦ અને ગુ૦ એવી સંજ્ઞા આપી છે.

૪ પોથીનો ક્રમાંક ભંડારોની સૂચી મુજબ.

૫ પત્ર-સંખ્યા

૬ ર૦ રચનારનું નામ.

૭ રચના-સંવત્.

૮ લેખન-સંવત્.

૯ પ્રકીર્ણ.

[ બીજા ભાગમાં દર્શાવેલાં ૫૪ નામો પછી ]

૫૫ पञ्चस्मरणादि-बालावबोध—ચં. પ્ર. કો. ૨૩૯૫, પત્ર ૨૪.

૫૬ यति-अतिचार—ચં. પ્ર. કો. ૧૫૩, પત્ર ૩.

'સં. ૧૮૮૮ વર્ષે લિ. પં. ઉત્તમવિજય શ્રીસમીનગરે શ્રીમહાવીરપ્રસાદાત્'

૫૭ भयहरस्तवावचूर्णि—ચં. પ્ર. કો. ૪૦૪૭, પત્ર ૪.

લિ. ચુનીલાલ જેસંગ, બોરસદ. સં. ૧૯૫૩ના શ્રાવણ સુદિ ૪ને સોમવાર.

૫૮ अजितशान्तिस्तववृत्ति—ચં. પ્ર. કો. ૧૧૩૩, પત્ર ૧૧.

૫૯ दशवैकालिकसूत्र तथा पाक्षिकसूत्र—ચં. પ્ર. કો. ૧૦૦૬, પત્ર ૨૭.

લે. સં. ૧૫૪૫ વર્ષે માગસર સુદિ પાંચમ ને શનિવાર, હર્ષવિમલ. છેડે સકલાર્હત્ લખેલું છે.

૬૦ पाक्षिकप्रतिक्रमण-विचार—ચં. પ્ર. કો. ૧૪૭, પત્ર ૫.

૬૧ अजितशान्तिवृद्धिस्तवन—ચં. પ્ર. કો. ૯૧, પત્ર ૪.

ર૦ મેરુનંદન ઉપાધ્યાય. ગાથા ૩૨. લે. રૂપચંદ. (જૂની ગુજરાતી)

૬૨ चोवीशजिन-नमस्कार—ચં. પ્ર. કો. ૯૫૧, પત્ર ૩.

૬૩ प्रकीर्ण—ચં. પ્ર. કો. ૯૫૭; પત્ર ૨.

બંગાલી ઢબની લિપિ છે. સંવત્ જણાવેલ નથી.

૬૪ पञ्चस्मरण टवा-सहित—ચં. પ્ર. કો. ૧૧૯૫, પત્ર ૨૯.

લિ. રવિસાગરેણ સં. ૧૯૧૭ની સાલ મધ્યે શ્રીનલિનપુરનગરે.

૬૫ ભાં. ઈ. પુના. ૧૨૭ ( ૩૭ )/૧૮૭૨-૭૩

૬૬ विचारसत्तरी-बालावबोध—ચં. પ્ર. કો. ૧૩૨૧, પત્ર ૭.

ર૦ હેમસૂરિના શિષ્ય મહેન્દ્રસિંહસૂરિ. અગિયારમા દ્વાર તરીકે ‘સત્તહ જિણાણં’ સૂત્ર આપેલું છે.

૬૭ अजित[ शान्ति ]स्तव-टीका—ભાં. ઈ. પુના. ૨૬૬/૧૮૭૧-૭૨, પત્ર ૧૩, ટીકા—ગોવિંદાચાર્ય.

૬૮ अजितशान्तिस्तव बोधदीपिका-सहित—ભાં. ઈ. પુના. ૧૦૬૮/ ૧૮૮૭-૯૧; પત્ર ૨૫.

ર૦ સં. ૧૩૬૫ પોષ સુદિ બીજને શનિવાર. લે. ૧૬૪૭ માગશર સુદિ ૧૪ ને સોમવાર. વિવેકવિજયગણિએ રાજનગરમાં લખી.

૬૯ पाक्षिक-खामणक सूत्र—ભાં. ઈ. પુના. ૧૧૭૪/૧૮૮૭-૯૧

૭૦ वृहत्पुण्याहवाचना—ભાં. ઈ. પુના. ૬૦૨/૧૮૯૫-૯૮

લે. સં. ૧૮૯૭, ચૈત્ર માસ વદિ એકમ ને સોમવાર.

૭૧ महावीरस्वामि-स्तुति—ભાં. ઈ. પુના. ૧૨૬૯ ( ૪૭ )/૧૮૮૭-૯૧, પત્ર ૨૬.

કાથવટે–કલેકશન, ૧૮૯૫-૧૯૦૨.

૭૨ श्रीचतुर्विंशतिजिन-नमस्कार ( सकलार्हत् )—અ. જૈ. ભં. ૯૪૭૧, પત્ર ૨.

( લિખિતં રત્નચંદ્ર શ્રીમદ્ગચ્છેષુ દિનકૃત કમલગચ્છીય.

૭૩ स्नातस्या० स्तुति सावचूरि—ગ્રા. મં. ૯૦૩, પત્ર ૫.

ર૦ પં. ગુણવિજય ગણિ.

૭૪ अजित-शान्त्यादि-स्मरण सटीक (अपूर्ण)—આ. જૈ. સં. નં. ૧૨૭૨, પત્ર ૧૫.

૭૫ ભાં. ઈ. ૪૨ (D)/૧૮૭૪-૭૫

૭૬ ભાં. ઈ. ૭૬૪/૧૮૯૨-૯૫

૭૭ ભાં ઈ. પુના. ૧૨૨૦ (૪૫)/૧૮૮૪-૮૭

૭૮ ભાં. ઈ. પુના ૧૨૫૦ (૨૯)/૧૨૮૪-૮૭

૭૯ कल्याणमन्दिरस्तोत्र—ભાં. ઈ. પુના, ૩૫૦/A-૧૮૮૨-૮૩. પત્ર ૧૦. (૫મું પાનું નથી.)

૮૦ स्तोत्रनो संग्रह—ચં. પ્ર. કો. ૩૯૪, પત્ર ૨૪.

ર૦ શ્રીઅંચલગચ્છે પૂજ્ય શ્રીજયશેખરસૂરિ. 'વાચકશિરોરત્ન-વાચકશ્રીરત્નશેખરગણિનાં શિષ્યમુ૦ પદ્મશેખરેણાલેખિ.'

૮૧ सप्तस्मरण-टबो—ચં. પ્ર. કો. ૧૨૮૯, પત્ર ૩૩.

૮૨ सप्तस्मरण सस्तबक—આ. જૈ. ૨૯૩૪, પત્ર ૩૬.

'સંવત્ ૧૮૮૭ શાકે ૧૭૫૨ માસાનાં માસે માહ સુદિ ૪ ચંદ્રવારે લિખ્યતંગ હીમતસાગરે લિપીચક્રે ધનોપનગરે ઠાકોરશ્રી દેવીસિંહજી રાજ્યં કરોતિ.'

૮૩ अजितशान्तिस्तव-बोधदीपिका—સા૦ મ. ૨૦૦૦, પત્ર ૧૯.

૮૪ ભાં. ઈ. પુના. ૬૪૧ (B)/૧૮૯૨-૯૫

૮૫ ભાં. ઈ. પુના ૧૨૭ (૨૦)/૧૮૭૨-૭૩

૮૬ ભાં. ઈ. પુના. ૬૪૦ (E)/૧૮૯૫-૯૮

૮૭ ભાં. ઈ. પુના. ૭૬ (૨૭)/૧૮૮૦-૮૧

૮૮ ભાં. ઈ. પુના. ૭૩ (N)/૧૮૮૦-૮૧

૮૯ ભાં. ઈ. પુના. ૧૨૨૦ (૫૧)/૧૮૮૪-૮૭

૯૦ ભાં. ઈ. પુના. ૧૧૦૬ (૫૩)/૧૮૯૧-૯૫

૯૧ ભાં ઈ. પુના. ૨૬૫/૧૮૭૧-૭૨

૯૨ ભાં. ઈ. પુના. ૬૦૮ (A)/૧૮૯૨-૯૫

૯૩ ભાં. ઈ. પુના. ૨૩૨ (A)/૧૮૮૨-૮૩

૯૪ ભાં. ઈ. પુના. ૪૨ (F)/૧૮૭૪-૭૫

૯૫ ભાં. ઈ. પુના. ૭૬ (૧૦)/૧૮૮૧-૮૨

તાડપત્રીય પ્રતિ, પાછલાં પાનાં ઘણાં જીર્ણ છે. ૩૧૬મા પાનાંથી અજિત-શાંતિ-સ્તવ શરુ થાય છે.

૯૬ નવસ્મરણ—ચં. પ્ર. કો. ૨૦૪૮

'મહોપાધ્યાય-શ્રીઅનન્તહંસગણિ-શિષ્ય અમરપ્રભગણિના પુસ્તિકા લિખિતા.'

૯૭ સ્નાતસ્યા૦ સ્તુતિ સટીક ત્રિપાઠ—આ. જૈ. પત્ર ૧.

ર૦ વિવેકહર્ષગણિ, લાટાપલ્લીગ્રામે. સં. ૧૫૦૮

૯૮ સંસ્તારકપૌરુષી સટીક—આ. જૈ. ૨૭૫, પત્ર ૩.

૯૯ પાક્ષિકસૂત્રાવચૂરિ-આદિ—આ. જૈ. ૧૯૩, પત્ર ૧૯. (પત્ર ૧૮મું નથી)

ર૦ તિલકાચાર્ય, પ્રત જૂની છે.

૧૦૦ સંસ્તારકપૌરુપી સટીક-ત્રિપાઠી—આ. જૈ. ૨૭૫, પત્ર ૩.
પ્રત નવી લખાએલી છે.

૧૦૧ રાઈઅપ્રતિક્રમણ-વિધિ—આ. જૈ. ૧૧૦૭, પત્ર ૨.

૧૦૨ सप्तस्मरण—આ. જૈ. ૧૧૨૩, પત્ર ૭.

લે. 'ધર્મસેનમુનિ-પઠનાર્થં.' અકબરના સમયમાં મથુરામાં લખાયેલી છે.

૧૦૩ सकलार्हत्-स्तोत्र-आदि—આ. જૈ. ૧૧૯૩

લે. સં. ૧૮૬૦, વૈશાખ સુદ પૂનમ, રાધનપુરમાં.

૧૦૪ अजितशान्तिस्तव सावचूरिक पञ्चपाठ—આ. જૈ. ૧૩૫૯, પત્ર ૪.

'શુણધીરસૂરિભિઃ લિખિતા.'

૧૦૫ स्नातस्या० स्तुति सटीक त्रिपाठ—આ. જૈ. ૧૫૧૮, પત્ર ૪.

ર૦ વિવેકહર્ષગણિ, લાટાપલ્લીગ્રામે.

૧૦૬ पोषधविधि—ચં. પ્ર. કૉ. ૯૨૮, પત્ર ૬.

ર૦ શ્રીરત્નશેખરસૂરિકૃત શ્રાદ્ધવિધિ-અંતર્ગત.

૧૦૭ संग्रह—આ. જૈ. નં. ૪૬. તાડપત્રીય પ્રતિ.

૧૦૮ अजित-शांति-स्तव—ડે. ભં. ડા. ૪૧, પ્રતિ-૧૩૩

૧૦૯ अजित-शांति-स्तव—ડે. ભં. ડા. ૪૧, પ્રતિ ૧૩૪

૧૧૦ अजित-शांति-स्तव—ડે. ભં. ડા. ૪૧, પ્રતિ ૧૨૭.

૧૧૧ संतिकर-स्तोत्रवृत्ति—જૈ. પુ. ૪૨૬૪, પત્ર ૧.

અંતમાં ઉલ્લેખ 'સં. ૧૪૯૭ વર્ષે ફાલ્ગુનમાસ-શ્યામપંચમ્યાં લિખિતમ્.' (આ પ્રતિ કર્તાના સમયમાં લખાયેલી છે. ગ્રંથ-ભંડારના વ્યવસ્થાપકના અભિપ્રાયથી તે કર્તાના હાથે લખાયેલી છે.)

# અક્ષરસંજ્ઞાત્મક પોથીઓ

क प्रकरण-पोथी—જિ. જ્ઞા.—તાડપત્રીય પ્રતિ નં. ૧૫૪, પત્ર ૭૦ થી ૭૫માં 'અજિતશાંતિસ્તવ' છે.

સં. ૧૨૧૫ માઘ સુદિ ૯ ને ગુરુવાર..........'अजितशान्तिस्तव समाप्तमिति।'

ख प्रकरण-पोथी—જિ. જ્ઞા. નં. ૧૫૮, તાડપત્રીય પ્રતિ

આશરે ચૌદમો સૈકો, ગાથા ૩૯ છે.

ग प्रकरण-पोथी—જિ. જ્ઞા. નં. ૧૫૯, તાડપત્રીય પ્રતિ, પત્ર ૧૫૮-૧૬૭માં અજિત-શાંતિ-સ્તવ છે.

૪૦ ગાથા છે.

'एवं अजितशान्तिस्तवः समाप्तः ॥छ॥ संवत् १३४५ वर्षे आषाढवदि ९ भोमे पंडितसादेवेन पुस्तिकालेखि।'

घ अजितशान्तिस्तव-टीका—टीकाकार गोविन्दाचार्य

ભાં. ઈ. પુના. પ્રત નં. ૨૬૬/૧૮૭૧-૭૨

પત્ર ૧૩. સાઈઝ—$8\frac{1}{2} \times 2\frac{3}{4}$.

અક્ષરોનો મરોડ સુંદર છે, પ્રત પ્રાચીન છે, લેખનસંવત્ સંબંધી કંઈ ઉલ્લેખ નથી. પ્રશસ્તિ નીચે મુજબ છે:—

"इति विवृतिरजितशान्तिस्तवस्य संक्षेपतो मया विहिता।
श्रीगोविन्दाचार्येण कल्मख(ष)-विनिर्जरार्थमियं ॥

इत्यजितशान्तिविवरणं समाप्तम् ॥

श्रीवर्द्धमानसूर्यभ्यर्थितेन विंवृतिं विधाय ।
यदवाप्तं कुशलं मया किंचिल्लभतां जनस्तेन ॥
'ग्रंथाग्रं ३५०' ॥

मंगलं कल्याणं भवतु श्रीचतुर्विधश्रमणसंघस्य श्रीअजितशान्तिप्रसादात् ।"

च अजितशान्तिस्तव-बोधदीपिका—टीकाकार जिनप्रभसूरि. भां. ઈ. પુના. પ્રત નં. ૧૦૬૮/૧૮૮૭-૯૧. પત્ર ૨૫, સાઈઝ ૧૦×૪$\frac{3}{8}$ ટીકા ૨૦ સં. ૧૩૬૫, લે. સં. ૧૬૪૭.

"इति श्रीअजितशान्तिवृत्तिः समाप्ता । लिखितं सं. १६४७ वर्षे मार्गशीर्ष सित १४ चन्द्रे विवेकविजयगणिना राजनगरे । शुभं भवतु लेखकपाठकयोः श्रीरस्तु ॥"

પ્રતના અંતમાં નમસ્કાર-સહિત, પૌરુષી આદિ કાલ-પ્રત્યાખ્યાનનું વિવરણ આપેલું છે. અક્ષરો સાધારણ છે.

छ सप्तस्मरण—આ. જૈ. પ્રતિ નં. ૧૧૨૩. પત્ર ૭.

"संवत् युगऋषिधर्मरसशाके श्रीमधुसुदि १४ वासरे वृन्दारकाचार्यवारे श्री श्री श्री जिनमाणिक्यसूरीश्वराणां पट्टालंकार-श्री श्री श्रीमज्जिनचन्द्रसूरिपुरंदराणामंते पं. समयराजमुनिना व्यलेखि श्रीखरतरगच्छे श्रीपातिसाह अकब्बरराज्ये पण्डितधर्मनिधानमुनिपठनार्थं श्रीउग्रसेननगरे । श्रीरस्तु ॥"

ज अजितशांतिस्तव सावचूरिक पञ्चपाठ—આ. જૈ. પ્રત નં. ૧૩૫૯, પત્ર ૪.

પ્રત પંચપાઠી છે. અક્ષરોનો મરોડ સુંદર છે. પ્રતના પ્રારંભમાં 'શ્રીગુણસમુદ્રસૂરિગુરુભ્યો નમઃ' લખ્યું છે. પ્રતના અંતમાં ચાલુ ક્રમથી નીચેની બે ગાથા વધારે છે.

ववगय-कलि-कलुसाणं, ववगय-निद्धन्त-रागदोसाणं ।
ववगय-पुणब्भवाणं, नमोऽत्थु देवाहिदेवाणं ॥ ॥ ४१ ॥

सव्वं पसमइ पावं, पुन्नं वड्ढइ नमंसमाणस्स ।
संपुन्नचन्द-वयणस्स, कित्तणे अजिअसंतिनाहस्स ॥ ४२ ॥
श्रीगुणधीरसूरिभिः लिखितावचूरिः ॥"

ज्ञ श्रीअजितशान्तिस्तव-बोधदीपिका—ज्ञा. भं. प्रत नं. २०००, પત્ર ૧૯.

ર૦ સં. ૧૩૬૭ (૫) પોષ વદિ બીજ ને શનિવાર. કર્તા શ્રીજિનપ્રભસૂરિ. શ્રીજિનસિંહસૂરિના શિષ્ય. અક્ષરોનો મરોડ સરસ છે. નીચે પ્રશસ્તિ આપેલી છે.

## સંકેત-સૂચી

| | |
|---|---|
| અ૦ ચિ૦ | અભિધાનચિન્તામણિ |
| અ૦ ચિ૦ કાં૦ | અભિધાનચિન્તામણિ કાંડ |
| અનિય૦ | અનિયમિત |
| અ૦ પા૦ સૂ૦ | અધ્યાય, પાદ, સૂત્ર |
| આ૦ અ૦ | આવશ્યક અધ્યયન |
| આ૦ ચૂ૦ | આવશ્યક-ચૂર્ણિ |
| આ૦ ટી૦ | આવશ્યક-ટીકા—હરિભદ્રસૂરિ |
| આ૦ ટી૦ મ૦ | આવશ્યક-ટીકા—મલયગિરિ |
| આ૦ દિ૦ | આચારદિનકર |
| આ૦ નિ૦ | આવશ્યક-નિર્યુક્તિ |
| આ૦ સં૦ ડી૦ | આપ્ટે સંસ્કૃત ડીક્ષનેરી |
| ઉ૦ | ઉત્તર |
| ઉ૦ પૃ૦ | ઉત્તરાર્ધ પૃષ્ઠ |

| | |
|---|---|
| ઓ૦ નિ૦ | ઓઘનિર્યુક્તિ |
| ઓ૦ નિ૦ દ્રો૦ વૃ૦ પૃ૦ | ઓઘનિર્યુક્તિ દ્રોણાચાર્ય-વૃત્તિ પૃષ્ઠ |
| ક૦ | કનકકુશલ-ટીકા |
| ક૦ કુ૦ | કનકકુશલ-ટીકા |
| ગા૦ | ગાથા |
| ગા૦ ઓ૦ સિ૦ | ગાયકવાડ ઓરિયન્ટલ સિરિઝ |
| ગુ૦ ગુણ૦ ટીકા | ગુણવિનયકૃત ટીકા |
| ચતુ૦ | ચતુષ્કલ |
| ચતુ૦ | ચતુર્વિંશતિકા-શ્રીબપ્પભટ્ટિસૂરિરચિત |
| ત૦ સૂ૦ અ૦ | તત્ત્વાર્થસૂત્ર અધ્યાય |
| ત્રિ૦ | ત્રિકલ |
| ત્રિ૦ શ૦ પર્વ૦ | ત્રિષષ્ટિ-શલાકાપુરુષ-ચરિત્ર પર્વ |
| દે૦ ના૦ મા૦ | દેશીનામમાલા |
| ધ૦ સં૦ ઉ૦ ગા૦ | ધર્મસંગ્રહ ઉત્તરાર્ધ ગાથા |
| ધ૦ સં૦ ઉ૦ પૃ૦ | ધર્મસંગ્રહ ઉત્તરાર્ધ પૃષ્ઠ |
| નિ૦ ક૦ | નિર્વાણકલિકા |
| નિ૦ સા૦ | નિર્ણય સાગર પ્રેસ |
| પ૦ ચ૦ ઉ૦ | પઉમચરિયં ઉદ્દેશ |
| પં૦ | પંચાશક |
| પં૦ ટી૦ | પંચાશક-ટીકા |
| પં૦ હી૦ હં૦ | પંડિત હીરાલાલ હંસરાજ |
| પા૦ સ૦ મ૦ | પાઈઅ-સદ્દ-મહણ્ણવો |
| પ્ર૦ વ્યા૦ ટી૦ | પ્રશ્નવ્યાકરણ-ટીકા |
| પ્ર૦ સા૦ દ્વાર૦ | પ્રવચન-સારોદ્ધાર-દ્વાર |
| પ્ર૦ સ્વ૦ | પ્રત્યાખ્યાન-સ્વરૂપ |
| પ્રા૦ પિં૦ સૂ૦ | પ્રાકૃતપિંગલ-સૂત્ર |

| | |
|---|---|
| પ્રા૦ પૈં૦ | પ્રાકૃત પૈંગલ |
| બો૦ દી૦ | બોધદીપિકા |
| ભ૦ ના૦ | ભરત-નાટ્યશાસ્ત્ર |
| ભા૦ | ભાંડારકર ઇન્સ્ટીટ્યૂટ |
| ભા૦ ઇ૦ | ભાંડારકર ઇન્સ્ટીટ્યૂટ |
| ભૈ૦ પ૦ કલ્પ | ભૈરવપદ્માવતીકલ્પ |
| યો૦ સ્વો૦ વૃ૦ પ્ર૦ | યોગશાસ્ત્ર સ્વોપજ્ઞવૃત્તિ પ્રકાશ |
| રા૦ પ૦ ટીકા | રાયપસેણઇય સુત્ત-ટીકા |
| લ૦ સ૦ નામ સૌ૦ ભા૦ | લલિતાસહસ્રનામ-સૌભાગ્યભાસ્કર ટીકા |
| વાચ૦ | વાચસ્પત્યભિધાન( કોષ ) |
| શૂ૦ A.B.C., A.C.V. | જર્મન પ્રોફેસર શૂબ્રિંગે ‘ અજિત-શાંતિ-સ્તવ ’ પરના લેખમાં દર્શાવેલી A.B.C., A.C.V. નામની પ્રતિઓ |
| શ્રા૦ વિ૦ | શ્રાદ્ધવિધિ |
| સં૦ પ્ર૦ | સંબોધપ્રકરણ |
| સિ૦ હૈ૦ શ૦ | સિદ્ધ-હેમ-શબ્દાનુશાસન |
| સૂ૦ | સૂત્ર |
| સ્કં૦ અ૦ | સ્કંધ, અધ્યાય |
| સ્થા૦ ટી૦ સ્થા૦ | સ્થાનાંગ-ટીકા સ્થાન |
| સ્થા૦ સૂ૦ સ્થા૦ ઉ૦ | સ્થાનાંગસૂત્ર.સ્થાન-ઉદ્દેશક |
| હ૦ કી૦ | હર્ષકીર્તિ |
| હે૦ પ્રા૦ વ્યા૦ | હેમ-પ્રાકૃત-વ્યાકરણ |

## પ્રેસદોષ તથા દૃષ્ટિદોષથી રહી ગયેલી ભૂલોનું શુદ્ધિ-પત્રક

| પત્ર | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૧૯ | શ્રુત-રુચિ | સૂત્ર-રુચિ |
| ૧૦ | ૨૦ | प्रवेशवर्जनम्. | प्रवेशवर्जनम् |
| ૪૪ | ૨૧ | पापधम् | पोपधम् |
| ૪૫ | ૧ | अव्वावार-पोसहं | P अव्वावार-पोसहं |
| ૭૧ | ૨૦ | ગ્રન્થના પૃ૦ | ગ્રન્થના પ્રથમ-ભાગના પૃ૦ |
| ૮૦ | ૧ | दव्वाई-उवओगं | P दव्वाइ-उवओगं |
| ૮૦ | ૨ | द्रव्यादि-उपयोगम् | [द्रव्यादि-उपयोगम्] |
| ૮૦ | ૫ | णिस्सास-निरुंभणा-लोए | निस्सास-निरुंभणा-लोए |
| ૮૦ | ૫ | निःश्वास-निरुन्धना-लोके | [निःश्वास-निरुन्धना-लोके] |
| ૮૦ | ૮ | ઓ. નિ. પ્રો. | ઓ. નિ. દ્રી. |
| ૧૦૮ | ૧ | मुत्तानि | मुत्ताणि |
| ૧૬૧ | ૧૦ | આસ્નવ-દ્વાર | આસ્રવ-દ્વાર |
| ૧૬૬ | ૧૮ | આસ્નવ | આસ્રવ |
| ૧૭૦ | ૧૨ | रत्नशाल | रत्नशैल |
| ૧૭૯ | ૧૦ | पयोघर | पयोधर |
| ૨૦૧ | ૧૬ | मयात् | भूयात् |
| ૨૦૪ | ૯ | પોથી ૫૧માં | પોથી ૧૦૬માં |

| | | | |
|---|---|---|---|
| २१६ | २३ | सकलार्हत्तु- | सकलार्हत्तु |
| २२३ | ८ | विश्व-कमलाकर-<br>भास्करम् | विश्व-कमलाकर-<br>भास्करम् |
| २३६ | १ | तीर्थकृत | तीर्थकृत् |
| २४५ | २१ | नराधाश- | नराधीश |
| २४७ | ४ | महामाह | महामोह |
| २८६ | २ | सुहगिरं | सुहगिरं |
| २८६ | ११ | वइ | वइँ |
| २८६ | २० | ६. ग. ध. | ६. ૩. ધ. |
| २८७ | २ | थुणामि | थुणामि |
| २८८ | १५ | संतिमहं | सन्तिमहँ |
| २८९ | १६ | ज सुर-संघा | जं सुर-संघा |
| २९१ | ६ | पणमामि | पणमामि |
| २९२ | ३ | घंटिआहिं | घंटिआहिँ |
| २९२ | ५ | नट्टिआहिं | नट्टिआहिँ |
| २९२ | ६ | नच्चिऊण | नच्चिऊण |
| २९२ | ६ | एहिँ | एहिं |
| ३११ | ६ | ।वशेप | विशेप |
| ३२६ | ११ | ( પછી ઉમેરવું ) | च-[ च ]-અને |
| ३२७ | ८ | सौरव्य | सौख्य |
| ३३३ | ७ | विसुक्ति समाधि<br>निधिम् | विमुक्ति-समाधि-<br>निधिम् |
| ३४४ | ११ | ( પછી ઉમેરવું ) | जो-[ यः ]-જે |
| ३४५ | २१ | वत्तीस | वत्तीसा |
| ३४६ | ६ | चउद्दस | चउदस |

| | | | |
|---|---|---|---|
| ३५६ | ९ | तं | ते |
| ३६० | १४ | दित्त-त्तअ | दित्त-तेअ |
| ३६५ | १५ | नव-सरयं-सत्ती | नव-सरय-ससी |
| ३६८ | ७ | सुह-प्पवत्तयं | सुह-पवत्तयं |
| ३७० | ५ | रइ-अंजलि | रइअंजलि |
| ३८९ | २० | मत्रप्रान्ता | मैत्रप्रान्ता |
| ३९१ | ७ | ( પછી ઉમેરવું ) | अहं-[ अहम् ]-હું |
| ३९९ | २२ | घ ाकारो | घटाकारो |
| ४०६ | ६ | भ्रयुगान्तयो : | भ्रूयुगान्तयो : |
| ४११ | २४ | पणमिअस्सा | पणमियअस्सा |
| ४१५ | २२ | सचाम ो | सचामरो |
| ४१५ | २४ | भा ाम् | भाषाम् |
| ४१७ | ७ | सहस्यं सहस्त्रं | सहस्रं |
| ४२१ | १५ | ( ૩૫-૫ ) विउलं | विउलं |
| ૪૨૩ | १० | ( પછી ઉમેરવું ) | च-[ च ]-અને |
| ४२७ | ११ | સૂત્ર-પરિચય | ( ૭ ) સૂત્ર-પરિચય |
| ४४९ | २१ | उत्तम-तेज | उत्तम-तेअ |
| ४५० | २ | विपुल-कुल[१२] | विउल-कुल[१२] |
| ४५७ | १८ | મહર્ષિ | મહર્ષિ |
| ४५८ | ૪ | સુધા | સુધી |
| ४६० | ६ | सव्व-सत्त | सव्व-[सत्त] |
| ४७१ | १२ | जयगुरु | जयगुरु |
| ४७२ | १९ | दीर्घ | दीर्घ |
| ४७४ | १ | विमलं | विउलं |
| ४८८ | १५ | વાગવલ્લભ | વાગ્વલ્લભ |
| ४९० | १५ | सुवरअयर | सुवरयजर |

| | | | |
|---|---|---|---|
| ૪૯૧ | ૪ | सरय | सरण |
| ૫૦૧ | ૪ | संतिं च विहेउं (उ) मे | संतिं (च) विहेउं मे |
| ૫૦૯ | ૧૦ | ( ३२ ) व... | ( ३२ ) वं... |
| ૫૧૮ | ૮ | न(ण)मंसियं | नमंसियं |
| ૫૨૩ | ૪ | संतिसुत्तम | संतिसुत्तमं |
| ૫૩૩ | ૧૦ | अत्यनुप्रास | श्रुत्यनुप्रास |
| ૫૩૭ | ૭ | गामिणि-आहिं | गामिणिआहिं |
| ૫૫૧ | ૨૦ | दव्यन्तिके | देव्यन्तिके |
| ૫૬૧ | ૫ | वासवादत्य | वासवादित्य |
| ૫૬૩ | ૧ | श्रीराजाधपानां | श्रीराजाधिपानां |
| ૫૬૩ | ૧૩ | भरणालङ्कतः | भरणालङ्कृतः |
| ૫૬૫ | ૫ | धति | धृति |
| ૫૮૫ | ૧૯ | त्रिदै त | त्रिदैवत |
| ૬૦૧ | ૧૬ | शृंङ्खलायै | शृङ्खलायै |
| ૬૪૯ | ૧૩ | प्रशमकरतो | प्रशमकरमतो |
| ૬૭૪ | ૭ | नहीं | नहीं |
| ૬૯૦ | ૪ | विप्रडोषधि | विप्रुडोषधि |
| ૬૯૭ | ૬ | ( પછી ઉમેરવું ) | य-[च]-અને |
| ૬૯૮ | ૧૩ | सामिणी | सामिणि |
| ૭૨૨ | ૧૩ | पउमावइ | पउमावई |
| ૭૮૬ | ૯ | સુધાનો | સુધીનો |

## અજિત-શાંતિ-સ્તવ તથા સંતિકરં સ્તવનમાં નીચે પ્રમાણે પાઠ-શુદ્ધિ કરવી :

(अ य પાઠાંતરો)

| | | | |
|---|---|---|---|
| ૩૨૨ | ૧૪ | निच्चिअं | निच्चियं |
| ૩૨૮ | ૭ | विरहिअं | विरहियं |

| | | | |
|---|---|---|---|
| ३२९ | ४ | भुंअग | भुयग |
| ३३१ | १९ | सुवसरिअ | सुवसरिय |
| ३३२ | ७ | भुअग | भुयग |
| ३६० | १४ | घेअ | घेय |
| ३६१ | ७ | णेअ | णेय |
| ३६१ | २१ | भाविअ | भाविय |
| ३६१ | २१ | णेअ | णेय |
| ३६४ | १७ | अजिअं | अजियं |
| ३६७ | १८ | चुअ-कलि | चुय-कलि |
| ३७१ | २ | थुअ-महि-अचिअं | थुय-महियच्चियं |
| ३७४ | ७ | नमंसिअं | नमंसियं |
| ३७७ | १२ | सुसंभमोअरण-खुभिअ-लुलिअ | ससंभमोयरण-खुभिय-लुलिय |
| ३८७ | १ | विणमिअ | विणमिय |
| ३८७ | ९ | सोहिअ | सोहिय |
| ३८८ | २० | वंदियाहिं | वंदिआहिं |
| ४१३ | १७ | सोहिआ | सोहिया |
| ४२५ | २ | भणिअव्वो | भणियव्वो |
| ४२८ | २ | जुयलं | जुअलं |
| ४४८ | १ | जिआरिगणं | जियारिगणं |
| ४५२ | २ | घेअ | घेय |
| ४५२ | ५ | भाविअ | भाविय |
| ४५५ | १८ | अरुअ | अरुय |
| ४७६ | ६ | भणिअव्वो | भणियव्वो |
| ५०३ | ७ | अ | य |
| ५०५ | १३ | भाविअ | भाविय |

| | | | |
|---|---|---|---|
| ૫૧૩ | ૧૪ | खिज्जिअयं | खिज्जिययं |
| ૫૧૫ | ૧ | ललिअयं | ललिययं |
| ૫૧૫ | ૫ | લલિઅય | લલિયય |
| ૫૨૨ | ૧૦ | पमुइआ | पमुइया |
| ૫૨૮ | ૧૫ | मंडिआ | मंडिया |
| ૫૩૭ | ૭ | लोअणि | लोयणि |
| ૬૯૬ | ૧ | दुरिअ | दुरिय |
| ૬૯૮ | ૧૩ | तिहुअण | तिहुयण |
| ૭૦૩ | ૩ | अ | य |
| ૭૦૩ | ૬ | माणसिआ | माणसिया |
| ૭૧૭ | ૯ | अच्चुअ | अच्चुय |
| ૭૧૭ | ૯ | सोअ | सोय |
| ૭૨૯ | ૧૯ | थुअ | थुय |
| ૭૩૬ | ૨૨ | थुअ | थुय |

## સૂચના

(૧) પૃષ્ઠ ૨૮૨, પંક્તિ ૧૮-૧૯ અને ૨૦માં–
"૨૮મા શ્લોકનું આધાર-સ્થાન શ્રીહરિભદ્રસૂરિકૃત અનેકાન્ત-જયપતાકાનું મંગલાચરણ અને" આ શબ્દો રદ કરવા.

(૨) પૃષ્ઠ ૪૨૭ થી ૫૪૩ સુધી મથાળા પર "અજિત-શાંતિ-સ્તવ–૫૫-૪-૫-૬નાં સ્થળે અજિત-શાંતિ-સ્તવ ૫૫-૭" વાંચવું.

## ४५ सड्ढ-निच्चकिच्च-सज्झाओ ।

[ श्रावक-नित्यकृत्य-स्वाध्यायः ]

'મન્નહ જિણાણં' સજ્ઝાય

(१) મૂલપાઠ

(ગાથા)

*मन्नह जिणाणमाणं, मिच्छं परिहरह धरह सम्मत्तं ।
छव्विह-आवस्सयम्मि, उज्जुत्ता होह पइदिवसं ॥ १ ॥
पव्वेसु पोसहवयं, दाणं सीलं तवो अ भावो अ ।
सज्झाय-नमुक्कारो, परोवयारो अ जयणा अ ॥ २ ॥
जिण-पूआ जिण-थुणणं, गुरु-थुअ साहम्मिआण वच्छल्लं ।
ववहारस्स य सुद्धी, रह-जत्ता तित्थ-जत्ता य ॥ ३ ॥
उवसम-विवेग-संवर, भासा-समिई छज्जीव-करुणा य ।
धम्मिअजण-संसग्गो, करण-दमो चरण-परिणामो ॥ ४ ॥
संघोवरि बहुमाणो, पुत्थय-लिहणं पभावणा तित्थे ।
सड्ढाण किच्चमेअं, निच्चं सुगुरूवएसेणं ॥ ५ ॥

* 'मन्ह' એવો પાઠ-ભેદ મળે છે. શ્રી ચં. પ્ર. કો. ની હસ્ત-લિખિત પ્રતિ નં. ૧૩૨૧ 'વિચારસત્તરી' નામની છે. તેનાં

## ( ૨ ) સંસ્કૃત છાયા

मन्यध्वं जिनानाम् आज्ञां, मिथ्यात्वं परिहरत धरत सम्यक्त्वम् ।
षड्विध-आवश्यके, उद्युक्ताः भवत प्रतिदिवसम् ॥ १ ॥

पर्वसु पोषधव्रतं, दानं शीलं तपः च भावः च ।
स्वाध्याय-नमस्कारौ:; परोपकारः च यतना च ॥ २ ॥

जिन-पूजा जिन-स्तवनं, गुरु-स्तवः साधर्मिकाणां वात्सल्यम् ।
व्यवहारस्य च शुद्धिः, रथ-यात्रा तीर्थ-यात्रा च ॥ ३ ॥

उपशम-विवेक-संवराः, भाषा-समितिः षड्जीव-करुणा च ।
धार्मिक-जन-संसर्गः, करण-दमः चरण-परिणामः ॥ ४ ॥

---

અગિયારમા દ્વારમાં 'મન્નહ જિણાણ આણં'ની ચોથી તથા પાંચમી ગાથા નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છે :—

"संघोवरि बहुमाणो, पुत्थयलिहणंमि पभावणा तित्थे ।
नवखित्ते धणववणं, सामाइयमुभयकालम्मि ॥ ४ ॥
परिग्गहमाणाभिग्गह, इक्कारसपडिम-भावणया ।
सव्वविरई-मणोरह, एमाइ सड्ढ-किच्चाइं ॥ ५ ॥"

શ્રીઆત્માનંદ જૈન સભા—ભાવનગર તરફથી પ્રકાશિત થયેલી 'શ્રીમહેન્દ્રસૂરિવિરચિતા 'વિચારસપ્તતિકા'ના અગિયારમા દ્વારમાં ચોથી અને પાંચમી ગાથા આ પ્રમાણે મળે છે :—

"संघोवरि बहुमाणो, धम्मिअ-मित्ती पभावणा तित्थे ।
नवखित्ते धणववणं, पुत्थयलिहणं विसेसेण ॥ ७० ॥
परिगहमाणाभिग्गह, इक्कारस-सड्ढपडिम-फासणया ।
सव्वविरई-मणोरह, एमाइं सड्ढ-किच्चाइं ॥ ७१ ॥"

संघोपरि बहुमानः, पुस्तक-लेखनं प्रभावना तीर्थे ।
श्राद्धानां कृत्यमेतत्, नित्यं सुगुरूपदेशेन ॥ ५ ॥

## (૩) ગુજરાતી છાયા

માનો જિનેશ્વરોની આજ્ઞાને, મિથ્યાત્વને પરિહરો, ધારણ કરો સમ્યક્ત્વને;
છ પ્રકારના આવશ્યકમાં, ઉદ્યમવન્ત થાઓ પ્રતિદિવસ. ૧

પર્વોમાં પોષધવ્રત, દાન, શીલ, તપ અને ભાવના;
સ્વાધ્યાય, નમસ્કાર, પરોપકાર અને યતના. ૨

જિન-પૂજા, જિન-સ્તુતિ, ગુરુ-સ્તુતિ, સાધર્મિક-વાત્સલ્ય;
વ્યવહારની શુદ્ધિ, રથ-યાત્રા અને તીર્થ-યાત્રા. ૩

ઉપશમ, વિવેક, સંવર, ભાષા-સમિતિ અને છ-કાયની કરુણા;
ધાર્મિક-જનનો સંસર્ગ, ઇન્દ્રિયનું દમન, ચારિત્રનો પરિણામ. ૪

સંઘ ઉપર બહુમાન, પુસ્તક-લેખન, તીર્થ-પ્રભાવના;
શ્રાવકોનું કર્તવ્ય આ, નિત્ય સદ્ગુરુના ઉપદેશથી. ૫

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ

**मन्नह** – [ मन्यध्वम् ] – માનો.

मन् – માનવું. તે પરથી मन्यध्वम् – તમે માનો.

**जिणाणं** – [ जिनानाम् ] – જિનેશ્વરોની.

**आणं** – [ आज्ञाम् ] – આજ્ઞાને.

જૈન સૂત્રકારો આજ્ઞાની વ્યાખ્યા આ પ્રમાણે કરે છે: 'आ सामस्त्येनानन्तधर्मविशिष्टतया ज्ञायन्ते अवबुध्यन्ते जीवादयः पदार्था यया आज्ञा.' 'आ એટલે સમસ્તપણે-અનંત ધર્મોની વિશિષ્ટતા-પૂર્વક ज्ञायन्ते એટલે જણાય છે, જીવાદિ પદાર્થો જેના વડે તે આજ્ઞા.' અર્થાત્ શ્રીજિનેશ્વરદેવોએ પ્રરૂપેલાં તમામ શાસ્ત્રો.

આજ્ઞા એટલે આગમ એવો અર્થ રૂઢ છે. અહીં જે વ્યુત્પત્તિ આપેલી છે, તે પણ 'આગમ' એવા અર્થને સૂચવે છે.

**मिच्छं** – [ मिथ्यात्वम् ] – મિથ્યાત્વને.

मिथ्या – ખોટું. त्व – ભાવસૂચક પ્રત્યય. જેમાં ખોટાપણું કે અસત્ય હોય તે 'મિથ્યાત્વ.' આપણી સામે ગાય અને ઘોડો ઊભેલાં હોય તેમાંથી ગાયને ઘોડો કહીએ ને ઘોડાને ગાય કહીએ, તે એક પ્રકારનું 'મિથ્યાત્વ' છે, 'ગાય અને ઘોડો જુદા નથી' એમ કહીએ તો તે પણ એક પ્રકારનું 'મિથ્યાત્વ' છે અને 'ગાય કે ઘોડો કોઈ જ નથી' એમ કહીએ તો તે પણ એક પ્રકારનું 'મિથ્યાત્વ' છે. જ્યારે ગાયને ઉદ્દેશીને એમ કહીએ કે 'આ ગાય છે' અને ઘોડાને ઉદ્દેશીને એમ કહીએ કે 'આ ઘોડો છે' તો તે 'સમ્યક્ત્વ' છે. આ શબ્દનો ખાસ પ્રયોગ ધાર્મિક માન્યતાઓ અંગે કરવામાં આવે છે. તેમાં સુદેવને કુદેવ માનવા અને કુદેવને સુદેવ માનવા, એ 'મિથ્યાત્વ' ગણાય છે;

સુગુરુને કુગુરુ માનવા અને કુગુરુને સુગુરુ માનવા એ પણ 'મિથ્યાત્વ' ગણાય છે, તથા સુધર્મને કુધર્મ માનવો અને કુધર્મને સુધર્મ માનવો એ પણ 'મિથ્યાત્વ' ગણાય છે. તે જ રીતે સુદેવ અને કુદેવને અથવા સુગુરુ અને કુગુરુને સરખા માનવા એટલે કે તેમાં કાંઈ તફાવત ન માનવો એ પણ 'મિથ્યાત્વ' ગણાય છે અને દેવ, ગુરુ તથા ધર્મનું અસ્તિત્વ જ ન સ્વીકારવું એ પણ 'મિથ્યાત્વ' ગણાય છે.

આ પ્રકારના 'મિથ્યાત્વ'ને લીધે જીવને સાચી પરિસ્થિતિનું ભાન થતું નથી. પરિણામે તે ગમે તે જાતના પ્રયત્નો કરે, છતાં ઇષ્ટફળ મેળવવામાં અસમર્થ નીવડે છે. શાસ્ત્રકારોએ આ 'મિથ્યાત્વ'ને ભવ-ભ્રમણનું મહાકારણ માનેલું છે, કારણ કે તેના લીધે આ જીવ અનાદિ કાળથી સંસારમાં રખડી રહ્યો છે.

'મિથ્યાત્વ'નું સ્વરૂપ સમજાવવા માટે શાસ્ત્રકારોએ તેનું ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુઓથી વર્ગીકરણ કરેલું છે, જેમાં નીચેના પાંચ વિભાગો સુપ્રસિદ્ધ છે :—

(૧) **'આભિગ્રહિક મિથ્યાત્વ'** :–પોતાનું જ માનવું સાચું છે અને બાકી બધું ખોટું છે, એવો આગ્રહ રાખવો તે આભિગ્રહિક મિથ્યાત્વ.

(૨) **'અનાભિગ્રહિક મિથ્યાત્વ'** :–સારા કે ખોટાનો વિવેક ન કરતાં બધાં જ સારાં છે, એમ માનવું તે અનાભિગ્રહિક મિથ્યાત્વ.

( ૩ ) 'આભિનિવેશિક મિથ્યાત્વ':-અભિનિવેશ એટલે દુરાગ્રહ. સત્ય જાણવા છતાં પોતાની અસત્ય વાતને પકડી રાખવી તે આભિનિવેશિક મિથ્યાત્વ.

( ૪ ) 'સાંશયિક મિથ્યાત્વ':-તત્ત્વના વિષયમાં શંકાશીલ રહેવું, તે સાંશયિક મિથ્યાત્વ.

( ૫ ) અનાભોગિક મિથ્યાત્વ':-ઉપયોગ-શૂન્ય-પણું તે અનાભોગિક મિથ્યાત્વ. વિશિષ્ટ જ્ઞાન વગરના આત્માઓ એકેન્દ્રિય વગેરે અસંજ્ઞિ પંચેન્દ્રિય સુધીનાને અનાભોગિક મિથ્યાત્વ હોય છે.

परिहरह - [ परिहरत ] - ત્યાગ કરો.

धरह - [ धरत ] - ધારણ કરો.

सम्मत्तं - [ सम्यक्त्वम् ] - સમ્યક્ત્વને.

'સમ્યક્ત્વ'નો પરિચય શ્રીઉત્તરાધ્યયનસૂત્રના ૨૮મા અધ્યયનમાં નીચે મુજબ આપેલો છે:—

"तहिआणं तु भावाणं, सब्भावे उवएसणं ।
भावेण सद्दहंतस्स, संमत्तं ति विआहिअं ॥ १५ ॥"

"સ્વાભાવિક રીતે ( જાતિ-સ્મરણજ્ઞાન ઇત્યાદિથી ) કે કોઈના ઉપદેશથી ભાવ-પૂર્વક તે બધા ઉપર એટલે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ, એ નવ તત્ત્વો પર યથાર્થ શ્રદ્ધા થવી, તેને મહાપુરુષોએ 'સમ્યક્ત્વ' કહ્યું છે."

"निस्सग्गुवएसरुई, आणारुई-सुत्त-बीअरुइमेव ।
अभिगम-वित्थार-रुई, किरिआ-संखेव-धम्मरुई ॥ १६ ॥"

"(૧) નિસર્ગ-રુચિ, (૨) ઉપદેશ-રુચિ, (૩) આજ્ઞા-રુચિ, (૪) સૂત્ર-રુચિ, (૫) બીજ-રુચિ, (૬) અભિગમ-રુચિ, (૭) વિસ્તાર-રુચિ, (૮) ક્રિયા-રુચિ, (૯) સંક્ષેપ-રુચિ અને (૧૦) ધર્મ-રુચિ." આ દશ રુચિવાળાઓનો સંક્ષિપ્ત પરિચય નીચે મુજબ છે:

(૧) જે પુરુષ જિનેશ્વરોએ યથાર્થ અનુભવેલા ભાવોને પોતાની મેળે જાતિસ્મરણાદિ જ્ઞાનથી જાણીને 'તે એમ જ છે, પણ બીજી રીતે નથી' એવી અડગ શ્રદ્ધા રાખે, તેને 'નિસર્ગ-રુચિ' કહેવાય.

(૨) ઉપર્યુક્ત ભાવો જે કેવલી કે છદ્મસ્થ ગુરુઓ વડે કહેવાયેલા છે, તેના ઉપર શ્રદ્ધા રાખે, તેને 'ઉપદેશ-રુચિ' કહેવાય.

(૩) જેના રાગ, દ્વેષ, મોહ અને અજ્ઞાન નીકળી ગયાં છે, તેવા મહાપુરુષની આજ્ઞાથી તત્ત્વ પર રુચિ ધરાવે, તેને 'આજ્ઞા-રુચિ' કહેવાય.

(૪) જે અંગ-પ્રવિષ્ટ કે અંગ-બાહ્ય સૂત્રોને ભણીને તત્ત્વમાં રુચિવાળો થાય, તેને 'શ્રુત-રુચિ' કહેવાય.

(૫) જેમ પાણીમાં પડેલું તેલનું બિંદુ વિસ્તાર પામે અને જેમ એક બીજ વાવવાથી અનેક બીજ ઉત્પન્ન થાય; તેમ

એક પદથી કે એક હેતુથી કે એક દૃષ્ટાંતથી ઘણાં પદો, ઘણા હેતુઓ અને ઘણા દૃષ્ટાન્તો પર શ્રદ્ધા થાય, તેને 'બીજ-રુચિ' કહેવાય.

(૬) જે પુરુષ અગિયાર અંગ, બારમું અંગ. દૃષ્ટિવાદ અને બીજા સિદ્ધાંતોના અર્થને બરાબર જાણીને તત્ત્વ પર શ્રદ્ધા કરે, તેને 'અભિગમ-રુચિ' કહેવાય.

(૭) જે છ દ્રવ્યોને પ્રમાણ અને નય વડે જાણીને તત્ત્વો પર શ્રદ્ધા કરે, તેને 'વિસ્તાર-રુચિ' કહેવાય.

(૮) જે જ્ઞાનાચાર આદિ પાંચ આચારો વડે મનોહર અનુષ્ઠાનોને વિષે કુશલ હોય તથા ક્રિયા કરવામાં રુચિવાળો હોય, તેને 'ક્રિયા-રુચિ' કહેવાય.

(૯) જે પુરુષ થોડું સાંભળીને પણ તત્ત્વની રુચિવાળો થાય, તેને 'સંક્ષેપ-રુચિ' કહેવાય. જેમ કે ઉપશમ, વિવેક અને સંવર-એ ત્રણ પદો સાંભળીને જ ચિલાતી-પુત્ર તત્ત્વ પર રુચિવાળા થયા હતા.

(૧૦) જે પુરુષ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય વગેરે પદાર્થોને કહેનારાં જિનવચનને સાંભળીને શ્રુત-ચારિત્રરૂપ ધર્મ ઉપર શ્રદ્ધા કરે, તેને 'ધર્મ-રુચિ' કહેવાય.

छव्विह आवस्सयम्मि - [ षड्विधावश्यके ] - છ પ્રકારના આવશ્યકને વિષે.

'ષડાવશ્યક' એટલે છ આવશ્યક ક્રિયાઓ. તે "(૧) સામાયિક, (૨) ચતુર્વિંશતિ-સ્તવ, (૩) વંદન, (૪) પ્રતિ-

ક્રમણ, (૫) કાયોત્સર્ગ અને (૬) પ્રત્યાખ્યાનરૂપ' જાણવી." તેના વિશેષ વિવરણ માટે જુઓ ભાગ પહેલો, પરિ. પહેલું.

**उज्जुत्ता** – [ उद्युक्ताः ] – ઉદ્યમવંત, પ્રયત્નશીલ.

**होह** – [ भवत ] – થાઓ.

**पइदिवसं** – [ प्रतिदिवसम् ] – પ્રતિદિન, હમેશા.

**पव्वेसु** – [ पर्वसु ] – પર્વોમાં, પર્વ દિવસોમાં.

ઉત્સવ, અનુષ્ઠાન કે આનંદ માટે નિયત થયેલો દિવસ પર્વ કહેવાય છે.

**पोसहवयं** – [ पोषधव्रतम् ] – પોષધવ્રતને ધારણ કરો.

પોષધવ્રત-સંબંધી વધારે વિગત માટે જુઓ સૂત્ર ૩૨, ગાથા ૨૯.

**दाणं** – [ दानम् ] – દાન આપો.

અનુગ્રહ-બુદ્ધિથી પોતાની વસ્તુ બીજાને આપવી, તે 'દાન' કહેવાય છે. તે માટે તત્ત્વાર્થસૂત્રના આઠમા અધ્યાયમાં કહ્યું છે કે–'अनुग्रहार्थं स्वस्यातिसर्गो दानम् ॥ ३२ ॥' 'અનુગ્રહને માટે પોતાની વસ્તુ બીજાને અર્પણ કરવી તે દાન.' અહીં અનુગ્રહ શબ્દ વડે વ્યક્ત થતો ઉપકારનો ભાવ સ્વ અને પર એમ બંને માટે સમજવાનો છે. જે

અનુગ્રહ-બુદ્ધિથી ' દાન ' આપે છે, તેનું વસ્તુ પ્રત્યેનું મમત્વ ઘટે છે અને મનમાં સંતોષ તથા સમાધાનની લાગણી પ્રકટે છે. તે જ રીતે શુદ્ધ દાન લેનારમાં સદ્ગુણનો વિકાસ થાય છે અને તેની જીવન-યાત્રા સિદ્ધાંત (શાસ્ત્ર) અનુસાર ચાલે છે.

જૈનશાસ્ત્રોમાં ' દાન ' પાંચ પ્રકારનું કહેલું છે. તે આ રીતે: "(૧) અભયદાન, (૨) સુપાત્રદાન, (૩) દયા-(અનુકંપા) દાન, (૪) ઉચિતદાન અને (૫) કીર્તિદાન." તેમાંનાં પહેલાં બે દાનો એટલે ' અભયદાન ' અને ' સુપાત્ર-દાન ' મોક્ષ ફળને આપનારાં છે અને બાકીનાં ત્રણ દાનો સુખભોગને આપનારાં છે.

બુદ્ધિમાન પુરુષોએ સર્વ પ્રકારના ધર્મોમાં ' દાનધર્મ 'ને પ્રથમ માનેલો છે.

સીલં – [ शीलम् ] – શીલ પાળો, સદાચાર પાળો.

' શીલ ' એટલે સદાચરણ. તે શ્રાવકને માટે નીચે મુજબ છ પ્રકારનું હોય છે. શ્રીધર્મરત્ન-પ્રકરણ ગ્રંથમાં જણાવ્યું છે કે :—

(૧) ' आयतन-निषेवणम् ' – જિન-મંદિરાદિ આયતન કહેવાય છે, કારણ કે તેમાં જ્ઞાન-દર્શન-ચારિત્રનો લાભ થાય છે; તેનું સેવન કરવું, તે પ્રથમ શીલ.

(૨) ' परगृह-प्रवेशवर्जनम् ' – અનિવાર્ય કામ સિવાય બીજાના ઘરમાં પગ ન મૂકવો, તે બીજું શીલ.

(૩) 'अनुद्भटवेष:' – પહેરવેશ સાદો તથા સુઘડ રાખવો, તે ત્રીજું શીલ.

(૪) 'सविकारवचन-वर्जनम्' – વિકારોત્પાદક વચનો ન બોલવાં, તે ચોથું શીલ.

(૫) 'बालक्रीडा-परिवर्जनम्' – બાલચેષ્ટાઓનો ત્યાગ કરવો, તે પાંચમું શીલ.

(૬) 'मधुरनीत्या कार्यसाधनम्' – મધુર નીતિ વડે-મીઠી વાણીથી પોતાનું કાર્ય સાધવું, તે છઠ્ઠું શીલ.

तवो – [ तपः ] – તપ.

'તપ' શબ્દથી અહીં બાહ્ય અને આભ્યંતર તપો સમજવાનાં છે. તેની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૨૮.

अ – [ च ] – અને.

भावो – [ भावः ] – ભાવ, ભાવના.

મૈત્રી આદિ ચાર પ્રકારની 'ભાવના' માટે જુઓ સૂત્ર ૯. અનિત્યત્વાદિ બાર પ્રકારની 'ભાવના' માટે જુઓ સૂત્ર ૭.

सज्झाय-नमुक्कारो – [ स्वाध्याय नमस्कारौ: ] – સ્વાધ્યાય કરો અને નમસ્કાર-મંત્રની ગણના કરો.

વાચનાદિ પાંચ પ્રકારના સ્વાધ્યાય માટે જુઓ સૂત્ર ૨૮.

શ્રાવકે નમસ્કારમંત્રનાં સ્મરણ-પૂર્વક જાગૃત થવાનું છે

पर પ્રત્યે उपकार તે परोपकार. पर – અન્ય, બીજું. उपकार– ભલું કરવું તે. બીજાનું ભલું કરવું તે પરોપકાર કહેવાય છે. તેની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૧૮.

जयणा – [ यतना ] – જયણા, કાળજી કે સાવધાની રાખો.

यत् – યત્ન કરવો, પ્રયાસ કરવો, તે પરથી 'यतना' શબ્દ બનેલો છે. વિશિષ્ટ અર્થમાં તે જીવરક્ષા-અહિંસા-દયાના પાલન-સંબંધમાં બને તેટલી કાળજી કે સાવધાની રાખવાના અર્થમાં વપરાય છે, એટલે 'જયણા' કરવાનો અર્થ '**બનતા પ્રયાસે, બનતી કાળજીથી જીવદયાનું—અહિંસાનું પાલન કરવું**' એવો થાય છે.

શ્રાવકને સવા વિશ્વા (વસા)ની દયા કહેલી છે, તે આ જયણાના આધારે જ કહેલી છે. જો શ્રાવક પોતાની અનેક-વિધ પ્રવૃત્તિઓમાં આ જયણાનો સિદ્ધાંત સાચવે નહિ તો એ સવા વિશ્વા જેટલી દયાનું પાલન પણ મુશ્કેલ છે, તેથી શ્રાવકે 'જયણા' અવશ્ય કરવાની છે. જેમ કે—(૧) અણગળ પાણી વાપરવું નહિ; (૨) રહેવાની તથા વાપર-વાની જગા મુલાયમ પૂંજણીથી વાળવી; (૩) છાણાં, લાકડાં કે અન્ય જાતનું બળતણ બરાબર તપાસવું કે જેથી તેમાં કોઈ જીવ-જંતુ આવી જાય નહિ; (૪) અનાજને બરાબર સાફ કરવું, ચાળવું અને ઓછામાં ઓછી જીવોત્પત્તિ થાય તે રીતે સાચવી રાખવું, તથા તેનો ઉપયોગ કરતી વખતે તેમાં કોઈ પણ જીવ-જંતુ ચઢી નથી ગયું કે ઉત્પન્ન નથી થયું તેની

બરાબર ખાતરી કરવી; (૫) સડેલાં શાક-ભાજી વાપરવાં નહિ તથા સારાં શાક-ભાજીને સમારવામાં પણ કાળજી રાખવી જેથી તેમાં કોઈ જીવ-જંતુ કપાઈ જાય નહિ; (૬) ઘંટી તથા ખાંડણિયા વગેરેને પણ પૂંજીને જ વાપરવાં; (૭) એઠું મૂકવું નહિ; (૮) વધેલી રસોઈ એવી રીતે ન ફેંકવી કે જેથી ગંદકી થાય અને જીવોત્પત્તિ થાય; (૯) ઘી, તેલ, દૂધ વગેરેનાં ઠામો ઉઘાડાં રાખવાં નહિ; (૧૦) લોટ વગેરે કાલ-મર્યાદા કરતાં અધિક વખત રાખવાં નહિ; (૧૧) સાંઝે રાંધેલી વસ્તુઓ પૈકી ભાત, ખીચડી, દાળ, શાક વગેરે બીજા દિવસે સવારે વાપરવાં નહિ; (૧૨) પાણી જરૂરથી અધિક વાપરવું નહિ; (૧૩) અગ્નિ જરૂરથી અધિક પ્રકટાવવો નહિ; (૧૪) સીંઝણા વગેરે જરૂર કરતાં વધારે રાખવા નહિ; (૧૫) માલ-મિલકતની મર્યાદા કરવી; (૧૬) કોઈની સાથે બોલતી વખતે પૂરતો વિનય અને વિવેક જાળવવો; (૧૭) કોઈની સાથે લેણ-દેણ કરતી વખતે સામાનું અહિત થાય તે રીતે વર્તવું નહિ. આ પ્રમાણે નાના-મોટા તમામ વ્યવહારોમાં દયાધર્મનું પાલન થાય, તે રીતે અત્યંત કાળજી કે સાવધાનીથી વર્તવું.

जिण-पूआ – [ जिन-पूजा ] – જિનેશ્વરની પૂજા કરો.

શ્રાવકે જિનેશ્વરની અંગ-પૂજા, અગ્ર-પૂજા અને ભાવ-પૂજા એમ ત્રિવિધ પૂજા પ્રતિદિન કરવી જોઈએ. તેની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૧૯-૭.

जिण-थुणणं – [ जिन-स्तवनम् ] – જિન-સ્તવન કરો.

શ્રીજિનેશ્વરદેવનું સ્તવન કેવી રીતે કરવું જોઈએ? તેની વિગત માટે જુઓ: ભાગ પહેલો, પરિશિષ્ટ ત્રીજું.

गुरु-थुअ – [ गुरु-स्तवः ] – ગુરુની સ્તુતિ કરો.

સંસાર-સાગરનો પાર પામવા માટે ગુરુ-કૃપાની જરૂર છે, અને ગુરુ-કૃપા પ્રાપ્ત કરવા માટે તેમનો ઉચિત સત્કાર કરવાની આવશ્યકતા છે. આ સત્કારમાં ભક્ત, પાન, ઔષધ, વસ્ત્ર, પાત્ર, વસતિ વગેરેનાં દાનનો તથા સદ્ભૂતગુણ-કીર્તનરૂપ સ્તુતિનો સમાવેશ થાય છે.

साहम्मिआण वच्छल्लं – [ साधर्मिकाणां वात्सल्यम् ] – સમાન ધર્મવાળા પ્રત્યે પ્રેમભાવ રાખો.

'समानेन धर्मेण चरतीति साधर्मिकः' – સરખા ધર્મ વડે ચાલે–પોતાનું જીવન ગાળે તે સાધર્મિક. वात्सल्य – સ્નેહ, પ્રેમ કે આદરભાવ. શ્રાવક બીજાને જૈનધર્મ પાળતો જોઈને તેના પ્રત્યે જે સ્નેહ, પ્રેમ કે આદરભાવ બતાવે, તેને 'સાધર્મિક-વાત્સલ્ય' કહેવાય છે.

ववहारस्स य सुद्धी – [ व्यवहारस्य च शुद्धिः ] – અને વ્યવહાર-શુદ્ધિ રાખો. લેવડ-દેવડમાં પ્રામાણિકપણું જાળવો.

પૈસા કે માલની લેવડ-દેવડનો સંબંધ 'વ્યવહાર' કહેવાય છે. તેમાં શ્રાવકે પૂરેપૂરી પ્રામાણિકતા રાખવી જોઈએ. એટલે કે પૈસાને બદલે માલ આપવાનો હોય તે માલ બરાબર કહ્યા મુજબ, ભેળ-સેળ વિનાનો તથા સમય-સર આપવો જોઈએ અને બીજાનો માલ લેવા બદલ જે કાંઈ

પૈસા આપવાના હોય, તે બરાબર ચૂકવી આપવા જોઈએ, વળી કોઈએ પોતાને ત્યાં થાપણ મૂકી હોય, તો તે લેવા આવ્યેથી તે જ રૂપે પાછી આપવી જોઈએ અથવા પોતે કોઈની પાસેથી કરજે પૈસા લીધા હોય, તો વાયદા-મુજબ તે પૈસા પાછા આપવા જોઈએ. કદાચ કોઈ કારણસર તે સમય-સર પાછા આપવાનું ન બની શકે, તો સામા ધણીને વસ્તુ-સ્થિતિ બરાબર સમજાવી તેના મનનું સમાધાન થાય તે રીતે કરવું જોઈએ. ટૂંકમાં શ્રાવકની રીત-ભાત એવી હોવી જોઈએ કે તેની સાથે ગમે તે પ્રકારનો વ્યાપાર-ધંધો કરતાં કે લેવડ-દેવડનું કામ કરતાં સામા માણસને જરા પણ સંકોચ થાય નહિ. 'ધર્મનું મૂળ વ્યવહાર-શુદ્ધિ છે' એ વાત સદૈવ યાદ રાખવી ઘટે.

**रह-जत्ता** – [ रथ-यात्रा ] – રથ-યાત્રા કરો.

યોગ્ય રીતે શણગારેલા રથમાં શ્રીજિનેશ્વર ભગવાનની પ્રતિમાને સ્થાપન કરીને તે રથને નગરમાં ફેરવવો તે 'રથ-યાત્રા' કહેવાય છે. આવી 'રથ-યાત્રા' શ્રાવકે વરસમાં ઓછામાં ઓછી એક વાર કરવી જોઈએ.

**तित्थ-जत्ता** – [ तीर्थ-यात्रा ] – તીર્થની યાત્રા કરો.

શ્રાવકે વર્ષમાં એક વાર શત્રુંજય, ગિરનાર, આબુ, સંમેતશિખર વગેરે તીર્થો પૈકી એક કે વધારે 'તીર્થની યાત્રા' કુટુંબ સાથે કરવી જોઈએ. આવી યાત્રા કરવાથી ચાલુ સાંસારિક ઘરેડમાંથી નિવૃત્ત થવાય છે અને તીર્થની પવિત્ર

ભૂમિની સ્પર્શના થતાં તથા ત્યાં રહેલાં ભવ્ય મંદિરો અને મૂર્તિઓનાં દર્શન થતાં ચિત્ત નિર્મળ થાય છે.

'તીર્થ-યાત્રા'ની આવી પદ્ધતિથી કુટુંબની દરેક વ્યક્તિમાં ધર્મના સંસ્કારોનું આરોપણ થાય છે તથા તેનો ઉત્તરોત્તર વિકાસ થતો જાય છે.

સંઘ કાઢીને 'તીર્થ-યાત્રા' કરવાનું પણ આ દૃષ્ટિએ ઉત્તમ ગણાય છે.

**उवसम-विवेग-संवर** – [ उपशमः विवेकः संवरः ] – ઉપશમ, વિવેક અને સંવરને ધારણ કરો.

'उपशम' એટલે કષાયની ઉપશાંતિ. વધારે સ્પષ્ટ કહીએ તો ક્રોધ, માન, માયા અને લોભનું અત્યંત શાંત થઈ જવું તે 'ઉપશમ' કહેવાય છે. આ 'ઉપશમ'નાં મુખ્ય લક્ષણો ક્ષમા, નમ્રતા, સરલતા અને સંતોષ છે. એટલે શ્રાવક ક્ષમાવાન હોય, નમ્ર હોય, સરલ હોય અને સંતોષી હોય.

'વિવેક' એટલે સત્યાસત્યની પરીક્ષા કે કર્ત્તવ્યાકર્ત્તવ્યની સમજણ. એને સાદી ભાષામાં સદ્બુદ્ધિ કહી શકાય. એટલે શ્રાવક સદૈવ સદ્બુદ્ધિ રાખે.

'संवर' એટલે નવાં કર્મો બંધાતાં અટકે તે જાતની પ્રવૃત્તિ. 'संवृणोति कर्म अनेन इति संवरः' – 'અટકે છે કર્મ જેનાથી તે સંવર.'

'ઉપશમ'થી કષાયો પાતળા પડે છે, તેથી સમ્યગ્‌-દર્શનનો લાભ થાય છે; 'વિવેક'થી તત્ત્વબુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેથી સમ્યગ્જ્ઞાનનો લાભ થાય છે; અને 'સંવર'થી નવાં કર્મો બંધાતાં અટકે છે, તેથી સમ્યક્ચારિત્રનો લાભ થાય છે. આમ આ ત્રણ પદોમાં રત્નત્રયીનાં બીજો રહેલાં છે.

**भासा-समिई** – [ भाषासमिति: ] – બોલવામાં સાવધાની રાખો.

શ્રાવક જે વચન બોલે તે પ્રિય હોય, પથ્ય હોય અને તથ્ય પણ હોય. એટલે કે તે ( ૧ ) કઠોર ભાષાનો પ્રયોગ કરે નહિ કે અપશબ્દો બોલે નહિ. ( ૨ ) જે હિતકારી હોય તેવું જ બોલે અને અહિતકર બોલવા કરતાં મૌન રહેવાનું વધારે પસંદ કરે. ( ૩ ) જે વાત જેવી હોય તેવા પ્રકારે કરે પણ તેમાં ભેળ-સેળ કરીને તેના મૂળ આશયને વિકૃત ન કરે.

**छज्जीव-करुणा** – [ षड्जीव-करुणा ] – છ કાયાના જીવો પ્રત્યે કરુણા રાખો.

આ જગતનાં સમસ્ત પ્રાણીઓ છ-કાયમાં વહેંચાયેલાં છે. તે આ રીતે : "( ૧ ) પૃથ્વીકાય, ( ૨ ) અપ્કાય, ( ૩ ) તેજસ્કાય, ( ૪ ) વાયુકાય, ( ૫ ) વનસ્પતિકાય અને ( ૬ ) ત્રસકાય." આ છયે કાયના જીવો પ્રત્યે કરુણા રાખવી એ શ્રાવકનું કર્તવ્ય છે. તાત્પર્ય કે ગૃહસ્થાશ્રમને ચલાવી રહેલો શ્રાવક સ્થૂલહિંસાથી તો સદંતર બચી શકતો નથી, પરંતુ મનમાં બને તેટલો કરુણાનો ભાવ રાખીને અહિંસા ધર્મનું પાલન કરી શકે છે.

धम्मिअजण-संसग्गो – [ धार्मिकजन-संसर्ग: ] – ધાર્મિક માણસોનો સહવાસ રાખો, ધર્મનિષ્ઠ મનુષ્યોનો સંગ કરો.

धार्मिक એવો जन તે धार्मिकजन, તેનો संसर्ग તે धार्मिक-जन-संसर्ग. धार्मिक – ધર્મ-પરાયણ, ધર્મ-નિષ્ઠ. संसर्ग – સહ-વાસ, સોબત, સંગ. ધર્મ-પરાયણ કે ધર્મ-નિષ્ઠ માણસોની સાથે વધારે વખત રહેવું અથવા તેમના પરિચયમાં વિશેષ આવવું તે धार्मिकजन-संसर्ग કહેવાય છે. 'સોબત તેવી અસર' અને 'આહાર તેવો ઓડકાર' વગેરે ઉક્તિઓ આ સિદ્ધાંતનું સમર્થન કરે છે.

करण-दमो – [ करण-दम: ] – ઇંદ્રિયોનું દમન કરો.

પાંચ ઇંદ્રિયો અને તેના વિષયો સંબંધી જુઓ સૂત્ર ૨-૪. તથા પાંચ ઇંદ્રિયો પર જય મેળવવા માટે જુઓ સૂત્ર ૯-૫.

चरण-परिणामो – [ चरण-परिणाम: ] – ચારિત્ર લેવાની ભાવના રાખો.

चरणनो परिणाम તે चरण-परिणाम. चरण – ચારિત્ર. परिणाम – ભાવના, મનોરથ.

શ્રાવકે સૂતી વખતે ધર્મ તથા ચારિત્ર-સંબંધી નીચે પ્રમાણે મનોરથો કરવાના હોય છે:–

"सावय-घरंमि वर हुज्ज, चेडओ नाण-दंसण-समेओ ।
मिच्छत्त-मोहिअ-मई, मा राया चक्कवट्टी वि ॥ १ ॥

कइआ संविग्गाणं, गीअत्थाणं गुरूण पय-मूले ।
सयणाइ-संग-रहिओ, पव्वज्जं संपवज्जिस्सं ? ॥ २ ॥
भय-भेरव-निक्कंपो, सुसाणमाईसु विहिअ-उस्सग्गो ।
तव-तणु-अंगो कइआ, उत्तमचरिअं चरिस्सामि ? ॥ ३ ॥"

"શ્રાવકના ઘરમાં જ્ઞાન-દર્શનધારી દાસ ભલે થાઉં, પરંતુ મિથ્યાત્વથી મોહિત થયેલી બુદ્ધિવાળો ચક્રવર્તી રાજા પણ ન થાઉં. હું સ્વજનાદિકનો સંગ મૂકીને ક્યારે ગીતાર્થ ગુરુના ચરણ-કમલ પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરીશ ? હું તપસ્યાથી દુર્બલ શરીરવાળો થઈને ક્યારે ભયથી અથવા ઘોર ઉપસર્ગથી ન ડરતાં સ્મશાન વગેરેને વિષે કાયોત્સર્ગ કરી ઉત્તમ પુરુષોની કરણી કરીશ ?"

संघोवरि बहुमाणो – [ सङ्घोपरि बहुमानः ] – સંઘ પ્રત્યે બહુમાન રાખો.

સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાના બનેલા ચતુર્વિધ ધર્મસંઘને સામાન્ય રીતે 'સંઘ' શબ્દથી જ ઓળખવામાં આવે છે. આ 'સંઘ' તીર્થરૂપ હોવાથી તેમ જ ધર્મનો મુખ્ય આધાર હોવાથી તેના પ્રત્યે શ્રાવકે બહુમાનની લાગણી રાખવી જોઈએ.

पुत्थय-लिहणं – [ पुस्तक-लेखनम् ] – પુસ્તકો લખાવો.

શ્રાવકે ન્યાયોપાર્જિત ધન વડે ધર્મ-સંબંધી 'પુસ્તકો' લખાવવાં. ઉપલક્ષણથી તે સંઘરવાં અને સુરક્ષિત રાખવાં. તેનાં ફલ સંબંધી કહ્યું છે કે :—

"न ते नरा दुर्गतिमाप्नुवन्ति, न मूकतां नैव जडस्वभावम्।
न चान्धतां बुद्धिविहीनतां च, ये लेखयन्तीह जिनस्य वाक्यम्॥"

'જે મનુષ્યો શ્રીજિનેશ્વર દેવનાં વચનો (આગમો)ને લખાવે છે, તેઓ દુર્ગતિને પામતા નથી, તેમ જ જન્માંતરમાં મૂંગાપણું, જડસ્વભાવ, અંધત્વ કે બુદ્ધિ-હીનતાને પામતા નથી.'

સુશ્રાવકોએ આજ સુધીમાં લાખો રૂપિયાનો ખર્ચ કરીને ધાર્મિક 'ગ્રંથો' લખાવ્યા છે તથા તેનો સંગ્રહ કરીને તેને સુરક્ષિત રાખવા માટે ખાસ ભંડારો બનાવેલા છે. આવા ભંડારો પાટણ, અમદાવાદ, ખંભાત, વડોદરા, સૂરત, લિંબડી, જામનગર(સૌરાષ્ટ્ર), તથા જેસલમેર(મારવાડ) વગેરે સ્થળોએ આજે પણ જોવામાં આવે છે.

આ ભંડારોમાં સંઘરાયેલાં પુસ્તકોને લીધે પ્રાચીન સાહિત્ય આપણા સુધી પહોંચી શક્યું છે અને તે જ પરંપરા ચાલુ રહેતાં ભવિષ્યમાં અનેક પેઢીઓ તેનો લાભ લઈ શકશે. એટલે પુસ્તકો લખાવવાની તથા સુરક્ષિત રાખવાની પ્રવૃત્તિ જ્ઞાન-પૂજાનું એક અનિવાર્ય અંગ હોઈ સુશ્રાવકે તેમાં યથા-શક્તિ પ્રવૃત્ત થવાનું છે.

**पभावणा तित्थे** – [प्रभावना तीर्थे] – તીર્થની પ્રભાવના કરો, ધર્મની જાહોજલાલી વધે તેમ કરો.

'પ્રભાવના' શબ્દની વિગત માટે જુઓ સૂત્ર ૨૮-૪.

सड्ढाण – [ श्राद्धानाम् ] – શ્રાવકોનું.

किच्चमेअं – [ कृत्यम् एतत् ] – એ કૃત્ય છે, એ કર્તવ્ય છે.

निच्चं – [ नित्यम् ] – નિત્ય, પ્રતિદિન.

सुगुरूवएसेणं – [ सुगुरूपदेशेन ] – સદ્ગુરુના ઉપદેશથી.

### (૫) અર્થ-નિર્ણય

સરલ છે.

### (૬) અર્થ-સંકલના

હે ભવ્ય જીવો! તમે જિનેશ્વરની આજ્ઞાને માનો, મિથ્યાત્વનો ત્યાગ કરો, સમ્યક્ત્વને ધારણ કરો અને પ્રતિદિન છ પ્રકારનાં આવશ્યક કરવામાં ઉદ્યમવંત બનો. ૧.

વળી પર્વના દિવસોમાં પોષધ કરો, દાન આપો, સદાચાર પાળો, તપનું અનુષ્ઠાન કરો, મૈત્રી આદિ ઉત્તમ પ્રકારની ભાવના ભાવો, પાંચ પ્રકારના સ્વાધ્યાયમાં મગ્ન બનો, નમસ્કારમંત્રની ગણના કરો, પરોપકાર-પરાયણ બનો અને બને તેટલું દયાનું પાલન કરો. ૨.

પ્રતિદિન જિનેશ્વરદેવની પૂજા કરો, નિત્ય જિનેશ્વરદેવનું સ્તવન કરો, હમેશા ગુરુદેવની સ્તુતિ કરો, નિરંતર સાધર્મિક ભાઈઓ પ્રત્યે વાત્સલ્ય દાખવો, વ્યવહારની શુદ્ધિ જાળવો તથા રથ-યાત્રા ને તીર્થ-યાત્રા કરો. ૩.

કષાયોને શાંત પાડો, સત્યાસત્યની પરીક્ષા કરો, સંવરની કરણી કરો, બોલવામાં સાવધાની રાખો, છ કાયના

જીવો પ્રત્યે કરુણાવંત બનો, ધાર્મિક જનોનો સહવાસ રાખો, ઇંદ્રિયોનું દમન કરો તથા ચારિત્ર લેવાનો પરિણામ રાખો. ૪.

સંઘ ઉપર બહુમાન રાખો, ધાર્મિક પુસ્તકો લખાવો અને તીર્થની પ્રભાવના કરો. આ શ્રાવકનાં નિત્ય-કૃત્યો છે, જે સદ્દગુરુના ઉપદેશથી જાણવા યોગ્ય છે.

## (૭) સૂત્ર-પરિચય

સૂત્ર-સિદ્ધાંતનું મૂળ રહસ્ય સર્વ કોઈ સારી રીતે સમજી શકે તે માટે તેમાં દર્શાવેલા નાના-મોટા અનેક વિષયો પર ગીતાર્થોએ કુલકો અને સ્વાધ્યાયોની રચના કરેલી છે. આવાં કુલકો અને સ્વાધ્યાયોનું ખાસ પઠન-પાઠન સામાયિક વખતે તથા પ્રતિક્રમણની ક્રિયામાં છ આવશ્યકો થઈ રહ્યા પછી કરવામાં આવે છે. પ્રસ્તુત સૂત્ર આવો જ એક સ્વાધ્યાય છે કે જે તેમાં દર્શાવેલા વિચારો પરથી 'सड्ढनिच्च-किच्च-सज्झाओ' એટલે "श्रावक-नित्य-कृत्य-स्वाध्याय' તરીકે ઓળખાય છે. તેના પ્રથમ શબ્દો પરથી તે 'મન્નહ જિણાણં' કે 'મન્હ જિણાણં'ની સજ્ઝાય પણ કહેવાય છે.

આ સ્વાધ્યાય પૌષધવ્રતમાં તથા પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણના આગલા દિવસે પ્રતિક્રમણ-પ્રસંગે બોલાય છે. તેમાં શ્રીજિનેશ્વરદેવનાં શાસનને માનનારા શ્રાવકે કેવાં કામો કરવાં જોઈએ, તેનું ટૂંકું પરંતુ સમુચ્ચયરૂપ દર્શન કરાવવામાં આવ્યું છે. આ દર્શનનો સાર એ છે કે:—

(૧૩) બને તેટલી 'તપશ્ચર્યા' કરવી અને તે વડે દેહ તથા મનની શુદ્ધિ કરવાનો પ્રયત્ન કરવો.

(૧૪) "મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય" ભાવનાનું રહસ્ય વિચારી તે તે પ્રકારની 'ભાવના' ભાવવી. અથવા અનિત્યત્વાદિ બાર પ્રકારની ભાવના ભાવવી.

(૧૫) ગુરુ પાસે ધાર્મિક અભ્યાસ કરવો તથા મનનીય પુસ્તકો વાંચવાં-વિચારવાં; અને શક્ય હોય તો સમજાયેલું તત્ત્વ બીજાને પણ અધિકાર જોઈને યોગ્ય શૈલીથી સમજાવવું.

(૧૬) પ્રતિદિન નમસ્કાર-મંત્રની યથાવિધિ ગણના કરવી.

(૧૭) પરોપકાર-બુદ્ધિ રાખવી.

(૧૮) દરેક કામ સાવધાની-પૂર્વક કરવું. બને તેટલી દયા પાળવી.

(૧૯) શ્રીજિનેશ્વરની નિત્ય ત્રિકાલપૂજા કરવી.

(૨૦) શ્રીજિનેશ્વરદેવનાં નામનો નિત્ય જાપ કરવો, તથા તેમના ગુણોનું કીર્તન કરવું.

(૨૧) સદ્‌ગુરુના ગુણોની સ્તુતિ કરવી.

(૨૨) સાધર્મિક ભાઈ-બહેનો પ્રત્યે પૂરી લાગણી રાખવી.

(૨૩) વ્યવહાર શુદ્ધ રાખવો, એટલે કે પ્રામાણિક રહેવું.

(૨૪) શ્રીજિનેશ્વરદેવની રથ-યાત્રાનો મહોત્સવ કરવો.

(૨૫) પ્રતિવર્ષ કુટુંબ સાથે તીર્થ-યાત્રા કરવા જવું.

(૨૬) કષાયોને પાતળા પાડવા.

(૨૭) વિવેક રાખવો, એટલે કે સત્યાસત્યનો તેમ જ હિતાહિતનો નિર્ણય કરવો.

(૨૮) સંવરની કરણી કરવી, સામાયિક વગેરે કરવાં.

(૨૯) બોલવામાં સાવધાની રાખવી. પ્રિય, પથ્ય તથા તથ્ય બોલવું.

(૩૦) છયે કાયના જીવો પ્રત્યે કરુણા રાખવી, એટલે કે નિર્ધ્વંસ(કઠોર)-પરિણામી થવું નહિ.

(૩૧) ધર્મ-પરાયણ મનુષ્યોનો સંગ કરવો—સત્સંગ કરવો.

(૩૨) ઇંદ્રિયો પર કાબૂ મેળવવો.

(૩૩) ચારિત્રની ભાવના રાખવી. પ્રતિદિન સૂતી વખતે શ્રાવકે કરવા યોગ્ય મનોરથો કરવા.

(૩૪) સંઘનું બહુમાન કરવું. સંઘની આજ્ઞાને શિરોધાર્ય કરવી.

(૩૫) ધાર્મિક પુસ્તકો લખાવવાં તથા તેનો યથાશક્તિ પ્રચાર કરવો.

(૩૬) જૈનશાસનની પ્રભાવના થાય તેવાં સઘળાં કામો કરવાં.

આ કૃત્યો બરાબર ખ્યાલમાં રહે અને તે પ્રમાણે જીવન ગાળવામાં આવે તો શ્રાવક ઉત્તરોત્તર પોતાનો આત્મ-વિકાસ સાધી શકે અને જ્ઞાન, દર્શન તથા ચારિત્રની આરાધના માટે યોગ્યતા મેળવી શકે.

આ સૂત્ર પર તપાગચ્છમાં થયેલા ધર્મહંસવાચકના શિષ્ય ઇંદ્રહંસે વિ. સં. ૧૫૫૫માં ઉપર્યુક્ત ૩૬ કૃત્યોને અનુસરતી કથાઓ સાથે 'ઉપદેશકલ્પવલ્લી' નામની સંસ્કૃત વૃત્તિ રચી છે.* તથા તપાગચ્છીય શ્રીવિજયસેનસૂરિના શિષ્ય શ્રીવિનયકુશલે વિ. સં. ૧૬૫૨ની આસપાસ વૃત્તિ રચેલી છે.

## ( ૮ ) આધાર-સ્થાન

આ સ્વાધ્યાયનું આધાર-સ્થાન શ્રીધર્મઘોષસૂરિશિષ્ય આચાર્ય શ્રીમહેન્દ્રસૂરિએ રચેલી 'વિચારસત્તરી'નું અગિયારમું દ્વાર હોય તેમ જણાય છે. તેમનો સત્તાસમય મનઃસ્થિરીકરણ પ્રકરણ, સારસંગ્રહ અને પરિગ્રહપ્રમાણમાં ઉપલબ્ધ થતી ગાથાઓ પરથી વિક્રમની તેરમી સદી સંભવે છે.+

---

* પં. હી. હં. તરફથી વિ. સં. ૧૯૭૪માં પ્રકાશિત થયેલ છે.

+ सिरिजयसिंहमुणीसरवरकमलाण धम्मसूरीण ।
तच्चरणमहुयराणं महिंदसूरीण पासंमि ॥ ९८ ॥
[ बारचुलसीए । ] बारसतेयासीए ॥

## ४६ सकल-तीर्थ-वन्दना

### (१) મૂલપાઠ

( चोपाई )

सकल तीर्थ वंदुं कर जोड, जिनवर-नामे मंगल कोड ।
पहेले स्वर्गे लाख बत्रीश, जिनवर-चैत्य नमुं निशदिश ॥ १॥

बीजे लाख अट्ठावीश कह्यां, त्रीजे बार लाख सद्दह्यां ।
चोथे स्वर्गे अड लक्ख धार, पांचमे वंदुं लाख ज चार ॥ २॥

छट्ठे स्वर्गे सहस पचास, सातमे चालीश सहस प्रासाद ।
आठमे स्वर्गे छ हजार, नव दशमे वंदुं शत चार ॥ ३॥

अग्यार-बारमे त्रणसें सार, नव ग्रैवेयके त्रणसें अढार ।
पांच अनुत्तर सर्वे मली, लाख चोराशी अधिकां वली ॥ ४॥

सहस सत्ताणुं त्रेवीश सार, जिनवर-भवन तणो अधिकार ।
लांबां सो जोजन विस्तार, पचास उंचां बहोंतेर धार ॥ ५॥

एकसो एंशी बिंब प्रमाण, सभा-सहित एक चैत्ये जाण ।
सो कोड बावन कोड संभाल, लाख चोराणुं सहस-
चौंआल ॥ ६॥

सातसें उपर साठ विशाल, सवि बिंब प्रणमुं त्रण काल ।
सात कोड ने वहोंतेर लाख, भवनपतिमां देवल भाख ॥ ७॥

एकसो एंशी बिंब प्रमाण, एक एक चैत्ये संख्या जाण ।
तेरसें कोड नेव्याशी कोड, साठ लाख वंदुं कर जोड ॥ ८ ॥

बत्रीसें ने ओगणसाठ, तिर्छालोकमां चैत्यनो पाठ ।
त्रण लाख एकाणुं हजार, त्रणसें वीश ते बिंब जुहार ॥ ९ ॥

व्यन्तर ज्योतिषीमां वली जेह, शाश्वता जिन वंदुं तेह ।
ऋषभ चन्द्रानन वारिषेण, वर्द्धमान नामे गुण-सेण ॥ १० ॥

संमेतशिखर वंदुं जिन वीश, अष्टापद वंदुं चोवीश ।
विमलाचल ने गढ गिरनार, आबु उपर जिनवर जुहार ॥ ११ ॥

शंखेश्वर केसरियो सार, तारंगे श्रीअजित जुहार ।
अंतरिक्ख वरकाणो पास, जीराउलो ने थंभण पास ॥ १२ ॥

गाम नगर पुर पाटण जेह, जिनवर-चैत्य नमुं गुण-गेह ।
विहरमाण वंदुं जिन वीश, सिद्ध अनन्त नमुं निश-दिश ॥ १३ ॥

अढीद्वीपमां जे अणगार, अढार सहस सीलांगना धार ।
पंच महाव्रत समिति सार, पाले पलावे पंचाचार ॥ १४ ॥

बाह्य अभ्यंतर तप उजमाल, ते मुनि वंदुं गुण-मणि-माल ।
नित नित उठी कीर्ति करुं, जीव कहे भव-सायर तरुं ॥ १५ ॥

### ( ૨-૩ ) સંસ્કૃત અને ગુજરાતી છાયા

આ સ્તવન ગુજરાતી ભાષામાં હોવાથી તેની સંસ્કૃત તથા ગુજરાતી છાયા આપેલી નથી.

### (૪) સામાન્ય અને વિશેષ અર્થ

સરલ છે.

### (૫) અર્થ-નિર્ણય

સરલ છે.

### (૬) અર્થ-સંકલના

બધાં તીર્થોને હું વંદન કરું છું, કારણ કે શ્રીજિનેશ્વર પ્રભુનાં નામથી ક્રોડો મંગલ પ્રવર્તે છે. હું હમેશા શ્રીજિનેશ્વરનાં ચૈત્યોને નમસ્કાર કરું છું. (તે આ રીતે.) પહેલા દેવલોકમાં [રહેલાં] બત્રીસ લાખ જિન-ભવનને હું વાંદું છું. ૧.

બીજા દેવલોકમાં અઠ્ઠાવીસ લાખ, ત્રીજા દેવલોકમાં બાર લાખ, ચોથા દેવલોકમાં આઠ લાખ અને પાંચમા દેવલોકમાં ચાર લાખ જિન-ભવનને હું વાંદું છું. ૨.

છઠ્ઠા દેવલોકમાં પચાસ હજાર, સાતમા દેવલોકમાં ચાળીસ હજાર, આઠમા દેવલોકમાં છ હજાર, નવમા દેવલોકમાં ચારસો અને દસમા દેવલોકમાં ચારસો જિન-ભવનોને હું વાંદું છું. ૩.

અગિયારમા દેવલોકમાં ત્રણસો, બારમા દેવલોકમાં ત્રણસો, નવ ગ્રૈવેયકમાં ત્રણસોને અઢાર તથા પાંચ અનુત્તર વિમાનમાં પાંચ જિન-ભવન મળીને ચોરાશી લાખ, સત્તાણું

હજાર અને ત્રેવીશ જિન-ભવનો છે, તેને વાંદું છું કે જેનો અધિકાર શાસ્ત્રોમાં વર્ણવેલો છે. આ જિન-ભવનો સો જોજન લાંબાં, પચાસ જોજન ઊંચાં અને બહોંતેર જોજન પહોળાં સમજવાં. ૪-૫.

આ દરેક જિન-ભવન અથવા ચૈત્યમાં સભા-સહિત ૧૮૦ જિન-બિંબોનું પ્રમાણ છે. એ રીતે સર્વ મળીને સો ક્રોડ, બાવન ક્રોડ (એક અબજ), ચોરાણું લાખ, ચુંમાળીસ હજાર, સાતસો અને સાઠ (૧૫૨૯૪૪૭૬૦) વિશાલ જિનપ્રતિમાઓને સંભારીને ત્રણે ય કાલ હું પ્રણામ કરું છું. ભવનપતિના આવાસોમાં સાત ક્રોડ ને બોંતેર લાખ (૭૭૨૦૦૦૦૦)જિન-ચૈત્યો કહેલાં છે. ૬-૭.

તે દરેક ચૈત્યમાં એકસો ને એંશી બિંબો હોય છે, તેથી બધાં મળીને તેરસો ક્રોડ (તેર અબજ) નેવ્યાશી ક્રોડ અને સાઠ લાખ (૧૩૮૯૬૦૦૦૦૦૦) જિન-બિંબો થાય છે, જેને હાથ જોડીને હું વંદન કરું છું. ૮.

તિરછા-લોક એટલે મનુષ્ય-લોકમાં ત્રણ હજાર, બસોને ઓગણસાઠ (૩૨૫૯) શાશ્વત ચૈત્યોનું વર્ણન આવે છે, જેમાં ત્રણ લાખ એકાણું હજાર, ત્રણસોને વીસ (૩૯૧૩૨૦) જિન-પ્રતિમાઓ છે, તેને હું વંદન કરું છું. ૯.

આ ઉપરાંત વ્યંતર અને જ્યોતિષી દેવોના નિવાસમાં જે જે શાશ્વતાં જિન-બિંબો છે, તેને પણ હું વંદન કરું છું.

ગુણોની શ્રેણિથી ભરેલાં ચાર શાશ્વત જિન-બિંબોનાં શુભ નામ–૧ શ્રીઋષભ, ૨ ચન્દ્રાનન, ૩ વારિષેણ અને ૪ વર્દ્ધમાન છે. ૧૦.

સંમેતશિખર ઉપર વીસ તીર્થંકરોની પ્રતિમાઓ છે, અષ્ટાપદ ઉપર ચોવીસ તીર્થંકરોની પ્રતિમાઓ છે તથા શત્રુંજય, ગિરનાર અને આબૂ ઉપર પણ ભવ્ય જિન-મૂર્તિઓ છે. તે સઘળીને હું વંદન કરું છું. ૧૧.

વળી શંખેશ્વર, કેશરિયાજી વગેરેમાં પણ જુદા જુદા તીર્થંકરોની પ્રતિમાઓ છે; તેમજ તારંગા ઉપર શ્રીઅજિત-નાથજીની પ્રતિમા છે, તે સર્વને હું વંદન કરું છું. તે જ રીતે અંતરીક્ષ પાર્શ્વનાથ, જીરાવલા પાર્શ્વનાથ અને થંભણ (સ્તંભન) પાર્શ્વનાથનાં તીર્થો પણ પ્રસિદ્ધ છે, તે સઘળાંને હું વંદન કરું છું. ૧૨.

તે ઉપરાંત જુદા જુદા ગામોમાં, નગરોમાં, પુરોમાં અને પાટણમાં ગુણનાં ગૃહરૂપ જે જે જિનેશ્વર પ્રભુનાં ચૈત્યો હોય, તેને હું વંદન કરું છું. વળી વીસ વિહરમાણ જિનો તથા આજ સુધીમાં થઈ ગયેલા અનંત સિદ્ધોને હું હમેશા નમસ્કાર કરું છું. ૧૩.

અઢીદ્વીપમાં જે સાધુઓ અઢાર હજાર શીલાંગ-રથને ધારણ કરનારા છે; પાંચ મહાવ્રત, પાંચ સમિતિ તથા પાંચ આચારને સ્વયં પાળનારા છે અને બીજાઓની પાસે પણ પળાવનારા છે, તથા જેઓ બાહ્ય અને આભ્યંતર તપમાં

ઉદ્યમવાળા છે, તેવા ગુણોરૂપી રત્નોની માળાને ધારણ કરનારા મુનિઓને હું વંદન કરું છું. ૧૪.

જીવ–[શ્રીજીવવિજયજી મહારાજ] કહે છે કે નિત્ય પ્રાતઃકાળમાં ઊઠીને આ બધાનું કીર્તન કરતાં હું ભવસાગર તરી જઈશ.

## (૯) સૂત્ર-પરિચય

પ્રાતઃકાલનાં પ્રતિક્રમણમાં છ આવશ્યક પૂરાં થયાં પછી પ્રભાતમાં વંદન કરવા યોગ્ય—પ્રાતઃસ્મરણીય ત્રણે લોકમાં રહેલાં શાશ્વત ચૈત્યો, શાશ્વત જિનબિંબો, વર્તમાન તીર્થો, વિહરમાણ જિનો, સિદ્ધો અને સાધુઓને વંદન કરવાના હેતુથી આ સૂત્ર બોલવામાં આવે છે. તેના પ્રથમ શબ્દો પરથી તે 'સકલતીર્થ-વંદના' કે 'સકલ તીરથ'ના નામથી પણ ઓળખાય છે.

સ્વર્ગ, પાતાળ અને મર્ત્યલોકમાં રહેલાં શાશ્વત ચૈત્યો અને શાશ્વત બિંબોની સંખ્યા અનુક્રમે નીચે મુજબ છે:–

### (૧) શાશ્વત જિન-ચૈત્યો તથા જિન-બિંબો.

| લોક | શાશ્વત ચૈત્યો | શાશ્વત જિન-બિંબો |
|---|---|---|
| સ્વર્ગ, | ૮૪૯૭૦૨૩ | ૧૫૨૯૪૪૭૬૦ |
| પાતાળ અથવા ભવન-પતિના આવાસમાં, | ૭૭૨૦૦૦૦૦ | ૧૩૮૯૬૦૦૦૦૦ |
| મર્ત્યલોકમાં, | ૩૨૫૯ | ૩૯૧૩૨૦ |

( ૨ ) સ્વર્ગમાં રહેલાં શાશ્વત જિન-ચૈત્યો તથા શાશ્વત જિન-બિંબો :—

| નામ | પ્રાસાદ-સંખ્યા | પ્રત્યેક પ્રાસાદમાં રહેલી પ્રતિમાની સં. | કુલ બિંબો |
|---|---|---|---|
| પહેલા દેવલોકે | ૩૨૦૦૦૦૦ | ૧૮૦ | ૫૭૬૦૦૦૦૦૦ |
| બીજા દેવલોકે | ૨૮૦૦૦૦૦ | ૧૮૦ | ૫૦૪૦૦૦૦૦૦ |
| ત્રીજા દેવલોકે | ૧૨૦૦૦૦૦ | ૧૮૦ | ૨૧૬૦૦૦૦૦૦ |
| ચોથા દેવલોકે | ૮૦૦૦૦૦ | ૧૮૦ | ૧૪૪૦૦૦૦૦૦ |
| પાંચમા દેવલોકે | ૪૦૦૦૦૦ | ૧૮૦ | ૭૨૦૦૦૦૦૦ |
| છઠ્ઠા દેવલોકે | ૫૦૦૦૦ | ૧૮૦ | ૯૦૦૦૦૦૦ |
| સાતમા દેવલોકે | ૪૦૦૦૦ | ૧૮૦ | ૭૨૦૦૦૦૦ |
| આઠમા દેવલોકે | ૬૦૦૦ | ૧૮૦ | ૧૦૮૦૦૦૦ |
| નવમા દેવલોકે<br>દસમા દેવલોકે | ૪૦૦ | ૧૮૦ | ૭૨૦૦૦ |
| અગિયારમા દેવલોકે<br>બારમા દેવલોકે | ૩૦૦ | ૧૮૦ | ૫૪૦૦૦ |
| નવ ગ્રૈવેયકમાં | ૩૧૮ | ૧૨૦ | ૩૮૧૬૦ |
| અનુત્તર વિમાનમાં | ૫ | ૧૨૦ | ૬૦૦ |
| કુલ | ૮૪૯૭૦૨૩ | | ૧૫૨૯૪૪૪૭૬૦ |

દેવલોકનાં પ્રત્યેક ચૈત્યમાં ૧૮૦ બિંબની ગણતરી નીચેનાં ધોરણે કરવામાં આવે છે:-

દરેક દેવલોકમાં પાંચ સભાઓ હોય છે, તે આ રીતે:- (૧) મજ્જન-સભા, (૨) અલંકાર-સભા, (૩) સુધર્મ-સભા, (૪) સિદ્ધાયતન-સભા અને (૫) વ્યવસાય-સભા. એ દરેક સભાને ત્રણ દ્વાર હોય છે, એટલે પાંચે સભાનાં બધાં મળીને પંદર દ્વાર હોય છે. એ દરેક દ્વાર પર ચૌમુખબિંબ

હોય છે, એટલે પાંચ સભાસાં કુલ ૬૦ બિંબો હોય છે. હવે દરેક દેવલોકમાં રહેલું ચૈત્ય પણ ત્રણ દ્વારવાળું જ હોય છે, અને તે દરેક દ્વાર પર ચોમુખજી હોય છે, એટલે તેમાં કુલ ૧૨ બિંબો હોય છે, અને તે ચૈત્યના ગભારામાં ૧૦૮ જિન-બિંબો હોય છે, જે મળીને ચૈત્યમાં રહેલાં બિંબોની કુલ સંખ્યા ૧૨૦ની થાય છે.

સભાનાં ૬૦ તથા ચૈત્યનાં ૧૨૦ બિંબો મળીને કુલ ૧૮૦ બિંબો થાય છે.

નવ ગ્રૈવેયક તથા અનુત્તરવિમાનોમાં સભાઓ હોતી નથી, તેથી તેમાં ૧૨૦ બિંબો જ હોય છે.

( ૩ ) પાતાળલોકમાં રહેલાં શાશ્વત ચૈત્યો તથા શાશ્વત બિંબો.

| નામ | પ્રાસાદ-સંખ્યા | દરેક પ્રાસાદમાં રહેલી પ્ર. સંખ્યા | કુલ બિંબો |
|---|---|---|---|
| ( ભવનપતિઓ ) | | | |
| ૧ અસુર નિકાય | ૬૪૦૦૦૦૦ | ૧૮૦ | ૧૧૫૨૦૦૦૦૦૦ |
| ૨ નાગકુમાર | ૮૪૦૦૦૦૦ | ૧૮૦ | ૧૫૧૨૦૦૦૦૦૦ |
| ૩ સુપર્ણકુમાર | ૭૨૦૦૦૦૦ | ૧૮૦ | ૧૨૯૬૦૦૦૦૦૦ |
| ૪ વિદ્યુતકુમાર | ૭૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૩૬૮૦૦૦૦૦૦ |
| ૫ અગ્નિકુમાર | ૭૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૩૬૮૦૦૦૦૦૦ |
| ૬ દ્વીપકુમાર | ૭૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૩૬૮૦૦૦૦૦૦ |
| ૭ ઉદધિકુમાર | ૭૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૩૬૮૦૦૦૦૦૦ |
| ૮ દિક્કુમાર | ૭૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૩૬૮૦૦૦૦૦૦ |
| ૯ પવનકુમાર | ૯૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૭૨૮૦૦૦૦૦૦ |
| ૧૦ સ્તનિતકુમાર | ૭૬૦૦૦૦૦ | ૧૮૦ | ૧૩૬૮૦૦૦૦૦૦ |
| | ૭૭૨૦૦૦૦૦ | | ૧૩૮૯૬૦૦૦૦૦ |

મનુષ્યલોકમાં શાશ્વત ચૈત્યોની સંખ્યા ૩૨૫૯ માનવામાં આવી છે, તેમાં ૬૦ ચૈત્યો ૪ દ્વારવાળાં હોય છે, એટલે તેમાં રહેલાં જિન-બિંબોની સંખ્યા ૧૨૪ હોય છે અને બાકીનાં ચૈત્યોમાં ૧૨૦ બિંબો હોય છે. આ રીતે મનુષ્યલોકમાં રહેલાં સઘળાં બિંબોની સંખ્યા ૩૯૧૩૨૦ની થાય છે.

દરેક ઉત્સર્પિણી અને અવસર્પિણી કાલમાં ભરત, ઐરવત તથા મહાવિદેહ ક્ષેત્રમાં "ઋષભ, ચન્દ્રાનન, વારિષેણ અને વર્દ્ધમાન" એ ચાર નામવાળા તીર્થંકરો અવશ્ય થાય છે. આ રીતે પ્રવાહરૂપે આ નામો શાશ્વત છે, તેથી શાશ્વતબિંબો એ ચાર નામથી ઓળખાય છે.

આ બધાં તીર્થોને વંદન કર્યા પછી વર્તમાન તીર્થોને, વીસ વિહરમાણ જિનોને, સર્વ સિદ્ધોને તથા સર્વ સાધુઓને વંદન કરવામાં આવ્યું છે.

સં. ૧૩૫૮માં લખાયેલી એક પ્રતિમાં સર્વ તીર્થોને નીચે પ્રમાણે નમસ્કાર કરવામાં આવ્યો છે. *

पहिलउं त्रिकाल अतीत अनागत वर्तमान बहुत्तरि तीर्थंकर सर्वपाप-क्षयंकर हउं नमस्करउं । तदनंतरु पांचे भरते पांचे ऐरवते पांचे महाविदेहे सत्तरिसउ उत्कृष्टकालि विहरमाण हउं नमस्करउं । तउ पहिलइ सौधर्म्मि देवलोकि बत्रीसलाख, बीजइ ईसानि देवलोकि अट्ठावीस लाख, त्रीजइ सनतकुमारि देवलोकि बार लाख, चउत्थइ माहेंद्रदेवलोकि आठ लाख, पांचमइ ब्रह्मदेवलोकि च्यारिलाख, छट्ठइ

* પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ, ભાગ ૧, પૃ. ૮૮

लांतकि देवलोकि पंचास सहस, सातमइ शुक्र देवलोकि च्यालीस सहस, आठमइ सहस्रारि देवलोकि छ सहस, नवमइ आणति देवलोकि विसइ, दसमइ प्राणति देवलोकि विसइ, इग्यारमइ आरणि देवलोकि, बारमइ अच्युत देवलोकि बिहू दउढु दउढु सउ, अनइ हेठिले त्रिहू ग्रैवेयके इग्यारोत्तरु सउ, माहिले त्रिहू ग्रैवेयके सत्तोत्तर सउ, ऊपइले त्रिहू ग्रैवेयकि एकु सउ, पंच पंचोत्तर विमाने, एवंकारइ स्वर्गलोकि चउरासी लाख सत्ताणवइ सहस त्रेवीस आगला जिनभुवन वांदउं। अनंतरु भुवनपति-मज्झे असुरकुमार-मज्झे चउसट्टिलाख, नागकुमार-मज्झे चउरासी लाख, सुवन्नकुमार-मज्झे बहत्तरि लाख, वायुकुमार-मज्झे छन्नवइ लाख, दीवकुमार दिसाकुमार अहिट्ठकुमार विज्जुकुमार थु(थ)णियकुमार अग्गिकुमार छहं मध्यभागे छहत्तरि छहत्तरि लाख, एवंकारइ पाताललोकि सात कोडि बहत्तरि लाख जिनमंदिर स्तवउं। अथ मनुष्यलोकि नन्दीसरवरि दीपि बावन्न, च्यारि कुंडलवलिग, च्यारि रुचकिवलिग च्यारि मानुषोत्तरि पर्वति, च्यारि इ[सु]आरपर्वति, पंच्यासी पांचे मेरे, वीस गजदन्त पर्वति, दस कुरपर्वति, त्रीस सेल-सिहरे, असी वक्षारसेल-सिहरे, सरिसउ वैताढ्य पर्वति, एवं च्यारिसइ त्रिसाट्ठि जिणालइ पडिमं, एवं आठ कोडि छप्पन्नलाख सत्ताणवइ सहस च्यारि सइ छियासिया तियलुक्के शाश्वतानि महामंदिर त्रिकाल तीह नमस्कारु करउं ॥"

શાશ્વત ચૈત્યો અને બિંબોની સંખ્યા-સંબંધમાં શ્રીદેવેન્દ્રસૂરિએ પ્રાકૃત ભાષામાં 'शाश्वतचैत्य-स्तव'માં નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલો છે:–

" सिरिउसह-वद्धमाणं, चंदाणण-वारिसेण-जिणचन्दं ।
नमिउं सासयजिण-भवण-संख-परिकित्तणं काहं ॥ १ ॥

जोइ-वणेसु असंखा, सगकोडि-बिसयरिलक्ख-भवणेसु ।
चुलसीलक्ख-सगनवइसहस्स तेवीसुवरिलोए ॥ १२ ॥

एवं बत्तीससया, गुणसट्ठि-जुआ तिरिअलोए ॥ १९ ॥

एवं तिहुयण-मज्झे अडकोडि-सत्तवण्ण-लक्खा य ।
दो य सया बासिया, सासयजिण-भवण वंदामि ॥ २० ॥"

सट्ठी लक्खा गुण नवइ, कोडि तेर कोडि सय बिंब भवणेसु ।
तियसय विसति इगनवइ, सहस्स लक्ख तिगं तिरिए ॥ २१ ॥

एगं कोडिसयं खलु, बावन्ना कोडि-चउनवई लक्खा ।
चउचतसहस्स-सगसय-सट्ठी वेमाणि-बिंबाणि ॥ २२ ॥

पनरसकोडिसयाई, दुचत्तकोडी अडवन्नलक्खा य ।
छत्तीस सहस असीआ, तिहुयण-बिंबाणि पणमामि ॥ २३ ॥

सिरिभरहनिवइ-पमुहेहिं, जाइं अन्नाइं इत्थ विहिआइं ।
देविंदमुणिंद-थुआइं, दिंतु भवियाण सिद्धिसुहं ॥ २४ ॥"

" શ્રી ઋષભ, વર્ધમાન, ચંદ્રાનન અને વારિષેણ જિનેશ્વરોને નમસ્કાર કરીને શાશ્વતજિન-મંદિરોની સંખ્યાનું હું કીર્તન કરીશ. ૧.

જ્યોતિષ અને વ્યન્તરમાં અસંખ્ય જિન-મંદિરો (અને જિન-બિંબો) છે. ૭૭૨૦૦૦૦૦ જિન-મંદિરો ભવનપતિ નામના દેવલોકમાં છે. ૮૪૯૭૦૨૩ જિન-મંદિરો ઊર્ધ્વલોકમાં

છે. (ઊર્ધ્વલોક-૧૨ દેવલોક, ૯ ગ્રૈવેયક અને અનુત્ત
વિમાન) ૨.

એ પ્રમાણે ૩૨૫૯ જિન-મંદિરો મનુષ્યલોકમાં છે. ૧

ત્રણે લોકમાં રહેલાં કુલ ૮૫૭૦૦૨૮૨ શાશ્વતાં જિન
મંદિરોને હું નમસ્કાર કરું છું. ૨૦.

૧૩૮૯૬૦૦૦૦૦૦ શાશ્વતાં બિંબો ભવનપતિમાં છે
૩૯૧૩૨૦ શાશ્વતાં બિંબો મનુષ્યલોકમાં અને ૧૫૨૯૪૪૭૬
બિંબો વૈમાનિકમાં છે. ૨૨.

ત્રણે લોકમાં રહેલાં ૧૫૪૨૫૮૩૬૦૮૦ શાશ્વતાં જિન
બિંબોને હું નમસ્કાર કરું છું. ૨૩.

તથા શ્રીભરતરાજા પ્રમુખોએ જે બીજાં તીર્થો પણ અહ
કર્યાં છે અને દેવેન્દ્રમુનીન્દ્રે જેની સ્તુતિ કરી છે, તે સક
તીર્થો ભવ્યોને મોક્ષ-સુખ આપો. ૨૪.

સકલ તીર્થની આ વંદના બોલાયા પછી નીચે મુજબન
પાઠ બોલાતો હશે, તેમ પોથી નં. ૨૪નાં અવલોકન પરથ
જણાય છે. તેમાં જણાવ્યું છે કે:–

'પછે છઠ્ઠા આવશ્યકની મુહપત્તી પડિલેહવી. પ
વાંદણાં દેઈ ને 'સકલ તીર્થ' કહેવાં.

શ્રીશત્રુંજય, ગિરનાર, આબુ, અષ્ટાપદ, સમેતશિખર ઇ
જે કોઈ તીર્થ તથા ઊર્ધ્વ, અધો, ત્રિલોકમાં જિનેશ્વ
ભગવાનનાં બિંબ અંગૂઠાથી માંડીને પાંચસેં ધનુષ્ય-માનેં જ

કોઈ હોય તેહને મારી ત્રિકાલ વંદના હોજ્યો. તથા જલમેં, થલમેં, માણિક્યમેં, મોતીમેં, હીરામેં, પાષાણમેં, પાનામેં, પુસ્તકમેં, ધાતુમેં, કાષ્ઠમેં, ચિતરામણમેં, પ્રવાલમેં, જિહાંઈ જિન-બિંબ હોય તેહને માહરો કોડ કોડ વાર નમસ્કાર હોજ્યો. તથા મહાવિદેહ-ક્ષેત્રાદિકને વિષે, ભાવતીર્થંકરને વિષે તથા છવીસે કોડ ઝઝેરા મુનિરાજને તથા ચતુર્વિધ સંઘને અમારો કોડ કોડ વાર નમસ્કાર હોજ્યો.' ઇત્યાદિક **સકલ તીર્થ** વાંદીને પચ્ચકખાણ કરવું.'

બીજી પોથીઓમાં પણ થોડા ફેરફાર સાથે આવા પાઠો જોવામાં આવે છે.

## (૮) આધાર-સ્થાન

આ વંદનાની રચના પ્રાચીન ગાથાઓના આધારે મુનિ શ્રીજીવવિજયજીએ કરી જણાય છે કે જેમણે પ્રજ્ઞાપનાસૂત્ર, જંબૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ તથા જીવવિચારના બાલાવબોધ અને છ કર્મગ્રન્થો પર ગુજરાતીમાં ટબ્બાઓ રચેલા છે. "આપ-સ્વભાવમેં અવધુ સદા મગનમેં રહેના" એ સજ્ઝાય પણ તેમની બનાવેલી છે. તેમનો સમય વિક્રમની અઢારમી સદીનો પાછલો ભાગ અને ઓગણીસમી સદીનો આગલો ભાગ હતો.

## ४७ पोसह-सुत्तं

### [ पोषध-सूत्रम् ]

### પોસહ લેવાનું સૂત્ર

---

( ૧ ) મૂલપાઠ

करेमि भन्ते ! पोसहं,

आहार-पोसहं देसओ सव्वओ,

सरीर-सक्कार-पोसहं सव्वओ,

वंभचेर-पोसहं सव्वओ,

अव्वावार-पोसहं सव्वओ,

चउव्विहं पोसहं ठामि,

जाव दिवसं (जाव अहोरत्तं) पज्जुवासामि,

दुविहं तिविहेणं, मणेणं वायाए काएणं न करेमि, न कारवेमि। तस्स भंते! पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि ॥

( ૨ ) સંસ્કૃત છાયા

करोमि भदन्त! पोषधं,

आहार-पोषधं देशतः सर्वतः,

शरीर-सत्कार-पोषधं सर्वतः,

ब्रह्मचर्य-पोषधं सर्वतः,

अव्यापार-पोषधं सर्वतः,

चतुर्विधं पोषधं तिष्ठामि।

यावद् दिवसं (यावद् अहोरात्रं) पर्युपासे, द्विविधं त्रिविधेन, मनसा वाचा कायेन न करोमि, न कारयामि। तस्य भदन्त! प्रतिक्रामामि, निन्दामि, गर्हे, आत्मानं व्युत्सृजामि॥

## (૩) ગુજરાતી છાયા

કરું છું ભદન્ત! પોષધ,

આહાર-પોષધ દેશથી સર્વથી,

શરીર-સત્કાર-પોષધ સર્વથી,

બ્રહ્મચર્ય-પોષધ સર્વથી,

અવ્યાપાર-પોષધ સર્વથી,

(એમ) ચતુર્વિધ પોષધમાં સ્થિર થાઉં છું.

દિવસ પહોંચે ત્યાં સુધી (અથવા અહોરાત્ર પહોંચે ત્યાં સુધી) પર્યુપાસું છું. બે પ્રકારે, ત્રણ પ્રકારે, મનથી, વચનથી (અને) કાયાથી કરું નહિ (અને) કરાવું નહિ.

તે(સંબંધી થયેલા દુષ્કૃતમાં)થી હે ભદન્ત! હું પાછો ફરું છું. (અને તે દુષ્કૃતને) નિંદું છું; ગર્હું છું અને (તેવા સાવદ્યયોગમાં પ્રવૃત્ત થનાર મારા) આત્માનું વ્યુત્સર્જન કરું છું.

## ( ૪ ) સામાન્ય અને વિશેષ અર્થ

**करेमि** – [ करोमि ] – કરું છું, ગ્રહણ કરું છું, સ્વીકાર કરું છું.

**भंते!** – [ भदन्त! ] – હે ભદંત! હે પૂજ્ય!

भंते – શબ્દના વિશેષ અર્થ માટે જુઓ સૂત્ર ૯-૪.

**पोसहं** – [ पोषधम् ] – પોષધને.

ધર્મની પુષ્ટિ કરે તે 'પોષધ' કહેવાય. તેના વધારે વિવરણ માટે જુઓ સૂત્ર ૩૨–ગાથા ૨૯.

**आहार-पोसहं** – [ आहार-पोषधम् ] – આહાર-પોષધ.

આહાર-સંબંધી પોષધ કરવો તે 'આહાર-પોષધ'.

'आहार-पोषध:' आहार: प्रतीत: तद्विषयस्तन्निमित्तं पोषध आहार-पोषध:'। ( આ. ટી. )

**देसओ** – [ देशत: ] – દેશથી, અમુક અંશે.

**सव्वओ** – [ सर्वत: ] – સર્વથી, સર્વાંશે.

**सरीर-सक्कार-पोसहं** – [ शरीर-सत्कार-पोषधम् ] – શરીર-સત્કાર-પોષધ.

शरीरનો सत्कार તે शरीर-सत्कार, તે સંબંધી પોષધ તે 'शरीर-सत्कार-पोषध'. शरीर–કાયા. सत्कार–સ્નાન, ઉદ્વર્તન, વિલેપન, ગંધ, પુષ્પ, વિશિષ્ટ વસ્ત્ર અને અલંકારો ધારણ કરવાની ક્રિયા.

**बंभचेर-पोसहं** – [ ब्रह्मचर्य-पाषधम् ] – બ્રહ્મચર્ય-પોષધ.

ब्रह्मचर्य-संबंधी पोषध ते 'ब्रह्मचर्य-पोषध'. अव्वावार-पोसहं – [ अव्यापार-पोषधम् ] – અવ્યાપાર-પોષધ.

'न व्यापार; अव्यापारः' तन्निमित्तं पोषधः अव्यापार-पोषधः । ન વ્યાપાર તે અવ્યાપાર. 'न' અવ્યય અહીં માત્ર નિષેધના અર્થમાં નહિ પણ કુત્સિત વ્યાપારના નિષેધના અર્થમાં ગ્રહણ કરવાનો છે. આવી કુત્સિત પ્રવૃત્તિના ત્યાગરૂપ જે પોષધ, તે 'અવ્યાપાર-પોષધ'.

**चउव्विहं** – [ चतुर्विधम् ] – ચાર પ્રકારના.

**पोसहं** – [ पोषधम् ] – પોષધને વિષે, પોષધવ્રતમાં.

**ठामि** – [ तिष्ठामि ] – રહું છું, સ્થિર થાઉં છું.

**जाव** – [ यावत् ] – જ્યાં સુધી.

**दिवसं** – [ दिवसम् ] – દિવસ પહોંચે ત્યાં સુધી.

**अहोरत्तं** – [ अहोरात्रम् ] – અહોરાત્ર, દિવસ અને રાત્રિ પહોંચે ત્યાં સુધી.

**पज्जुवासामि** – [ पर्युपासे ] – સેવું.

**दुविहं** – [ द्विविधम् ] – બે પ્રકારે, કરવા અને કરાવવારૂપ બે પ્રકારે.

**तिविहं** – [ त्रिविधम् ] – ત્રણ પ્રકારે, મન, વચન અને કાયા એ ત્રણ પ્રકારે.

**मणेणं** – [ मनसा ] – મન વડે.

**वायाए** – [ वाचा ] – વાણી વડે.

काएणं – [ कायेन ] – કાયાથી, શરીરથી, દેહથી.

न करेमि – [ न करोमि ] – ન કરું.

न कारवेमि – [ कारयामि ] – ન કરાવું.

तस्स – [ तस्य ] – તે સંબંધી સાવદ્યયોગનું.

भंते ! – [ भदन्त ! ] – હે ભદન્ત ! હે ભગવન્ !

पडिक्कमामि – [ प्रतिक्रामामि ] – પ્રતિક્રમણ કરું છું, પાછો ફરું છું, નિવર્તું છું.

निंदामि – [ निन्दामि ] – નિંદું છું, મનથી ખોટું માનું છું, પશ્ચાત્તાપ કરું છું.

गरिहामि – [ गर्हे ] – ગર્હું છું, પ્રકટપણે નિંદું છું, ગુરુ-સાક્ષીએ નિંદું છું.

अप्पाणं – [ आत्मानम् ] – આત્માને, કષાયાત્માને.

वोसिरामि – [ व्युत्सृजामि ] – વોસિરાવું છું, ત્યાગ કરું છું.

## ( ૫ ) અર્થ-નિર્ણય

पोसह-सुत्तं – જે સૂત્ર વડે પોષધની પ્રતિજ્ઞા લેવાય છે તેવું સૂત્ર.

पोसह – [ पोषध ] – પોષધનું વ્રત. *

* उपवसथ – સમીપે બેસવું. તેના व નો उ થતાં 'उपोसथ' શબ્દ બને છે. આ 'उपोसथ' શબ્દમાંથી પ્રારંભનો उ ઊડી જતાં અને थ નો વિકલ્પ ह થતાં 'पोसह' (पोषध) શબ્દ બને છે. 'उपवसथ' શબ્દ

પોષધની સામાન્ય વ્યાખ્યા 'पुष्टिं धत्ते धर्मस्य इति पोषधः' –'જે ધર્મની પુષ્ટિ કરે તે પોષધ' એ પ્રમાણે થાય છે અને શ્રીહરિભદ્રસૂરિએ તેનો અર્થ આ પ્રમાણે કરેલો છેઃ 'જે કુશલ-ધર્મનું પોષણ કરે અને જેમાં શ્રીજિનેશ્વરદેવોએ કહેલા આહાર-ત્યાગ આદિનું વિધિપૂર્વક અનુષ્ઠાન કરાય છે, તે 'પોષધ' કહેવાય છે.

શ્રીઉપાસકદશાંગસૂત્રમાં શ્રાવકનાં અગિયારમા વ્રતનું નામ 'पोसहोववास' – 'પોષધોપવાસ વ્રત' છે, એટલે 'પોષધના વ્રત'માં ઉપવાસની મુખ્યતા છે. કાલ-ક્રમે સંઘયણ (શરીર-બળ)ની હાનિ થતાં તથા ધૃતિ આદિ ગુણો ઓછા થતાં 'પોષધ' દરમિયાન આયંબિલ, એકાસણ વગેરે કરવાની આચરણા છે અને તે કારણે 'આહાર-પોષધ'ની પ્રતિજ્ઞા માત્ર "સર્વ"થી ન લેતાં 'દેશ'થી કે 'સર્વ'થી એમ લેવામાં આવે છે.

'પોષધ' એ સાધુ-જીવનનો અભ્યાસ કરાવનાર છે, તેથી તેને શિક્ષાવ્રતમાં વિશિષ્ટ સ્થાન આપવામાં આવ્યું છે.

आहार-पोसहं – આહાર-પોષધ.

---

વૈદિક સંસ્કૃતિમાં વિશેષ વપરાયેલો છે, જ્યાં તે પૂર્ણિમા કે અમાવાસ્યાના દિવસે ગુરુની સમીપે જઈને ઉપવાસ-પૂર્વક બેસવાનો અર્થ પ્રદર્શિત કરે છે. 'उपोसथ' શબ્દ બૌદ્ધ સંસ્કૃતિમાં વિશેષ વપરાયેલો છે, જ્યાં તે પર્વ-દિવસે ઉપવાસ કરવાનો અર્થ બતાવે છે; અને 'पोषध' શબ્દ નિર્ગ્રંથ-પ્રવચન અર્થાત્ જૈન સંસ્કૃતિમાં વિશેષ વપરાયેલો છે, જ્યાં તે ઉપવાસ-પૂર્વકના સંયમી જીવનનું સૂચન કરે છે.

'આહાર-પોષધ' બે પ્રકારે થાય છે: (૧) 'દેશ'થી અને (૨) 'સર્વ'થી. તેમાં તિવિહાર ઉપવાસ, આયંબિલ, નીવી કે એકાસણું કરવું, તે '**દેશ આહાર-પોષધ**' કહેવાય છે અને ચઉવિહાર ઉપવાસ કરવો, તે '**સર્વ આહાર-પોષધ**' કહેવાય છે. તે માટે આવશ્યક-ચૂર્ણિમાં જણાવ્યું છે કે – 'आहार-पोसधो(हो) दुविधो देसे सव्वे य, देसे अमुगा विगती आयंबिलं वा एक्कसिं वा दो वा, सव्वे चतुव्विधो वि आहारो अहोरत्तं पच्चक्खातो'-આહાર-પોષધ બે પ્રકારે થાય છે: 'દેશ'થી અને 'સર્વ'થી. 'દેશ'માં અમુક વિકૃતિ(વિગઈ)નો ત્યાગ કરવામાં આવે છે, આયંબિલ કરવામાં આવે છે, એકાસણું કરવામાં આવે છે કે બેઆસણું કરવામાં આવે છે. 'સર્વ'માં ચારે આહારનાં અહોરાત્ર-પર્યંત પચ્ચક્ખાણ કરવામાં આવે છે.' વર્તમાન સામાચારી પ્રમાણે ઓછામાં ઓછું એકાસણું કરવામાં આવે છે.

सरीर-सक्कार-पोसहं – શરીર-સત્કાર-પોષધ.

'શરીર-સત્કાર-પોષધ' બે પ્રકારે થાય છે: (૧) 'દેશ'થી અને (૨) 'સર્વ'થી. તેમાં સ્નાનાદિ અમુક પ્રકારનો શરીર-સત્કાર ન કરવો, તે '**દેશ શરીર-સત્કાર-પોષધ**' કહેવાય છે અને સર્વ પ્રકારના શરીર-સત્કારનો ત્યાગ કરવો, તે '**સર્વ શરીર-સત્કાર-પોષધ**' કહેવાય છે. તે માટે આવશ્યક-ચૂર્ણિમાં કહ્યું છે કે :– 'सरीर-पोसधो(हो) ण्हाणुव्वट्टण-वण्णग-विलेवण-पुप्फ-गंध-तंबोलाणं वत्थाभरणाणं च परिच्चागो य, सो वि देसे सव्वे य, देसे अमुगं सरीर-सक्कारं करेमि, अमुगं न करेमि त्ति,

सव्वे अहोरत्तं,'–શરીર-પોષધ સ્નાન, ઉદ્વર્તન, વર્ણક (પીઠી ચોળવી, રંગ વડે આલેખવાની ક્રિયા), વિલેપન, પુષ્પ, ગંધ, તંબોલ અને વસ્ત્રાભરણોના ત્યાગરૂપ છે. તે પણ 'દેશ' અને 'સર્વ' એમ બે પ્રકારનો છે. તેમાં 'દેશ'ને વિષે અમુક શરીર-સત્કાર કરીશ ને અમુક નહિ કરું, એવું (પ્રત્યાખ્યાન) હોય છે, જ્યારે 'સર્વ'માં અહોરાત્ર-પર્યંત સર્વનો ત્યાગ હોય છે. વર્તમાન સામાચારી પ્રમાણે આ પોષધ 'સર્વ'થી જ ગ્રહણ કરવામાં આવે છે.

बंभचेर-पोसहं – બ્રહ્મચર્ય-પોષધ.

'બ્રહ્મચર્ય-પોષધ' બે પ્રકારે થાય છે: (૧) 'દેશ'થી અને (૨) 'સર્વ'થી. તેમાં દિવસે કે રાત્રિએ અમુક છૂટ રાખીને બાકીનો સમય બ્રહ્મચર્યનું પાલન કરવું, તે '**દેશ બ્રહ્મચર્ય-પોષધ**' કહેવાય છે અને સર્વાંશે બ્રહ્મચર્યનું પાલન કરવું, તે 'સર્વ બ્રહ્મચર્ય-પોષધ' કહેવાય છે. તે માટે આવશ્યક-ચૂર્ણિમાં કહ્યું છે કે 'बंभचेर-पोसघो(हो) देसे सव्वे य, देसे दिवा-रत्तिं एक्कसि दो वा वारे त्ति, सव्वे अहोरत्तिं बंभचारी भवति।' 'બ્રહ્મચર્ય-પોષધ' 'દેશ' અને 'સર્વ'થી થાય છે. 'દેશ'માં દિવસે કે રાત્રે એક વાર કે બે વારની છૂટ હોય છે, જ્યારે 'સર્વ'માં અહોરાત્ર-પર્યંત બ્રહ્મચર્ય પાળવાનું હોય છે.' વર્તમાન સામાચારી પ્રમાણે આ 'પોષધ' 'સર્વ'થી જ ગ્રહણ કરવામાં આવે છે.

अव्वावार-पोसहं – અવ્યાપાર-પોષધ.

'અવ્યાપાર-પોષધ' બે પ્રકારે થાય છે: (૧) 'દેશ'થી અને (૨) 'સર્વ'થી. તેમાં અમુક વ્યાપારનો ત્યાગ કરવો, તે **'દેશ અવ્યાપાર-પોષધ'** કહેવાય છે અને સર્વ વ્યાપારનો ત્યાગ કરવો, તે **'સર્વ અવ્યાપાર-પોષધ'** કહેવાય છે. તે માટે આવશ્યક-ચૂર્ણિમાં કહ્યું છે કે 'अव्वावारे पोसधो दुविहो देसे सव्वे य, देसे अमुगं वावारं ण करेमि, सव्वे सयलव्वावारे हल-सगड-घर-परक्कमादीओ ण करेमि'—'અવ્યાપાર પોષધ' બે પ્રકારે થાય છે. 'દેશ'થી અને 'સર્વ'થી. '**દેશ**'માં 'અમુક વ્યાપાર નહિ કરું,' એવું પ્રત્યાખ્યાન લેવાય છે, જ્યારે '**સર્વ**'માં હળ નહિ હાંકું, ગાડું નહિ ચલાવું, ઘર-સંબંધી કામ નહિ કરું વગેરે સર્વ સાવદ્ય વ્યાપારોના ત્યાગનું પ્રત્યાખ્યાન કરાય છે.'

चउव्विहं पोसहं – ચાર પ્રકારના પોષધને વિષે.

શ્રાવકનાં અગિયારમા વ્રતમાં પોસહનું વિધાન કરવામાં આવ્યું છે, તે ઉપર જણાવેલા ચતુર્વિધ પોષધનું છે. તેમાં દિવસના ચાર પહોરનો પોષધ હોય તો 'દેશ' કે 'સર્વ'થી આહારનો ત્યાગ કરવામાં આવે છે, 'સર્વ'થી શરીર-સત્કારનો ત્યાગ કરવામાં આવે છે, સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવામાં આવે છે અને સર્વ સાંસારિક પ્રવૃત્તિઓનો ત્યાગ કરવામાં આવે છે; જ્યારે રાત્રિના ચાર પહોરનો પોષધ હોય તો ચારે પ્રકારનો પોષધ 'સર્વ'થી ગ્રહણ કરવાનો હોય છે, કારણ કે કોઈ પણ ધાર્મિક અનુષ્ઠાનમાં રાત્રિ-ભોજનનો ત્યાગ અપેક્ષિત છે.

આઠ પહોરનો પોષધ સાથે ગ્રહણ કરનારને ચાર પહોરના

પોષધની માફક જ પ્રત્યાખ્યાન કરવાનું હોય છે. પ્રસ્તુત સૂત્ર વડે તે જાતનું પ્રત્યાખ્યાન કરવામાં આવે છે.

આવશ્યક-ચૂર્ણિમાં કહ્યું છે કે જેઓ ચાર પ્રકાર કે ચારમાંથી કોઈ એક પ્રકારનો પોષધ 'દેશ'થી ગ્રહણ કરે તેને માટે સામાયિકનું પ્રત્યાખ્યાન વૈકલ્પિક હોય છે, જ્યારે 'સર્વ'થી પોષધ ગ્રહણ કરનાર માટે સામાયિકનું પ્રત્યાખ્યાન આવશ્યક છે. જો આવું પ્રત્યાખ્યાન ન કરવામાં આવે તો અનુષ્ઠાનનું વિશિષ્ટ ફલ પ્રાપ્ત થઈ શકતું નથી.

जाव दिवसं........वोसिरामि – આ ભાગનો અર્થ-નિર્ણય 'કરેમિ ભંતે' સૂત્રના અર્થ-નિર્ણય મુજબ સમજવો.

## (૬) અર્થ-સંકલના

હે પૂજ્ય! હું 'પોષધ' કરું છું. તેમાં 'આહાર-પોષધ' 'દેશ'થી કે 'સર્વ'થી * કરું છું, 'શરીર-સત્કાર-પોષધ' 'સર્વ'થી કરું છું, 'બ્રહ્મચર્ય-પોષધ' 'સર્વ'થી કરું છું અને 'અવ્યાપાર-પોષધ' (પણ) 'સર્વ'થી કરું છું. આ રીતે ચાર પ્રકારના 'પોષધ'માં સ્થિર થાઉં છું. દિવસ કે અહોરાત્ર-પર્યંત હું પ્રતિજ્ઞાને સેવું, ત્યાં સુધી મન, વચન અને કાયા વડે સાવદ્ય પ્રવૃત્તિ કરું નહિ કે કરાવું નહિ. હે ભગવંત! અત્યાર સુધી તે પ્રકારની જે કાંઈ અશુભ પ્રવૃત્તિ થઈ હોય તેમાંથી હું નિવૃત્ત થાઉં છું, તે અશુભ પ્રવૃત્તિઓને હું ખોટી ગણું છું, તે બાબતનો આપની સમક્ષ સ્પષ્ટ એકરાર કરું છું

* જેવો પોષધ કરવો હોય તેવી ધારણા કરવી.

અને હવે અશુભ પ્રવૃત્તિ કરનાર કષાયાત્માનો હું ત્યાગ કરું છું.

## (૭) સૂત્ર-પરિચય

ગૃહસ્થ-ધર્મમાં પાંચ 'અણુવ્રતો' અને ત્રણ 'ગુણવ્રતો' ઉપરાંત ચાર પ્રકારનાં 'શિક્ષાવ્રતો' ફરમાવવામાં આવ્યાં છે. "(૧) સામાયિક, (૨) દેશાવકાશિક, (૩) પોષધોપવાસ અને (૪) અતિથિ-સંવિભાગ." આ ચારે 'શિક્ષાવ્રત'નો મુખ્ય ઉદ્દેશ સાધુ-જીવન કે સમતામય જીવન કેળવવાનો છે, એટલે પોષધોપવાસનો મુખ્ય ઉદ્દેશ પણ તે જ છે.

આ વ્રત શ્રાવકો કેવી ભાવનાથી કેવી રીતે ગ્રહણ કરતા? તેનો કેટલોક ખ્યાલ ઉપાસકદશાંગ સૂત્રમાં વર્ણવેલાં શ્રમણોપાસક આનંદનાં જીવન પરથી આવે છે. તેમાં જણાવ્યું છે કે:–

"અણુવ્રતો અને ગુણવ્રતો પાળતાં, દોષ વગેરેમાંથી વિરમતાં, જુદા જુદા ત્યાગના નિયમો અનુસરતાં અને પોષધ-વ્રતના ઉપવાસોથી આત્માને બરાબર કેળવતાં આનંદ શ્રમણોપાસકનાં ૧૪ વર્ષો વ્યતીત થયાં. પંદરમા વર્ષમાં એક વાર મધ્યરાત્રે જાગરણ કરી તે ધર્મ-ચિંતનમાં બેઠો હતો, તેવામાં તેને આ પ્રમાણે વિચાર આવ્યો :—

"હું આ વાણિજ્યગ્રામમાં ઘણા લોકોને પૂછવાનું સ્થાન છું, અને મારા કુટુંબનો પણ આધાર છું. આ વિક્ષેપને લીધે હું ભગવાન મહાવીર પાસે સ્વીકારેલી ક(ધ)ર્મ-પ્રજ્ઞપ્તિ એટલે ધર્મ-સાધના પ્રમાણે બરાબર વર્તી શકતો નથી. તેથી આવતી

કાલે સૂર્ય ઊગતાં મારા કુટુંબીઓને ભોજનનું નિમંત્રણ આપીને ભેગાં કરી, તેમની સમક્ષ મારા મોટા પુત્રને આ બધો ભાર સોંપું; પછી પુત્રની તથા સૌની રજા લઈ કોલ્લાક પરામાં જાઉં અને જ્ઞાતૃ(ત) વંશીઓના મહોલ્લામાં આવેલી (મારી) પોષધશાળાને જોઈ-તપાસી, તેમાં રહું; અને ભગવાન મહાવીરે પ્રરૂપેલા ધર્મમાર્ગને અનુસરું. એ જ મારા માટે હિતકર છે."

આવો વિચાર કરી આનંદે બીજે દિવસે વહાણું વાતાં ભોજનનું નિમંત્રણ આપી પોતાના સગા-સંબંધીઓને તેડાવ્યા અને પુષ્કળ ભોજન-સામગ્રી તૈયાર કરાવીને તેમની સાથે ભોજન કર્યું. ત્યારબાદ તેણે બધા સગા-વહાલાઓનું ફૂલ-હાર વગેરેથી સન્માન કરી તેમની સમક્ષ પોતાના જ્યેષ્ઠ પુત્રને બોલાવ્યો અને કહ્યું કે 'હે પુત્ર! હું આ વાણિજ્ય-ગ્રામમાં ઘણા લોકોને પૂછવાનું સ્થાન છું, સલાહકાર છું અને કુટુંબનો પણ આધાર છું. આ વિક્ષેપને લીધે હું ભગવાન મહાવીર પાસેથી જાણેલા ધર્મમાર્ગને બરાબર અનુસરી શકતો નથી, તેથી મેં એવો વિચાર કર્યો છે કે, મારા આ બધા કુટુંબીઓ સમક્ષ તને બધો ભાર સોંપી, સૌની રજા લઈ, કોલ્લાક પરામાં જઈ, ત્યાં જ્ઞાતૃ(ત)વંશી ક્ષત્રિયોના મહોલ્લામાં આવેલી પોષધશાળામાં રહું અને ભગવાન મહાવીર પાસેથી જાણેલા ધર્મ-માર્ગને અનુસરું.'

જ્યેષ્ઠ પુત્રે આનંદ ગૃહપતિની આ વાત વિનય-પૂર્વક કબૂલ રાખી. એટલે આનંદ શ્રમણોપાસકે બધા સગા-

સંબંધીઓને કહ્યું કે 'હે દેવાનુપ્રિયો! હું મારા પુત્રને કુટુંબનો બધો ભાર સોંપું છું. માટે હવેથી કોઈ મને કશી બાબતમાં પૂછશો નહિ, તેમજ મારી સલાહ માગશો નહિ. વળી (કૌટુંબિક પ્રસંગોએ મને આવનારો ગણી) મારા માટે ખાન-પાન વગેરે કાંઈ તૈયાર કરાવશો નહિ.'

ત્યાર પછી આનંદ શ્રમણોપાસક જ્યેષ્ઠ પુત્ર તથા મિત્ર, જ્ઞાતિ, સ્વજન સંબંધી વગેરેની રજા લઈ, પોતાનાં ઘરથી નીકળી વાણિજ્યગ્રામમાંથી બહાર આવ્યો, તથા કોલ્લાક-પરામાં જઈ ત્યાં જ્ઞાતૃ(ત)વંશી ક્ષત્રિયોના મહોલ્લામાં આવેલી પોષધશાલાએ આવ્યો. પછી તે પોષધશાલાના મકાનને વાળી, પૂંજી, મળ-મૂત્ર પરઠવવાનાં સ્થાનો બરાબર તપાસી, ડાભને સંથારે બેસી, પોષધોપવાસ કરતો, શ્રમણ ભગવાન મહાવીરે પ્રરૂપેલા ધર્મ-માર્ગને અનુસરતો ત્યાં રહેવા લાગ્યો.'

સાધુ-જીવનની પૂર્વતૈયારીરૂપ શ્રાવકની અગિયાર પ્રતિમા-ઓમાં ચોથી પ્રતિમા 'પોષધ-પ્રતિમા' નામની હોય છે. તેમાં 'પોષધોપવાસ' વ્રતને–તેના પાંચ અતિચારો પૈકી એક પણ અતિચાર લાગવા દીધા સિવાય ચાર માસ સુધી બરાબર પાળવાનું હોય છે.

આ રીતે પોષધનું અનુષ્ઠાન ધર્મ-સાધનાને પુષ્ટ કરવાના હેતુથી કરવામાં આવે છે અને તેનું ફલ કર્મ-નિર્જરા કે આધ્યાત્મિક શાંતિ છે.

આ વ્રતનું અનુષ્ઠાન આઠમ, ચૌદશ, આદિ પર્વદિવસોએ કરવામાં આવે છે. તેનો વિસ્તૃત વિધિ અન્યત્ર જણાવેલો છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રનો પાઠ આવશ્યકસૂત્રના પ્રથમ અધ્યયનમાં આવેલા ‘ કરેમિ ભંતે ’ સૂત્ર પરથી યોજાયેલો છે.

---

**अखंडिआ** – [ अखण्डिता ] – અખંડિત રહી, ખંડિત ન થઈ.

न खण्डिता अखण्डिता – જે ખંડિત થઈ નથી, તે અખંડિતા.

**जीविअंते** – [ जीवितान्ते ] – જીવનના અંત-પર્યંત.

**वि** – [ अपि ] – પણ.

**धन्ना** – [ धन्याः ] – ધન્ય છે.

**सलाहणिज्जा** – [ श्लाघनीयाः ] – શ્લાઘનીય છે, પ્રશંસનીય છે.

**सुलसा** – [ सुलसा ] – ભગવાન મહાવીરની પરમ શ્રાવિકા.

**आणंद-कामदेवा** – [ आनन्द-कामदेवौ ] – આનંદ અને કામદેવ નામના શ્રાવકો.

**जास** – [ येषाम् ] – જેમનાં.

આ પદનો दढव्वयत्तंની સાથે સંબંધ છે.

**पसंसइ** [ प्रशंसति ] – પ્રશંસે છે.

**भयवं** – [ भगवान् ] – ભગવાન.

**दढव्वयत्तं** – [ दृढव्रतत्वम् ] – દૃઢવ્રતપણાને.

**महावीरो** – [ महावीरः ] – શ્રમણ ભગવાન મહાવીર.

બાકીના અર્થો સરળ છે.

## ( ૫ ) અર્થ-નિર્ણય

पोसह-पारण-सुत्तं – પોસહને પારવાનું સૂત્ર, તે 'પોસહ-પારણ-સુત્તં'.

सागरचंदो – સાગરચંદ્ર.

શ્રીકૃષ્ણના ભાઈ બલદેવને નિષધ નામનો પુત્ર હતો. તેનાથી સાગરચંદ્ર નામનો પુત્ર થયો હતો, જે યોગ્ય વયે નભસેનને [વાગ્દાનથી] અપાયેલી કમલામેલા નામની એક સુંદર રાજકન્યાને પરણ્યો હતો. એકદા દ્વારકા નગરીએ શ્રીનેમિનાથ પ્રભુ સમવસર્યા. તેમની દેશના સાંભળીને સાગરચંદ્રે શ્રાવકનાં બાર વ્રત ધારણ કર્યાં. પછી એક વાર તે પોષધ-પ્રતિમાનું વહન કરતા કાયોત્સર્ગ કરીને શ્મશાનમાં ઊભા, ત્યારે નભસેન નામનો તેમનો વૈરી ત્યાંથી પસાર થયો, તેને કુબુદ્ધિ સૂઝી. તેણે શ્મશાનના એક ઘડાનો કાંઠો તેમના માથે મૂકી, તેમાં અંગારા ભર્યા અને તેમનું મસ્તક બાળ્યું; છતાં મન-વચન-કાયાથી જરા પણ ચળ્યા નહિ. આ રીતે તેઓ પોતાના વ્રતમાં અત્યંત દૃઢ રહ્યા અને મરીને દેવ થયા.

कामो – કામદેવ શ્રાવક. વિશેષ માટે જુઓ :–આનંદ-કામદેવ.

चंदवडिंसो – ચંદ્રાવતંસ રાજા.

તેમણે એવો અભિગ્રહ લીધો હતો કે જ્યાં સુધી દીવો બળે ત્યાં સુધી કાઉસ્સગ્ગ ન પારું. હવે દીવો બળી રહેવા આવ્યો, ત્યારે દાસીએ વિચાર કર્યો કે અંધારું થશે તો રાજા અપ્રસન્ન થશે, તેથી તેણે દીવામાં તેલ પૂર્યું. એ રીતે ફરી પણ જ્યારે દીવામાં તેલ ખૂટવા આવ્યું, ત્યારે દાસીએ ફરીને પૂર્યું. તેથી રાજા આખી રાત્રિ કાઉસ્સગ્ગ-ધ્યાને ઊભા રહ્યા અને

સવાર થયું ત્યારે કાઉસ્સગ્ગ પાર્યો, પરંતુ તે વખતે તેમના બંને પગો લોહીથી ભરાઈ ગયા હતા, એટલે તે નીચે ઢળી પડ્યા અને મરણ પામ્યા. વ્રતની દૃઢતાથી મરીને તે દેવ થયા.

सुदंसणो – સુદર્શન શેઠ. વિશેષ માટે જુઓ સૂત્ર ૪૪, ચરિત્ર ૨૧.

सुलसा – સુલસા શ્રાવિકા.

રાજગૃહ નગરીના નાગસારથિની પત્ની સુલસા સમ્યક્ત્વ-માં અતિ દૃઢ હતી, એટલે અરિહંત દેવ, નિર્ગ્રંથ ગુરુ અને જિન-પ્રણીત ધર્મમાં અચલ શ્રદ્ધા ધરાવતી હતી. તેની આ શ્રદ્ધાની કસોટી બે વાર થઈ, જેમાં તે સાંગોપાંગ પાર ઊતરી.

એક વખત કોઈ બે નિર્ગ્રંથ મુનિઓએ આવીને તેને જણાવ્યું કે 'અમારા ગચ્છના કેટલાક બીમાર સાધુઓ માટે લક્ષપાક તેલની આવશ્યકતા છે. તેનો યોગ હોય તો અમને વહોરાવો.' આ તેલ ઘણું કીમતી હોય છે અને ઘણા વખતે ઘણા પરિશ્રમે તૈયાર થાય છે; છતાં સુલસાને તો આ માગણીથી આનંદ જ થયો અને તે હર્ષભેર તેલ લેવાને ઘરમાં ગઈ. પરંતુ બન્યું એવું કે તે અતિ કીમતી તેલનો સીસો હાથમાંથી છટકી ગયો અને તેમાંનું બધું તેલ ઢોળાઈ ગયું; છતાં સુલસાને જરા યે ગ્લાનિ ન થઈ. તે બીજો સીસો લઈ આવી, પરંતુ તેની પણ એ જ દુર્દશા થઈ. આમ છતાં સુલસા સ્વસ્થ રહી. તેનાં ચિત્તે વિષાદનો જરા પણ અનુભવ કર્યો નહિ. તેની પાસે હજી તેલના બે સીસા બાકી રહ્યા હતા અને તેનો આથી વધારે સારો ઉપયોગ થાય તેમ તે માનતી

ન હતી, એટલે તેણે ત્રીજો સીસો ઉપાડ્યો, ત્યાં તો એ પણ ફૂટી ગયો. છેવટે એક જ સીસો બાકી રહ્યો. તેમ છતાં સુલસાએ પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ. તે ચોથા સીસાનું દાન કરી દેવા માટે તત્પર બની અને ચોથો સીસો લઈ આવી.

આ જ વખતે પેલા બે નિર્ગ્રંથ મુનિઓનાં રૂપમાં પરિવર્તન થઈ ગયું. તેઓ તેજથી ઝળહળી રહેલા દેવ તરીકે દીપી ઊઠ્યા અને સુલસાની પ્રશંસા કરતાં બોલ્યા કે 'તમારા સમ્યક્ત્વને ધન્ય છે.' પછી તે દેવોએ તેને પુત્ર થાય તેવી ૩૨ ગુટિકાઓ આપી, જેના પ્રભાવે તેને ૩૨ પુત્રો થયા.

અંબડ નામનો એક પરિવ્રાજક શ્રમણ ભગવાન શ્રી-મહાવીરનાં દર્શન કરીને રાજગૃહ તરફ જવાને નીકળ્યો. તે વખતે શ્રમણ ભગવાને કહ્યું કે 'હે અંબડ! જો તમે રાજગૃહ નગરીએ જતા હો તો ત્યાં રહેલી સુલસા શ્રાવિકાને મારો ધર્મલાભ પહોંચાડશો.' આ સાંભળીને અંબડને વિચાર આવ્યો કે 'રાજગૃહ નગરીમાં મહારાજા શ્રેણિક છે, અભય-કુમાર છે તથા બીજી અનેક પ્રસિદ્ધ વ્યક્તિઓ છે, તે કોઈને નહિ અને સુલસાને જ ભગવાને ધર્મલાભ કહેવડાવ્યો, તેથી એની શ્રદ્ધા ઘણી જ મજબૂત હોય તેમ જણાય છે. માટે તેની કસોટી કરવી.' આમ વિચારીને તેણે રાજગૃહ નગરીએ જતાં જ અન્ય વેશ ધારણ કરીને સુલસાને નજરે જોઈ લીધી અને પછી પોતાની બાજી ગોઠવી.

તેણે બ્રહ્માનું રૂપ ધારણ કર્યું અને નગરના પૂર્વ દરવાજે

આસન જમાવ્યું. આથી હજારો નર-નારીઓ તેનાં દર્શન કરવાને પહોંચી ગયા, પરંતુ સુલસાને એ વાતનું જરા પણ કુતૂહલ થયું નહિ. પછી અંબડે વિષ્ણુનું તથા મહેશનું રૂપ ધારણ કર્યું અને લોક-માનસમાં અજબ આકર્ષણ જમાવ્યું, પરંતુ તેની અસર સુલસાનાં મન પર યત્કિંચિત્ પણ થઈ નહિ. એ તો અર્હદ્-ભક્તિમાં જ મગ્ન રહી. છેવટે અંબડે તીર્થંકરનું રૂપ ધારણ કર્યું અને પચીસમા તીર્થંકર તરીકેની જાહેરાત કરી. પરંતુ તે દાવ પણ નિષ્ફળ ગયો, કારણ કે સુલસાના મનમાં દૃઢ ખાતરી હતી કે આ કાલમાં શ્રમણ ભગવાન શ્રીમહાવીર જ છેલ્લા તીર્થંકર છે, તેથી પચીસમા તીર્થંકરની વાત સાચી હોઈ શકે નહિ. એમાં કોઈ પણ પ્રકારની બનાવટ હશે.'

આ રીતે સુલસાનાં સમ્યક્ત્વની દૃઢતા નિહાળી અંબડ અતિ પ્રસન્ન થયો અને તેણે પોતાનું મૂળ રૂપ ધારણ કરી સુલસા પાસે જઈને તેને શ્રમણ ભગવાન મહાવીરે કહેવડાવેલો ધર્મલાભ પહોંચાડ્યો. આથી સુલસા અત્યંત હર્ષિત થઈ અને પ્રથમ કરતાં પણ સમ્યક્ત્વમાં વધારે દૃઢ બની. સુલસાએ પોતાનાં આવાં દૃઢ સમ્યક્ત્વથી ભાવી ચોવીસીમાં તીર્થંકર તરીકેનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

आणंद-कामदेवा – આનંદ અને કામદેવ.

શ્રમણ ભગવાન મહાવીરના એક લાખ ને ઓગણસાઠ હજાર શ્રાવકો હતા. તેમાં દસની ગણના મુખ્ય થાય છે અને તેમાં પણ આનંદ અને કામદેવનાં નામો પ્રથમ લેવાય છે;

કારણ કે તેઓ વ્રત-પાલનમાં અતિ દૃઢ હતા. તેઓએ શ્રમણ ભગવાન મહાવીરનો ઉપદેશ સાંભળ્યા પછી સમ્યક્ત્વ સાથે શ્રાવકનાં બાર વ્રતો ધારણ કર્યાં હતાં અને પરિગ્રહની મર્યાદા કરી હતી. તે મર્યાદામાં તેઓ ઉત્તરોત્તર ઘટાડો કરતા ગયા હતા અને છેવટે તે બંનેએ શ્રાવકની અગિયાર પ્રતિમાઓને શાસ્ત્ર, આચાર (કલ્પ) અને માર્ગ મુજબ વહન કરી હતી. વળી તેઓ મારણાંતિક સંલેખના કરીને પોતાના તમામ દોષોની નિંદા, ગર્હા અને આલોચના કરવાપૂર્વક સમાધિ-મરણને પામ્યા હતા.

આનંદ શ્રાવકે કેવી ભાવનાથી પોષધશાલામાં પ્રવેશ કર્યો હતો અને ત્યાં એકાંત જીવન ગાળ્યું હતું, તેનો ઉલ્લેખ ૪૭મા સૂત્રમાં આવી ગયો છે. તે જ રીતે કામદેવ શ્રાવકે પણ પોતાનાં માથેથી ગૃહ-કામનો બધો ભાર ઉતારી નાખ્યો હતો અને તેઓ ઘણોખરો વખત ધર્મધ્યાન તથા કાયોત્સર્ગમાં જ ગાળતા હતા. આવા એક કાયોત્સર્ગ-પ્રસંગે કોઈ કુતૂહલ-પ્રિય દેવ દ્વારા તેમની આકરી કસોટી થઈ હતી, પરંતુ તેમાં તેઓ પર્વતની જેમ અડગ રહ્યા હતા.

### પોષધને લગતા અઢાર દોષો

૧. પોષધમાં વિરતિ વિનાના બીજા શ્રાવકનો આણેલો આહાર કે પાણી વાપરવાં.
૨. પોષધ-નિમિત્તે સરસ આહાર લેવો.
૩. ઉત્તર( અંતર )વારણાને દિવસે વિવિધ પ્રકારની સામગ્રી વાપરવી.

૪. પોષધ-નિમિત્તે આગલા દિવસે દેહ-વિભૂષા કરવી.

૫. પોષધ-નિમિત્તે વસ્ત્રો ધોવરાવવાં.

૬. પોષધ-નિમિત્તે આભૂષણો ઘડાવવાં તેમજ પોષધ વખતે ધારણ કરવાં.

૭. પોષધ-નિમિત્તે વસ્ત્રો રંગાવવાં.

૮. પોષધ વખતે શરીર પરથી મેલ ઉતારવો.

૯. પોષધમાં અકાળે શયન કરવું કે નિદ્રા લેવી.
(રાત્રિના બીજા પ્રહરે સંથારા-પોરિસી ભણાવીને નિદ્રા લેવી ઘટે છે.)

૧૦. પોષધમાં સારી કે નઠારી સ્ત્રી-સંબંધમાં કથા કરવી.

૧૧. પોષધમાં સારા કે નઠારા આહાર-સંબંધી કથા કરવી.

૧૨. પોષધમાં સારી કે નઠારી રાજકથા કે યુદ્ધ-કથા કરવી.

૧૩. પોષધમાં દેશ-કથા કરવી.

૧૪. પોષધમાં પૂંજ્યા-પડિલેહ્યા વિના લઘુનીતિ કે વડીનીતિ પરઠવવી.

૧૫. પોષધમાં કોઈની નિંદા કરવી.

૧૬. પોષધમાં—પોષધ નહિ લીધેલા એવા—માતા, પિતા, પુત્ર, ભાઈ, સ્ત્રી વગેરે સંબંધીઓ સાથે વાર્તાલાપ કરવો.

૧૭. પોષધમાં ચોર-સંબંધી વાર્તા કરવી.

૧૮. પોષધમાં સ્ત્રીઓનાં અંગોપાંગ નીરખીને જોવાં.

## ( ૬ ) અર્થ-સંકલના

સાગરચંદ્ર, કામ, ચંદ્રાવતંસક રાજા અને સુદર્શન શેઠને ધન્ય છે કે જેમની પોષધની પ્રતિમા ( પ્રતિજ્ઞા ) જીવનના અંત સુધી અખંડિત રહી. ૧.

ભગવાન મહાવીરે જેમના વ્રતની દૃઢતાને વખાણી છે, તે સુલસા, આણંદ અને કામદેવ વગેરે ધન્ય અને પ્રશંસનીય છે. ૨.

પોષધનું વ્રત મેં વિધિથી લીધું છે અને વિધિથી પાર્યું છે. એ વિધિ કરતાં જે કાંઈ અવિધિ થયો હોય તે સંબંધી મન, વચન અને કાયાએ કરાયેલું મારું તે સર્વ દુષ્કૃત મિથ્યા હો.

[ પોષધ કરતાં અઢાર દોષો પૈકીનો જે કોઈ દોષ લાગ્યો હોય તે સંબંધી મારું સર્વ દુષ્કૃત મન, વચન અને કાયાએ કરી મિથ્યા હો. ]

## (૭) સૂત્ર-પરિચય

પોષધની પ્રતિજ્ઞાનું પાલન પ્રાણાંતે પણ કરવું જોઈએ તથા તેમાં કોઈ પણ દોષનું સેવન ન થાય તેની પૂરી તકેદારી રાખવી જોઈએ. આ હકીકત સાધકનાં મનમાં બરાબર ઠસે તે માટે તેની પૂર્ણાહુતિ વખતે પ્રસ્તુત સૂત્ર બોલવામાં આવે છે. તેમાં જણાવ્યું છે કે 'સાગરચંદ્ર, કામદેવ, ચંદ્રાવતંસક રાજા અને સુદર્શન શેઠને ધન્ય છે કે જેમણે પોતાની પોષધની પ્રતિજ્ઞા જીવનના અંત સુધી અખંડિત રાખી હતી.' આ

કથનનું તાત્પર્ય એ છે કે જે મનુષ્યો લીધેલી પ્રતિજ્ઞાનો [
કરતા નથી અને નાનું-મોટું કોઈ પણ કારણ-વિઘ્ન ઉપ
થતાં તેનો ભંગ કરે છે, તે નિઃસત્ત્વ છે, અધન્ય છે; યાવ
લોકમાં નિંદાને પાત્ર છે અને પરલોકમાં દુર્ગતિના અ
છે. તેથી મહાપુરુષોનાં દૃષ્ટાંતો નજર સમક્ષ રાખીને
જનોએ પોતાની પ્રતિજ્ઞામાં અચલ રહેવું ઘટે છે. આ
પ્રતિજ્ઞ વ્યક્તિઓમાં શ્રમણ ભગવાન મહાવીરે સુલસા
તથા આનંદ અને કામદેવ શ્રમણોપાસકનાં નામો
ગણાવેલાં છે, તેથી તેમનાં ચરિત્રો પુનઃ પુનઃ વિચારવ
છે. લક્ષપાક તેલના ચાર ચાર સીસાઓ ફૂટી ગય
સુલસાને સાધુઓ પ્રત્યે અણગમો ઉત્પન્ન ન થયો
અતિથિ-સંવિભાગની ભાવનામાં જરાયે ફરક ન પડ્યો
અંબડ પરિવ્રાજકે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને પચીસમ
કરનાં રૂપો સાક્ષાત્ બતાવ્યાં, છતાંયે તેની અરિહંતદેવ
અટલ શ્રદ્ધામાં જરા પણ ફેરફાર થયો નહિ. તે
આનંદ શ્રાવકે સમ્યક્ત્વ-મૂલ શ્રાવકનાં બાર વ્રતો ધાર
પછી તેનું બને તેટલું શુદ્ધ પાલન કર્યું અને ત્યાગ-વ
ઉત્તરોત્તર વૃદ્ધિ કરી. કામદેવ શ્રાવકે પણ તે
સમ્યક્ત્વ-મૂલ શ્રાવકનાં બાર વ્રતો ધારણ કરીને તેનું અ
પાલન કર્યું હતું અને દેવનો ઉપસર્ગ થવા છતાં
પ્રતિજ્ઞામાં જરા પણ ફેર પડવા દીધો ન હતો. તેથી ર

ઉ૦ઃ દરેક ધાર્મિક અનુષ્ઠાન વિધિપૂર્વક કરવાથી પૂર્ણ ફ્લ આપે છે, તે વાત લક્ષમાં રાખી પોષધનું અનુષ્ઠાન પણ વિધિપૂર્વક ગ્રહણ કરવું જોઈએ અને વિધિપૂર્વક પાળવું જોઈએ. તેમ છતાં સરતચૂકથી કે પ્રમાદવશાત્ જો તેમાં કોઈ ભૂલચૂક થઈ ગઈ હોય તો તે સંબંધમાં પશ્ચાત્તાપ કરવો ઘટે છે અને તેવા સર્વ દોષો કે જેની સંખ્યા અઢારની ગણવામાં આવે છે, તેનું મિથ્યાદુષ્કૃત દેવું ઘટે છે.

પોષધનું અનુષ્ઠાન આઠમ, ચૌદશ વગેરે દિવસોમાં જ થાય અને બીજા દિવસે ન થાય તેવો કોઈ નિયમ નથી. તેનું અનુષ્ઠાન બીજ, પાંચમ આદિ તિથિઓએ તેમજ શ્રીજિનેશ્વર દેવોનાં કલ્યાણક જેવા પર્વના દિવસોએ પણ થઈ શકે છે. આ અનુષ્ઠાનની મૂળ ભાવના એ છે કે સંસારની ચાલુ ઘરેડથી નિવૃત્ત થવું અને પવિત્ર જીવનનો પરિચય મેળવવા માટે પ્રયત્ન કરવો. આવો પ્રયત્ન ત્યાગ-ભાવના કેળવ્યા સિવાય થઈ શકે નહિ, તેથી પોષધમાં ચાર વસ્તુઓનો ત્યાગ કરવો આવશ્યક મનાયો છેઃ (૧) ખાન-પાન, (૨) શરીર-સત્કાર, (૩) વિષય-ભોગ અને (૪) સાંસારિક પ્રવૃત્તિ. આ ચારે ત્યાગ સર્વાંશે થાય તો ઉત્તમ ગણાય, પરંતુ જેનાથી તે મુજબ ન બની શકે, તે એનું દેશથી પાલન કરે.

પોષધનું અનુષ્ઠાન ચૈત્યગૃહમાં, ગુરુમહારાજ પાસે, ઘરે અથવા પોષધશાળામાં એમ ચાર સ્થળે થઈ શકે છે; પરંતુ હાલની પદ્ધતિ પ્રમાણે ચૈત્યગૃહમાં પોષધ કરવામાં આવતો નથી, તેનું કારણ આશાતના થવાનો સંભવ વગેરે જણાય છે.

પોષધનું અનુષ્ઠાન સાધુ-જીવનનો પરિચય કરવા માટે અતિ ઉત્તમ છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રનું આધાર-સ્થાન જાણી શકાયું નથી.

# ४९ संथारा-पोरिसी

## [ संस्तारक-पौरुषी ]

## સંથારા-પોરિસી

(१) મૂલ-પાઠ

१ નમસ્કાર.

'निसीहि, निसीहि, निसीहि,'
नमो खमासमणाणं गोयमाईणं महामुणीणं ॥

२ સંથારાની આજ્ઞા.

अणुजाणह जिट्ठज्जा!
अणुजाणह परम-गुरू! गुरु-गुण-रयणेहिं मंडिय-सरीरा!।
'बहु-पडिपुन्ना पोरिसी, राइय-संथारए ठामि' ॥ १ ॥

३ સંથારાનો વિધિ.

अणुजाणह संथारं, बाहुवहाणेण वाम-पासेणं।
कुक्कुडि-पाय-पसारण, अतरंत पमज्जए भूमिं ॥ २ ॥
संकोइअ संडासा, उव्वट्टंते अ काय-पडिलेहा।

४ જાગવું પડે તો.

दव्वाई-उवओगं, णिस्सास-निरुंभणालोए* ॥ ३ ॥

---

* પાઠાં. લોએ ઓ. નિ. ૨૦૬.

अनुजानीत ज्येष्ठार्याः !
अनुजानीत परमगुरवः ! गुरु-गुण-रत्नैः मण्डित-शरीराः ॥
बहु-प्रतिपूर्णा पौरुषी, रात्रिक-संस्तारके तिष्ठामि ॥ १ ॥

अनुजानीत संस्तारं, बाहूपधानेन वाम-पार्श्वेन ।
कुर्कुटी-पाद-प्रसारणे अशक्नुवन् प्रमार्जयेद् भूमिम् ॥ २ ॥

संकुच्य संदंशौ उद्वर्तमानः च कायं प्रतिलेखा ( लिखेत् ) ।
द्रव्यादि-उपयोगं, निःश्वास-निरुन्धनम् आलोके ॥ ३ ॥

यदि मे भवेत् प्रमादः, अस्य देहस्य अस्यां रजन्याम् ।
आहारम् उपधि-देहं, सर्वं त्रिविधेन व्युत्सृष्टम् ॥ ४ ॥

चत्वारि मङ्गलानि । अर्हन्तः मङ्गलम् । सिद्धाः मङ्गलम् ।
साधवः मङ्गलम् । केवलि-प्रज्ञप्तः धर्मः मङ्गलम् ॥ ५ ॥

चत्वारः लोकोत्तमाः । अर्हन्तः लोकोत्तमाः । सिद्धाः लोकोत्तमाः । साधवः लोकोत्तमाः । केवलि-प्रज्ञप्तः धर्मः लोकोत्तमः ॥ ६ ॥

चत्वारि शरणानि प्रपद्ये । अर्हतः शरणं प्रपद्ये । सिद्धान् शरणं प्रपद्ये । साधून् शरणं प्रपद्ये । केवलि-प्रज्ञप्तं धर्मं शरणं प्रपद्ये ॥ ७ ॥

प्राणातिपातम् अलीकं, चौर्यं मैथुनं द्रविण-मूर्छाम् ।
क्रोधं मानं मायां, लोभं प्रेम तथा द्वेषम् ॥ ८ ॥

कलहम् अभ्याख्यानं, पैशुन्यं रति-अरति-समायुक्तम् ।
पर-परिवादं माया-मृषा मिथ्यात्व-शल्यं च ॥ ९ ॥

व्युत्सृज इमानि मोक्षमार्ग-संसर्ग-विघ्नभूतानि ।
दुर्गति-निबन्धनानि, अष्टादश पापस्थानानि ॥ १० ॥

एकः अहम्, न अस्ति मे कः अपि, न अहम् अन्यस्य कस्यचित्।
एवम् अदीनमनाः, आत्मानम् अनुशास्ति ॥ ११ ॥
एकः मे शाश्वतः आत्मा, ज्ञान-दर्शन-संयुतः ।
शेषाः मे बाह्याः भावाः, सर्वे संयोग-लक्षणाः ॥ १२ ॥
संयोग-मूला जीवेन, प्राप्ता दुःख-परम्परा ।
तस्मात् संयोग-सम्बन्धम्, सर्वं त्रिविधेन व्युत्सृष्टम् ॥ १३ ॥
अर्हन् मम देवः, यावज्जीवं सुसाधवः गुरवः ।
जिन-प्रज्ञप्तं तत्त्वम्, इति सम्यक्त्वं मया गृहीतम् ॥ १४ ॥
क्षान्ताः क्षमापिताः मयि, क्षमन्तां सर्वे जीव-निकायाः ।
सिद्धानां साक्ष्ये आलोचना, मम [न] वैरं न भावः ॥ १५ ॥
सर्वे जीवाः कर्मवशात्, चतुर्दशरज्जौ भ्राम्यन्तः ।
ते मया सर्वे क्षमापिताः, मम अपि ते क्षाम्यन्तु ॥ १६ ॥
यत् यत् मनसा बद्धं, यद् वाचा भाषितं पापम् ।
यत् यत् कायेन कृतं, मिथ्या मे दुष्कृतं तस्य ॥ १७ ॥

## (૩) ગુજરાતી છાયા

[પાપ-વ્યાપાર] અન્ય પ્રવૃત્તિ નિષેધ કરીને, નિષેધ કરીને, નિષેધ કરીને;
નમસ્કાર હો ક્ષમાશ્રમણોને ગૌતમ આદિ મહામુનિઓને.
આજ્ઞા આપો હે જ્યેષ્ઠ આર્યો!
આજ્ઞા આપો હે પરમગુરુ! ગુરુ-ગુણરત્નો વડે વિભૂષિત શરીરવાળા;
ઘણી પૂર્ણ થઈ છે પૌરુષી, રાત્રિક સંસ્તારકે હું રહું છું. ૧.

**नमो** – [ नमः ] – નમસ્કાર હો.

**खमासमणाणं** – [ क्षमाश्रमणेभ्यः ] – ક્ષમાશ્રમણોને.

**गोयमाईणं** – [ गौतमादिभ्यः ] – ગૌતમ આદિ. ઇંદ્રભૂતિ ગૌતમ આદિ.

**महामुणीणं** – [ महामुनिभ्यः ] – મહામુનિઓને.

'मन्यतेऽसौ मुनिः।' (અ. ચિ.)—'જે મનન કરે તે મુનિ.' મહર્ષિ, યતિ, સંયતિ, વાચંયમ, તપસ્વી, મૌની, મનનશીલ વગેરે તેના પર્યાયશબ્દો છે.

**अणुजाणह** – [ अनुजानीध्वम् ] – અનુજ્ઞા આપો, અનુમતિ આપો, પરવાનગી આપો.

વધારે વિગત માટે જુઓ સૂત્ર ૨૯.

**जिट्ठज्जा!** – [ ज्येष्ठार्याः! ] – જ્યેષ્ઠ આર્યો! મોટા સાધુઓ.

ज्येष्ठ એવા आर्य તે ज्येष्ठार्य. ज्येष्ठ – વડીલ, મોટા. आर्य – સાધુ. 'अर्यते अभिगम्यते इति आर्यः।' (અ. ચિ.)–'જેની પાસેથી જ્ઞાન પ્રાપ્ત થાય છે તે 'આર્ય.''—'आरात् पापेभ्यः कर्मभ्यः यातः स आर्यः।' (અ. ચિ.)–'આર એટલે દૂર, પાપકર્મથી જે દૂર થયો છે તે આર્ય.' વડીલોને, વૃદ્ધોને, જ્ઞાનવૃદ્ધોને તથા મહાગુણવાન સાધુઓને 'આર્ય' કહેવામાં આવે છે. જૈન સાહિત્યમાં अज्ज-कालग, अज्जवइर, अज्ज-थूलभद्द વગેરે શબ્દો એવા જ અર્થમાં વપરાયેલા છે.

**परमगुरू!** – [ परमगुरवः! ] – પરમગુરુઓ! શ્રેષ્ઠ ધર્મ-ગુરુઓ.

परम એવા ગુરુ તે परमगुरु. परम–શ્રેષ્ઠ. गुरु—ધર્મગુરુ.

**गुरु-गुण-रयणेहिं** – [ गुरु-गुण-रत्नैः ] – ગુરુના ગુણરૂપી રત્નોવડે.

ગુરુના ગુણ અથવા ગુરુ એવા ગુણ તે गुरु-गुण. તે રૂપ रत्न તે गुरु-गुण-रत्न, તેના વડે. गुरु – મોટા.

**मंडिय-सरीरा !** – [ मण्डित-शरीरा: ! ] – અલંકૃત શરીર-વાળા.

'मण्डित છે शरीर જેનું તે मण्डित शरीर.' मण्ड् – શણુ-ગારવું, તે પરથી मण्डित.

**बहु-पडिपुन्ना** – [ बहु-प्रतिपूर्णा ] – ઘણી પૂર્ણ, સંપૂર્ણ.

बहु એવી प्रतिपूर्ण તે बहु-प्रतिपूर्ण.

**पोरिसी** – [ पौरुषी ] – પૌરુષી. દિવસ કે રાત્રિનો ચોથો ભાગ.

'पुरुषः प्रमाणम् अस्याः सा पौरुषी' – 'પુરુષ (પ્રમાણ છાયા) જેમાં પ્રમાણ છે તે પૌરુષી.' દિવસ કેટલો વ્યતીત થયો તેનું માપ પ્રાચીન યુગમાં પુરુષની છાયા કેટલી લાંબી-ટૂંકી પડે છે, તે પરથી કાઢવામાં આવતું, એટલે તે જાતનું કાલ-માપ 'પૌરુષી' નામથી ઓળખાય છે. દિવસની કે રાત્રિની લંબાઈના ચાર સરખા ભાગ કરવામાં આવે તો તેનો પ્રત્યેક ભાગ એક 'પૌરુષી' કહેવાય. તેથી એક અહોરાત્રિમાં આઠ 'પૌરુષી' હોય છે. દિવસ અને રાત્રિનું પ્રમાણ દરેક ઋતુમાં

તેમજ દરેક દેશમાં જુદું જુદું હોવાથી ઋતુ અને દેશ પરત્વે 'પૌરુષી'નું પ્રમાણ જુદું જુદું હોય છે.

શ્રીઉત્તરાધ્યયન સૂત્રના છવ્વીસમા અધ્યયનમાં 'પૌરુષી'-સંબંધી કેટલોક ઉલ્લેખ આવે છે. તેમાં જણાવ્યા મુજબ:—

"आसाढे मासे दुपया, पोसे मासे चउप्पया।
चित्तासोएसु मासेसु, तिपया हवइ पोरिसी ॥"

"આષાઢ માસમાં પૌરુષી બે પગલાંની હોય છે, પોષ માસમાં ચાર પગલાંની હોય છે અને ચૈત્ર તથા આશ્વિન માસમાં ત્રણ પગલાંની હોય છે."

**राइय-संथारए** – [ रात्रिक-संस्तारके ] – રાત્રિ-સંથારાને વિષે.

रात्रिक संस्तारक ते रात्रिक-संस्तारक. रात्रिक–રાત્રિસંબંધી, संस्तारक – સંથારો, પથારી. રાત્રે સૂવા માટેની પથારી.

**ठामि** – [ तिष्ठामि ] – રહું છું.

**बाहुवहाणेण** – [ बाहूपधानेन ] – હાથરૂપી ઓશીકા વડે.

बाहु એ જ उपधान ते बाहूपधान. उपधान – ઓશીકું.

**वाम-पासेणं** – [ वामपार्श्वेण ] – ડાબા પડખે.

वाम એવું पार्श्व ते वाम-पार्श्व. वाम – ડાબું. पार्श्व – પડખું. તેના વડે.

**कुक्कुडि-पाय-पसारण** – [ कुर्कुटी-पाद-प्रसारणे ] – કૂકડીની જેમ પગ રાખવામાં.

कुर्कुटीनो पाद ते कुर्कुटी-पाद, तेनुं प्रसारण ते कुर्कुटी-पाद-प्रसारण. कुर्कुटी – કૂકડી. पाद – પગ. प्रसारण – રાખવું તે.

**अतरंत** – [ अशक्नुवन् ] – અસમર્થ થતાં.

અહીં शक्નો આદેશ तर् થયેલો છે. (સિ. હે. શ. ૮-૪-૮૬).

'अतरन्त' त्ति आकाशे पादप्रसारणाशक्नुवंस्तु, (ધ. સં. ઉ. પૃ. ૧૦૬.) – 'અંતરંત એટલે આકાશમાં પગ રાખવાને અશક્ત હોય તે.'

**पमज्जए** – [ प्रमार्जयेत् ] – પ્રમાર્જન કરે. જયણા-પૂર્વક પૂંજે.

**भूमिं** – [ भूमिम् ] – ભૂમિને.

**संकोइअ** – [ संकुच्य ] – સંકોચ કરીને, ટૂંકાવીને.

**संडासा** – [ संदंशौ ] – ઢીંચણોને.

'संदंशमुरुसन्धिम्' – (ધ. સં. ઉ. પૃ. ૧૦૬.)—'સંદંશને એટલે ઢીંચણને.'

**उव्वट्टंते** – [ उद्वर्तयति ] – પડખું ફેરવતાં.

उद्वर्तयन्नुं સપ્તમીનું એકવચન उद्वर्तयति. उद्+वृत्–ફૂદવું, ફેરવવું, તે પરથી उद्वर्तयन् – ફેરવતો.

'उद्वर्त्तनमेकपार्श्वादन्यपार्श्वभवनम्' – (ધ. સં. ઉ. ગા. ૩૦).

**काय-पडिलेहा** – [ काय-प्रतिलेखा ] – કાયાની પડિલેહણા કરવી.

कायनी प्रतिलेखा ते काय-प्रतिलेखा. दव्वाई-उवओगं-द्रव्यादि-उपयोगम् – દ્રવ્યાદિનો વિચાર કરે.

અહીં દ્રવ્યાદિ-શબ્દથી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ ગ્રહણ કરવાં.

णिस्सास-निरुंभणालोए–निःश्वास-निरुन्धनालोके – નિઃશ્વાસ-નો રોધ કરે અને બારણાં તરફ જુએ.

णिस्सास-निरुंभण' त्ति 'निःश्वासं निरुणद्धि'—नासिकां दृढं गृह्णाति निःश्वास-निरोधनार्थम्' (ઓ. નિ. પ્રો. વૃ. પૃ. ૮૩).

'णिस्सास-निरुंभण એટલે નિઃશ્વાસનું રોધન, નિઃશ્વાસ રોકવાને માટે નાસિકા દૃઢતાથી ગ્રહણ કરે.'

**जइ** – [ यदि ] – જો.

**मे** – [ मे ] – મારું.

**हुज्ज** – [ भवेत् ] – થાય.

**पमाओ** – [ प्रमादः ] – પ્રમાદ, મૃત્યુ.

**इमस्स** – [ अस्य ] – આ (ના.).

**देहस्स** – [ देहस्य ] – દેહના.

**इमाइ रयणीए** – [ अस्यां रजन्याम् ] – આ જ રાત્રિને વિષે.

**आहारमुवहि-देहं** – [ आहारम् उपधि-देहम् ] – આહાર-પાણી, વસ્ત્ર, ઉપકરણો અને કાયા.

उपधि અને देह તે उपधि-देहम्. आहार – અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય એ ચાર પ્રકારનો આહાર. उपधि–વસ્ત્ર, પાત્ર વગેરે.

सव्वं [ सर्वम् ] – સર્વને.

तिविहेणं – [ त्रिविधेन ] – ત્રણ પ્રકારે. મન, વચન અને કાયા વડે.

वोसिरिअं – [ व्युत्सृष्टम् ] – વોસિરાવ્યું. ત્યાગ કર્યું.

चत्तारि – [ चत्वारि ] – ચાર.

मंगलं – [ मङ्गलम् ] – મંગલ.

अरिहंता – [ अर्हन्तः ] – અરિહંતો.

सिद्धा – [ सिद्धाः ] – સિદ્ધો.

साहू – [ साधवः ] – સાધુઓ.

केवलि-पन्नत्तो – [ केवलि-प्रज्ञप्तः ] – કેવલીએ પ્રરૂપેલો. કેવલીઓએ કહેલો.

धम्मो – [ धर्मः ] – ધર્મ.

लोगुत्तमा – [ लोकोत्तमाः ] – લોકમાં ઉત્તમ, જગતમાં શ્રેષ્ઠ.

अरिहंते – [ अर्हतः ] – અર્હતોને.

सिद्धे – [ सिद्धान् ] – સિદ્ધોને.

सरणं – [ शरणम् ] – શરણ, રક્ષણ.

पवज्जामि – [ प्रपद्ये ] – અંગીકાર કરું છું.

प्र+पद् – ધારણ કરવું–અંગીકાર કરવું.

पाणाइवायं – [ प्राणातिपातम् ] – પ્રાણાતિપાત, હિંસા.

વિગત માટે જુઓ સૂત્ર ૩૨–શ્રાદ્ધ-પ્રતિક્રમણસૂત્ર..

अलिअं - [ अलीकम् ] - જૂઠું.

चोरिक्कं - [ चौर्यम् ] - ચોરી.

मेहुण - [ मैथुनम् ] - મૈથુન, અબ્રહ્મ.

दविण-मुच्छं - [ द्रविण-मूर्छाम् ] - દ્રવ્ય પરનું મમત્વ, માલ-મિલકત પરનો મોહ.

कोहं - [ क्रोधम् ] - ક્રોધને.

माणं - [ मानम् ] - માનને.

मायं - [ मायाम् ] - માયાને, કપટને.

लोहं - [ लोभम् ] - લોભને.

पिज्जं - [ प्रेम ] - રાગને.

तहा - [ तथा ] - તે જ રીતે.

दोसं - [ द्वेषम् ] - દ્વેષને.

कलहं - [ कलहम् ] - કલહને.

अब्भक्खाणं - [ अभ्याख्यानम् ] - અભ્યાખ્યાનને. આક્ષેપ કરવા, આળ આપવું, કલંક ચડાવવું તે અભ્યાખ્યાન, તેને.

पेसुन्नं - [ पैशुन्यम् ] - પૈશુન્યને, ચાડીને.

रइ-अरइ-समाउत्तं - [ रति-अरति-समायुक्तम् ] - રતિ અને અરતિ વડે યુક્ત, હર્ષ અને શોકથી સહિત.

पर-परिवायं - [ पर-परिवादम् ] - પર-પરિવાદને, બીજાના અવર્ણવાદ બોલવાની ક્રિયાને.

**माया-मोसं** – [माया-मृषाम्] – માયા-મૃષાને, પ્રપંચોને.

**मिच्छत्त-सल्लं** – [मिथ्यात्व-शल्यम्] – મિથ્યાત્વરૂપી શલ્યને.

પ્રાણાતિપાત શબ્દથી મિથ્યાત્વ-શલ્ય સુધીના અઢાર પાપસ્થાનકની વધારે વિગત માટે જુઓ સૂત્ર ૩૧.

**वोसिरसु** – [व्युत्सृज] – છોડી દે, ત્યાગ કર.

અહીં वोसिरिसु એવો પાઠ પણ જોવામાં આવે છે.

**इमाइं**– [इमानि] – આ.

**मुक्ख-मग्ग-संसग्ग-विग्घभूआइं** – [मोक्ष-मार्ग-संसर्ग-विघ्नभूतानि] – મોક્ષમાર્ગનો મેળાપ થવામાં અંતરાયરૂપ.

मोक्षનો मार्ग તે मोक्षमार्ग, તેનો संसर्ग તે मोक्षमार्ग-संसर्ग, તેમાં જે विघ्नभूत તે मोक्ष-मार्ग-संसर्ग-विघ्नभूत. मोक्षमार्ग– મુક્તિનો પંથ. संसर्ग–સહવાસ, મેળાપ. विघ्नभूत–અંતરાયરૂપ.

**दुग्गइ-निबंधणाइं** – [दुर्गति-निबन्धनानि] – દુર્ગતિનાં કારણોને.

दुर्गतिનું निबन्धन તે दुर्गति-निबन्धन. दुर्गति – નરક, તિર્યંચ વગેરે ગતિ. निबन्धन – કારણ, હેતુ.

**अट्ठारस** – [अष्टादश] – અઢાર.

**पाव-ठाणाइं** – [पाप-स्थानानि] – પાપ-સ્થાનકો.

**एगो** – [एकः] – એક, એકલો.

**हं** – [अहम्] – હું.

**नत्थि** – [न अस्ति] – નથી.

मे – [ मम ] – મારું.

कोइ – [ कः अपि ] – કોઈ પણ.

नाहमन्नस्स – [ न अहम् अन्यस्य ] – નથી હું બીજાનો.

कस्सइ – [ कस्यचित् ] – કોઈ નો.

एवं – [ एवम् ] – એ રીતે.

अदीण-मणसो – [ अदीन-मनाः ] – અદીન મનવાળો, દીનતાથી રહિત મનવાળો.

न दीन ते अदीन. તેવું છે मनः જેનું તે अदीन-मनस्. अदीन – દીનતાથી રહિત. मनस् – મન. જેનું મન દીનતા – રાંકડાપણાથી રહિત છે તેવો.

अप्पाणमणुसासइ – [ आत्मानम् अनुशास्ति ] – આત્માને સમજાવે, આત્માને શિખામણ આપે.

सासओ – [ शाश्वतः ] – શાશ્વત, અમર.

अप्पा – [ आत्मा ] – આત્મા.

नाण-दंसण-संजुओ – [ ज्ञान-दर्शन-संयुतः ] – જ્ઞાન અને દર્શનથી યુક્ત.

सेसा – [ शेषाः ] – શેષ, બાકીના.

बाहिरा भावा – [ बाह्याः भावाः ] – બાહ્ય ભાવો.

ભાવ બે પ્રકારના છેઃ (૧) આત્મ-ભાવ અને (૨) બહિર્-ભાવ. તેમાં ‘ હું આત્મા છું ’ એવો ભાવ તે આત્મ-ભાવ છે અને ‘ હું શરીર છું, ’ ‘ હું ઇંદ્રિયો છું, ’ ‘ આ મકાન

મારું છે,' 'આ સ્ત્રી મારી છે,' વગેરે ભાવો બહિર્-ભાવ છે. આત્મ-ભાવથી ભિન્ન અન્ય સર્વ ભાવો બહિર્-ભાવ ગણાય છે.

**सव्वे** – [ सर्वे ] – સર્વ, બધા.

**संजोग-लक्खणा** – [ संयोग-लक्षणाः ] – સંયોગથી ઉત્પન્ન થયેલા. પુદ્ગલના સંયોગથી ઉત્પન્ન થયેલા.

संयोग છે लक्षण જેનું તે संयोग-लक्षण. संयोग – મેળાપ. તે બે પ્રકારનો હોય છે: (૧) દ્રવ્ય-સંયોગ અને (૨) ભાવ-સંયોગ. તેમાં તન, ધન અને કુટુંબ વગેરે બાહ્ય વસ્તુનો સંયોગ 'દ્રવ્ય-સંયોગ' કહેવાય છે અને મિથ્યાત્વ, અવિરતિ, કષાય વગેરે આંતરિક ભાવોનો સંયોગ 'ભાવ-સંયોગ' કહેવાય છે.

**संजोग-मूला** – [ संयोग-मूला ] – સંયોગના કારણે ઉત્પન્ન થયેલી.

संयोग છે मूल જેનું તે संयोग-मूल. मूल – કારણ.

**जीविण** – [ जीवेन ] – જીવ વડે, આત્મા વડે.

**पत्ता** – [ प्राप्ता ] – પ્રાપ્ત કરાયેલી છે.

**दुक्ख-परंपरा** – [ दुःख-परम्परा ] – દુઃખની હારમાળા.

दुःखनी परम्परा તે दुःख-परम्परा.

**तम्हा** – [ तस्मात् ] – તે કારણથી, તેથી.

**संजोग-संबंधं** – [ संयोग-सम्बन्धः ] – સંયોગ-સંબંધને, સંયોગથી ઉત્પન્ન થયેલા સંબંધને.

संयोग વડે થયેલો સમ્બન્ધ તે संयोग-सम्बन्ध.

**सव्वं** – [ सर्वम् ] – સર્વ.

**तिविहेण** – [ त्रिविधेन ] – ત્રણ પ્રકારે, મન, વચન અને કાયાથી.

**वोसिरिअं** – [ व्युत्सृष्टः ] – વોસિરાવ્યો છે, છોડી દીધો છે.

**अरिहंतो** – [ अर्हन् ] – શ્રીઅરિહંત દેવ.

**मह** – [ मम ] – મારા.

**देवो** – [ देवः ] – ઇષ્ટદેવ ( છે ).

**जावज्जीवं** – [ यावज्जीवम् ] – જીવું ત્યાં સુધી.

यावत्-जीवम् – જ્યાં સુધી જીવ હોય ત્યાં સુધી.

**सुसाहुणो** – [ सुसाधवः ] – સુસાધુઓ.

सुष्ठु साधु તે सुसाधु. તેમનાં મુખ્ય લક્ષણો પાંચ મહાવ્રતોનું પાલન, બાવીસ પરીષહોનો જય, નિર્દોષ ભિક્ષા વડે આજીવિકા, સામાયિક-ચારિત્ર અને ધર્મોપદેશ છે. વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૧.

**गुरुणो** – [ गुरवः ] – ગુરુઓ ( છે ).

गुरु – શબ્દથી અહીં ધર્મગુરુ સમજવાના છે.

**जिण-पन्नत्तं** – [ जिन-प्रज्ञप्तम् ] – જિન ભગવાને જણાવેલું.

जिन વડે प्रज्ञप्त તે जिन-प्रज्ञप्त. जिन – રાગ તથા દ્વેષને સંપૂર્ણપણે જિતનાર એવા કેવલી ભગવંત. प्रज्ञप्त – જણાવેલું.

**तत्तं** – [ तत्त्वम् ] – તત્ત્વ છે, તત્ત્વરૂપ છે, સત્ય છે.

**इअ** – [ इति ] – આ પ્રમાણે.

**सम्मत्तं** – [ सम्यक्त्वम् ] – સમ્યક્ત્વ, સમકિત.

**मए** – [ मया ] – મારાવડે.

**गहिअं** – [ गृहीतम् ] – ગ્રહણ કરાયું છે, ધારણ કરાયું છે.

**खमिअ** – [ क्षमित्वा (क्षान्ताः) ] – ખમીને, ક્ષમા કરીને (ખમ્યા).

**खमाविअ** – [ क्षमयित्वा (क्षमापिताः) ] – ખમાવીને, ક્ષમા માગીને. (ખમાવ્યા)

**मइ** – [ मयि ] – મારા ઉપર, મુજને, મને.

**खमह** – [ क्षमध्वम् ] – ખમો, ક્ષમા કરો.

**सव्वह** – [ सर्वे ] – તમે સર્વ.

**जीव-निकाय!** – [ जीव-निकायाः! ] – હે જીવ-નિકાયો! જીવની રાશિઓ! જીવના સમૂહો!

जीवनो निकाय – તે जीव-निकाय. जीव – દેહધારી જીવો. निकाय – રાશિ, સમૂહ.

**सिद्धह** – [ सिद्धानाम् ] – સિદ્ધોની, સિદ્ધ ભગવંતોની.

**साख** – [ साक्ष्ये ] – સાક્ષીપૂર્વક, સાક્ષીએ.

साक्ष्यं – સાક્ષીભૂત ક્રિયા.

**आलोयणा** – [ आलोचना ] – આલોચના કરું છું.

**मुज्झ** – [ मम ] – મારું, મને.

**न** – [ न ] – નથી.

**वइर** – [ वैरम् ] – વૈર, દુશ્મનાવટ.

न - [ न ] - નહિ.

भाव - [ भावः ] - ભાવ, લાગણી.

सव्वे जीवा - [ सर्वे जीवाः ] - સર્વે જીવો.

कम्म-वस - [ कर्मवशात् ] - કર્મ-વશ, કર્મને લીધે.

चउद्दह-राज - [ चतुर्दशरज्जौ ] - ચૌદ રાજમાં, ચૌદ રાજલોકમાં.

भमंत - [ भ्राम्यन्तः ] - ભમતા.

ते - [ ते ] - તે.

मे - [ मया ] - મારા વડે.

सव्व - [ सर्वे ] - સર્વે.

खमाविआ - [ क्षमापिताः ] - ખમાવેલા.

मुज्झ - [ मम ] - મને.

वि - [ अपि ] - પણ.

तेह - [ ते ] - તે.

खमंत - [ क्षमन्ताम् ] - ખમો, ક્ષમા કરો.

जं - [ यत् ] - જે.

मणेण - [ मनसा ] - મન વડે.

बद्धं - [ बद्धम् ] - બંધાયું હોય.

वायाए - [ वाचा ] - વાણી વડે.

भासिअं - [ भाषितम् ] - કહ્યું હોય.

**पावं** – [ पापम् ] – પાપને.

**काएणं** – [ कायेन ] – કાયા વડે, શરીર વડે.

**कयं** – [ कृतम् ] – કર્યું હોય.

## (૫) અર્થ-નિર્ણય

સંથારા-પોરિસી – દિવસ અને રાત્રિના જુદા જુદા પ્રહરને જુદા જુદા નામથી ઓળખવામાં આવે છે. જેમ કે દિવસનો પહેલો પ્રહર તે 'સૂત્ર-પૌરુષી,' બીજો પ્રહર તે 'અર્થ-પૌરુષી' વગેરે. તે રીતે રાત્રિના બીજા પ્રહરને 'સંથારા-પોરિસી' કે 'સંસ્તાર-પૌરુષી' કહેવામાં આવે છે અને તે પરથી તે સમયે બોલાતા સૂત્રને પણ 'સંથારા-પોરિસી' કે 'સંસ્તાર-પૌરુષી' કહેવામાં આવે છે.

निसीहि, निसीहि, निसीहि, સ્વાધ્યાયાદિ પ્રવૃત્તિ બંધ કરું છું, બંધ કરું છું, બંધ કરું છું.

રાત્રિનો પહેલો પ્રહર સ્વાધ્યાય માટે નિયત થયેલો છે. તે માટે શ્રીઉત્તરાધ્યયનસૂત્રના ૨૬મા અધ્યયનમાં કહેલું છે કે–

"पढमं पोरिसी सज्झायं, बिइयं झाणं झियायइ ।
तइयाए निद्द-मोक्खं सज्झायं तु चउत्थीए ॥ ४४ ॥"

"પહેલી પૌરુષીમાં સ્વાધ્યાય કરે, બીજીમાં ધ્યાન ધરે, ત્રીજીમાં નિદ્રા લઈને તેનાથી મુક્ત થાય અને ચોથીમાં પુનઃ સ્વાધ્યાય કરે.'

એટલે સાધુ તથા પોષધમાં રહેલો શ્રાવક રાત્રિનો પ્રથમ પ્રહર કે પ્રથમ પૌરુષી સ્વાધ્યાયમાં વ્યતીત કરે છે અને તે

પૂરી થતાં સંથારા-પોરિસીની તૈયારી કરે છે. તે વખતે ગૌતમાદિ ક્ષમાશ્રમણોને નમસ્કાર કરવા માટે પ્રથમની પ્રવૃત્તિના ત્યાગરૂપે અહીં ત્રણ વખત निसीहि શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. આ ત્રણ વખતનો પ્રયોગ મન, વચન અને કાયાની ત્રિવિધ પ્રવૃત્તિના નિષેધરૂપ સમજવો.

नमो खमासमणाणं गोयमाईणं महामुणीणं – નમસ્કાર હો ક્ષમાશ્રમણોને, ગૌતમાદિ મહામુનિઓને.

અહીં 'ક્ષમાશ્રમણ' શબ્દ વડે સર્વ સાધુઓને સામાન્ય નમસ્કાર કરીને પછી ગૌતમાદિ મહામુનિઓને વિશિષ્ટ નમસ્કાર કરવામાં આવે છે. તેથી निसीहिथी महामुणीणं સુધી-નો પાઠ નમસ્કારરૂપ છે. આ પ્રકારનો નમસ્કાર, સાધકને મહામુનિઓના જીવનની યાદ આપીને, સ્વીકારેલા નિયમમાં વિશેષ ને વિશેષ દૃઢ રહેવાની પ્રેરણા કરે છે.

अणुजाणह जिट्ठज्जा! હે જ્યેષ્ઠ આર્યો! આજ્ઞા આપો.

અહીં જ્યેષ્ઠ આર્યથી વડીલ સાધુઓ સમજવાના છે અને સંથારા પર જતાં પહેલાં તેમની આજ્ઞા અભિપ્રેત છે. તે માટે ઓઘ-નિર્યુક્તિની ટીકામાં શ્રીદ્રોણાચાર્યે આગમનું અવતરણ ટાંકતાં જણાવ્યું છે કે—'पुणो संथारए चडंतो भणइ जेट्ठज्जाईणं पुरतो चिट्ठंताणं – अणुजाणेज्जह,' (ઓ. નિ. દ્રો. વૃ. પૃ. ૮૩) પછી સંથારે ચડતાં ત્યાં રહેલા વડીલ સાધુઓને કહે છે કે 'આપ મને અનુજ્ઞા આપો.'

अणुजाणइ.......ठामि॥ १॥ 'ઉત્તમ ગુણરત્નોથી વિભૂષિત

દેહવાળા હે પરમગુરુઓ ! પૌરુષી સારી રીતે પરિપૂર્ણ થઈ છે, માટે રાત્રિના સંથારાને વિષે સ્થિર થવાની અનુજ્ઞા આપો.'

ઓઘનિર્યુક્તિની ટીકામાં શ્રીદ્રોણાચાર્યે ઉદ્ધૃત કરેલા આગમ-પાઠમાં જણાવ્યું છે કે—"पढमपोरिसिं काऊणं बहुपडिपुण्णाए पोरिसीए गुरु-सगासं गंतूण भणंति- इच्छामि खमासमणो ! वंदिउं जावणिज्जाए निसीहिआए मत्थएण वंदामि, खमासमणा ! बहुपडिपुण्णा पोरिसी अणुजाणह राई-संथारयं॥" 'પ્રથમ પૌરુષી કરીને એટલે પૌરુષી સારી રીતે પૂર્ણ થતાં ગુરુની પાસે જઈને કહે કે 'હે ક્ષમાશ્રમણ ! આપને હું નિર્વિકારી નિષ્પાપ કાયા વડે વંદન કરવાને ઇચ્છું છું. હું મસ્તકથી વાંદું છું. હે ક્ષમાશ્રમણો ! પ્રથમ પૌરુષી બરાબર પૂરી થઈ છે, તેથી રાત્રિ-સંથારાની અનુજ્ઞા આપો.'

એક સંથારો કાયમને માટે પણ થાય છે, તેથી અહીં રાત્રિનો સંથારો એવી સ્પષ્ટતા કરેલી છે. 'સંથારા' શબ્દથી અહીં સૂવા માટેની તૃણ, ઘાસ વગેરેની પથારી કે સંથારિયું વગેરે ઊનનાં વસ્ત્ર-વિશેષ સમજવાનાં છે.

अणुजाणह संथारं....भूमिं ॥ २ ॥ હે ભગવન્ ! સંથારાની અનુજ્ઞા આપો. હાથનું ઓશીકું કરવાથી તથા ડાબે પડખે સૂવાથી (એનો વિધિ સચવાય છે.) અને કૂકડીની માફક પગ રાખીને સૂવામાં અશક્ત હોતાં ભૂમિનું પ્રમાર્જન કરવું અને પૂંજી પગ લાંબા કરવા. (એવો તેનો વિધિ હું જાણું છું.)

આ ગાથાનો ભાવાર્થ સમજાવતાં યતિ-દિન-ચર્યામાં કહ્યું છે કે:—

"ठाऊणं संथारे, पुत्तिं पेहिंति तिन्नि वाराओ ।,
नवकारं सामाइअमुच्चारिअ वामपासेणं ॥ ३ ॥
उवहाणीकय-बाहू, आकुंचिअ कुक्कुडि व्व दो पाए ।
अतरंता सुपमज्जिअ, भूमिं विहिणा पसारिंति ॥ ४ ॥"

ધર્મ. સં. ઉ. પૃ. ૧૦૭.

"સંથારામાં સ્થિર થઈને ત્રણ વાર મુહપત્તીનું પડિલેહણ કરે. પછી નવકાર તથા સામાયિક ઉચ્ચારીને ડાબે પડખે હાથનું ઓશીકું કરીને બે પગો કૂકડીની જેમ સંકોચીને સૂએ. જો આ રીતે પગ સંકોચીને સૂવામાં અસમર્થ હોય તો વધારાની જગાનું સારી રીતે પ્રમાર્જન કરીને ભૂમિ ઉપર વિધિ-પૂર્વક પગ લાંબા કરે."

આ ગાથાનો ભાવાર્થ એ છે કે સાધુ સૂતી વખતે માત્ર સંથારાનો ઉપયોગ કરે, પણ ઓશીકું વગેરે રાખે નહિ. તેનો હાથ એ જ ઓશીકું ગણે અને ડાબા પડખે સૂએ, જેથી 'યોગ-નિદ્રા'નો નિયમ સચવાય. સૂતી વખતે પગ લાંબા ન કરતાં કૂકડીની જેમ પગ વાળીને સૂવું અને તેમ કરતાં ન ફાવે તો ભૂમિનું પ્રમાર્જન કરીને પગ લાંબા કરવા.

संकोइअ-संडासा उव्वट्टंते अ काय-पडिलेहा—પગ ટૂંકા કરતાં ઢીંચણની અને પડખું ફેરવતાં શરીરની પ્રતિલેખના કરે.

ધર્મસંગ્રહકારે સાધુ-ધર્મનું વ્યાખ્યાન કરતાં અઠ્ઠાવીસમી ગાથાના વિવેચનમાં જણાવ્યું છે કે—"'संकोइअ' इत्यादि, यदा पुनः सङ्कोचयति पादौ, तदा संदंशमुरुसन्धि प्रमृज्य सङ्कोचयति, उद्वर्तयंश्च कायं प्रमार्जयति, अयं स्वपतो विधिः।"—"'સંકોઈઅ'

ઇત્યાદિ, જો પગનો ફરી સંકોચ કરે તો ઢીંચણનું પ્રમાર્જન કરીને કરે તથા પડખું ફેરવતાં શરીરનું પ્રમાર્જન કરે, આ સૂવાનો વિધિ છે.”

दव्वाई-उवओगं—જો કાય-ચિંતા માટે ઊઠવું પડે તો નિદ્રાનું નિવારણ કરવા માટે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની વિચારણા કરવી.

‘यदा पुनः कायिकार्थमुत्तिष्ठति स तदा किं करोतीत्याह— ‘दव्वाई-उवओगं’ द्रव्यतः क्षेत्रतः कालतो भावतश्चोपयोगं ददाति, तत्र द्रव्यतः कोऽहं ! प्रव्रजितोऽप्रव्रजितो वा ! क्षेत्रतः किमुपरितलेऽन्यत्र वा ! कालतः किमियं रात्रिर्दिवसो वा ! भावतः कायिकादिना पीडितोऽहं न वेति।’–(ઓ. નિ. દ્રો. વૃ. પૃ. ૮૩) ‘જો કાય-ચિંતા (લઘુનીતિ કે વડીનીતિ–મલ-મૂત્ર-વિસર્જન’) માટે ઊઠે તો શું કરે? તે કહે છે—‘દ્રવ્યાદિ-ઉપયોગ’ એટલે દ્રવ્યથી, ક્ષેત્રથી, કાલથી અને ભાવથી ઉપયોગ મૂકે. ત્યાં દ્રવ્યથી એમ વિચારે કે ‘હું કોણ છું? પ્રવ્રજિત કે અપ્રવ્રજિત?’ ક્ષેત્રથી એમ વિચારે કે હું ઉપર છું કે નીચે? કાલથી એમ વિચારે કે આ રાત્રિ છે કે દિવસ? ભાવથી એમ વિચારે કે હું કાય-ચિંતાથી પીડિત છું કે કેમ? એટલે કે મારે દરેક-નાત્રે (સ્થંડિલ-માત્રાને માટે) મલ-મૂત્ર-વિસર્જન માટે જવાની જરૂર છે કે કેમ?

निस्सास-निरुंभणाऽऽलोगं—જો એ રીતે નિદ્રા ન ઊડે તો નિઃશ્વાસનું નિરુંધન કરે અને તેવી રીતે પણ નિદ્રા દૂર થતાં પ્રકાશવાળા દ્વાર સામું જુએ.

ધર્મસંગ્રહકારે ઉત્તરાર્ધની અઠ્ઠાવીશમી ગાથાનું વિવેચન કરતાં જણાવ્યું છે કે–' इत्थमपि निद्राऽभिभूतः निःश्वासं रुणद्धि, तथाप्यपगतनिद्र आलोकद्वारं पश्यति '–' એમ કરતાં પણ નિદ્રાથી ઘેરાયેલો રહે તો નિઃશ્વાસ રોકી રાખે, અને તેવી રીતે પણ નિદ્રા દૂર કરીને પ્રકાશ આવતો હોય તે બારણા તરફ જુએ. '

પરંપરામાં અહીં 'ऊसास-निरुंमणालोए' એવો પાઠ છે, પણ ઓઘનિર્યુક્તિ પ્રમુખ ગ્રંથોમાં 'णिस्सास-निरुंमणालोए' એવો પાઠ છે અને તે જ સુયોગ્ય છે, કારણ કે ઊંઘમાંથી એકાએક ઊઠતાં અને ઊંઘ પૂરેપૂરી ન ઊડતાં નસકોરાં દબાવવાનાં હોય છે કે જેમાં નિઃશ્વાસનું રોધન થાય છે.

जइ मे.......वोसिरिअं ॥ ४ ॥ જો મારા આ દેહનું આ રાત્રિએ જ મરણ થાય તો મેં આહાર, ઉપધિ અને દેહને મન, વચન અને કાયાથી વોસિરાવ્યાં છે.

સૂતાં પછી કોઈ પણ કારણસર એકાએક મૃત્યુ થઈ જાય તો '**અણુસણ**' વિના રહી ન જવાય તે માટે સાધુ તથા પૌષધધારી શ્રાવકો સંથારા પર નિદ્રાધીન થતાં પહેલાં 'સાગારી અણસણ' કરે છે. 'સાગારી અણસણ' એટલે આગાર કે અપવાદવાળું અણસણ. અહીં અપવાદ એવો હોય છે કે 'જો મારું શરીર આ રાત્રિએ અહીં પ્રમાદને પામે–મૃત્યુને પામે તો મારે અત્યારથી આહાર, ઉપધિ અને દેહનો ત્યાગ છે, અન્યથા નહિ.' જો આવો સાપવાદ ત્યાગ ન હોય તો એ ત્યાગ કાયમનો ગણાય અને ત્યારથી એ વસ્તુનો ઉપયોગ કરી શકાય નહિ.

આરાધક આત્મા સંથારાને પણ છેલ્લા સંથારાની જ એક નાની આવૃત્તિ ગણે છે; અને તેથી નિદ્રાધીન થતાં પહેલાં મંગલ ભાવના, ચાર શરણોનો સ્વીકાર, અઢાર પાપસ્થાનકોનો ત્યાગ વગેરે ક્રિયાઓ કરે છે.

चत्तारि मंगलं-धम्मो मंगलं ॥ ५ ॥ ચાર પદાર્થો મંગલ છેઃ (૧) અર્હંતો મંગલ છે, (૨) સિદ્ધો મંગલ છે, (૩) સાધુઓ મંગલ છે અને (૪) કેવલિ-પ્રરૂપિત ધર્મ મંગલ છે.

અહીં 'સાધુ' શબ્દમાં આચાર્ય અને ઉપાધ્યાયનો પણ સમાવેશ ગણવો.

चत्तारि लोगुत्तमा-धम्मो लोगुत्तमो ॥ ६ ॥ ચાર પદાર્થો લોકોત્તમ છેઃ (૧) અર્હંતો લોકોત્તમ છે, (૨) સિદ્ધો લોકોત્તમ છે, (૩) સાધુઓ લોકોત્તમ છે અને (૪) કેવલિ-પ્રરૂપિત ધર્મ લોકોત્તમ છે.

અર્હન્ આદિ ચાર લોકમાં સર્વથી ઉત્તમ છે. અહીં 'લોક' શબ્દથી ભાવલોક સમજવો. આ લોકોત્તમપણાને લીધે તેમનું શરણ ગ્રહણ કરવા યોગ્ય છે.

चत्तारि सरणं.......पवज्जामि ॥ ७ ॥ સંસારના ભયથી બચવા માટે હું ચારનાં શરણ સ્વીકારું છું. (૧) અર્હંતોનું શરણ સ્વીકારું છુંઃ (૨) સિદ્ધોનું શરણ સ્વીકારું છું, (૩) સાધુઓનું શરણ સ્વીકારું છું અને (૪) કેવલિ-પ્રરૂપિત ધર્મનું શરણ સ્વીકારું છું.*

* બૌદ્ધધર્મમાં ત્રણ શરણો નીચે મુજબ ગ્રહણ કરવામાં આવે છેઃ 'बुद्धं सरणं गच्छामि। धम्मं सरणं गच्छामि। संघं सरणं गच्छामि।' (લઘુપાઠ, સરણત્તય.)

'संसारभयपरित्राणाय शरणं प्रपद्ये।' (આ. ટી.)-'સંસારના ભયથી બચવા માટે શરણ સ્વીકારું છું.

पाणाइवाय........सल्लं च ॥९॥ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિ-અરતિ, પર-પરિવાદ, માયા-મૃષાવાદ અને મિથ્યાત્વ-શલ્ય.

वोसिरसु........पाव-ठाणाइं ॥१०॥ મોક્ષમાર્ગની પ્રાપ્તિમાં વિઘ્નભૂત અને દુર્ગતિના કારણરૂપ આ અઢાર પાપસ્થાનકોને તજવાં.

'एगो हं........अप्पाणमणुसासइ ॥११॥' 'હું એકલો છું, મારું કોઈ નથી અને હું પણ કોઈનો નથી એવું અદીન મનથી વિચારતો થકો આત્માને સમજાવે.

તત્ત્વ-ચિંતન માટે દ્વાદશ અનુપ્રેક્ષા (ભાવના) કહેલી છે. તેમાંની એકત્વની ભાવનાનો અહીં આશ્રય લેવામાં આવે છે. તે આ રીતે કે 'હું એકલો છું'. 'હું' એટલે આત્મા, 'એકલો' એટલે અન્યના સાથ વિનાનો. 'મારું કોઈ નથી' એટલે માતા, પિતા, પત્ની, પરિવાર, સગાં, સંબંધીઓ, મિત્રો વગેરે કોઈ પણ મારાં-આત્માનાં નથી, કારણ કે તે તો વ્યવહાર-માત્રથી મારાં કહેવાય છે, જ્યારે નિશ્ચયથી જ્ઞાન, દર્શન અને ચારિત્ર જ મારાં છે. વળી હું પણ કોઈનો સગો કે સંબંધી નથી, કારણ કે સગપણ અને સંબંધ દેહને ઘટે છે, પણ આત્માને ઘટતા નથી. કહ્યું છે કે :-

"एकस्य जन्म मरणे, गतयश्च शुभाशुभा भवावर्त्ते ।
तस्मादाकालिकहितमेकेनैवात्मनः कार्यम ॥ १४३ ॥"
—પ્રશમરતિ-પ્રકરણ.

'સંસાર-ચક્રમાં ફરતાં એકલાને જન્મ-મરણ કરવાં પડે છે અને શુભાશુભ ગતિમાં જવું પડે છે, તેથી આત્માએ પોતે એકલાએ જ પોતાનું અક્ષય આત્મ-હિત સાધવું.'

આ ભાવના દીનતા-પૂર્વક કરવાની નથી; જેમ કે 'હું એકલો છું' એટલે મારું કોઈ સહાયક નથી. 'મારું કોઈ નથી' એટલે મારું હિત ઇચ્છે કે મને મદદ કરે તેવું કોઈ નથી. 'હું પણ કોઈનો નથી' એટલે હું કોઈને કામ આવી શકતો નથી, વગેરે. આવી દીનતા ત્યાગ કરવા યોગ્ય છે, કારણ કે તે આર્ત્તધ્યાનને ઉત્પન્ન કરનારી છે. ઉપર્યુક્ત એકત્વ ભાવના તો સમજણ-પૂર્વક કરવાની છે કે જેથી આત્મા નિજ-સ્વરૂપમાં સ્થિર રહે અને જ્ઞાન, દર્શન તથા ચારિત્રને જ પોતાનાં માની તેની આરાધનામાં સ્થિર થાય.

एगो मे........संजोग-लक्खणा ॥ १२ ॥ જ્ઞાન અને દર્શનથી સંયુક્ત એક મારો આત્મા જ શાશ્વત છે અને બીજા બધા સંયોગથી ઉત્પન્ન થયેલા બહિર્ભાવો છે. (એટલે કે તે ક્ષણિક છે.)

દર્શન એટલે સામાન્ય ઉપયોગ અને જ્ઞાન એટલે વિશેષ ઉપયોગ, એ આત્માનો 'નિજ-ભાવ' છે અને શાશ્વત છે; જ્યારે કર્મના સંયોગથી ઉત્પન્ન થયેલા સઘળા ભાવો

'બહિર્ભાવ' છે, અને ક્ષણિક છે. તેથી 'નિજભાવ'માં સ્થિર થવું એ જ મારા માટે હિતકારી છે.

संजोगमूला........वोसिरिअं ॥ १३ ॥ મારા જીવે દુઃખની પરંપરા કર્મ-સંયોગને લીધે જ પ્રાપ્ત કરેલી છે, તેથી એ સર્વ કર્મ-સંયોગને મેં મન, વચન અને કાયાથી વોસિરાવ્યા છે.

જીવને દુઃખ-પરંપરાનો જે અનુભવ થાય છે, તેનું કારણ કર્મનો સંયોગ છે. એ સંયોગ દૂર થતાં જ તે પોતાનાં ચિદાનંદ-સ્વરૂપમાં સ્થિર થાય છે અને અનંત અપાર સુખનો અનુભવ કરે છે. તેથી હું સર્વ સંયોગોનો મન, વચન અને કાયાથી ત્યાગ કરું છું. તાત્પર્ય કે આ ક્ષણથી હું શરીર, ઇંદ્રિયો, માતા, પિતા, પત્ની, પરિવાર, સગાં-સ્નેહીઓ, મિત્રો, સ્વજનો, ધન-દોલત, માન કે કીર્તિ-એ સર્વેની ઇચ્છાનો ત્યાગ કરું છું અને મારાં પોતાનાં આત્મ-સ્વરૂપમાં મગ્ન થાઉં છું.

अरिहंतो........गहिअं ॥ १४ ॥ હું જીવું ત્યાં સુધી અરિહંત મારા દેવ છે, સુસાધુ મારા ગુરુ છે અને જિનોએ કહેલા સિદ્ધાંતો સત્ય છે, આવું સમ્યક્ત્વ મેં ગ્રહણ કર્યું છે. ॥ ૧૪ ॥

ભવ-સાગરને તરવા માટે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્-ચારિત્ર એ રત્નત્રયીની જરૂર છે. તેમાં પણ પહેલી જરૂર સમ્યગ્દર્શનની છે, કારણ કે તેના યોગે જ જ્ઞાન અને ચારિત્રમાં સમ્યક્પણું સંભવે છે. સમ્યગ્દર્શનની પ્રાપ્તિ દેવ, ગુરુ અને ધર્મના આદર્શ સ્વરૂપને સ્વીકાર્યા વિના થતી નથી, તેથી અહીં દેવ, ગુરુ અને ધર્મની ધારણા કરવામાં આવી છે. તે આ રીતે કે 'અરિહંત મારા દેવ છે, પંચમહાવ્રતધારી

સુસાધુ મારા ગુરુ છે અને રાગ-દ્વેષને જિતીને વીતરાગ તથા જિન થયેલા એવા શ્રીતીર્થંકર ભગવંતોએ પ્રરૂપેલું દયા-પ્રધાન સ્યાદ્વાદમય તત્ત્વ એ મારો ધર્મ છે. આ પ્રકારનું સમ્યક્ત્વ મેં ગ્રહણ કર્યું છે.'

શાસ્ત્રકારોની ભાષામાં કહીએ તો દરેક સુજ્ઞ મનુષ્યે અંત-સમયે અનશન અને આરાધના કરવી જોઈએ. તેમાં આહાર, ઉપધિ અને દેહનો ત્યાગ કરવો એ અનશન છે અને ચાર શરણ સ્વીકારવા-પૂર્વક અઢાર પાપસ્થાનકોનો ત્યાગ કરીને આત્માનું અનુશાસન કરવું તથા સમ્યક્ત્વ ધારણ કરવું, એ આરાધના છે. એટલે સંથારા પર શયન કરતી વખતે કદાચ મૃત્યુ આવી પડે તો પણ પોષધ કરનારને અનશન અને આરાધનાનો લાભ મળે છે.

खमिअ........मात्र ॥ १५ ॥ હે જીવ-સમૂહ! તમે સર્વે ખમત-ખામણાં કરીને મારા પર પણ ક્ષમા કરો. હું સિદ્ધોની સાક્ષીએ આલોચના કરું છું કે મારે કોઈ પણ જીવ સાથે વૈરભાવ નથી.

અનશન અને આરાધનાની સાર્થકતા ક્ષમાપના વડે થાય છે, તેથી અહીં સકલ જીવો પ્રત્યે કરેલા અપરાધની ક્ષમા યાચવામાં આવે છે તથા વૈરભાવનો સંપૂર્ણ ત્યાગ કરીને મૈત્રી-ભાવ પ્રકટ કરવામાં આવે છે.

सव्वे जीवा........खमंत ॥ १६ ॥ સર્વે જીવો કર્મ-વશ ચૌદ રાજલોકમાં ભ્રમણ કરે છે, તે સર્વેને મેં ખમાવ્યા છે, તેઓ મને પણ ક્ષમા કરો.

કર્મ-સંયોગોને લીધે જીવો ચૌદ રાજલોકમાં જુદા જુદા સ્થળે જુદી જુદી યોનિમાં ઉત્પન્ન થાય છે, તેથી સંભવ છે કે તેમનો કોઈ ને કોઈ રીતે અપરાધ થયો હોય. આ સઘળા જીવોની હું ક્ષમા માગું છું, તેઓ પણ મને ક્ષમા કરો.

जं जं मणेण........दुक्कडं ॥ १७॥ જે જે પાપ મેં મનથી બાંધ્યું હોય, જે જે પાપ મેં વચનથી બાંધ્યું હોય અને જે જે પાપ મેં કાયાથી બાંધ્યું હોય, તે મારું દુષ્કૃત મિથ્યા હો.

ક્ષમાપના પછી સર્વ પાપોની આલોચના કરવામાં આવે છે, જેથી આત્મા શલ્ય-રહિત થાય અને કદાચ મરણ પામે તો સદ્ગતિનો અધિકારી થાય.

## (૬) અર્થ-સંકલના

સ્વાધ્યાયાદિ-પ્રવૃત્તિ હવે સંપૂર્ણ બંધ કરું છું. ક્ષમા-શ્રમણોને-ગૌતમાદિ મહામુનિઓને નમસ્કાર હો.

હે જયેષ્ઠ આર્યો! અનુજ્ઞા આપો.

ઉત્તમ ગુણરત્નોથી વિભૂષિત દેહવાળા હે પરમગુરુઓ! (પ્રથમ) પૌરુષી સારી રીતે પરિપૂર્ણ થઈ છે, માટે રાત્રિના સંથારાને વિષે સ્થિર થવાની અનુજ્ઞા આપો. ૧.

હે ભગવન્! સંથારાની અનુજ્ઞા આપો. હાથનું ઓશીકું કરવાથી તથા ડાબે પડખે સૂવાથી (એનો વિધિ સૂચવાય છે.) અને કૂકડીની માફક પગ રાખીને સૂવામાં અશક્ત હોતાં ભૂમિનું પ્રમાર્જન કરું (અને પછી પગ લાંબા કરવા એવો તેનો વિધિ હું જાણું છું.) ૨.

જો પગ લાંબા કર્યા પછી સંકોચવા પડે તો ઢીંચણ પૂંજીને સંકોચવા તથા પડખું ફેરવવું પડે તો શરીરનું પ્રમાર્જન કરવું એ તેનો વિધિ છે. જો કાય-ચિંતા માટે ઊઠવું પડે તો નિદ્રાનું નિવારણ કરવા માટે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની વિચારણા કરવી, અને તેમ છતાં નિદ્રા ન ઊડે તો હાથ વડે નાકને પકડીને નિઃશ્વાસને રોકવો અને તેવી રીતે નિદ્રા બરાબર ઊડે ત્યારે પ્રકાશવાળા દ્વાર સામે જોવું. (એવો તેનો વિધિ હું જાણું છું.) ૩.

જો મારા આ દેહનું આ રાત્રિએ જ મરણ થાય તો મેં આહાર, ઉપધિ (ઉપકરણ) અને દેહને મન, વચન અને કાયાથી (અત્યારે) વોસિરાવ્યાં છે. ૪.

ચાર પદાર્થો મંગલ છેઃ (૧) અર્હંતો મંગલ છે, (૨) સિદ્ધો મંગલ છે, (૩) સાધુઓ મંગલ છે અને (૪) કેવલિ-પ્રરૂપિત ધર્મ મંગલ છે. ૫.

ચાર પદાર્થો લોકોત્તમ છેઃ (૧) અર્હંતો લોકોત્તમ છે, (૨) સિદ્ધો લોકોત્તમ છે, (૩) સાધુઓ લોકોત્તમ છે અને (૪) કેવલિ-પ્રરૂપિત ધર્મ લોકોત્તમ છે. ૬.

(સંસારના ભયથી બચવા માટે) હું ચારનાં શરણ સ્વીકારું છું: (૧) અર્હંતોનું શરણ સ્વીકારું છું, (૨) સિદ્ધોનું શરણ સ્વીકારું છું, (૩) સાધુઓનું શરણ સ્વીકારું છું અને (૪) કેવલિ-પ્રરૂપિત ધર્મનું શરણ સ્વીકારું છું. ૭.

પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન,

પૈશુન્ય, રતિ-અરતિ, પર-પરિવાદ, માયા-મૃષાવાદ અને મિથ્યાત્વ-શલ્ય એ અઢાર પાપ-સ્થાનકો મોક્ષમાર્ગની પ્રાપ્તિમાં વિઘ્નભૂત અને દુર્ગતિના કારણરૂપ હોઈને તજવાં ઘટે (તેથી હું તેનો ત્યાગ કરું છું.) ૮-૧૦.

'હું એકલો છું, મારું કોઈ નથી અને હું પણ કોઈનો નથી' એવું અદીન મનથી વિચારતો થકો આત્માને સમજાવે-(વવો). ૧૧.

જ્ઞાન અને દર્શનથી સંયુક્ત એક મારો આત્મા જ શાશ્વત છે અને બીજા બધા સંયોગથી ઉત્પન્ન થયેલા બહિર્ભાવો છે. ૧૨.

મારા જીવે દુઃખની પરંપરા કર્મ-સંયોગને લીધે જ પ્રાપ્ત કરેલી છે, તેથી એ સર્વ કર્મ-સંયોગને મેં મન, વચન અને કાયાથી વોસિરાવ્યા છે. ૧૩.

હું જીવું ત્યાં સુધી અરિહંત મારા દેવ છે, સુસાધુ મારા ગુરુ છે અને જિનોએ કહેલા સિદ્ધાંતો એ મારો ધર્મ છે, આવું સમ્યક્ત્વ મેં ગ્રહણ કર્યું છે. ૧૪.

હે જીવ-સમૂહ! તમે સર્વે ખમત-ખામણાં કરીને મારા પર ક્ષમા કરો. હું સિદ્ધોની સાક્ષીએ આલોચના કરું છું કે મારે કોઈ પણ જીવ સાથે વૈરભાવ નથી. ૧૫.

સર્વે જીવો કર્મ-વશ હોઈને ચૌદ રાજલોકમાં ભ્રમણ કરે છે, તે સર્વેને મેં ખમાવ્યા છે, તેઓ મને પણ ક્ષમા કરો. ૧૬.

મેં જે કંઈ પાપ મન, વચન અને કાયાથી બાંધ્યું હોય તે મિથ્યા થાઓ. ૧૭.

## (૭) સૂત્ર-પરિચય

સાયંકાલનું ષડાવશ્યકમય પ્રતિક્રમણ થઈ ગયા પછી રાત્રિનો પ્રથમ પ્રહર સાધુ તથા પૌષધધારી શ્રાવકોએ—પોસાતીઓએ પાંચ પ્રકારના સ્વાધ્યાયમાં ગાળવાનો હોય છે. આ સ્વાધ્યાયની ક્રિયા પૂરી થયા પછી સૂવાનો સમય થાય છે, જેને 'સંથારા-પોરિસી' એટલે 'સૂવા માટેનો પ્રહર' કહેવામાં આવે છે. આ વખતે સૂતાં પહેલાં જે સૂત્ર બોલવામાં આવે છે, તેને પણ ઉપચારથી 'સંથારા-પોરિસી'—'संस्तारक-पौरुषी' કહેવામાં આવે છે.

સૂતી વખતે મુમુક્ષુ આત્માઓની ભાવના અથવા અધ્યવસાયો કેવા હોવા જોઈએ, તેનું સુંદર અને સ્પષ્ટ નિરૂપણ આ સૂત્ર વડે કરવામાં આવ્યું છે. તેનો પ્રારંભ निसीहि, निसीहि, निसीहि એવા સાંકેતિક શબ્દો વડે થાય છે, જે પૂર્વપૌરુષીમાં શરૂ કરેલી સ્વાધ્યાય-ક્રિયાની પૂર્ણાહુતિ સૂચવે છે અને મનમાં કોઈ પણ પ્રકારનો વિષય કે વિકાર પેદા થયો હોય તો તેનો પણ નિષેધ સૂચવે છે. આવા નિષેધથી ભાવનમસ્કારની યોગ્યતા ઉત્પન્ન થાય છે અને તે યોગ્યતા-પૂર્વક સામાન્યતયા સર્વ ક્ષમાશ્રમણોને તથા વિશેષતયા ગૌતમાદિ મહામુનિઓને નમસ્કાર કરવામાં આવે છે કે જેમનું જીવન પ્રત્યેક મુમુક્ષુ માટે માર્ગદર્શક અને અનુકરણીય છે.

આ રીતે નમસ્કાર-પૂર્વકનું મંગલાચરણ ત્રણ વાર કર્યા પછી વર્તમાન સામાચારી પ્રમાણે नमुक्कारो—નવકારમંત્ર તથા सामाइयसुत्त—'કરેમિ ભંતે' સૂત્ર ત્રણ-ત્રણ વાર બોલીને

પછીનો પાઠ કહેવામાં આવે છે. તેમાં મુમુક્ષુ આત્મા જણાવે છે કે 'હે જ્યેષ્ઠ આર્યો! હે ઉત્તમ ગુણરત્નોથી વિભૂષિત પરમગુરુઓ! 'बहुपडिपुन्ना पोरिसी' પ્રથમ પોરિસી સારી રીતે પૂર્ણ થઈ છે, તેથી આપ આજ્ઞા આપો તો હવે રાત્રિ-સંથારા પર સ્થિર થાઉં.'

આધ્યાત્મિક સાધના કરનારને માટે દિવસની નિદ્રા નિષિદ્ધ છે, એટલે તે વખતે સામાન્ય આસનથી કામ ચાલે છે, પણ રાત્રિના સમયે નિદ્રા લેવાની હોય છે, તેથી તે સમયે સંથારાની જરૂર પડે છે. આ સંથારો ઘાસ-તૃણનો કે ઊનનો હોવો ઘટે છે. આધુનિક સમયમાં પ્રાયઃ ઊનનો સંથારો કામમાં લેવાય છે કે જેને સંથારિયું કહેવામાં આવે છે અને તેને જ અહીં રાત્રિ-સંથારો સમજવાનો છે.

સંથારા પર કેવી રીતે શયન કરવું જોઈએ? તે જાણવાની જરૂર છે. તેના મુખ્ય નિયમો નીચે મુજબ છે:

(૧) ઓશીકાં વગેરે સાધનો ન રાખતાં હાથનું જ ઓશીકું કરીને સૂવું.

(૨) ડાબે પડખે સૂવું.

(૩) સૂતી વખતે કૂકડીની જેમ પગને ઢીંચણથી વાળી દેવા.

(૪) જો પગ ઢીંચણથી વાળવાનું અનુકૂળ ન પડે તેમ હોય તો લાંબા કરવા પણ તેમ કરતાં અગાઉ જે ભૂમિ પર પગ રાખવાના છે, તેનું પ્રમાર્જન કરવું.

(૫) પગ લાંબા કર્યા પછી ટૂંકા કરવા હોય તો ઢીંચણનો ભાગ પૂંજવો કે જ્યાં જીવ-વિરાધના થવાનો સંભવ છે.

(૬) જો પડખું ફેરવવું હોય તો શરીરનું પ્રમાર્જન કરવું. તાત્પર્ય કે ઊંઘવા માંડ્યા પછી ગમે તેમ આળોટવું એ મુમુક્ષુ માટે યોગ્ય નથી. નિદ્રા સ્વલ્પ અને અગાઢ લેવી ઘટે છે.

(૭) સૂતા પછી કાય-ચિંતા વગેરે માટે ઊઠવું ન પડે એ સ્થિતિ ઇષ્ટ ગણાય, છતાં વ્યાધિ કે કારણવશાત્ ઊઠવું પડે તો નિદ્રાથી સંપૂર્ણ મુક્ત થઈને પછી જ જવું ઘટે. ઊંઘણશી ઊઠીને લથડિયાં ખાતાં ચાલવું, એ આત્મનિષ્ઠ પુરુષ માટે યોગ્ય નથી.

(૮) બરાબર જાગૃત થવા માટે પ્રથમ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી વિચારણા કરવી જોઈએ કે 'હું કોણ છું?' 'હાલ પ્રવ્રજિત છું કે અપ્રવ્રજિત?' 'વ્રતમાં છું કે વ્રત-બહાર?' (દ્રવ્ય), 'ક્યાં સૂઈ રહેલો છું? ઉપરના મજલે, ભોંયતળિયે કે બીજે કોઈ ઠેકાણે?' (ક્ષેત્ર), 'કેટલો સમય વ્યતીત થયો હશે?' (કાલ), 'મારે અત્યારે ઊઠવાનું પ્રયોજન શું છે?' (ભાવ), વગેરે.

(૯) છતાં નિદ્રા બરાબર ન ઊડે તો નાક દબાવવું અને શ્વાસ રોકવો. તેથી થોડી જ વારમાં નિદ્રા ઊડી જવાનો સંભવ છે.

(૧૦) નિદ્રા બરાબર દૂર થવા પછી જો બારી કે બારણામાંથી પ્રકાશ આવતો હોય તેના સામું જોવું ને એ રીતે

સંપૂર્ણ નિદ્રા-મુક્ત થઈને પછી જ જયણા-પૂર્વક કાય-ચિંતા ટાળવી.

સંથારા પર આરૂઢ થતાં, પહેલો વિચાર એ કરવાનો છે કે કદાચ આ જ સંથારા પર કોઈ પણ કારણસર મારું મૃત્યુ થઈ જાય તો? આ નશ્વર દેહનો ભરોસો શું? એટલે 'સાગારી અનશન' કરવામાં આવે છે અને ચારે આહારનો, સર્વ ઉપ-કરણોનો તથા દેહનો શરતી ત્યાગ કરવામાં આવે છે. આ ત્યાગ સવારે જીવતાં ન ઊઠાય તો છેવટનો સમજવાનો છે, નહિ તો સવારે ઊઠવા સુધીનો સમજવાનો છે.

અંતિમ સમયે અનશનની જેમ મંગલભાવના, ચાર શરણ, પાપ-સ્થાનકોનો ત્યાગ, આત્મ-શિક્ષા, પૌદ્ગલિક વસ્તુ-ઓનો ત્યાગ, સમ્યક્ત્વની ધારણા, ક્ષમાપના અને દુષ્કૃતની નિંદા પણ જરૂરી ગણાય છે, તેથી પાંચમી અને છઠ્ઠી ગાથા (આલાપક)માં મંગલભાવના આપેલી છે; સાતમી ગાથા (આલાપક)માં ચાર શરણોનું સ્વરૂપ દર્શાવ્યું છે; આઠમી, નવમી તથા દસમી ગાથામાં અઢાર પાપસ્થાનકોનો ત્યાગ બતાવ્યો છે; અગિયારમી અને બારમી ગાથામાં આત્માને અનુશાસન કરનારી ભાવનાનું નિરૂપણ કર્યું છે; તેરમી ગાથામાં સર્વ પૌદ્ગલિક સંબંધોના ત્યાગને જણાવ્યો છે; ચૌદમી ગાથામાં સમ્યક્ત્વની ધારણા મૂકેલી છે; પંદરમી અને સોળમી ગાથામાં ક્ષમાપનાનું હાર્દ પ્રકાશ્યું છે અને સત્તરમી ગાથામાં માનસિક, વાચિક તથા કાયિક દુષ્કૃતોની નિંદા કરીને આલોચના કરેલી છે.

આ રીતે સંથારા-પોરિસીમાં મનુષ્યે જીવનના અંતે જે જે કરવાનું છે, તે-બધું યોગ્ય રીતે દર્શાવેલું છે. તેના પર વિચાર કરવાથી જીવનનાં દૃષ્ટિબિંદુમાં તથા પ્રવૃત્તિમાં મોટો ફેરફાર થવાનો સંભવ છે કે જે જીવનને અંતર્મુખ બનાવે છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્ર સળંગ નથી, પરંતુ જુદી જુદી ગાથાઓના સંગ્રહરૂપ છે. તેની પહેલી ગાથા સંદર્ભરૂપે ધર્મસંગ્રહમાં ઉદ્ધૃત કરેલી યતિદિનચર્યાની ગાથાઓમાં (પૃ. ૧૦૭) તથા સ્પષ્ટરૂપે ભાવદેવસૂરિ-વિરચિત યતિદિનચર્યાની મતિસાગર-વિરચિત વૃત્તિમાં ઉદ્ધૃત થયેલી જોવામાં આવે છે (પૃ. ૮૬). સૂત્રની બીજી અને ત્રીજી ગાથા ઓઘનિર્યુક્તિની ૨૦૫ અને ૨૦૬ ક્રમાંકવાળી ગાથા છે કે જે શ્રીભદ્રબાહુસ્વામીએ નવમા 'પૂર્વ'ના આચાર નામક ત્રીજી વસ્તુના વીસમા 'પ્રાભૃત'ના 'ઓઘપ્રાભૃત-પ્રાભૃત' નામના વિભાગમાંથી ઉદ્ધરેલી છે. ચોથી ગાથા ધર્મસંગ્રહમાંથી ઉદ્ધૃત કરેલી યતિદિનચર્યાની પાંચમી ગાથા તરીકે જોઈ શકાય છે (ઉ. પૃ. ૧૦૭). પાંચમી, છઠ્ઠી અને સાતમી ગાથા આવશ્યકસૂત્રના પ્રતિક્રમણ-અધ્યયનમાં મૂળસૂત્ર તરીકે જોવાય છે (પૃ. ૫૬૯). પછીની ગાથાઓ પૂર્વાચાર્ય-કૃત છે.

---

# ५० पच्चक्खाण-सुत्तानि ।

## [ प्रत्याख्यान-सूत्राणि ]

## પચ્ચક્ખાણનાં સૂત્રો



પચ્ચક્ખાણનાં સૂત્રો નીચેના ક્રમે આપવામાં આવ્યાં છે :—

અ પ્રભાતનાં પચ્ચક્ખાણ.

१ नमुक्कारसहिअ-मुट्ठिसहिअ—નવકારસીનું પચ્ચક્ખાણ.

२ पोरिसी-साड्ढपोरिसी—પોરિસી અને સાડ્ઢપોરિસીનું પચ્ચક્ખાણ.

३ पुरिमड्ढ-अवड्ढ—પૂર્વાર્ધ અને અપાર્ધનું પચ્ચક્ખાણ.

४ एगासण-बियासण-एगलठाण—એકાસણ, બેઆસણ અને એકલઠાણાનું પચ્ચક્ખાણ.

५ आयंबिल-निव्विगइय—આયંબિલ અને નિર્વિકૃતિક-( નિવ્વી )નું પચ્ચક્ખાણ.

६ तिविहाहार—તિવિ( હા )હાર ઉપવાસનું પચ્ચક્ખાણ.

७ चउविहाहार—ચઉવિ(હા)હાર ઉપવાસનું પચ્ચક્ખાણ.

આ સાયંકાલનાં પચ્ચક્ખાણ.

८ पाणहार—પાણહારનું પચ્ચક્ખાણ.

९ चउविहाहार—ચઉવિ( હા )હારનું પચ્ચક્ખાણ.
१० तिविहाहार—તિવિ( હા )હારનું પચ્ચક્ખાણ.
११ दुविहाहार—દુવિ( હા )હારનું પચ્ચક્ખાણ.
१२ देसावगासिय—દેશાવકાસિકનું પચ્ચક્ખાણ.

(१) મૂલપાઠ

१ नमुक्कार-सहिअ- मुट्ठि-सहिअ

નોકારસી.

उग्गए सूरे, नमुक्कार-सहिअं मुट्ठि-सहिअं* पच्चक्खाइ+ चउव्विहं पि आहारं असणं पाणं खाइमं साइमं, अन्नत्थणाभोगेणं[१] सहसागारेणं[२] महत्तरागारेणं[३] सव्वसमाहिवत्तियागारेणं[४] वोसिरइ× ॥

२ पोरिसी, साड्ढपोरिसी-

પોરિસી, સાઢ્ઢપોરિસી.

उग्गए सूरे, नमुक्कार-सहिअं पोरिसिं साड्ढपोरिसिं§ मुट्ठि-सहिअं पच्चक्खाइ

* मुट्ठिसहिअं પ્રત્યાખ્યાન ન કરવામાં આવે તો પ્રથમના બે જ આગારો લેવા.

+ પોતે કરે તો पच्चक्खामि બોલવું. એમ સર્વત્ર જાણવું.

× પોતે કરે તો वोसिरामि બોલવું. એમ સર્વત્ર જાણવું.

§ પોરિસી કે સાઢ્ઢપોરિસીમાંથી જેનું પ્રત્યાખ્યાન કરવું હોય તે અહીં બોલવું.

उग्गए सूरे, चउव्विहं पि आहारं-असणं पाणं खाइमं साइमं, अन्नत्थणाभोगेणं[1] सहसागारेणं[2] पच्छन्नकालेणं[3] दिसा-मोहेणं,[4] साहु-वयणेणं[5] महत्तरागारेणं[6] सव्वसमाहि-वत्तियागारेणं[7] वोसिरइ ॥

### ३ पुरिमड्ढ,* अवड्ढ.

### પુરિમડ્ઢ, અવડ્ઢ.

सूरे उग्गए, पुरिमड्ढं अवड्ढं मुट्ठि-सहिअं पच्चक्खाइ ।

चउव्विहं पि आहारं-असणं पाणं खाइमं साइमं अन्नत्थणाभोगेणं[1] सहसागारेणं[2] पच्छन्नकालेणं[3] दिसामोहेणं[4] साहु-वयणेणं[5] महत्तरागारेणं[6] सव्वसमाहिवत्तियागारेणं[7] वोसिरइ ॥

### ४ एगासण, वियासण, एगलठाण.

### એગાસણ, બિયાસણ તથા એગલઠાણ.

उग्गए सूरे, नमुक्कार-सहिअं, पोरिसिं, साड्ढपोरिसिं, मुट्ठि-सहिअं पच्चक्खाइ । चउव्विहं पि आहारं-असणं पाणं खाइमं साइमं, अन्नत्थणाभोगेणं[1] सहसागारेणं[2] पच्छन्न-कालेणं[3] दिसा-मोहेणं[4] साहु-वयणेणं महत्तरागारेणं[6] सव्व-समाहिवत्तियागारेणं[7] ।

---

* 'पूर्वस्य पुरिमः' हे. प्रा. व्या. ८, २-१३५. આ સૂત્રથી પૂર્વના સ્થાનમાં 'પુરિમ' એવો આદેશ વિકલ્પથી થાય છે. पुरिमं, पुव्वं ।

विगइओ* पच्चक्खाइ। अन्नत्थणाभोगेणं[1] सहसागारेणं[2] लेवालेवेणं[3]+ गिहत्थ-संसट्ठेणं[4] उक्खित्तविवेगेणं[5] पडुच्चमक्खिएणं[6] पारिट्ठावणियागारेणं[7] महत्तरागारेणं[8] सव्वसमाहिवत्तियागारेणं[9]

एगासणं× पच्चक्खाइ तिविहं§ पि आहारं- असणं

---

* આ પ્રત્યાખ્યાનમાં નમસ્કાર-સહિત પોરિસી આદિનું પ્રત્યાખ્યાન કરવામાં આવે છે, તેથી તેમાં પોરિસીના સાતે આગારો લેવાના છે. એગાસણુ (એકાસણું) એટલે એક આસને એક વાર જ ભોજન કરવું અને બિયાસણુ (બેઆસણું) એટલે બે આસને બે જ વાર ભોજન કરવું. આ બંને પ્રત્યાખ્યાનમાં વિગઈનો ત્યાગ કરવા માટે 'વિગઈઓ' ઇત્યાદિ પાઠ આપ્યો છે. તેમાં નવ આગાર હોય છે.

+ આ અને આની પછીના ચાર એટલે કુલ પાંચ આગારો સાધુને માટે છે. શ્રાવકોને માટે નથી, પરંતુ પાઠનો ભંગ ન થાય તે માટે શ્રાવકના પ્રત્યાખ્યાનમાં પણ બોલાય છે.

× બિયાસણુનું પ્રત્યાખ્યાન કરવું હોય તો અહીં 'બિયાસણું' બોલવું. અને 'એગલઠાણુ'નું પ્રત્યાખ્યાન કરવું હોય તો 'એગલઠાણું' બોલવું.

એગલઠાણુના પ્રત્યાખ્યાનમાં 'આઉંટણ-પસારણેણં' આ એક આગાર વર્જીને બાકી બધા આગારો 'એગાસણુ' પ્રમાણે લેવા. આ પ્રત્યાખ્યાનમાં જમતી વખતે જમણા હાથ અને મુખ સિવાય બીજાં બધાં અંગોપાંગો સ્થિર રાખવાનાં હોય છે અને જમી રહ્યા પછી તે જ ઠેકાણે ચોવિહાર કરીને ઊઠવાનું હોય છે.

§ અહીં 'દુવિહં પિ' એવો પાઠ બોલે તો જમ્યા પછી પાણી અને સ્વાદિમ (સ્વાદ્ય) વાપરી શકાય. (આ વ્યવહાર હાલ પ્રચલિત નથી)

खाइमं साइमं, अन्नत्थणाभोगेणं[1] सहसागारेणं[2] सागारिआगारेणं[3] आउंटण-पसारणेणं[4] गुरु-अब्भुट्ठाणेणं[5] पारिट्ठावणियागारेणं[6] महत्तरागारेणं[7] सव्वसमाहिवत्तियागारेणं[8] पाणस्स लेवेण[9] वा अलेवेण[10] वा अच्छेण[11] वा बहुलेवेण[12] वा ससित्थेण[13] वा असित्थेण[14] वा वोसिरइ ॥

## ५. आयंबिल, निव्विगइय.

### આયંબિલ, નિર્વિકૃતિક (નિવ્વી)

उग्गए सूरे, नमुक्कार-सहिअं, पोरिसिं, साड्ढपोरिसिं मुट्ठि-सहिअं पच्चक्खाइ ।

उग्गए सूरे, चउव्विहं पि आहारं-असणं पाणं खाइमं साइमं अन्नत्थणाभोगेणं[1] सहसागारेणं[2] पच्छन्नकालेणं[3] दिसा-मोहेणं[4] साहु-वयणेणं[5] महत्तरागारेणं[6] सव्वसमाहिवत्तियागारेणं,[7]

'તિવિહાર'નું પ્રત્યાખ્યાન કરે તો જમ્યા પછી પાણી વાપરી શકાય. અને ચઉવિહારનું પ્રત્યાખ્યાન કરે તો 'ચઉવ્વિહં પિ' પાઠ બોલે અને જમ્યા પછી ચારે આહારનો ત્યાગ કરે. જમ્યા પછી પણ જે પ્રત્યાખ્યાન (એગાસણ વગેરે) કરેલું હોય તે પ્રમાણે દિવસચરિમ ચોવિહાર, તિવિહાર કે દુવિહારનું પ્રત્યાખ્યાન યથાસંભવ લેવું.

आयंबिलं* पच्चक्खाइ। अन्नत्थ-णाभोगेणं[1] सहसागारेणं[2] लेवालेवेणं[3] गिहत्थ-संसट्ठेणं[4] उक्खित्त-विवेगेणं[5] पारिट्ठा-वणियागारेण[6] महत्तरागारेणं[7] सव्वसमाहिवत्तियागारेणं,[8]

एगासणं पच्चक्खाइ— तिविहं पि आहारं— असणं खाइमं साइमं अन्नत्थ-णाभोगेणं[1] सहसागारेणं[2] सागारियागारेणं[3] आउंटण-पसारणेणं[4] गुरु-अब्भुट्ठाणेणं[5] पारिट्ठावणियागारेणं[6] महत्तरागारेणं[7] सव्वसमाहिवत्तियागारेणं[8] पाणस्स लेवेण[9] वा अलेवेण[10] वा अच्छेण[11] वा बहुलेवेण[12] वा ससित्थेण[13] वा असित्थेण[14] वा वोसिरइ।

* આયંબિલ તપમાં પોરિસી કે સાડ્ઢ-પોરિસી સુધી સાત આગાર-પૂર્વક ચારે આહારનો ત્યાગ કરવામાં આવે છે, તેથી પ્રથમ પોરિસી-સાડ્ઢપોરિસીનું પ્રત્યાખ્યાન આપેલું છે. પછી આયંબિલનું પ્રત્યાખ્યાન આઠ આગારો સહિત આપેલું છે. આયંબિલમાં એક વખત ભોજન કરીને પછી પાણી સિવાય ત્રણે આહારનો ત્યાગ કરવામાં આવે છે. તેથી તેમાં ચૌદ આગારો સહિત તિવિહાર એગાસણનું પ્રત્યાખ્યાન આપેલું છે. નિવ્વીનું પચ્ચક્ખાણ નીચે પ્રમાણે અપાય છે :—

निव्विगइयं पच्चक्खाइ—

अन्नत्थ-णाभोगेणं सहसागारेणं लेवालेवेणं गिहत्थ-संसट्ठेणं उक्खित्त-विवेगेणं पडुच्चमक्खिएणं पारिट्ठावणियागारेणं महत्तरागारेणं सव्वसमाहिवत्तियागारेणं वोसिरइ॥

(प्रत्याख्यान स्वरूप)

## ૬ तिवि(हा)हार अब्भत्तट्ठं

## તિવિ(હા)હાર ઉપવાસ.

सूरे उग्गए अब्भत्तट्ठं* पच्चक्खाइ।

तिविहं पि आहारं-असणं खाइमं साइमं, अन्नत्थ-णाभोगेणं[1] सहसागारेणं[2] पारिट्ठावणियागारेणं[3] महत्तरा-गारेणं[4] सव्वसमाहिवत्तियागारेणं,[5] पाणहार पोरिसिं साड्ढ-पोरिसिं मुट्ठि-सहिअं पच्चक्खाइ। अन्नत्थ-णाभोगेणं[1] सहसा-गारेणं[2] पच्छन्नकालेणं[3] दिसा-मोहेणं[4] साहु-वयणेणं[5] महत्तरा-गारेणं[6] सव्वसमाहिवत्तियागारेणं[7] पाणस्स लेवेण[8] वा अलेवेण[9] वा अच्छेण[10] वा बहुलेवेण[11] वा ससित्थेण[12] वा असित्थेण[13] वा वोसिरइ।

---

* ઉપવાસ કરનારને જો આગળ અને પાછળના દિવસે એગાસણ હોય તો અહીં 'चउत्थभत्तं अब्भत्तट्ठं' એવો પાઠ લેવાનો છે. બે ઉપવાસ-વાળાને 'छट्ठभत्तं' અને ત્રણ ઉપવાસવાળાને 'अट्ठमभत्तं' એવો પાઠ લેવાનો છે. એ રીતે દરેક ઉપવાસે બમણા બબ્બે ભક્ત વધારીને પાઠ બોલવાનો છે. જેમ કે ચાર ઉપવાસે 'दस-भत्तं' અને પાંચ ઉપવાસે 'दुवालस-भत्तं' વગેરે. આમાં પોરિસી આદિ જ્યાં સુધીનું પ્રત્યાખ્યાન કરવું હોય ત્યાં સુધી પાણીના આહારનું પણ પ્રત્યાખ્યાન કરવાનું હોય છે, એટલે ત્યાં સુધી ચારે આહારનો ત્યાગ સમજવાનો છે અને પ્રત્યા-ખ્યાન પાર્યા પછી પાણીનો આહાર છૂટો છે એમ સમજવાનું છે.

७ चउव्वि(हा)हार अब्भत्तट्ठं

ચઉવિ(હા)હાર ઉપવાસ.

सूरे उग्गए अब्भत्तट्ठं पच्चक्खाइ।

चउव्विहं पि आहारं असणं पाणं खाइमं साइमं अन्नत्थ-णाभोगेणं[1] सहसागारेणं[2] पारिट्ठावणियागारेणं[3] महत्तरा-गारेणं[4] सव्वसमाहिवत्तियागारेणं[5] वोसिरइ।

८ पाणहार.

પાણહાર.

पाणहार-दिवसचरिमं पच्चक्खाइ।

अन्नत्थ-णाभोगेणं सहसागारेणं महत्तरागारेणं सव्व-समाहिवत्तियागारेणं वोसिरइ।

९ चउव्वि(हा)हार.

ચઉવિ(હા)હાર.

दिवसचरिमं* पच्चक्खाइ।

चउव्विहं पि आहारं—असणं पाणं खाइमं साइमं अन्न-त्थ-णाभोगेणं[1] सहसागारेणं[2] महत्तरागारेणं[3] सव्वसमाहि-वत्तियागारेणं[4] वोसिरइ।

*આયુષ્યનો અંત જાણી ચઉવિ(હા)હારનું પચ્ચક્ખાણ કરવું હોય તો 'दिवस-चरिमं' ને બદલે 'भव-चरिमं' બોલવું.

## १० तिवि(हा)हार.

### તિવિ( હા )હાર.

दिवसचरिमं पच्चक्खाइ।

तिविहं पि आहारं—असणं खाइमं साइमं अन्नत्थ-णाभोगेणं[1] सहसागारेणं[2] महत्तरागारेणं[3] सव्वसमाहिवत्तियागारेणं[4] वोसिरइ।

## ११ दुवि(हा)हार.

### દુવિ( હા )હાર.

दिवसचरिमं पच्चक्खाइ।

दुविहं पि आहारं—असणं खाइमं अन्नत्थ-णाभोगेणं[1] सहसागारेणं[2] महत्तरागारेणं[3] सव्वसमाहिवत्तियागारेणं[4] वोसिरइ।

## १२ देसावगासिय.

### દેશાવકાશિક.

देसावगासियं उवभोगं परिभोगं पच्चक्खाइ।×

अन्नत्थ-णाभोगेणं सहसागारेणं महत्तरागारेणं सव्व-समाहिवत्तियागारेणं वोसिरइ।

× આ પ્રત્યાખ્યાન ચૌદ નિયમો ધારનારે લેવાનું છે, પણ તેમાં માત્ર દિશા ધારનારે 'उवभोगं परिभोगं' એ પાઠ બોલવાનો હોતો નથી.

## (૨) સંસ્કૃત છાયા

### १ नमस्कार-सहितं मुष्टि-सहितम्।

उद्गते सूर्ये नमस्कार-सहितं मुष्टि-सहितं प्रत्याख्याति। चतुर्विधम् अपि आहारम् – अशनं, पानं, खादिमं(खाद्यं), स्वादिमं(स्वाद्यम्) अन्यत्र अनाभोगेन सहसाकारेण महत्तराकारेण सर्वसमाधिप्रत्यया-कारेण व्युत्सृजति।

### २ पौरुषी, सार्धपौरुषी।

उद्गते सूर्ये नमस्कार-सहितं पौरुषीं सार्धपौरुषीं मुष्टि-सहितं प्रत्याख्याति।

उद्गते सूर्ये चतुर्विधमपि आहारम् – अशनं, पानं, खादिमं(द्यं), स्वादिमं(द्यम्) अन्यत्र अनाभोगेन सहसाकारेण प्रच्छन्नकालेन दिग्मोहेन साधु-वचनेन महत्तराकारेण सर्वसमाधिप्रत्ययाकारेण व्युत्सृजति।

### ३ पूर्वार्धम्, अपरार्धम्।

उद्गते सूर्ये, पूर्वार्धम्, अपरार्धं मुष्टि-सहितं प्रत्याख्याति। चतुर्विधमपि आहारम् – अशनं, पानं, खादिमं(द्यं), स्वादिमं(द्यम्) अन्यत्र अनाभोगेन सहसाकारेण प्रच्छन्नकालेन दिग्मोहेन साधु-वचनेन महत्तराकारेण सर्वसमाधिप्रत्ययाकारेण व्युत्सृजति।

### ४ एकाशनं, द्वयशनं, एकलस्थानम्।

उद्गते सूर्ये, नमस्कार-सहितं पौरुषीं सार्धपौरुषीं मुष्टि-सहितं प्रत्याख्याति।

उद्गते सूर्ये चतुर्विधमपि आहारं – अशनं, पानं, खादिमं( द्यं ), स्वादिमं( द्यम् ) अन्यत्र अनाभोगेन सहसाकारेण प्रच्छन्नकालेन दिग्मोहेन साधु-वचनेन महत्तराकारेण सर्वसमाधिप्रत्ययाकारेण, विकृतीः प्रत्याख्याति;

अन्यत्र अनाभोगेन सहसाकारेण सागारिकाकारेण आकुञ्चन-प्रसारणेन गुरु-अभ्युत्थानेन पारिष्ठापनिकाकारेण महत्तराकारेण सर्वसमाधिप्रत्ययाकारेण;

द्व्यशनं प्रत्याख्याति; त्रिविधमपि आहारम्–अशनं खादिमं(द्यं ) स्वादिमं( द्यम् ) अन्यत्र अनाभोगेन सहसाकारेण सागारिकाकारेण आकुञ्चन-प्रसारणेन गुरु-अभ्युत्थानेन पारिष्ठापनिकाकारेण महत्तरा-कारेण सर्वसमाधिप्रत्ययाकारेण पानस्य लेपेन वा अलेपेन वा अच्छेन वा बहुलेपेन वा ससिक्थेन वा असिक्थेन वा व्युत्सृजति ।

## ५ आचामाम्लम् ।

उद्गते सूर्ये, नमस्कार-सहितं पौरुषीं सार्धपौरुषीं मुष्टि-सहितं प्रत्याख्याति ।

उद्गते सूर्ये, चतुर्विधमपि आहारम्–अशनं, पानं खादिमं( द्यं ), स्वादिमं( द्यम् ) अन्यत्र अनाभोगेन सहसाकारेण प्रच्छन्नकालेन दिग्मोहेन साधु-वचनेन महत्तराकारेण सर्वसमाधिप्रत्ययाकारेण;

आचामाम्लं प्रत्याख्याति–अन्यत्र अनाभोगेन सहसाकारेण लेपालेपेन गृहस्थ-संसृष्टेन उत्क्षिप्त-विवेकेन पारिष्ठापनिकाकारेण महत्तराकारेण सर्वसमाधिप्रत्ययाकारेण;

एकाशनं प्रत्याख्याति; त्रिविधमपि आहारम्–अशनं, खादिमं (यं), स्वादिमं (यम्) अन्यत्र अनाभोगेन सहसाकारेण सागारिकाकारेण आकुञ्चन-प्रसारणेन गुरु-अभ्युत्थानेन पारिष्ठापनिकाकारेण महत्तराकारेण सर्वसमाधिप्रत्ययाकारेण पानस्य लेपेन वा अलेपेन वा अच्छेन वा बहुलेपेन वा ससिक्थेन वा असिक्थेन वा व्युत्सृजति।

## ६ त्रिविधाहार अभक्तार्थम्।

उद्गते सूर्ये, अभक्तार्थं प्रत्याख्याति।

त्रिविधमपि आहारम्–अशनं, खादिमं (यं), स्वादिमं (यम्) अन्यत्र अनाभोगेन सहसाकारेण पारिष्ठापनिकाकारेण महत्तराकारेण सर्वसमाधिप्रत्ययाकारेण।

पानीयाहारं पौरुषीं सार्धपौरुषीं मुष्टि-सहितं प्रत्याख्याति; अन्यत्र अनाभोगेन सहसाकारेण प्रच्छन्नकालेन दिग्मोहेन साधुवचनेन महत्तराकारेण सर्वसमाधिप्रत्ययाकारेण पानस्य लेपेन वा अलेपेन वा अच्छेन वा बहुलेपेन वा ससिक्थेन वा असिक्थेन वा व्युत्सृजति।

## ७ चतुर्विधाहार–अभक्तार्थम्।

उद्गते सूर्ये, अभक्तार्थं प्रत्याख्याति।

चतुर्विधमपि आहारम्–अशनं, पानं, खादिमं (यं), स्वादिमं (यम्) अन्यत्र अनाभोगेन सहसाकारेण पारिष्ठापनिकाकारेण महत्तराकारेण सर्वसमाधिप्रत्ययाकारेण व्युत्सृजति।

## ८ पानीयाहारम्।

पानीयाहारं दिवसचरिमं प्रत्याख्याति।

अन्यत्र अनाभोगेन सहसाकारेण महत्तराकारेण सर्वसमाधि-प्रत्ययाकारेण व्युत्सृजति ।

## ९ चतुर्विधाहारम् ।

दिवसचरिमं प्रत्याख्याति ।

चतुर्विधमपि आहारम्—अशनं, पानं, खादिमं( द्यं, ) स्वादिमं (द्यम्) अन्यत्र अनाभोगेन सहसाकारेण महत्तराकारेण सर्वसमाधि-प्रत्ययाकारेण व्युत्सृजति ।

## १० त्रिविधाहारम् ।

दिवसचरिमं प्रत्याख्याति ।

त्रिविधमपि आहारम्—अशनं, खादिमं( द्यं ), स्वादिमं( द्यम् ) अन्यत्र अनाभोगेन सहसाकारेण महत्तराकारेण सर्वसमाधिप्रत्यया-कारेण व्युत्सृजति ।

## ११ द्विविधाहारम् ।

दिवसचरिमं प्रत्याख्याति द्विविधमपि आहारम्—अशनं, खादिमं (द्यम्) अन्यत्र अनाभोगेन सहसाकारेण महत्तराकारेण सर्वसमाधि-प्रत्ययाकारेण व्युत्सृजति ।

## १२ देशावकाशिकम् ।

देशावकाशिकम् उपभोगं परिभोगं प्रत्याख्याति ,

अन्यत्र अनाभोगेन सहसाकारेण महत्तराकारेण सर्वसमाधि-प्रत्ययाकारेण व्युत्सृजति ।

## (૩) ગુજરાતી છાયા

### ૧ નોકારસી.

સૂર્યોદયથી (શરૂ કરીને) નમસ્કાર-સહિત મૂઠી-સહિત પ્રત્યાખ્યાન કરે છે. (અહીં પ્રત્યાખ્યાન કરનાર પ્રત્યાખ્યાન કરું છું એમ બોલે).

ચારે ય પ્રકારના આહારને – અશન, પાન, ખાદિમ અને સ્વાદિમને – સિવાય કે અનાભોગથી, સહસાકારથી, મહત્તરાકારથી અને સર્વસમાધિ-પ્રત્યયાકારથી છોડી દે છે.

### ૨ પોરિસી અને સાડ્ઢપોરિસી

સૂર્યોદયથી (શરૂ કરીને) નમસ્કાર-સહિત પોરિસી કે સાડ્ઢપોરિસીનું મૂઠી-સહિત પ્રત્યાખ્યાન કરે છે.

સૂર્યોદયથી (શરૂ કરીને) ચારે ય પ્રકારના આહારને–અશન, પાન, ખાદિમ અને સ્વાદિમને–સિવાય કે અનાભોગથી, સહસાકારથી, પ્રચ્છન્નકાલથી, દિશા-મોહથી, સાધુ-વચનથી, મહત્તરાકારથી, સર્વસમાધિ–પ્રત્યયાકારથી છોડી દે છે.

### ૩ પુરિમડ્ઢ, અવડ્ઢ.

સૂર્ય ઊંચે આવ્યે છતે* પુરિમડ્ઢ, અવડ્ઢનું મૂઠી-સહિત પ્રત્યાખ્યાન કરે છે.

---

* 'उग्गए सूरे' અને 'सूरे उग्गए' એ બન્નેમાં ફરક શું છે? આ બન્નેનો શબ્દાર્થ વિચારીએ તો લગભગ સરખો છે, અને વૃત્તિકાર ભગવંતોએ આ બન્નેનો પાઠ જ્યાં વપરાય છે, ત્યાં ખુલાસો કર્યો નથી.

ચારે ય પ્રકારના આહારને–અશન, પાન, ખાદિમ અને સ્વાદિમને; સિવાય કે અનાભોગથી, સહસાકારથી, પ્રચ્છન્નકાલથી, દિશા-મોહથી, સાધુ-વચનથી, મહત્તરાકારથી, સર્વ-સમાધિપ્રત્યયાકારથી છોડી દે છે.

૪ એગાસણ, બિયાસણ, એગલઠાણ.

સૂર્યોદયથી ( શરૂ કરીને ) નમસ્કાર-સહિત પોરિસી કે સાર્દ્ધપોરિસીનું મૂઠી-સહિત પ્રત્યાખ્યાન કરે છે.

સૂર્યોદયથી ( શરૂ કરીને ) ચારે ય પ્રકારના આહારને–અશન, પાન, ખાદિમ અને સ્વાદિમને; સિવાય કે–અનાભોગથી, સહસાકારથી, પ્રચ્છન્નકાલથી, દિશા-મોહથી, સાધુ-વચનથી, મહત્તરાકારથી, સર્વસમાધિ-પ્રત્યયાકારથી,

વિગઈઓનું પ્રત્યાખ્યાન કરે છે; સિવાય કે– અનાભોગથી, સહસાકારથી, લેપાલેપથી, ગૃહસ્થ-સંસૃષ્ટથી, ઉત્ક્ષિપ્ત-વિવેકથી, પ્રતીત્યમ્રક્ષિતથી, પારિષ્ઠાપનિકાકારથી, મહત્તરાકારથી, સર્વ-સમાધિ-પ્રત્યયાકારથી;

---

પરન્તુ ' नमोक्कार-सहियं માં उग्गए सूरे ' અને ' पुरिमड्ढ આદિમાં ' सूरे उग्गए 'નો પાઠ બોલાય છે; તેનો રૂઢ અને યૌગિક અર્થ કરવાથી સ્પષ્ટતા યુક્તિયુક્ત સુસંગત બને છે. એટલે ' उग्गए सूरे ' આ પાઠમાં રૂઢ અર્થથી સૂર્ય ઉદયમાં આવ્યે છતે અને ' सूरे उग्गए ' આ પાઠમાં યૌગિક અર્થથી સૂર્ય ઊંચો આવ્યે છતે–મધ્યાહ્ન થયે છતે, આ પ્રમાણે અર્થ કરવાથી મહાપુરુષોનો આશય સચવાઈ જાય છે.

' શ્રીપંચાશકશાસ્ત્ર-સારાંશ ' લેખ, સિદ્ધચક્ર, વર્ષ ૧૫, અંક ૯.

એકાસણાનું પ્રત્યાખ્યાન કરે છે; ત્રણેય પ્રકારના આહારને અશન, ખાદિમ અને સ્વાદિમને; સિવાય કે – અનાભોગથી, સહસાકારથી, સાગારિકાકારથી, આકુંચન – પ્રસારણથી, ગુરુ-અભ્યુત્થાનથી, પારિષ્ઠાપનિકાકારથી, મહત્તરાકારથી, સર્વસમાધિ-પ્રત્યયાકારથી; પાણીના લેપથી અથવા અલેપથી, અચ્છથી અથવા બહુલેપથી, સસિકથથી અથવા અસિકથથી છોડી દે છે.

૫ આયંબિલ

સૂર્યોદયથી (શરૂ કરીને) નમસ્કાર-સહિત પોરિસી કે સાર્ધપોરિસીનું મૂઠી-સહિત પ્રત્યાખ્યાન કરે છે.

સૂર્યોદયથી (શરૂ કરીને) ચારે ય પ્રકારના આહારને– અશન, પાન, ખાદિમ અને સ્વાદિમને – અન્યત્ર અનાભોગથી, સહસાકારથી, પ્રચ્છન્નકાલથી, દિશા-મોહથી, સાધુ-વચનથી, મહત્તરાકારથી, સર્વસમાધિ-પ્રત્યયાકારથી;

આયંબિલનું પ્રત્યાખ્યાન કરે છે; સિવાય કે – અનાભોગથી, સહસાકારથી, લેપાલેપથી, ગૃહસ્થ-સંસૃષ્ટથી, ઉત્ક્ષિપ્ત-વિવેકથી, પારિષ્ઠાપનિકાકારથી, મહત્તરાકારથી, સર્વ-સમાધિ-પ્રત્યયાકારથી;

એગાસણનું પ્રત્યાખ્યાન કરે છે; ત્રણે ય પ્રકારના આહારને– અશન, ખાદિમ અને સ્વાદિમને, સિવાય કે – અનાભોગથી, સહસાકારથી, સાગારિકાકારથી આકુંચન-પ્રસારણથી, ગુરુ-અભ્યુત્થાનથી, પારિષ્ઠાપનિકાકારથી, મહત્તરાકારથી સર્વ-

સમાધિ-પ્રત્યયાકારથી, પાણીના લેપથી અથવા અલેપથી; અચ્છથી અથવા બહુલેપથી, સસિક્થથી અથવા અસિક્થથી ત્યાગ કરે છે.

### ૬ તિવિ(હા)હાર ઉપવાસ.

સૂર્ય ઊંચો આવ્યે છતે અભક્તાનું પ્રત્યાખ્યાન કરે છે-ત્રણેય પ્રકારના આહારને-અશન, ખાદિમ અને સ્વાદિમને, સિવાય કે-અનાભોગથી, સહસાકારથી, પારિષ્ઠાપનિકાકારથી, સર્વસમાધિપ્રત્યયાકારથી;

પાણી-આહારનું પોરિસી, સાઢ્ઢ-પોરિસી સુધી મૂઠી-સહિત પ્રત્યાખ્યાન કરે છે; સિવાય કે-અનાભોગથી, સહસાકારથી, પ્રચ્છન્નકાલથી, દિશા-મોહથી, સાધુ-વચનથી, મહત્તરાકારથી, સર્વસમાધિ-પ્રત્યયાકારથી; પાણીના લેપથી કે અલેપથી, અચ્છથી કે બહુલેપથી, સસિક્થથી કે અસિક્થથી ત્યાગ કરે છે.

### ૭ ચઉવિ(હા)હાર ઉપવાસ

સૂર્ય ઊંચો આવ્યે છતે અભક્તાનું પ્રત્યાખ્યાન કરે છે.

ચારે ય પ્રકારના આહારને-અશન, પાન, ખાદિમ અને સ્વાદિમને; સિવાય કે અનાભોગથી, સહસાકારથી, પારિષ્ઠાપનિકાકારથી, મહત્તરાકારથી, સર્વસમાધિ-પ્રત્યયાકારથી છોડી દે છે.

### ૮ પાણહાર

પાણી-આહારનું દિવસ-ચરિમ પ્રત્યાખ્યાન કરે છે; સિવાય કે અનાભોગથી, સહસાકારથી, મહત્તરાકારથી, સર્વ-સમાધિ-પ્રત્યયાકારથી છોડી દે છે.

### ૯ ચઉવિ(હા)હાર

દિવસ-ચરિમ પ્રત્યાખ્યાન કરે છે; ચારે ય પ્રકારના આહારને–અશન, પાન, ખાદિમ અને સ્વાદિમને; સિવાય કે–અનાભોગથી, સહસાકારથી, મહત્તરાકારથી, સર્વસમાધિ-પ્રત્યયાકારથી ત્યાગ કરે છે.

### ૧૦ તિવિ(હા)હાર

દિવસ-ચરિમ પ્રત્યાખ્યાન કરે છે; ત્રણે પ્રકારના આહારને–અશન, ખાદિમ અને સ્વાદિમને; સિવાય કે – અનાભોગથી, સહસાકારથી, મહત્તરાકારથી, સર્વસમાધિ-પ્રત્યયાકારથી, ત્યાગ કરે છે.

### ૧૧ દુવિ(હા)હાર

દિવસ-ચરિમ પ્રત્યાખ્યાન કરે છે:— બે પ્રકારના આહારને–અશન અને ખાદિમને; સિવાય કે–અનાભોગથી, સહસાકારથી, મહત્તરાકારથી, સર્વસમાધિ-પ્રત્યયાકારથી, છોડી દે છે.

### ૧૨ દેસાવગાસિય

દેશાવકાશિક ઉપભોગ-પરિભોગનું પ્રત્યાખ્યાન કરે છે;

સિવાય કે– અનાભોગથી, સહસાકારથી, મહત્તરાકારથી, સર્વસમાધિ-પ્રત્યયાકારથી છોડી દે છે.

( ૪-૫ ) સામાન્ય અને વિશેષ અર્થ તથા અર્થ-નિર્ણય

**पच्चक्खाणं** – [ प्रत्याख्यानम् ] – પ્રત્યાખ્યાન, નિષેધાત્મક કથન, અનિષ્ટનો ત્યાગ, નિયમ, ચારિત્રધર્મ, ગુણ-ધારણા એ નામનું છઠ્ઠું આવશ્યક.

प्राति તથા आङ् ઉપસર્ગવાળા ख्या ધાતુને ल्युट् ( अनट् ) પ્રત્યય આવવાથી प्रत्याख्यान શબ્દ બને છે. તેની વ્યુત્પત્તિ શાસ્ત્રકારોએ જુદી જુદી રીતે કરેલી છે. જેમ કે 'प्रत्याख्यायते निषिध्यतेऽनेन मनो-वाक्-काय-जालेन किञ्चिदनिष्टमिति प्रत्याख्यानम्' ( આ. ટી. અ. ૬ )–' મન, વચન અને કાયાના સમૂહ વડે કંઈ પણ અનિષ્ટનો જેનાથી પ્રતિષેધ થાય; તે પ્રત્યાખ્યાન.' 'प्रत्याख्यायतेऽस्मिन् सति वा प्रत्याख्यानम्' ( આ. ટી. અ. ૬ ) 'જેના વિષે–જેમાં પ્રતિષેધ કરાય છે, તે પ્રત્યાખ્યાન.' 'प्रति आख्यानं प्रत्याख्यानम्'–' વિરુદ્ધ ભાવમાં કહેવું, તે પ્રત્યાખ્યાન.' 'प्रति-प्रवृत्ति प्रतिकूलतया आ मर्यादया ख्यानं प्रकथनं प्रत्याख्यानम्' ( યો. સ્વો. વૃ. પ્ર. ૩. ) ' प्रति એટલે પ્રતિકૂલ ભાવથી, आ એટલે મર્યાદા-પૂર્વક, ख्यान એટલે કહેવું તે. કોઈ પણ વસ્તુનું પ્રતિકૂલ ભાવથી અમુક કથન કરવું, તે પ્રત્યાખ્યાન.' વિશેષાવશ્યક-ભાષ્યમાં કહ્યું છે કે—

"पइसद्दो पडिसेहे, अक्खाणं खावणाऽभिहाणं वा ।
पडिसेहस्स-क्खाणं, पच्चक्खाणं निवित्ती वा ॥ ३५०२ ॥"

'પ્રતિ' શબ્દ નિષેધ અર્થમાં છે અને 'આખ્યાન' શબ્દ ખ્યાપના અથવા આદરથી કહેવાના રૂપમાં છે, તેથી પ્રતિષેધનું આખ્યાન તે પ્રત્યાખ્યાન અથવા નિવૃત્તિ છે.

શ્રીમદ્ યશોદેવસૂરિએ પ્રત્યાખ્યાન-સ્વરૂપમાં કહ્યું છે કે—

" पडिकूलमविरईए, विरईभावस्स आभिमुक्खेणं ।
खाणं कहणं सम्मं, पच्चक्खाणं विणिद्दिट्ठं ॥ २ ॥"

"અવિરતિને પ્રતિકૂળ અને વિરતિભાવને અનુકૂળ એવું ખ્યાન એટલે સમ્યક્ કથન તેને પ્રત્યાખ્યાન કહેલું છે."

" पच्चक्खाणं नियमो, अभिग्गहो विरमणं वयं विरई ।
आसव-दार-निरोहो, निवित्ति एगट्ठिया सद्दा ॥ २ ॥"

"પ્રત્યાખ્યાન, નિયમ, અભિગ્રહ, વિરમણ, વ્રત, વિરતિ, આસ્રવદ્વાર-નિરોધ અને નિવૃત્તિ એ એકાર્થી શબ્દો છે."

શ્રીહરિભદ્રસૂરિએ પાંચમા પ્રત્યાખ્યાન-પંચાશકમાં કહ્યું છે કે—

" पच्चक्खाणं नियमो, चरित्त-धम्मो य होंति एगट्ठा ।
मूलुत्तरगुण-विसयं, चित्तमिणं वण्णियं समए ॥ २ ॥"

"**પ્રત્યાખ્યાન, નિયમ અને ચારિત્ર-ધર્મ**—આ ત્રણે શબ્દો એકાર્થી છે. મૂલગુણ અને ઉત્તરગુણના વિષયભૂત આ પ્રત્યાખ્યાન શાસ્ત્રમાં બહુ પ્રકારે વર્ણવાયેલું છે."

પ્રત્યાખ્યાનને **ગુણ-ધારણા** પણ કહેવામાં આવે છે. તે માટે આ. ટી.માં કહ્યું છે કે-' इह तु गुण-धारणा प्रतिपाद्यते....सा

च मूलगुणोत्तरगुण-प्रत्याख्यानरूपेति।' – 'અહીં **ગુણ-ધારણા** કહેવાય છે, તે મૂલગુણ અને ઉત્તરગુણના પ્રત્યાખ્યાનરૂપ છે." ચઉસરણ-પયન્નામાં કહ્યું છે કે—

"गुणधारणरूवेणं, पच्चक्खाणेण तव-इआरस्स।
विरियायारस्स पुणो, सव्वेहिं वि कीरए सोही ॥ ७ ॥"

"**ગુણ-ધારણા**રૂપ પ્રત્યાખ્યાન વડે તપના આચારોની તેમ જ વીર્યાચારની સર્વ આવશ્યકોથી શુદ્ધિ કરાય છે."

પ્રત્યાખ્યાન એ આવશ્યકના છઠ્ઠા અધ્યયનનું નામ છે, જુઓ ભાગ ૧ લો, પરિશિષ્ટ ૧.

પ્રત્યાખ્યાનના પ્રકારો સંબંધી ભગવતીસૂત્રના સાતમા શતકના બીજા ઉદ્દેશકમાં જણાવ્યું છે કે—

[प्र०] कतिविहे णं भंते ! पच्चक्खाणे पन्नत्ते ?

[उ०] गोयमा ! दुविहे पच्चक्खाणे पन्नत्ते, तं जहा मूलगुण-पच्चक्खाणे य उत्तरगुण-पच्चक्खाणे य।'

[પ્રશ્ન-] 'હે ભગવન્! પ્રત્યાખ્યાન કેટલા પ્રકારે કહ્યું છે?'

[ઉત્તર-] 'હે ગૌતમ ! પ્રત્યાખ્યાન બે પ્રકારે કહ્યું છે. તે આ પ્રમાણે: **મૂલગુણ-પ્રત્યાખ્યાન** અને **ઉત્તરગુણ-પ્રત્યાખ્યાન.**'

[प्र०] 'मूलगुण-पच्चक्खाणे णं भंते! कतिविहे पन्नत्ते ?'

[उ०] 'गोयमा ! दुविहे पन्नत्ते, तं जहा-सव्वमूलगुण-पच्चक्खाणे य देसमूलगुण-पच्चक्खाणे य।'

[પ્રશ્ન-] 'હે ભગવન્! મૂલગુણ-પ્રત્યાખ્યાન કેટલા પ્રકારે કહ્યું છે?'

[ઉત્તર-] 'હે ગૌતમ! મૂલગુણ-પ્રત્યાખ્યાન બે પ્રકારે કહ્યું છે. તે આ પ્રમાણે – **સર્વમૂલગુણ-પ્રત્યાખ્યાન** અને **દેશમૂલગુણ-પ્રત્યાખ્યાન.**'

[प्र०] 'सव्वमूलगुण-पच्चक्खाणे णं भंते! कतिविहे पन्नत्ते?'

[उ०] 'गोयमा! पंचविहे पन्नत्ते, तं जहा-सव्वाओ पाणाइवायाओ वेरमणं जाव सव्वाओ परिग्गहाओ वेरमणं।'

[પ્રશ્ન-] 'હે ભગવન્! સર્વમૂલગુણ-પ્રત્યાખ્યાન કેટલા પ્રકારે કહ્યું છે?'

[ઉત્તર-] 'હે ગૌતમ! સર્વમૂલગુણ-પ્રત્યાખ્યાન પાંચ પ્રકારે કહ્યું છે. તે આ પ્રમાણે – પ્રાણાતિપાતથી સર્વથા વિરામ પામવો ત્યાંથી પરિગ્રહથી સર્વથા વિરામ પામવા સુધી.'

[प्र०] 'देसमूलगुण-पच्चक्खाणे णं भंते! कतिविहे पन्नत्ते?'

[उ०] 'गोयमा! पंचविहे पन्नत्ते, तं जहा–थूलाओ पाणाइवायाओ वेरमणं, जाव सव्वाओ परिग्गहाओ वेरमणं।'

[પ્રશ્ન-] 'હે ભગવન્! દેશમૂલગુણ-પ્રત્યાખ્યાન કેટલા પ્રકારે કહ્યું છે?'

[ઉત્તર-] 'હે ગૌતમ! દેશમૂલગુણ-પ્રત્યાખ્યાન પાંચ પ્રકારે કહ્યું છે. તે આ પ્રમાણે-સ્થૂલપ્રાણાતિપાતથી વિરામ પામવો ત્યાંથી સ્થૂલપરિગ્રહથી વિરામ પામવા સુધી.'

[प्र०] 'उत्तरगुण-पच्चक्खाणे णं भंते! कतिविहे पन्नत्ते?'

[उ०] 'गोयमा दुविहे पन्नत्ते, तं जहा-सव्वुत्तरगुण-पच्चक्खाणे य देसुत्तरगुण-पच्चक्खाणे य।'

[પ્રશ્ન-] 'હે ભગવન્! ઉત્તરગુણ-પ્રત્યાખ્યાન કેટલા પ્રકારે કહ્યું છે?'

[ઉત્તર-] 'હે ગૌતમ! ઉત્તરગુણ-પ્રત્યાખ્યાન બે પ્રકારે કહ્યું છે. તે આ પ્રમાણે-**સર્વોત્તરગુણ-પ્રત્યાખ્યાન** અને **દેશોત્તર-ગુણ-પ્રત્યાખ્યાન.**'

[प्र०] 'सव्वुत्तरगुण-पच्चक्खाणे णं भंते! कतिविहे पन्नत्ते?'

[उ०] 'गोयमा! दसविहे पन्नत्ते, तं जहा-

"अणागयमइक्कंतं, कोडी-सहियं नियंरि(ति)यं चेव।
सागारमणागारं, परिमाणकडं निरवसेसं॥
सांकेयं चेव अद्धाए, पच्चक्खाणं भवे दसहा।"

[પ્રશ્ન-] 'હે ભગવન્! સર્વોત્તરગુણ-પ્રત્યાખ્યાન કેટલા પ્રકારે કહ્યું છે?'

[ઉત્તર-] ‘ હે ગૌતમ ! સર્વોત્તરગુણ-પ્રત્યાખ્યાન દસ પ્રકારે કહ્યું છે. તે આ પ્રમાણે : ( ૧ ) અનાગત, ( ૨ ) અતિક્રાન્ત, ( ૩ ) કોટિ-સહિત, ( ૪ ) નિયન્ત્રિત, ( ૫ ) સાકાર, ( ૬ ) અનાકાર, ( ૭ ) કૃત-પરિમાણ, ( ૮ ) નિરવશેષ, ( ૯ ) સંકેત અને ( ૧૦ ) અદ્ધા. એ રીતે પ્રત્યાખ્યાન દસ પ્રકારનું હોય છે. ’

આ દસ પ્રકારના પ્રત્યાખ્યાનની સમજ નીચે મુજબ છે:—

( ૧ ) **અનાગત-પ્રત્યાખ્યાન** – તપશ્ચર્યા માટે નિયત થયેલાં પર્વો, જેવાં કે પર્યુષણા વગેરે આવ્યા પહેલાં જ તપશ્ચર્યા કરી લેવી કે જેથી તે પર્વ દિવસમાં ગ્લાન, વૃદ્ધ, ગુરુ આદિનું વૈયાવૃત્ત્ય થઈ શકે.

( ૨ ) **અતિક્રાન્ત-પ્રત્યાખ્યાન** – પર્વોમાં વૈયાવૃત્ત્ય આદિ કારણોએ જે તપશ્ચર્યા થઈ શકી ન હોય તે પછીથી કરવી.

( ૩ ) **કોટિસહિત-પ્રત્યાખ્યાન** – ઉપવાસ વગેરે તપશ્ચર્યા પૂરી થયા પછી તેવી જ તપશ્ચર્યા ફરી કરવી.

( ૪ ) **નિયન્ત્રિત-પ્રત્યાખ્યાન** – પૂર્વે જે પ્રત્યાખ્યાન કરવાનો સંકલ્પ કર્યો હોય, તે રોગાદિ ગમે તે કારણો ઉપસ્થિત થવા છતાં પાર પાડવો. આ પ્રત્યાખ્યાન ચૌદપૂર્વી દસપૂર્વી તથા જિનકલ્પીઓને માટે હોઈ હાલના સમયમાં વિચ્છેદ ગણાય છે.

( ૫ ) **સાકાર-પ્રત્યાખ્યાન** – જરૂરી આગારો સાથેનું પ્રત્યાખ્યાન.

( ૬ ) **અનાકાર-પ્રત્યાખ્યાન**—આગાર રાખ્યા વિનાનું પ્રત્યાખ્યાન.

( ૭ ) **પરિમાણકૃત-પ્રત્યાખ્યાન** – દત્તી, કવળી કે ઘરની સંખ્યાનો નિયમ કરવો તે.

( ૮ ) **નિરવશેષ-પ્રત્યાખ્યાન** –ચતુર્વિધ આહાર તથા અફીણ, તમાકુ આદિ અનાહારનાં પણ પ્રત્યાખ્યાન.

( ૯ ) **સાંકેતિક-પ્રત્યાખ્યાન** – સંકેત-પૂર્વકનું પ્રત્યાખ્યાન. નવકારસી, પોરિસી પ્રમુખ કરેલું પ્રત્યાખ્યાન પૂર્ણ થયા છતાં તેને પારતાં વિલંબ થાય તેવું હોય ત્યારે આ પ્રત્યાખ્યાન કરવામાં આવે છે. તેમાં નીચેના સંકેતોનો આશ્રય લેવાય છે: ( ૧ ) અંગૂઠો, ( ૨ ) મૂઠી, ( ૩ ) ગાંઠ, ( ૪ ) ઘર, ( ૫ ) પ્રસ્વેદ, ( ૬ ) શ્વાસ, ( ૭ ) સ્તિબુક અને ( ૮ ) જ્યોતિ. તે એ રીતે કે જ્યાં સુધી મૂઠીમાં અંગૂઠો રહે ત્યાં સુધીનું પ્રત્યાખ્યાન, તે **અંગુટ્ઠ-સહિયં**; જ્યાં સુધી મૂઠી બાંધી રખાય ત્યાં સુધીનું પ્રત્યાખ્યાન, તે **મુટ્ઠિ-સહિયં**;× જ્યાં સુધી કપડે ગાંઠ બાંધી રખાય ત્યાં સુધીનું પ્રત્યાખ્યાન, તે **ગંઠિ-સહિયં**; જ્યાં સુધી ઘરે ન આવે ત્યાં સુધીનું પ્રત્યાખ્યાન, તે **ઘર-સહિયં**; જ્યાં સુધી પરસેવો ન સૂકાય ત્યાં સુધીનું પ્રત્યાખ્યાન, તે **સેઉ-સહિયં**; જ્યાં સુધી શ્વાસ નીચો ન બેસે ત્યાં સુધીનું પ્રત્યાખ્યાન, તે **સાસ-સહિયં**;

× મૂઠીમાં અંગૂઠો રાખી પારવામાં ન આવે ત્યાં સુધી. આ પ્રકાર હાલ પ્રચલિત છે.

જ્યાં સુધી પાત્ર વગેરે પરનાં પાણીનાં બિંદુઓ ન સૂકાય ત્યાં સુધીનું પ્રત્યાખ્યાન, તે **થિબુઅ-સહિયં** અને જ્યાં સુધી દીવો બળે ત્યાં સુધીનું પ્રત્યાખ્યાન, તે **જોઈ-સહિયં**.

(૧૦) **અદ્ધા-પ્રત્યાખ્યાન** – સમયની મર્યાદાવાળું પ્રત્યાખ્યાન. તેને કાલિક પ્રત્યાખ્યાન પણ કહે છે. તેના દસ પ્રકારો નીચે મુજબ છે:–(૧) નમુક્કાર-સહિયં, (૨) પોરિસી, (૩) પુરિમડ્ઢ-અવડ્ઢ, (૪) એગાસણ, (૫) એગલઠાણ, (૬) આયંબિલ, (૭) ઉપવાસ, (૮) ચરિમ, (૯) અભિગ્રહ અને (૧૦) વિગઈનો ત્યાગ.

[प्र०] 'देसुत्तर-गुण-पच्चक्खाणे णं भंते! कतिविहे पन्नत्ते?'

[उ०] 'गोयमा! सत्तविहे पन्नत्ते, तं जहा – १ दिसिव्वयं, २ उवभोग-परिभोग-परिमाणं, ३ अणत्थदंड-वेरमणं, ४ सामाइयं, ५ देसावगासियं, ६ पोसहोववासो, ७ अतिहि-संविभागो; अपच्छिम-मारणंतिय-सलेहणा-झूसणाऽऽराहणता ॥"

[પ્રશ્ન-] 'હે ભગવન્! દેશોત્તરગુણ-પ્રત્યાખ્યાન કેટલા પ્રકારે કહ્યું છે?'

[ઉત્તર-] 'હે ગૌતમ! દેશોત્તરગુણ-પ્રત્યાખ્યાન સાત પ્રકારે કહ્યું છે, તે આ પ્રમાણે – ૧ દિગ્વ્રત, ૨ ઉપભોગ-પરિભોગ-પરિમાણ, ૩ અનર્થદંડ-વિરમણ, ૪ સામાયિક, ૫ દેશાવકાશિક, ૬ પોષધોપવાસ, ૭ અતિથિ-સંવિભાગ અને અપશ્ચિમ-મારણાન્તિક-સંલેખના.

પ્રત્યાખ્યાનનો સામાન્ય વિધિ એ છે કે તે સદ્ગુરુની આગળ કરવું અને સદ્ગુરુનો યોગ ન હોય તો જિન-બિંબની સમક્ષ, સ્થાપનાચાર્યની સમક્ષ કે છેવટે આત્મ-સાક્ષીએ કરવું.

(૧) उग्गए सूरे - [ उद्गते सूर्ये ] - સૂર્ય ઊગ્યા પછી બે ઘડી સુધી.

વ્રતનો અવસ્થાનકાલ ઓછામાં ઓછો બે ઘડી સુધીનો હોય છે. (જુઓ સૂત્ર ૯-૫) પ્રત્યાખ્યાનનું કાલ-માન ઓછામાં ઓછું સૂર્ય ઊગ્યા પછી બે ઘડી સુધી સમજવાનું છે.

नमुक्कार-सहिअं मुट्ठि-सहिअं - [ नमस्कार-सहितं मुष्टि-सहितम् ] - નમસ્કાર-સહિત, મૂઠી-સહિત.

સૂર્યનો ઉદય થયા પછી બે ઘડી બાદ જ્યારે પચ્ચક્ખાણ પારવું હોય ત્યારે એક આસને બેસીને હાથની મૂઠી વાળીને ત્રણ વાર નવકાર મંત્રનો પાઠ બોલવામાં આવે છે. તેથી આ વ્રતને 'નમુક્કાર-સહિઅ મુટ્ઠિ-સહિઅ' કહેવામાં આવે છે. ધર્મસંગ્રહમાં કહ્યું છે કે 'मुहूर्तमानकालं नमस्कारसहित-प्रत्याख्यानमिति'–'નમસ્કાર-સહિત પ્રત્યાખ્યાનનું કાલ-માન મુહૂર્ત-પ્રમાણ છે.' નમુક્કાર-સહિઅ શબ્દમાંથી નવક્કાર-સહી-નવકાર-સહી અને છેવટે નવકારસી-શબ્દ બનેલો છે.

पच्चक्खाइ - [ प्रत्याख्याति ] - મન, વચન, કાયાથી ત્યાગ કરે છે.

પ્રત્યાખ્યાન કરાવનાર ગુરુમહારાજ 'पच्चक्खाइ' 'પ્રત્યાખ્યાન કરે છે' એવું કહે ત્યારે પ્રત્યાખ્યાન કરનારે 'पच्चक्खामि – હું પ્રત્યાખ્યાન કરું છું' એમ કહેવું જોઈએ.

**चउव्विहं पि आहारं** – [ चतुर्विधम् अपि आहारम् ] – ચારે પ્રકારનો આહાર.

'आहरणमाहार:'–'લાવવું તે આહાર. ગળાની નીચે લાવવું તે આહાર.' 'आहरणे उपसर्गयोगात् भोजने' (વાચ.) 'આહરણ શબ્દ આ ઉપસર્ગના યોગથી ભોજનના અર્થમાં સિદ્ધ થાય છે.'

ક્ષુધાને શમાવનારું દ્રવ્ય આહાર કહેવાય છે. વળી લવણાદિકના યોગથી સ્વાદવાળી બનેલી કાદવ વગેરે વસ્તુઓ જે ક્ષુધાતુર વડે ખવાય છે, તે પણ આહાર જ સમજવાનો છે. પ્રત્યાખ્યાનની પરિભાષામાં તેના ચાર વિભાગો કરેલા છે, તેથી તેને ચતુર્વિધ કહેવામાં આવ્યો છે.

**असणं** – [ अशनम् ] – અશન.

अश् – ભોજન કરવું–તે પરથી अशनનો સામાન્ય અર્થ ભોજન થાય છે, પરંતુ અહીં તે ક્ષુધાનું શમન કરે તેવા ભાત, કઠોળ, રોટલો, રોટલી, પૂરી, વડાં, માંડા, સાથવો, દૂધ, દહીં, ઘી, પકવાન્ન તથા શાકભાજી વગેરે પદાર્થોના અર્થમાં વપરાયેલો છે. તે માટે શ્રાદ્ધવિધિ (પૃ. ૪૪)માં કહ્યું છે કે–' अन्न-पक्वान्न-मण्डक-सक्तुकादि सर्वक्षुधोपशमसमर्थम् अशनम् '–અન્ન, પક્વાન્ન,

માંડો, સાથવો, આદિ ક્ષુધાનું શમન કરે તે સર્વ **અશન**.' ચાર પ્રકારના આહારમાં તે પહેલા પ્રકારનો આહાર છે.

पाणं – [ पानम् ] – પાનને, પાણીને.

'पीयत इति पानम्'–'જે પીવાય છે તે પાણી.' પરંતુ અહીં તે કૂવા, વાવ, તળાવ, નદી વગેરેનાં જળ ઉપરાંત ચોખાનું ધોવણ, છાશની આછ, જવનું પાણી, કેરાનું પાણી, કાકડી વગેરે ફળનાં ધોવણનું પાણી આદિ પીવા યોગ્ય સઘળાં પાણીના અર્થમાં વપરાયેલો છે. ચાર પ્રકારના આહારમાં તે બીજા પ્રકારનો આહાર છે.

खाइमं – [ खादिमं( खाद्यम् ) ] – ખાદિમને.

'खाद् – ખાવું'ને इमन् પ્રત્યય લાગવાથી खादिम શબ્દ બને છે. તેનો સામાન્ય અર્થ ખાવા યોગ્ય થાય છે; પરંતુ અહીં તે ચણા પ્રમુખ ભૂંજેલાં ધાન્યો, પૌંઆ, શેલડી, કેરી, કેળાં, ફણસ વગેરે ફળો, ચારોળી, બદામ, દ્રાક્ષ તથા સૂકો મેવો વગેરે જેનાથી અમુક અંશે ક્ષુધાની તૃપ્તિ થાય તેવા પદાર્થોને માટે વપરાયેલો છે. તે માટે શ્રાદ્ધવિધિમાં ( પૃ. ૪૪ ) કહ્યું છે કે :– 'फलेक्षु-पृथुक-सुखभक्ष्यादि खाद्यम्'* – 'ફલ, શેરડી, પૌંઆ વગેરે સુખભક્ષ્ય પદાર્થો ખાદ્ય કહેવાય છે.' ચાર પ્રકારના આહારમાં તે ત્રીજા પ્રકારનો આહાર છે.

साइमं – [ स्वादिमं( स्वाद्यम् ) ] – સ્વાદિમને.

* पृथुकश्चिप( पि )टस्तुल्यौ ( અ. ચિં. કાં. ૩-૬૫ ). चिपिटीभवनात् चिपिट :— चिपिटक इत्यमर :— ચિપિટક = પૌંઆ.

'स्वाद् – ચાખવું'ને इमन् – પ્રત્યય લાગવાથી स्वादिम શબ્દ બને છે, તેનો સામાન્ય અર્થ 'સ્વાદ લેવાને યોગ્ય' થાય છે, પરંતુ અહીં તે સ્વાદ લેવા યોગ્ય અમુક વસ્તુઓ માટે વપરાયેલો છે, જેના માટે શ્રાદ્ધવિધિ (પૃ. ૪૪)માં જણાવ્યું છે કે—

'स्वाद्यं शुंठी-हरीतकी-पिप्पली-मरीच-जीरक-अजमक-जातिफल-जावित्री-कसेल्लक-कत्थक-खदिरवटिका-ज्येष्ठीमधु-तज-तमालपत्र-एला-लवंग-कोठी-विडंग-बिडलवण-अजंक-अजमोदा-कुलिंजण-पिप्पलीमूल-चिणीकबाबा-कच्चूरक-मुस्ता-कंटासेलिओ-कर्पूर-सुचल-हरडा-बिभीतक-कुंभठबो-बब्बूल-धव-खदिर-खीजडादिछल्ली-पत्र-पूग-हिंगुला-(ष्ट)ष्टक-हिंगुत्रेवीसओ-पंचफू(फ)ल-पुष्करमूल-जवासकमूल-बावची-तुलछी(सी)-कपूरी-कंदादिकं। जीरकं सभाष्य-प्रवचनसारोद्धाराभिप्रायेण स्वाद्यं कल्पवृत्त्यभिप्रायेण तु खाद्यम्, अजमकं खाद्यम् इति केचित्।' (શ્રા. વિ. ૪૪) 'સ્વાદિમ(ઘ) – સૂંઠ, હરડે, પીપર, મરી, જીરું, અજમો, જાયફળ, જાવંત્રી, કસેલો, કાથો, ખેરસારની ગોળી, જેઠીમધ, તજ, તમાલપત્ર, એલચી, લવિંગ, કુઠ(ઉપલેટ), વાવડીંગ, બીડલવણ, અજજંક, અજમોદ, કુલિંજન (પાનની જડ), પીપરીમૂળ (ગંઠોડા), ચણકબાબ, કચૂરો, મોથ, કાંટાસેળીઓ, કપૂર, સંચળ, હરડાં, બહેડાં, કુંભઠ(કુમઠીઆ), બાવળ, ધવ (ધાવડી), ખેર, ખીજડો વગેરેની છાલ, પત્ર, સોપારી, હિંગાષ્ટક, હિંગુત્રેવીસઓ, પંચફૂ(ફ)લ, પુષ્કરમૂળ, જવાસાનું મૂળ, બાવચી, તુલસી, કપૂરકંદ વગેરે. જીરૂં ભાષ્ય તથા પ્રવચનસારોદ્ધારાદિકના અભિપ્રાયથી

"पुरिमं पढमं अद्धं, दिणस्स पुरिमड्ढमेयविसयं तु ।
पच्चक्खाणं पि भवे, पुरिमड्ढं तइयगो नियमो ॥ १०१ ॥"

'દિવસનો પહેલો અરધો ભાગ તે પુરિમ. તેને લગતું પ્રત્યાખ્યાન તે પુરિમાર્ધનું પ્રત્યાખ્યાન – પુરિમડ્ઢનું પચ્ચક્ખાણ. એ દશવિધ અદ્ધા-પ્રત્યાખ્યાનમાં ત્રીજું પ્રત્યાખ્યાન છે.'

**अवड्ढ** – [ अपरार्धम् ] – પછીનો અર્ધો ભાગ. ત્રણ પૌરુષી.

अपर એવો જે अर्ध તે अपरार्ध. अपर – પછીનો, મધ્યાહ્ન પછીનો. અર્ધ – અર્ધો ભાગ. સૂર્યોદયથી લઈને ત્રણ પ્રહર કે ત્રણ પોરિસીનો સમય 'અપરાર્ધ' કહેવાય છે. ત્યાં સુધીનું પ્રત્યાખ્યાન, તે '**અવડ્ઢ**'.

( ૪ ) **एगासणं** – [ एकाशनम् ] – એકાસણ, એકાસણું.

एक એવું अशन તે एकाशन. एक – એક વાર. अशन – ભોજન. જેમાં એક જ વાર ભોજન કરવાનું હોય છે તેવું પ્રત્યાખ્યાન તે એકાશન. તે માટે પ્રત્યાખ્યાન-સ્વરૂપમાં કહ્યું છે કે:—

"एक्कं असणं अहवा, वि आसणं जत्थ निच्चलपुयस्स ।
तं एक्कासणमुत्तं, इगवेला-भोयणे नियमो ॥ १०७ ॥"

એક અશન અથવા સ્થિર નિતમ્બવાળું એક આસન જેમાં છે, તેને એકાસન કહેલું છે. તાત્પર્ય કે એક જ વેળા ભોજન કરવાનું પ્રત્યાખ્યાન તે એકાસણ કહેવાય છે.

**वियासणं** – [ द्वयशनम् ] – બે-આસણું.

द्वि એવું अशन ते द्वयशन. द्वि – બે વાર, अशन – ભોજન. જેમાં બે વારથી અધિક ન જમવાનો નિયમ હોય, તે બિયાસણુ કે બે-આસણું કહેવાય છે.

**विगइओ** – [ विकृतीः ] – વિકૃતિ, વિગઈ.

આ શબ્દના વિશેષ અર્થ માટે જુઓ સૂત્ર ૨૮ – અર્થ-નિર્ણય.

**पच्चक्खाइ** – [ प्रत्याख्याति ] – ત્યાગ કરે છે.

**लेवालेवेणं** – [ लेपालेपेन ] – લેપાલેપથી, લેપને અલેપ કરવાથી.

લેપને કરેલું અલેપ તે લેપાલેપ, તેના વડે લેપાલેપેન. લેપ – આયંબિલમાં ન કલ્પે એવી વિકૃતિથી ભોજન કરવાનું પાત્ર કે ચાટવો વગેરે ખરડાયેલાં હોય તે. તેને લૂછી નાખવું તે અલેપ. આમ કરતાં તેમાં કંઈ અસર રહી જાય તો તેવાં પાત્ર વગેરેમાંથી લઈને વાપરતાં પ્રત્યાખ્યાનનો ભંગ થાય નહિ. તે માટે પંચાશકટીકામાં કહ્યું છે કે :—

'लेपो भोजनभाजनस्य विकृत्या तीमनादिना वा आयामाम्ल-प्रत्यातुरकल्पनीयेन लिप्तता, स चालेपश्च विकृत्यादिना लिप्तपूर्वस्य भोजनभाजनस्यैव हस्तादिना संलेखनतो निर्लेपतेति लेपालेपं तस्मा-दन्यत्र भाजने विकृत्याद्यवयवसद्भावेऽपि न भङ्ग इत्यर्थः' ।

( પં. પાંચમું-ટીકા. )-‘ ભોજન કરવાનું પાત્ર વિગઈ કે ભીના હાથ વગેરેથી ખરડાયેલું હોય તો તે આયંબિલ કરનારને અકલ્પનીય હોવાથી લેપ કહેવાય છે, અને તે જ ખરડાયેલા ભોજનના પાત્રને હાથ વગેરે વડે સાફ કરવું તે અલેપ કહેવાય છે. તેમાંથી બીજા પાત્રમાં ( ભોજનને ગ્રહણ કરતાં ) વિગઈ આદિનો અંશ રહેવા છતાં વ્રતનો ભંગ થતો નથી.’ પચ્ચક્ખાણ-ભાષ્યમાં લેવાલેવ આગારની વ્યાખ્યા કરતાં જણાવ્યું છે કે-‘ खरडिय-लूहिअ-डोवाइ लेप ’-ખરડાયાથી લૂછી નાખેલ ચાટુવાદિકે લીધેલ આહાર લેવો તે લેવાલેવેણં. તેનાથી વ્રત-ભંગ ન થાય.’

**गिहत्थ-संसट्ठेणं**-[ गृहस्थ-संसृष्टेन ]-ગૃહસ્થથી જે મિશ્ર થયેલું હોય તેના થકી.

ગૃહસ્થ વડે સંસૃષ્ટ તે ગૃહસ્થસંસૃષ્ટ. ગૃહસ્થ – ભોજન આપનાર. ‘ गृहस्थस्य भक्तदायकस्य ’ ( પં. ટી. ). સંસૃષ્ટ – મિશ્ર થયેલું – વિકૃતિથી મિશ્ર થયેલું. ‘ संसृष्टं विकृत्यादिद्रव्येणोपलिप्तं ’ ( પં ટી. ) - ‘ સંસૃષ્ટ એટલે વિકૃતિ વગેરેથી મિશ્ર થયેલું.’ તે સંબંધી આ. નિ.માં કહ્યું છે કે-

“ खीर-दही-वियडाणं, चत्तारि उ अंगुलाइं संसट्ठं ।
फाणिय-तिल्ल-घयाणं, अंगुलमेगं तु संसट्ठं ॥ १६०८ ॥ ”

‘ દૂધ, દહીં વગેરે વિકૃતિઓ ઓદન વગેરેથી ચાર આંગળ ઊંચી હોય ત્યાં સુધી સંસૃષ્ટ કહેવાય છે, અને ગોળ, તેલ તથા ઘી એક આંગળ ઊંચાં હોય ત્યાં સુધી અસંસૃષ્ટ કહેવાય છે.’

પચ્ચક્ખાણ-ભાષ્યમાં કહ્યું છે કે 'संसट्ठं डुच्चमंडाइ' –ગૃહસ્થે વિગયાદિકથી મિશ્ર કરેલું તે શાક, માંડાદિક વાપરતાં गिहत्थ-संसट्ठेणं આગાર ગણાય છે.

**उक्खित्त-विवेगेणं**–[उत्क्षिप्त-विवेकेन]–જેના પર વિકૃતિ મૂકીને ઉઠાવી લીધેલી હોય તેવી વસ્તુ વાપરવાથી.

उत्क्षिप्त અને विवेक તે उत्क्षिप्त-विवेक, તેના વડે उत्क्षिप्त-विवेकेन. उत्+क्षिप्–ઉઠાવી લેવું, તે પરથી उत्क्षिप्त–ઉઠાવી લીધેલું. विवेक–ત્યાગ, અલગ પાડવું તે. રોટલી-રોટલા વગેરે પર ગોળ કે પકવાન્ન વગેરે પિંડ વિગઈ મૂકી રાખેલી હોય પણ પછીથી તેના પરથી ઉઠાવી લીધેલી હોય, તે उत्क्षिप्त-विवेक. તેવા ભોજનને વાપરવાથી વ્રત ભાંગે નહિ.

**पडुच्च-मक्खिएणं**–[प्रतीत्य-म्रक्षितेन]–સહેજ ઘી વગેરે ચોપડેલ હોય તેવી વસ્તુથી.

प्रतीत्य-म्रक्षित તે प्रतीत्यम्रक्षित, તેના વડે प्रतीत्य-म्रक्षितेन. प्रतीत्य–આશ્રીને, અપેક્ષાએ. 'प्रतीत्य सर्वथा रूक्षं मण्डकादिकमपेक्ष्य म्रक्षितं स्नेहितम्। (પં. ટી.) प्रतीत्य એટલે તદ્દન લૂખા એવા માંડા વગેરેને આશ્રીને. म्रक्षित એટલે ચોપડવામાં આવ્યું હોય તે. રોટલી વગેરેને કૂણી રાખવા માટે તેને કરતી વખતે તેલ કે ઘીની આંગળી દીધી હોય એટલે તેમાં લગારેક વિગઈનો ભાગ આવેલો હોય તેમ છતાં તેનાથી વ્રત ભાંગે નહિ. (આ આગાર મુનિઓ માટે છે, કારણ કે તેમને આહારની ગવેષણા કરવાની હોય છે, પણ ગૃહસ્થોને માટે

નથી, કારણ કે તેઓ ઇચ્છા મુજબ વસ્તુ તૈયાર કરી શકે છે.) પચ્ચક્ખાણ-ભાષ્યમાં કહ્યું છે કે – 'मक्खियं अंगुलीहिं मणा'– 'પ્રતીત્ય-મ્રક્ષિત એટલે આંગળીથી ઘી-તેલ વડે જરાક સ્નિગ્ધ બનાવેલા હોય તેવા.'

**पारिट्ठावणियागारेणं** – [ पारिष्ठापनिकाकारेण ] – વિધિ-પૂર્વક પરઠવવું પડે તેનાથી.

पारिष्ठापनिकारૂપ જે आकार ते पारिष्ठापनिकाकार, તેના વડે – पारिष्ठापनिकाकारेण. पारिष्ठापनिका – પરઠવવાની વિધિ. –'परि सर्वैः प्रकारैः स्थापनं परिस्थापनमपुनर्ग्रहणतया न्यास इत्यर्थः, तेन निर्वृत्ता पारिष्ठापनिका ( આ. ટી. ૪). 'परि એટલે સર્વ પ્રકારે, स्थापन એટલે મૂકવું, ફરીને લેવાની રીતે મૂકવું તે. તેથી બનેલી ક્રિયા તે पारिष्ठापनिका.' એટલે સર્વથા ત્યાગ કરવાના પ્રયોજનથી કરાયેલી ક્રિયા તે પારિષ્ઠાપનિકા કહેવાય છે. आकार – આગાર, અપવાદ. તેની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૭–૪.

**सागारि-आगारेणं** – [ सागारिकाकारेण ] – સાગારિક આગાર વડે; ગૃહસ્થ વગેરે આવી જતાં આહાર કરવા માટે બીજી જગાએ જવું પડે તેનાથી.

सागारिकनो आकार ते सागारिकाकार, તેના વડે–सागारिकाकारेण. सागारिक – ગૃહસ્થ, તેને લગતો आकार-અપવાદ તે सागारिकाकार. સાધુને ગૃહસ્થના દેખતાં આહાર-પાણી કરવાની મનાઈ હોવાથી તે આવી જતાં અન્યત્ર જઈ આહાર-પાણી કરે તો સાગારિકાકાર કહેવાય. તેનાથી વ્રતનો ભંગ થાય નહિ.

**आउंटण-पसारणेणं** – [ आकुञ्चन-प्रसारणेन ] – ( ખાલી ચડી જતાં ) શરીરનાં અંગોપાંગોને સંકોચતાં કે વિસ્તાર કરતાં દોષ ન લાગે.

आकुञ्चन અને प्रसारण તે आकुञ्चन-प्रसारण, તેના વડે, आकुञ्चन-प्रसारणेन. आकुञ्चन – સંકોચ, અંગોને ટૂંકાં કરવાં તે. प्रसारण – વિસ્તાર, અંગોને લાંબાં કરવાં તે. શરીરનાં હાથ-પગ વગેરે અંગોપાંગોને ખાલી ચઢવાથી કે એવાં જ બીજાં કોઈ કારણથી સંકોચવાં કે વિસ્તારવાં પડે તો આકુંચન-પ્રસારણ નામનો આગાર કહેવાય. તેનાથી વ્રતનો ભંગ થાય નહિ.

**गुरु-अब्भुट्ठाणेणं** – [ गुर्वभ्युत्थानेन ] – ગુરુ કે વડીલ મુનિ આવતાં ઊભો થવું પડે તેનાથી.

ગુરુ નિમિત્તે अभ्युत्थान તે गुर्वभ्युत्थान, તેના વડે गुर्वभ्युत्थानेन. गुरु – ગુરુ, વડીલ મુનિ વગેરે. अभ्युत्थान–ઊભા થવું તે. ગુરુ, વડીલ મુનિ વગેરે આવતાં તેમનો યોગ્ય વિનય સાચવવા માટે ઊભા થવું પડે તો તેનાથી વ્રત ભાંગે નહિ.

**पाणस्स** – [ पान(क)स्य ] – પાણી-સંબંધી.

એકાશન તિવિહાર પચ્ચક્ખાણ કરતાં પાણીની છૂટ રહે છે, તે સંબંધી ( આગારો ).

**लेवेण वा** – [ लेपेन ( लेपाद् ) वा ] – ઓસામણ, આંબલી, દ્રાક્ષ વગેરેના પાણી વડે.

અહીં લેપ-શબ્દથી ઓસામણ, આંબલી, દ્રાક્ષ વગેરેનું પાણી ગ્રહણ કરવાની સામાચારી છે.

**अलेवेण वा** – [ अलेपेन ( अलेपाद् ) वा ] – છાશના નિતારેલાં પાણીવડે.

અહીં અલેપ શબ્દથી છાશનું નીતરેલું પાણી ગ્રહણ કરવાની સામાચારી છે. મારવાડ વગેરે દેશમાં કેટલાક સ્થળે છાશ ઊની કરીને રાખવામાં આવે છે, તેને કાંજી કહે છે. તેના ઉપર વળેલું પાણી ( આછ ) અથવા તેનું ધોવણ લઈ શકાય, તેમ આ આગારથી સમજવાનું છે.

**अच्छेण वा** – [ अच्छेन वा ] – સ્વચ્છ પાણી વડે.

अच्छ – સ્વચ્છ. ત્રણ વાર ઉકાળેલું પાણી, નિર્જીવ, નિર્મળ જળ તથા ફલ વગેરેનાં ધોવણને ' अच्छ ' કહે છે.

**बहुलेवेण वा** [ बहुलेपेन वा ] – ચોખા વગેરેનાં ધોવણ વડે.

અહીં ' બહુલેવેણ ' શબ્દથી ચોખા વગેરેનાં ધોવણનું પાણી લેવાની સામાચારી છે.

**ससित्थेण वा** – [ससिक्थेन वा ] – ભાત વગેરેનાં ગાઢાં ઓસામણથી.

સિક્થથી સહિત તે સસિક્થ, તેના વડે, સસિક્થેન. સિક્થ–રાંધેલા ચોખા. તેનો કોઈ અંશ આવી ગયો હોય તે સસિક્થ. પચ્ચક્ખાણ-ભાષ્યમાં કહ્યું છે કે–' धोअण-बहुलं ससित्थं '–' એક

વસ્તુને ઘણી વખત ધોવાથી (ઉકાળવાથી) તેનું જે પાણી તૈયાર થયું હોય તે સસિક્થ કહેવાય. આવા પાણીમાં કોઈક દાણો રહી જવાનો સંભવ છે.

**असित्थेण वा** – [ असिक्थेन वा ] – ભાત વગેરેના પાતળા ઓસામણથી.

જે વસ્તુ ઘણી ન ધોવાઈ હોય પણ સામાન્ય ધોવાઈ હોય તે અસિકથ. તેમાં દાણો રહી જવાનો સંભવ નથી.

( ૫ ) **आयंबिलं** – [ आयामाम्लम् ( आचामाम्लम् ) ] – આયંબિલ.

'आयामम्-अवश्रावणं, अम्लं च सौवीरकं त एव प्रायेण व्यञ्जने यत्र भोजने ओदन-कुल्माष-सक्तुप्रभृतिके तद् आयामाम्लं समयभाषया उच्यते।' ( આ. ટી. )–'આયામ એટલે ઓસામણ ( ધોવણ ), અને અમ્લ એટલે સૌવીરક–કાંજી કે ખાટું પાણી. ભાત, અડદ અને જવ વગેરેના ભોજનમાં જેનો ( આ બે વસ્તુનો ) મુખ્ય ઉપયોગ હોય છે, તેને આગમની ભાષામાં આયંબિલ કહે છે.'

આચાર્ય શ્રીહરિભદ્રસૂરિએ સંબોધપ્રકરણમાં તેના પર્યાય-શબ્દો આ રીતે આપેલા છે:

"अंबिलं नीरसजलं, दुप्पायं धाउ-सोसणं ।
कामग्घं मंगलं सीयं, एगट्ठा अंबिलस्साचि ॥"

"અંબિલ, નિરસ જલ, દુષ્પ્રાય, ધાતુ-શોષણ, કામઘ્ન, મંગલ, શીત એ આયંબિલના એકાર્થી શબ્દો છે."

(૬-૭) अब्भत्तट्ठं - [ अभक्तार्थम् ] - ઉપવાસને.

भक्तेन अर्थं भक्तार्थ, न भक्तार्थं अभक्तार्थ. भक्त-ભોજન. अर्थ -પ્રયોજન. જેમાં ભોજન કરવાનું પ્રયોજન નથી તે अभक्तार्थ. 'नो भत्तेणं अट्ठो पओयणं जत्थ सो अभत्तट्ठो।'-(પ્ર. સ્વ.) તેનો પર્યાયવાચી શબ્દ ઉપવાસ છે. તે માટે શ્રીહરિભદ્રસૂરિએ સં. પ્ર.માં આલોચનાના અધિકારે કહ્યું છે કે:—

"मुत्तो समणो धम्मो, निप्पावो उत्तमो अणाहारो ।
चउप्पाओऽभत्तट्ठो, उववासो तस्स एगट्ठा ॥"

"મુક્ત, શ્રમણ, ધર્મ, નિષ્પાપ, ઉત્તમ, અણાહાર, ચતુષ્પાદ અને અભક્ત એ ઉપવાસના એકાર્થી શબ્દો છે."

ઉપવાસ બે પ્રકારે કરવામાં આવે છે. એકમાં અશન, ખાદિમ અને સ્વાદિમ એ ત્રણ પ્રકારના આહારનો ત્યાગ કરવામાં આવે છે, જેને તિવિ(હા)હાર ઉપવાસ (ત્રણ આહાર-ના ત્યાગવાળો ઉપવાસ) કહે છે અને બીજામાં ચારે પ્રકારના આહારનો ત્યાગ કરવામાં આવે છે, જેને ચઉવિ(હા)હાર ઉપવાસ (ચારે આહારના ત્યાગવાળો ઉપવાસ) કહેવામાં આવે છે.

(૮) पाणहार-दिवसचरिमं - [ पानीयाहार-दिवसचरमं ]- પાણહાર નામનું દિવસચરિમ પ્રત્યાખ્યાન.

पानीयाहार એવું दिवसचरम તે पानीयाहार-दिवस-चरम. पानीयનો आहार તે पानीयाहार: पानीय - પાણી. आहार -

આહાર. પાણીના આહારની જે છૂટ હતી તેનું પ્રત્યાખ્યાન તે पानीयाहार. दिवसनो चरम ते दिवसचरम. चरम – છેલ્લો ભાગ. જે પ્રત્યાખ્યાન દિવસના બાકી રહેલા ભાગ તથા આખી રાત્રિને માટે કરવામાં આવે છે, તેને દિવસચરિમ પ્રત્યાખ્યાન કહે છે. એટલે पाणहार-दिवसचरिमंનો અર્થ 'પાણીનો આહાર છોડી દેવા માટેનું સાંજનું પ્રત્યાખ્યાન' સમજવાનો છે.

(૯-૧૦-૧૧) બધા શબ્દો આગલા સૂત્રોમાં આવી ગયેલા છે.

(૧૨) **देसावगासियं** – [ देशावकाशिकम् ] – દેશાવકાશિક વ્રત-સંબંધી. દેશાવકાશિક વ્રતની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૩૨.

**उवभोगं परिभोगं** – [ उपभोगं परिभोगम् ] – ઉપભોગ-પરિભોગને.

આહાર, વિલેપન, પુષ્પમાળા વગેરે જે વસ્તુ એક જ વાર ભોગવાય છે, તે ઉપભોગ કહેવાય છે અને સ્ત્રી, આભરણ, વસ્ત્ર, ઘર, વાડી વગેરે વસ્તુ વારંવાર ભોગવાય છે, તે પરિભોગ કહેવાય છે. પ્રાતઃકાળે જે ચૌદ નિયમ ધાર્યા હોય તેનો અહીં સંક્ષેપ કરવાનો છે.

### (૬) અર્થ-સંકલના

### (૧) નોકારસી

સૂર્યોદયથી બે ઘડી સુધી 'નમસ્કાર-સહિત મૂઠી-સહિત'

નામનું પ્રત્યાખ્યાન કરે છે. તેમાં ચારે પ્રકારના આહારનો એટલે અશન, પાન, ખાદિમ અને સ્વાદિમનો નીચેના આગારો-પૂર્વક ત્યાગ કરે છે:—

૧ **અનાભોગ** – અજાણપણે કોઈ વસ્તુ મુખમાં નાખી દેવાય.

૨ **સહસાકાર**–અકસ્માત્ કોઈ વસ્તુ મુખમાં પેસી જાય.

૩ **મહત્તરાકાર** – અધિક નિર્જરાદિક લાભને કારણે ગુરુ વગેરે વડીલ રજા આપે.

૪ **સર્વસમાધિ-પ્રત્યયાકાર** – તીવ્ર રોગાદિક અ-સમાધિમાં દવા વગેરે લેવી પડે.

(૨) પોરિસી અને સાઢ્ઢપોરિસી

સૂર્યોદયથી એક પહોર ( કે દોઢ પહોર ) સુધી નમસ્કાર-સહિત, મૂઠ્ઠી-સહિત પ્રત્યાખ્યાન કરે છે. તેમાં ચારે પ્રકારના આહારનો એટલે અશન, પાન, ખાદિમ અને સ્વાદિમનો નીચેના આગારો-પૂર્વક ત્યાગ કરે છે:—

૧ **અનાભોગ.**

૨ **સહસાકાર.**

૩ **પ્રચ્છન્ન-કાલ**–વાદળ, ધૂળ કે ગ્રહણ આદિના કારણે સૂર્ય ઢંકાઈ જવાથી સમયની ખબર ન રહે.

૪ **દિગ્મોહ**–દિશાઓનો ભ્રમ થવાથી સમયની બરાબર ખબર ન રહે.

૫ **સાધુ-વચન** – સાધુના મુખથી 'ઉગ્ઘાડા પોરિસી' શબ્દ કે જે વ્યાખ્યાનમાં પોરિસી ભણાવતી વખતે બોલવામાં આવે છે, તે સાંભળીને સમય થયા પહેલાં જ પ્રત્યાખ્યાન પારી લીધું હોય.

૬ **મહત્તરાકાર.**

૭ **સર્વસમાધિ-પ્રત્યયાકાર.**

(૩) પુરિમડ્ઢ, અવડ્ઢ

સૂર્યોદયથી પૂર્વાર્ધ એટલે બે પહોર સુધી અથવા અપરાર્ધ એટલે ત્રણ પહોર સુધી (નમસ્કાર-સહિત) મૂઠી-સહિત પ્રત્યાખ્યાન કરે છે. તેમાં ચારે પ્રકારના આહારનો એટલે અશન, પાન, ખાદિમ અને સ્વાદિમનો નીચેના આગાર-પૂર્વક ત્યાગ કરે છેઃ—

૧ **અનાભોગ.**

૨ **સહસાકાર.**

૩ **પ્રચ્છન્ન-કાલ.**

૪ **દિગ્મોહ.**

૫ **સાધુ-વચન.**

૬ **મહત્તરાકાર.**

૭ **સર્વસમાધિ-પ્રત્યયાકાર.**

(૪) એગાસણ, બિયાસણ અને એગલઠાણ

સૂર્યોદયથી એક પહોર કે દોઢ પહોર સુધી નમસ્કાર-

સહિત મૂઠી-સહિત પ્રત્યાખ્યાન કરે છે. તેમાં ચારે પ્રકારના આહારનો એટલે અશન, પાન, ખાદિમ અને સ્વાદિમનો નીચેના આગારો-પૂર્વક ત્યાગ કરે છે:—

૧ અનાભોગ.

૨ સહસાકાર.

૩ પ્રચ્છન્ન-કાલ.

૪ દિગ્મોહ.

૫ સાધુ-વચન.

૬ મહત્તરાકાર.

૭ સર્વસમાધિ-પ્રત્યયાકાર.

નીચેના આગારો-પૂર્વક વિકૃતિઓનો ત્યાગ કરે છે:—

૧ અનાભોગ.

૨ સહસાકાર.

૩ **લેપાલેપ**—સાધુને ઘી વગેરે જે વિકૃતિનો ત્યાગ હોય તે વિકૃતિથી ખરડાયેલા હાથ કે કડછી વગેરેને લૂછીને તેનાથી જ સાધુને વહોરાવે તે.

૪ **ગૃહસ્થ-સંસૃષ્ટ**—શાક, દાળ વગેરે દ્રવ્યને ગૃહસ્થે પોતાના માટે વિગઈથી વઘારીને સંસ્કારિત કર્યાં હોય અથવા રોટલી, રોટલા, માંડો વગેરેને ગોળ, ઘી વગેરે વિગઈ વડે જરાક ચોપડ્યા હોય તે વિગઈ કે નિવ્વીના પ્રત્યાખ્યાનવાળા સાધુ વહોરે તે.

૫ **ઉત્ક્ષિપ્ત-વિવેક** – રોટલી-રોટલા વગેરે ઉપર ગોળ વગેરે કઠણ વિગઈ મૂકેલી હોય તે લઈ લીધા છતાં તેના ઉપર કંઈ પણ અંશ રહી ગયો હોય અને તે મુનિના વહોરવામાં આવે તે.

૬ **પ્રતીત્ય-મ્રક્ષિત** – રોટલી, પૂરી વગેરેને કૂણી રાખવા માટે તે કરતી વખતે ઘી-તેલવાળી આંગળી તેમાં લગાડી હોય તે.

૭ **પારિષ્ઠાપનિકાકાર** – જે આહાર વિધિ-પૂર્વક ગૃહસ્થના ઘરેથી લીધો હોય અને યથાવિધિ બીજા મુનિઓને વહેંચી આપ્યો હોય, છતાં વધી પડે તો પરઠવવાના દોષથી બચવા માટે ગુરુમહારાજની આજ્ઞાથી વાપરવામાં આવે તે.

૮ **મહત્તરાકાર.**

૯ **સર્વસમાધિ-પ્રત્યયાકાર.**

બિયાસણમાં ચૌદ આગારોની છૂટ હોય છે, તે આ પ્રમાણે:-

૧ **અનાભોગ.**

૨ **સહસાકાર.**

૩ **સાગારિકાકાર** – ગૃહસ્થ, યાચક વગેરે જેના દેખતાં આહાર કરવાની શાસ્ત્રમાં મનાઈ છે, તેઓ આવી જતાં સ્થાન છોડીને બીજે જવું પડે તે.

૪ **આકુંચન-પ્રસારણ** – જમતી વખતે ખાલી ચઢી જવાના કારણે કે બીજા કોઈ કારણે હાથ-પગ લાંબા-ટૂંકા કરવા પડે તે.

૫ **ગુર્વભ્યુત્થાન** – જમતી વખતે પોતાના ગુરુ કે બીજા કોઈ પૂજ્ય મુનિમહારાજ આવી ચડે અને વિનય-સત્કાર કરવા ઊભા થવું પડે તે.

૬ **પારિષ્ઠાપનિકાકાર.**

૭ **મહત્તરાકાર.**

૮ **સર્વસમાધિ-પ્રત્યયાકાર.**

૯ **લેપ** – ઓસામણ, આંબલી કે દ્રાક્ષ વગેરેનું પાણી.

૧૦ **અલેપ** – કાંજી વગેરેનું પાણી કે છાશની પરાશ વગેરે.

૧૧ **અચ્છ** – ત્રણ વાર ઉકાળેલું સ્વચ્છ પાણી.

૧૨ **બહુલેપ** – ચોખા વગેરેનું ચીકણું-ઘટ્ટ ધોવણ.

૧૩ **સસિકથ** – લોટથી ખરડાયેલ હાથ કે વાસણનું ધોવણ, જેમાં લોટના રજકણો પણ હોય.

૧૪ **અસિકથ** – લોટથી ખરડાયેલ હાથ કે વાસણનું ધોવણ, જેમાં લોટના રજકણો ન હોય તેવું ગાળેલું ધોવણ.

### (૫) આયંબિલ અને નિવ્વી

સૂર્યોદયથી એક પહોર ( કે દોઢ પહોર ) સુધી નમસ્કાર-

સહિત, મૂઠી-સહિત પ્રત્યાખ્યાન કરે છે. તેમાં ચારે પ્રકારના આહારનો એટલે અશન, પાન, ખાદિમ અને સ્વાદિમનો નીચેના આગારો-પૂર્વક ત્યાગ કરે છે:—

(૧) અનાભોગ, (૨) સહસાકાર, (૩) પ્રચ્છન્ન-કાલ, (૪) દિગ્મોહ, (૫) સાધુ-વચન, (૬) મહત્તરાકાર, (૭) સર્વસમાધિ-પ્રત્યયાકાર.

આયંબિલનું નીચેના આઠ આગારો-પૂર્વક પ્રત્યાખ્યાન કરે છે:—

(૧) અનાભોગ, (૨) સહસાકાર, (૩) લેપાલેપ, (૪) ગૃહસ્થ-સંસૃષ્ટ, (૫) ઉત્ક્ષિપ્ત-વિવેક, (૬) પારિષ્ઠાપનિકાકાર, (૭) મહત્તરાકાર, (૮) સર્વસમાધિ-પ્રત્યયાકાર.

એકાશનનું પ્રત્યાખ્યાન કરે છે, અને તેમાં ત્રણે પ્રકારના આહારનો એટલે અશન, ખાદિમ અને સ્વાદિમનો નીચેના આગારો-પૂર્વક ત્યાગ કરે છે:—

(૧) અનાભોગ, (૨) સહસાકાર, (૩) સાગારિકાકાર, (૪) આકુંચન-પ્રસારણ, (૫) ગુર્વભ્યુત્થાન, (૬) પારિષ્ઠાપનિકાકાર, (૭) મહત્તરાકાર, (૮) સર્વસમાધિ-પ્રત્યયાકાર.

પાણી-સંબંધી છ આગારો:-(૯) લેપ, (૧૦) અલેપ, (૧૧) અચ્છ, (૧૨) બહુલેપ, (૧૩) સસિક્થ અને (૧૪) અસિક્થ.

### (૬) તિવિ(હા)હાર ઉપવાસ

(સૂર્યોદયથી માંડીને બીજા દિવસના) સૂર્યોદય સુધી

ઉપવાસનું પ્રત્યાખ્યાન કરે છે. તેમાં ત્રણે પ્રકારના આહારનો એટલે પાણી સિવાય અશન, ખાદિમ અને સ્વાદિમનો નીચેના આગારો-પૂર્વક ત્યાગ કરે છે:—

(૧) અનાભોગ, (૨) સહસાકાર, (૩) પારિષ્ઠાપનિકાકાર, (૪) મહત્તરાકાર અને (૫) સર્વસમાધિ-પ્રત્યયાકાર.

પાણી – આહારનું એક પહોર (કે દોઢ પહોર) સુધી નમસ્કાર-સહિત, મૂઠી-સહિત નીચેના આગારો-પૂર્વક પ્રત્યાખ્યાન કરે છે:—

(૧) અનાભોગ, (૨) સહસાકાર, (૩) પ્રચ્છન્ન-કાલ, (૪) દિગ્મોહ, (૫) સાધુ-વચન, (૬) મહત્તરાકાર, (૭) સર્વસમાધિ-પ્રત્યયાકાર.

પાણીના (આગારો) (૮) લેપ, (૯) અલેપ, (૧૦) અચ્છ, (૧૧) બહુલેપ, (૧૨) સસિક્થ અને (૧૩) અસિક્થ.

(૭) ચઉવિ(હા)હાર ઉપવાસ

(સૂર્યોદયથી માંડીને બીજા દિવસના) સૂર્યોદય સુધી ઉપવાસનું પ્રત્યાખ્યાન કરે છે. તેમાં ચારે પ્રકારના આહારનો એટલે અશન, પાન, ખાદિમ અને સ્વાદિમનો નીચેના આગારો-પૂર્વક ત્યાગ કરે છે:—

(૧) અનાભોગ, (૨) સહસાકાર, (૩) પારિષ્ઠાપનિકાકાર, (૪) મહત્તરાકાર અને (૫) સર્વસમાધિ-પ્રત્યયાકાર.

(૮) પાણહાર

દિવસના શેષ ભાગથી સંપૂર્ણ રાત્રિ-પર્યન્ત પાણી-આહારનો નીચેના આગારો-પૂર્વક ત્યાગ કરે છેઃ—

(૧) અનાભોગ, (૨) સહસાકાર, (૩) મહત્તરાકાર અને (૪) સર્વસમાધિ-પ્રત્યયાકાર.

(૯) ચઉવ્વિ(હા)હાર

દિવસના શેષભાગથી સંપૂર્ણ રાત્રિ-પર્યન્તનું પ્રત્યાખ્યાન કરે છે. તેમાં ચારે પ્રકારના આહારો એટલે અશન, પાન, ખાદિમ અને સ્વાદિમનો નીચેના આગારો-પૂર્વક ત્યાગ કરે છેઃ—

(૧) અનાભોગ, (૨) સહસાકાર, (૩) મહત્તરાકાર, (૪) સર્વસમાધિ-પ્રત્યયાકાર.

(૧૦) તિવિ(હા)હાર

દિવસના શેષ ભાગથી સંપૂર્ણ રાત્રિ-પર્યન્તનું પ્રત્યાખ્યાન કરે છે. તેમાં ત્રણ પ્રકારના આહારનો એટલે અશન, ખાદિમ અને સ્વાદિમનો નીચેના આગારો-પૂર્વક ત્યાગ કરે છેઃ—

(૧) અનાભોગ, (૨) સહસાકાર, (૩) મહત્તરાકાર, (૪) સર્વસમાધિ-પ્રત્યયાકાર.

(૧૧) દુવિ(હા)હાર

દિવસના શેષ ભાગથી સંપૂર્ણ રાત્રિ-પર્યન્તનું પ્રત્યાખ્યાન

કરે છે. તેમાં બન્ને પ્રકારના આહારનો એટલે અશન અને ખાદિમનો નીચેના આગારો-પૂર્વક ત્યાગ કરવામાં આવે છે:—

(૧) અનાભોગ, (૨) સહસાકાર, (૩) મહત્તરાકાર, અને (૪) સર્વસમાધિ-પ્રત્યયાકાર.

(૧૨) દેશાવકાશિક

દેશથી સંક્ષેપ કરેલી ઉપભોગ અને પરિભોગની વસ્તુઓનું પ્રત્યાખ્યાન કરે છે, અને તેનો નીચેના આગારો-પૂર્વક ત્યાગ કરે છે:—

(૧) અનાભોગ, (૨) સહસાકાર, (૩) મહત્તરાકાર અને (૪) સર્વસમાધિ-પ્રત્યયાકાર.

## (૭) સૂત્ર-પરિચય

સમત્વની સિદ્ધિ માટે શ્રદ્ધા, વિનય, આત્મ-નિરીક્ષણ અને ધ્યાન જેમ ઉપયોગી છે, તેમ પ્રત્યાખ્યાન પણ અતિ ઉપયોગી છે, કારણ કે તેનાથી આસ્રવ-દ્વારોનો નિરોધ થાય છે. શ્રીઉત્તરાધ્યયનસૂત્રના ૨૯મા અધ્યયનમાં કહ્યું છે કે-"पच्चक्खाणेण भंते! जीवे किं जणयइ?; पच्चक्खाणेणं आसवदाराइं निरुंभइ ॥ १३ ॥" "(પ્રશ્ન-) 'હે ભગવન્! પ્રત્યાખ્યાનથી જીવ શું ઉત્પન્ન કરે છે?' (ઉત્તર-) 'પ્રત્યાખ્યાનથી જીવ આસ્રવ-દ્વારોનો નિરોધ કરે છે.' શ્રીભગવતીસૂત્રના બીજા શતકના પાંચમા ઉદ્દેશકમાં કહ્યું છે કે-'से भंते ! विन्नाणं किंफले?' 'હે ભગવન! વિજ્ઞાનનું-વિશેષ જાણવાનું ફલ શું?' (ઉ૦) 'पच्चक्खाण-फले.' "હે ગૌતમ! તેનું ફલ પ્રત્યાખ્યાન છે.'

(પ્ર.) से णं भंते! पच्चक्खाणं किं-फले?' 'હે ભગવન્! તે પ્રત્યાખ્યાનનું ફળ શું?' (ઉ.) 'संजमफले' 'હે ગૌતમ! તેનું ફલ સંયમ છે.' આવશ્યક-નિર્યુક્તિમાં કહ્યું છે કે:—

"पच्चक्खाणमिणं सेविऊण भावेण जिणवरुद्दिट्ठं।
पत्ता अणंतजीवा, सासयसुक्खं लहुं मोक्खं ॥ १६२१ ॥"

"શ્રીજિનેશ્વરોએ કહેલા આ પ્રત્યાખ્યાનનું સેવન કરીને અનંત જીવો શાશ્વત સુખવાળા મોક્ષને શીઘ્ર પામ્યા છે."

પ્રત્યાખ્યાન એટલે અવિરતિનો ત્યાગ અને વિરતિ-ગુણની ધારણા. તેને શાસ્ત્રોમાં **નિયમ, અભિગ્રહ, વિરમણ, વ્રત, વિરતિ, આસ્રવદ્વાર-નિરોધ, નિવૃત્તિ, ચારિત્ર-ધર્મ** વગેરે શબ્દોથી પણ ઓળખવામાં આવ્યું છે.

પ્રત્યાખ્યાનના મૂળ ભેદો બે છે: મૂલગુણ-પ્રત્યાખ્યાન અને ઉત્તરગુણ-પ્રત્યાખ્યાન. તે દરેકના પણ સર્વ અને દેશથી બે બે પ્રકારો છે, એટલે પ્રત્યાખ્યાન કુલ ચાર પ્રકારનાં બને છે: (૧) સર્વ મૂલગુણ-પ્રત્યાખ્યાન, (૨) દેશ મૂલગુણ-પ્રત્યાખ્યાન, (૩) સર્વ ઉત્તરગુણ-પ્રત્યાખ્યાન અને (૪) દેશ ઉત્તરગુણ-પ્રત્યાખ્યાન. તેમાં સર્વ ઉત્તરગુણ-પ્રત્યાખ્યાનના દસ પ્રકારો છે: અનાગત, અતિક્રાન્ત, કોટિ-સહિત, નિયન્ત્રિત, સાકાર, અનાકાર, કૃત-પરિમાણ, નિરવશેષ, સંકેત અને અદ્ધા. આ પ્રત્યાખ્યાનો પૈકી સંયમની તાલીમ માટે સંકેત અને અદ્ધા પ્રત્યાખ્યાનો વિશેષ ઉપયોગી છે અને તેમાં પણ

અદ્ધા-પ્રત્યાખ્યાનની મુખ્યતા છે. આ અદ્ધા-પ્રત્યાખ્યાનો દસ પ્રત્યાખ્યાન તરીકે પ્રસિદ્ધ છે અને તે જ અહીં પ્રસ્તુત છે.

દસ પ્રત્યાખ્યાનોમાં પહેલું પ્રત્યાખ્યાન 'નમસ્કાર-સહિત' એટલે નમુક્કારસહિય-નમુક્કારસી-નવકારસીનું છે કે જેનો સમય સૂર્યોદયથી લઈને બે ઘડી પર્યંતનો છે. આ સમય દરમિયાન અશન, પાન, ખાદિમ કે સ્વાદિમ એ ચાર પ્રકારના આહારો પૈકી એક પણ આહાર કરવાનો નથી. આ પ્રત્યાખ્યાનમાં અનાભોગ અને સહસાકાર એ બે આગારો રાખવામાં આવે છે* એટલે કોઈ વસ્તુનો અજાણમાં ઉપયોગ થઈ જાય કે અચાનક મુખમાં પેસી જાય તો તેથી પ્રત્યાખ્યાનનો ભંગ થતો નથી. આ પ્રત્યાખ્યાન બરાબર સમયસર પારવું જોઈએ, પરંતુ કોઈ કારણસર તેમ ન બની શક્યું તો વ્રતમાં અવ્યવસ્થા થાય, એટલે તેમાં મૂઠસીનું પ્રત્યાખ્યાન પણ કરવામાં આવે છે અને તેમાં અનાભોગ તથા સહસાકાર એ બે આગારો ઉપરાંત મહત્તરાકાર અને સર્વસમાધિ-પ્રત્યયાકારની પણ છૂટ રાખવામાં આવે છે, એટલે ગુરુ, સંઘના વડા વગેરે મોટાના કહેવાથી કદાચ પ્રત્યાખ્યાન વહેલું પારવું પડે કે રોગાદિકથી તીવ્ર અશાંતિ ઉત્પન્ન થઈ હોય, તે શાંત કરવા માટે સમય કરતાં વહેલું પારવું પડે તો પ્રત્યાખ્યાનનો ભંગ થતો નથી.

---

* सूरे उग्गए णमोक्कार-सहितं पच्चक्खाति चउव्विहं पि आहारं असणं पाणं खाइमं साइमं, अण्णत्थ अणाभोगेण सहसागारेण वोसिरइ। ( આવશ્યક-સૂત્ર, અધ્યયન છઠ્ઠું.)

પોરિસી અને સાર્દ્ધપોરિસી (દોઢ પોરિસી)નાં પ્રત્યાખ્યાનમાં સૂર્યોદયથી માંડીને એક પોરિસી સુધી કે દોઢ પોરિસી સુધી ચારે પ્રકારના આહારનો ત્યાગ કરવામાં અનાભોગ, સહસાકાર, મહત્તરાકાર અને સર્વસમાધિ-પ્રત્યયાકાર એ ચાર આકાર-આગાર ઉપરાંત પ્રચ્છન્ન-કાલ, દિગ્મોહ અને સાધુવચન એ ત્રણ આગારોની વધારે છૂટ રાખવામાં આવે છે, જેથી કેટલો સમય થયો છે, તેની ખબર ન પડે, અથવા દિશાનો ભ્રમ થાય કે 'ઉગ્ઘાડા પોરિસી' એવાં સાધુનાં વચનો સાંભળીને પોરિસી કદાચ વહેલી પારી દેવાય, તો પણ પ્રત્યાખ્યાનનો ભંગ થાય નહિ. સાર્દ્ધ-પોરિસી, પુરિમડ્ઢ(બે પોરિસી) અને અવડ્ઢ(ત્રણ પોરિસી)માં પણ આગારોની સંખ્યા સાતની જ હોય છે.

એગાસણ, બિયાસણ અને એગલઠાણનાં પ્રત્યાખ્યાનો લગભગ સરખાં જ હોય છે, તેમાં ફેર માત્ર એટલો જ હોય છે કે બિયાસણનાં પ્રત્યાખ્યાનમાં એગાસણને બદલે બિયાસણ બોલવામાં આવે છે અને એગલઠાણના પ્રત્યાખ્યાનમાં એગાસણની જગાએ એગલઠાણ શબ્દ બોલવામાં આવે છે તથા એગલઠાણનાં પ્રત્યાખ્યાનમાં 'આઉંટણ-પસારણ' નામનો આગાર બોલવામાં આવતો નથી.

આ પ્રત્યાખ્યાનમાં બની શકે તો સાર્દ્ધ-પોરિસી (દોઢ પોરિસી) અને ન બની શકે તો પોરિસી કરવાનું આવશ્યક હોય છે, તેથી પહેલું પ્રત્યાખ્યાન તેનું કરવામાં આવે છે. વળી આ પ્રત્યાખ્યાનમાં બની શકે તેટલી વિકૃતિનો ત્યાગ કરવામાં

આવે તે ઇષ્ટ મનાય છે, તેથી પોરિસીના પ્રત્યાખ્યાન પછી વિકૃતિનું પ્રત્યાખ્યાન કરવામાં આવે છે અને તેમાં અનાભોગ,[1] સહસાકાર,[2] લેપાલેપ,[3] ગૃહસ્થ-સંસૃષ્ટ,[4] ઉત્ક્ષિપ્ત-વિવેક,[5] પ્રતીત્ય-મ્રક્ષિત,[6] પારિષ્ઠાપનિકાકાર,[7] મહત્તરાકાર[8] અને સર્વ-સમાધિ-પ્રત્યયાકાર[9]–એ નવ આગારો રાખવામાં આવે છે, પરંતુ તેમાંના લેપાલેપ, ગૃહસ્થ-સંસૃષ્ટ, ઉત્ક્ષિપ્ત-વિવેક, પ્રતીત્ય-મ્રક્ષિત અને પારિષ્ઠાપનિકાકાર–એ પાંચ આગારો સાધુઓને માટે જ સમજવાના છે. અહીં તેનું ઉચ્ચારણ પ્રત્યાખ્યાનની અખંડતા જળવાઈ રહે તે માટે જ કરવામાં આવે છે, એટલે વિકૃતિ અંગે શ્રાવકને બાકીના ચાર આગારો રહે છે.

આ બે પ્રત્યાખ્યાન લીધા પછી એગાસણ, બિયાસણ કે એગલઠાણનું પ્રત્યાખ્યાન લેવાય છે, જેમાં અનાભોગ, સહસા-કાર, સાગારિકાકાર, આકુંચન-પ્રસારણ, ગુરુ-અભ્યુત્થાન, પારિષ્ઠાપનિકાકાર, મહત્તરાકાર અને સર્વસમાધિ-પ્રત્યયાકાર એ આઠ આગારો તથા પાણીને લગતાં લેપ, અલેપ, અચ્છ, બહુલેપ, સસિક્થ અને અસિક્થ એ છ વિશેષ આગારો મળીને ચૌદ આગારોની છૂટ રખાય છે. આ પ્રત્યાખ્યાનવાળાએ સાયંકાળે પાણીનો ત્યાગ કરવા માટે પાણહારનું પ્રત્યાખ્યાન કરવું આવશ્યક છે.

આયંબિલનું પ્રત્યાખ્યાન દરેક રીતે એગાસણાદિના પ્રત્યાખ્યાન જેવું છે, માત્ર તેમાં વિકૃતિનો ત્યાગ ફરજિયાત છે અને તેના (વિકૃતિના) નવ આગારો પૈકી પ્રતીત્ય-મ્રક્ષિત સિવાય આઠ આગારોની છૂટ રાખવામાં આવે છે. આ પ્રત્યા-

ખ્યાન રસનેંદ્રિય પર કાબૂ મેળવવાનો અમોઘ ઉપાય છે. શ્રી નવપદજીની ચૈત્ર તથા આસોની ઓળીમાં આ તપનો વિશિષ્ટ વિધિ-પૂર્વક આશ્રય લેવામાં આવે છે. તેનો વધારે વિકાસ વર્દ્ધમાનતપની ઓળી દ્વારા થાય છે.

આ પ્રત્યાખ્યાનમાં સાંઝે પાણુહારનું પ્રત્યાખ્યાન કરવાનું આવશ્યક છે.

ઉપવાસનું પ્રત્યાખ્યાન બે પ્રકારે લેવાય છેઃ એક તિવિ-હાહાર ઉપવાસનું અને બીજું ચઉવિહાહાર ઉપવાસનું. તેમાં તિવિહાહાર ઉપવાસ એક કરતાં વધારે કરવો હોય તો અબ્ભત્તટ્ઠની જગાએ છટ્ઠભત્ત, અટ્ઠમભત્ત વગેરે શબ્દો બોલવામાં આવે છે. આ પ્રત્યાખ્યાનમાં પાણી સિવાય ત્રણે આહારનો ત્યાગ કરવામાં આવે છે તથા એક પોરિસી કે દોઢ પોરિસી સુધી પાણીનો પણ ત્યાગ કરવામાં આવે છે, તેથી પ્રત્યાખ્યાનની રચના તે પ્રકારે થયેલી છે. તેમાં પ્રથમ તિવિ-હાહાર ઉપવાસને લગતા અનાભોગ, સહસાકાર, પારિષ્ઠાપનિકા-કાર, મહત્તરાકાર અને સર્વસમાધિ-પ્રત્યયાકાર એ પાંચ આગારો રાખવામાં આવે છે

પોરિસી સુધી પાણુહારનું સુ

આવે છે, જેમાં અનાભોગ, સ

મોહ, સાધુ-વચન, મહત્તરાકાર,

પાણીના લેપ, અલેપ, અ

મળી કુલ તેર આગા

ખ્યાનમાં સાંઝે પાણુ

ચઉવિ(હા)હાર ઉપવાસનું પ્રત્યાખ્યાન ઘણું ટૂંકું હોય છે અને તેમાં માત્ર અનાભોગ, સહસાકાર, પારિષ્ઠાપનિકાકાર, મહત્તરાકાર અને સર્વસમાધિ-પ્રત્યયાકાર, એ પાંચ આગારો જ રાખવામાં આવે છે.

દિવસચરિમ એટલે સાયંકાળનાં પ્રત્યાખ્યાનમાં પાણહાર, ચઉવિહાહાર, તિવિહાહાર, દુવિહાહાર અને દેશાવકાશિકનાં પ્રત્યાખ્યાનો મુખ્ય હોય છે. તેમાં પાણહારનું પ્રત્યાખ્યાન એગાસણ, બિયાસણ, એગલઠાણ કે આયંબિલ કરનારને લેવાનું હોય છે, કે જેમાં અનાભોગ, સહસાકાર, મહત્તરાકાર અને સર્વસમાધિ-પ્રત્યયાકાર એ ચાર આગારોની છૂટ રખાય છે. ચારે આહારનો ત્યાગ કરનાર ચઉવિહાહારનું, પાણી સિવાય ત્રણ આહારનો ત્યાગ કરનાર તિવિહાહારનું, અશન તથા ખાદિમ એ બે આહારનો ત્યાગ કરનાર દુવિહાહારનું અને સવારે ચૌદ નિયમો ધાર્યા હોય તે વધારે સંક્ષેપ કરવા દેશાવકાશિકનું પ્રત્યાખ્યાન કરે છે. આ બધાં પ્રત્યાખ્યાનોમાં પાણહારની જેમ ચાર આગારોની જ છૂટ હોય છે.

પ્રત્યાખ્યાનથી મનની મક્કમતા કેળવાય છે, ત્યાગની તાલીમ મળે છે, ચારિત્રગુણની ધારણા થાય છે, આસ્રવનો નિરોધ થાય છે, તૃષ્ણાનો છેદ થાય છે, અતુલ ઉપશમગુણની પ્રાપ્તિ થાય છે અને અનુક્રમે સર્વસંવરની સિદ્ધિ થતાં અણાહારી પદની પ્રાપ્તિ થાય છે, તેથી તેનું યથાશક્તિ અનુસરણ પ્રત્યેક મુમુક્ષુને આવશ્યક છે.

છ શુદ્ધિપૂર્વક થયેલું પ્રત્યાખ્યાન વિશેષ ફલ આપે છે. તે આ રીતે:—

(૧) **સ્પર્શના** – ઉચિત-કાલે વિધિ-પૂર્વક પ્રત્યાખ્યાન લેવું.

(૨) **પાલના** – પ્રત્યાખ્યાનનો હેતુ ખ્યાલમાં રાખી તે પ્રમાણે વર્તવું.

(૩) **શોભના** – પ્રત્યાખ્યાન પારતાં પહેલાં અતિથિ-સંવિભાગ કરવો.

(૪) **તીરણા** – પ્રત્યાખ્યાનનો સમય પૂરો થવા છતાં ધૈર્ય રાખીને તેથી થોડો અધિક સમય જવા દેવો.

(૫) **કીર્તના** – પ્રત્યાખ્યાન પૂરું થયે તેનું ઉત્સાહ-પૂર્વક સ્મરણ કરવું.

(૬) **આરાધના** – કર્મક્ષયનો હેતુ ધ્યાનમાં રાખીને પ્રત્યાખ્યાન કરવું.

પ્રત્યાખ્યાનસૂત્રો પર શ્રીભદ્રબાહુસ્વામીએ નિર્યુક્તિ રચી છે, તેના પર શ્રીજિનદાસમહત્તરે ચૂર્ણિ રચેલી છે, તેના પર શ્રીહરિભદ્રસૂરિએ ટીકા રચેલી છે. તે ઉપરાંત શ્રીયશોદેવ-સૂરિએ 'પ્રત્યાખ્યાન-સ્વરૂપ,' શ્રીશાલિભદ્રસૂરિએ 'પ્રત્યા-ખ્યાન-વિચારણામૃત,' શ્રીજયચંદ્રસૂરિએ 'પ્રત્યાખ્યાનસ્થાન-વિવરણ,' શ્રીદેવેન્દ્રસૂરિએ 'પ્રત્યાખ્યાન-ભાષ્ય,' શ્રીસોમ-

સુંદરસૂરિએ 'પ્રત્યાખ્યાન-ભાષ્ય-અવચૂરિ,' તથા શ્રીજ્ઞાન-વિમલસૂરિએ 'પ્રત્યાખ્યાનભાષ્ય-ટીકા' રચેલી છે. આ વિષય પર બીજી પણ અનેક નાની-મોટી કૃતિઓ રચાયેલી છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રોનું આધાર-સ્થાન આવશ્યકસૂત્રનું છઠ્ઠું અધ્યયન છે.

---

## ५१ श्रीवर्धमानजिन-स्तुतिः ।

### 'સ્નાતસ્યા-' સ્તુતિ

(૧) મૂલપાઠ

(શાર્દૂલવિક્રીડિત)

स्नातस्याप्रतिमस्य मेरुशिखरे शच्या विभोः शैशवे,
रूपालोकन-विस्मयाहृत-रस-भ्रान्त्या भ्रमच्चक्षुपा ।
उन्मृष्टं नयन-प्रभा-धवलितं क्षीरोदकाशङ्कया,
वक्त्रं यस्य पुनः पुनः स जयति श्रीवर्धमानो जिनः ॥ १ ॥

हंसांसाहत-पद्मरेणु-कपिश-क्षीरार्णवाम्भोभृतैः,
कुम्भैरप्सरसां पयोधर-भर-प्रस्पर्द्धिभिः काञ्चनैः ।
येपां मन्दर-रत्नशैल-शिखरे जन्माभिपेकः कृतः,
सर्वैः सर्व-सुरासुरेश्वरगणैस्तेपां नतोऽहं क्रमान् ॥ २ ॥

(સ્રગ્ધરા)

अर्हद्वक्त्र-प्रसूतं गणधरः-रचितं द्वादशाङ्गं विशालं,
चित्रं वह्वर्थ-युक्तं मुनिगण-वृपभैर्धारितं बुद्धिमद्भिः ।
मोक्षाग्र-द्वारभूतं व्रत-चरण-फलं ज्ञेय-भाव-प्रदीपं,
भक्त्या नित्यं प्रपद्ये श्रुतमहमखिलं सर्वलोकैकसारम् ॥ ३ ॥

निष्पङ्क-व्योम-नील-द्युतिमलस-दृशं बालचन्द्राभ-दंष्ट्रं
मत्तं घण्टारवेण प्रसृत-मदजलं पूरयन्तं समन्तात्।
आरूढो दिव्यनागं विचरति गगने कामदः कामरूपी,
यक्षः सर्वानुभूतिर्दिशतु मम सदा सर्वकार्येषु सिद्धिम् ॥४॥

(૨) અન્વય

(મૂલપાઠ સંસ્કૃતમાં છે, તેથી તેની છાયા આપેલી નથી; પરંતુ સમજવામાં સરળતા પડે તેથી અન્વય આપેલો છે).

शैशवे मेरुशिखरे स्नातस्य अप्रतिमस्य विभोः
रूपालोकन-विस्मयाहृत-रस-भ्रान्त्या भ्रमत्-चक्षुषा शच्या,
क्षीरोदकाशङ्कया यस्य नयन-प्रभा-धवलितं वक्त्रं
पुनः पुनः उन्मृष्टम्, सः श्रीवर्धमानः जिनः जयति ॥१॥

मन्दर-रत्नशैल-शिखरे सर्वैः सर्व-सुरासुरेश्वरगणैः
हंसांसाहत-पद्म-रेणु-कपिश-क्षीरार्णवाम्भो-भृतैः
अप्सरसां पयोधरभर-प्रस्पर्द्धिभिः काञ्चनैः कुम्भैः
येषां जन्माभिषेकः कृतः, तेषां क्रमान् अहं नतः ॥२॥

अर्हद्-वक्त्र-प्रसूतं गणधर-रचितं द्वादशाङ्गं विशालं
चित्रं बहु-अर्थयुक्तं बुद्धिमद्भिः मुनिगण-वृषभैः धारितं
मोक्षाग्रद्वारभूतं व्रत-चरण-फलं ज्ञेय-भाव-प्रदीपं
सर्वलोकैकसारम् अखिलं श्रुतम् अहं नित्यं भक्त्या प्रपद्ये ॥३॥

निष्पङ्क-व्योम-नीलद्युतिम् अलस-दृशं बालचन्द्राभ-दंष्ट्रं
घण्टा-रवेण मत्तं प्रसृत-मदजलं समन्तात् पूरयन्तं
दिव्यनागम् आरूढः कामदः कामरूपी सर्वानुभूतिः यक्षः,
गगने विचरति (सः) सर्वकार्येषु सदा सिद्धिं दिशतु ॥४॥

## (૩) ગુજરાતી છાયા

(અન્વય પ્રમાણે કરાયેલી છે.)

બાલ્યકાળમાં મેરુ-શિખર ઉપર જન્માભિષેક કરાયેલા અપ્રતિમ વિભુના રૂપનું નિરીક્ષણ કરતાં, વિસ્મય વડે પ્રાપ્ત થયેલા રસની ભ્રાંતિથી ચંચળ ચક્ષુવાળી ઇંદ્રાણીએ, ક્ષીર-સમુદ્રના પાણીની શંકાથી, જેમનાં નેત્રની કાંતિથી ધોળા થયેલાં મુખને ફરી ફરીને લૂછ્યું, તે શ્રીવર્ધમાન જિન જય પામે છે. ૧.

મંદર-પર્વતના રત્નશૈલ-શિખર ઉપર સર્વ કાળના સર્વ સુરેન્દ્ર-અસુરેન્દ્રોના સમૂહોવડે હંસની પાંખોથી ઉડાડેલી કમળની રજવડે પીળા વર્ણવાળા થયેલા, ક્ષીરસાગરના જળથી ભરેલા (અને) અપ્સરાઓના સ્તન-સમૂહની સ્પર્ધા કરનારા સુવર્ણના ઘડાઓ વડે જેમનો જન્માભિષેક કરાયેલો છે, તેમના ચરણોને હું નમેલો છું. ૨.

અર્હત્‌ના મુખમાંથી નીકળેલ, ગણધર-રચિત, દ્વાદશ-અંગરૂપ, વિશાલ, ચિત્ર, બહુઅર્થથી યુક્ત, બુદ્ધિવાળા મુનિ-ગણોએ ધારણ કરેલ, મોક્ષના મુખ્ય દ્વાર-સમું, વ્રત અને ચારિત્રના ફળવાળું, જ્ઞેય ભાવોને (પ્રદર્શિત કરવામાં) પ્રદીપ સમાન, સર્વ લોકમાં અદ્વિતીય એવા અખિલ શ્રુતને હું ભક્તિથી નિત્ય સ્વીકારું (આશ્રય લઉં) છું. ૩.

વાદળ-રહિત આકાશના જેવી નીલ કાંતિવાળા, આળસુ દૃષ્ટિવાળા, બાલ ચંદ્રના જેવી દાઢવાળા, ઘંટાનાદથી મત્ત, (અને) પ્રસરતા મદજળને ચારે તરફ પૂરતા (એવા) દિવ્ય

હાથી પર આરૂઢ થયેલો કામદ અને કામરૂપી સર્વાનુભૂતિ યક્ષ ગગનમાં વિચરે છે, (તે) મારાં સર્વ કાર્યોમાં સદા સિદ્ધિ આપો. ૪.

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ

[ અન્વય પ્રમાણે શબ્દોનો ક્રમ રાખેલો છે. ]

**शैशवे** – બાલ્યાવસ્થામાં, બાળપણમાં.

'शिशोः भावः–शैशवम्'–'શિશુનો ભાવ તે શૈશવ.' शिशु – બાળક, भाव – અવસ્થા. शैशवे – બાલ્યાવસ્થામાં, બાળપણમાં.

**मेरु-शिखरे** – મેરુ પર્વતના શિખર ઉપર.

मेरुनुं शिखर તે मेरुशिखर. मेरु – પર્વતવિશેષ. તે લોકના મધ્ય ભાગમાં આવેલો છે અને એક લાખ યોજન ઊંચો છે.

**स्नातस्य** – સ્નાન કરાયેલાના. જન્માભિષેક કરાયેલાના.

स्ना – સ્નાન કરવું, નાહવું, તેના પરથી स्नात – સ્નાન કરાયેલો. તેના – स्नातस्य. स्नान – અભિષેક. અહીં જન્મ-પ્રસંગનું વિશિષ્ટ સ્નાન છે, તેથી જન્માભિષેક કરાયેલાના.

**अप्रतिमस्य** – અનુપમના, અજોડના, શ્રેષ્ઠના.

न प्रतिमा જેની તે अप्रतिम. प्रतिमा – ઉપમા. જેને કોઈ-ની ઉપમા આપી શકાય નહિ તે અપ્રતિમ, અજોડ, શ્રેષ્ઠ.

**विभोः** – અર્હદ્દેવનું.

'विभाति परमैश्वर्येण शोभत इति विभुः।'—'જે પરમ ઐશ્વર્યથી શોભે છે તે વિભુ' અથવા विभवति कर्मोन्मूलने समर्थो भवतीति विभुः।'–'જે કર્મનું ઉન્મૂલન કરવામાં સમર્થ છે, તે વિભુ – અર્હદ્દેવ.'

**रूपालोकन-विस्मयाहृत-रस-भ्रान्त्या** – સૌંદર્યનું અવલોકન કરતાં ઉત્પન્ન થયેલા વિસ્મયમાંથી પ્રકટેલા અદ્ભુત રસના ભ્રમવાળી (વડે).

रूपनुं आलोकन તે रूपालोकन, તેનાથી ઉત્પન્ન થયેલો विस्मय તે रूपालोकन-विस्मय, તેનાથી आहृत એવો रस તે रूपालोकनविस्मयाहृतरस. તેનાથી થયેલી भ्रान्तिवाળી તે रूपालोकनविस्मयाहृतरसभ्रान्ति, તેના વડે–रूपालोकन-विस्मयाहृतरस-भ्रान्त्या. रूप – સૌંદર્ય. आलोकन – અવલોકન. विस्मय – આશ્ચર્ય. आहृत – આવેલો, ઉત્પન્ન થયેલો, પ્રકટેલો. रस – ઉત્કટ ભાવ, લાગણીનું સંવેદન. भ्रान्ति – ભ્રમ, મોહ, એક વસ્તુને બદલે બીજી વસ્તુ માની લેવી તે. આ વાક્યનો સ્પષ્ટાર્થ એ છે કે સૌંદર્યનું અવલોકન કરતાં વિસ્મય ઉત્પન્ન થાય છે, વિસ્મય ઉત્પન્ન થતાં અદ્ભુત રસ પ્રકટે છે અને અદ્ભુત રસમાંથી ભ્રાન્તિ થાય છે,* તેના વડે.

વિસ્મય એક પ્રકારનો સ્થાયિભાવ છે. તે માટે અલંકાર-મહોદધિના તૃતીય તરંગમાં કહ્યું છે કે:-

* સ્તંભ, સ્વેદ, રોમાંચ, ગદ્ગદ સ્વર, સંભ્રમ, નેત્ર-વિકાસ વગેરે અદ્ભુતરસના અનુભાવો છે.

"रतिर्हासश्च शोकश्च, क्रोधोत्साह-भयानि च ।
जुगुप्सा-विस्मय-शमाः, स्थायिभावाः प्रकीर्तिताः ॥ २५ ॥"

"રતિ, હાસ્ય, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા, વિસ્મય અને શમ આ નવ સ્થાયિભાવો છે."

વિસ્મયનો ઉદ્રેક થતાં અદ્ભુત રસ ઉત્પન્ન થાય છે. તે માટે ઉપર્યુક્ત ગ્રંથના તૃતીય તરંગમાં કહ્યું છે કે:–

"दिव्यरूपावलोकादि-स्मेरो हर्षाद्यलङ्कृतः ।
दूरं नेत्रविकासादि-कारणं विस्मयोऽद्भुतः ॥ २३ ॥"

"દિવ્ય રૂપનાં અવલોકન વગેરે દ્વારા વિકસેલો, હર્ષાદિથી અલંકૃત અને ઘણા નેત્ર-વિકાસ, રોમાંચ વગેરેનું કારણ એવો વિસ્મય નામનો સ્થાયિભાવ અદ્ભુત રસ( માં પરિણમે ) છે.

આ અદ્ભુત રસ નાટ્યકારોએ માનેલા સુપ્રસિદ્ધ નવ રસો પૈકીનો એક રસ છે. કહ્યું છે કે–

"शृङ्गार-हास्य-करुणाः, रौद्र-वीर-भयानकाः ।
बीभत्साद्भुत-शान्ताश्च, नव नाट्ये रसा अमी ॥ ९३ ॥"

—અલંકારમહોદધિ; તૃતીય તરંગ.

"શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાંત, આ નવ રસો નાટ્યશાસ્ત્રમાં ( માનેલા ) છે."

આ રીતે रूपालोकनविस्मयाहृतरसभ्रान्त्या નો અર્થ 'સૌંદર્યનું

અવલોકન કરતાં ઉત્પન્ન થયેલા વિસ્મયમાંથી પ્રકટેલા અદ્ભુત રસની ભ્રાન્તિ (વાળી) વડે' એવો થાય છે.

**भ्रमच्चक्षुषा** – ભમતાં ચક્ષુવાળી, (વડે). ચંચળ નેત્રોવાળી (વડે).

भ्रमत् એવું चक्षुः છે જેનું તે भ्रमच्चक्षुः, તેના વડે—भ्रमच्चक्षुषा. भ्रमत् – ભમતી, ફરતી, ચંચળ, સ્થિર નહિ તેવી. चक्षुष् – આંખ, નેત્ર.

**शच्या** – ઇંદ્રાણી વડે.

'शचते-मधुरं वक्तीति शची'—'મીઠું બોલનારી તે શચી.' એ ઇંદ્રાણીનું અપરનામ છે. 'प्रिया शचीन्द्राणी पौलोमी जयवाहिनी'. (અ. ચિ. ૨. ૮૯).

**क्षीरोदकाशङ्कया** – ક્ષીરોદકની શંકાથી. ક્ષીરસમુદ્રનાં જળ તો નથી? એવી શંકાથી.

क्षीरोदकनी आशङ्का તે क्षीरोदकाशङ्का, તેના વડે-क्षीरोदकाशङ्कया. क्षीरोदक – ક્ષીરસમુદ્રનું પાણી. ચોથા ક્ષીરવરદ્વીપ પછી આવેલા સમુદ્રને ક્ષીરસમુદ્ર કહે છે. તેનું પાણી રંગ અને સ્વાદમાં ક્ષીર જેવું હોય છે. શ્રીજિનેશ્વરદેવના સ્નાત્ર-પ્રસંગે દેવો તે જળને લઈ આવે છે અને તેનો અભિષેકમાં ખાસ ઉપયોગ કરે છે. આ પ્રસંગનું વિસ્તૃત વર્ણન જીવાજીવાભિગમસૂત્રની ત્રીજી પ્રતિપત્તિમાં કરેલું છે.

**यस्य** – જેનું.

**नयन-प्रभा-धवलितं** – નેત્રની કાંતિથી ધોળું થયેલું.

નયનની પ્રભા તે નયન-પ્રભા, તેના વડે ધવલિત તે નયન-પ્રભા-ધવલિત. નયન-નેત્ર. પ્રભા-કાંતિ. ધવલિત – ધોળું થયેલું. નેત્રની કાંતિથી ધોળું થયેલું.

**वक्त्रं** – મુખને.

**पुनः पुनः** – ફરી ફરીને, વારંવાર.

**उन्मृष्टं** – લૂછી નાખેલું.

उत् ઉપસર્ગવાળા मृज् ધાતુને ભૂત અર્થમાં क्त પ્રત્યય આવવાથી उन्मृष्ट રૂપ બનેલું છે. मृज् – સ્નાન કરવું. उन्मृज् – લૂછી નાખવું. उन्मृष्ट – લૂછી નાખેલું.

**सः** – તે.

**श्रीवर्द्धमानः जिनः** – શ્રીમહાવીર પ્રભુ.

**जयति** – જય પામે છે.

**मन्दर-रत्नशैल-शिखरे** – મેરુ પર્વતના રત્નશૈલનામા શિખર ઉપર.

મન્દરનો रत्नशैल તે मन्दर-रत्नशैल, તેનું शिखर તે मन्दर-रत्नशैल-शिखर, તેના ઉપર તે मन्दर-रत्नशैल-शिखरे. मन्दर-મેરુ-પર્વત. શ્રીજંબૂદ્વીપ-પ્રજ્ઞપ્તિમાં મંદરપર્વતનાં સોળ નામો દર્શાવેલાં છે, તે આ રીતે:–

"मंदर मेरु मणोरम, सुदंसण सयंपभे य गिरिराया ।
रयणोच्चए, सिलोच्चय, मज्झे लोगस्स नाभी य ॥ १ ॥

अच्छे य सूरियावत्ते, सूरियावरणे इय ।
उत्तमे य दिसाई य, वडिंसे इय सोलसे ॥ २ ॥"

"(૧) મન્દર, (૨) મેરુ, (૩) મનોરમ, (૪) સુદર્શન, (૫) સ્વયંપ્રભ, (૬) ગિરિરાજ, (૭) રત્નોચ્ચય, (૮) શિલોચ્ચય, (૯) લોક-મધ્ય, (૧૦) લોક-નાભિ, (૧૧) અચ્છ, (૧૨) સૂર્યાવર્ત્ત, (૧૩) સૂર્યાવરણ, (૧૪) ઉત્તમ, (૧૫) દિશાદિ અને (૧૬) અવતંસક."

પલ્યોપમ આયુષ્યવાળા મન્દરદેવના નિવાસને લીધે તે મંદર કહેવાય છે.

रत्नशैल – રત્નની મુખ્યતાવાળો શૈલ. તે નામનો મેરુ પર્વતનો એક ભાગ.

शिखरे – શિખર ઉપર.

મંદર પર્વતના ત્રણ કાંડો છે. તેમાં પહેલો કાંડ સહસ્ર યોજનનો છે, જે માટી, પત્થર, વજ્ર અને રેતીનો બનેલો છે; બીજો કાંડ તેસઠ હજાર યોજનનો છે, જે અંકરત્ન, સ્ફટિક-રત્ન, સુવર્ણ અને રૂપાનો બનેલો છે; અને ત્રીજો કાંડ છત્રીસ હજાર યોજનનો છે, જે રક્તસુવર્ણનો બનેલો છે. આ ત્રીજા કાંડમાં પંડક નામનું વન આવેલું છે. તેની મધ્યમાં ચાલીસ યોજનની એક શૈલશિખા આવેલી છે, જે મન્દર-ચૂલિકા કહેવાય છે. આ આખી ચૂલિકા વૈડૂર્યરત્નની બનેલી હોવાથી રત્નશૈલ કહેવાય છે. તેના ઉપર એક સિંહાસન છે, જ્યાં ઇંદ્ર બેસીને શ્રીજિનેશ્વર દેવને ખોળામાં લે છે અને પછી તેમનો સ્નાત્ર-અભિષેક કરે છે.

**सर्वैः** – સર્વ વડે.

'સર્વ' વિશેષણ અહીં દેવની સર્વ નિકાયો માટે સમજવાનું છે. તે ચાર જાતની છેઃ (૧) ભવનપતિ, (૨) વ્યંતર, (૩) જ્યોતિષ્ક અને (૪) વૈમાનિક.

**सर्वसुरासुरेश्वरगणैः** – બધા સુરેન્દ્રો અને અસુરેન્દ્રોના પરિવારો વડે.

सर्व એવા सुरासुरेश्वर તે सर्वसुरासुरेश्वर, તેના गण તે सर्वसुरासुरेश्वरगण. सर्व – બધા. सुर અને असुर તે सुरासुर. તેના ईश्वर તે सुरासुरेश्वर. सुर – વૈમાનિક અને જ્યોતિષ્ક દેવો. असुर – ભવનપતિ અને વ્યંતર દેવો. ईश्वर – સ્વામી, ઇંદ્ર. गण – પરિવાર. એટલે બધા સુરેન્દ્રો અને અસુરેન્દ્રોના પરિવારો વડે.

**हंसांसाहत-पद्मरेणु-कपिश-क्षीरार्णवाम्भोभृतैः** – હંસની પાંખથી ઉડાડેલા કમળ-પરાગથી પીળા થયેલા ક્ષીરસમુદ્રના જળથી ભરેલા (વડે.)

हंसांसाहत એવી पद्मरेणु તે हंसांसाहत-पद्मरेणु, તેનાથી कपिश તે हंसांसाहत-पद्मरेणु-कपिश; એવું क्षीरार्णवाम्भः તે हंसांसाहत-पद्मरेणु-कपिश-क्षीरार्णवाम्भः, તેના વડે भृतः તે हंसांसाहत-पद्मरेणु-कपिश-क्षीरार्णवाम्भोभृतः. हंसના अंस તે हंसांस, તેના વડે आहत તે हंसांसाहत. हंस – પક્ષિવિશેષ. अंस – પાંખ. आहत – ઉડાડેલી. હંસની પાંખ વડે ઉડાડેલી. पद्मની रेणु તે पद्मरेणु. पद्म – કમળ. रेणु – રજ, પરાગ, કમળનો પરાગ. कपिश – પીળું. क्षीरार्णवનું अम्भः તે क्षीरार्णवाम्भः. क्षीरार्णव – क्षीर-

समुद्र. अम्भः – જળ. ક્ષીરસમુદ્રનું જળ. भृत–ભરેલા. હંસની પાંખથી ઉડાડેલા કમલ-પરાગથી પીળા થયેલા ક્ષીરસમુદ્રના જળથી ભરેલા. આ સામાસિક પદ 'कुम्भैः'નું વિશેષણ છે.

**अप्सरसां** – અપ્સરાઓના.

'अप्सु सरन्तीति अप्सरसः।'–જે પાણીમાં સરે – રમે તે અપ્સરા.' તેને સ્વર્ગ-વેશ્યા કે દેવ-ગણિકા પણ કહે છે.

**पयोधरभर-प्रस्पर्द्धिभि** : – સ્તન-સમૂહ સાથે સ્પર્ધા કરનારા, (વડે).

पयोधरનો भर તે पयोधरभर, તેના प्रस्पर्द्धि તે पयोधर-भर-प्रस्पर्द्धि, તેમના વડે તે पयोधर-भर-प्रस्पर्द्धिभिः। पयोधर – સ્તન. भर – સમૂહ. प्रस्पर्द्धि – સ્પર્ધા કરનાર. प्र ઉપસર્ગપૂર્વક स्पर्ध् ધાતુને इन् પ્રત્યય આવવાથી प्रस्पर्द्धिन् એવો શબ્દ બનેલો છે, એટલે સ્તન-સમૂહ સાથે સ્પર્ધા કરનારા. આ સામાસિક પદ 'कुम्भैः'નું વિશેષણ છે.

**काञ्चनैः**:– સુવર્ણના બનેલા, સુવર્ણમય (વડે).

कञ्चनથી બનેલા તે काञ्चन, તેના વડે. कञ्चन–સુવર્ણ, સોનું.

**कुम्भैः**:– ઘડાઓ વડે.

**येषां** – જેઓના.

**जन्माभिषेकः**:– જન્મ-નિમિત્તનો અભિષેક.

जन्म-નિમિત્તનો अभिषेक તે जन्माभिषेक. શ્રીતીર્થંકર-દેવનો જન્મ થતાં દેવો તેમને મેરુપર્વતના રત્નશૈલ શિખર

પર લઈ જાય છે અને ત્યાં વિશિષ્ટ વિધિથી તેમના પર ક્ષીર-સમુદ્ર તથા અન્ય સમુદ્ર, દ્રહ, નદી વગેરેનાં પાણી વડે અભિષેક કરે છે, તે જન્માભિષેક કહેવાય છે.

**कृतः** - કરાયેલો.

**तेषां** - તેઓના.

**क्रमान्** - ચરણોને.

**अहं** - હું.

**नतः**-નમેલો (છું).

**अर्हद्-वक्त्र-प्रसूतं** - અર્હત્‌ના મુખમાંથી નીકળેલું.

अर्हद्‌નું वक्त्र તે अर्हद्-वक्त्र, તેમાંથી प्रसूत તે अर्हद्-वक्त्र-प्रसूत. अर्हद् - અર્હત્, અરિહંત. वक्त्र-મુખ. प्रसूत - પ્રકટેલું, નીકળેલું.

**गणधर-रचितं** - ગણધરોએ રચેલું.

गणधर વડે रचित તે गणधर-रचित. 'अनुत्तर-ज्ञान-दर्शनादि-धर्म-गणं धरतीति गणधरः।' 'અનુત્તર જ્ઞાન, દર્શન આદિ ધર્મગણને ધારે તે ગણધર.' અર્થાત્ અર્હત્‌ના મુખ્ય શિષ્યો. તેમની સંખ્યા માટે પ્રવચનસારોદ્ધારના પંદરમા દ્વારમાં કહ્યું છે કે-

चुलसीइ (१) पंचनवइ (२), बिउत्तरं (३) सोलसोत्तरं (४) च सयं (५)।

सत्तुत्तर (६) पणनउइ (७), तेणउई (८) अट्ठसीई य (९) ॥ ३२८॥

एक्कासीई (१०) छावत्तरी (११) य, छावट्ठि (१२) सत्तावन्न (१३) य ।

पन्ना (१४) तेयालीसा (१५), छत्तीसा (१६) चेव पणतीसा (१७) ॥ ३२९ ॥

तेत्तीस (१८) अट्ठवीसा (१९), अट्ठारस (२०) चेव तह य सत्तरस (२१) ।

एक्कारस (२२) दस (२३) एक्कारसेव (२४) इय गणहर-पमाणं ॥ ३३० ॥

(૧) શ્રીઋષભદેવના ૮૪,
(૨) શ્રીઅજિતનાથના ૯૫,
(૩) શ્રીસંભવનાથના ૧૦૨,
(૪) શ્રીઅભિનંદનસ્વામીના ૧૧૬,
(૫) શ્રીસુમતિનાથના ૧૦૦,
(૬) શ્રીપદ્મપ્રભના ૧૦૭,
(૭) શ્રીસુપાર્શ્વનાથના ૯૫,
(૮) શ્રીચંદ્રપ્રભસ્વામીના ૯૩,
(૯) શ્રીસુવિધિનાથના ૮૮,
(૧૦) શ્રીશીતલનાથના ૮૧,
(૧૧) શ્રીશ્રેયાંસનાથના ૭૬,
(૧૨) શ્રીવાસુપૂજ્યસ્વામીના ૬૬,

(૧૩) શ્રીવિમલનાથના ૫૭,

(૧૪) શ્રીઅનન્તનાથના ૫૦,

(૧૫) શ્રીધર્મનાથના ૪૩,

(૧૬) શ્રીશાન્તિનાથના ૩૬,

(૧૭) શ્રીકુન્થુનાથના ૩૫,

(૧૮) શ્રીઅરનાથના ૩૩,

(૧૯) શ્રીમલ્લિનાથના ૨૮,

(૨૦) શ્રીમુનિસુવ્રતસ્વામીના ૧૮,

(૨૧) શ્રીનમિનાથના ૧૭,

(૨૨) શ્રીનેમિનાથના ૧૧,

(૨૩) શ્રીપાર્શ્વનાથના ૧૦,

(૨૪) શ્રીવર્ધમાનસ્વામીના ૧૧

ગણધરો છે. આ રીતે ચોવીસ તીર્થંકરોના કુલ ગણધરો ૧૪૫૨ છે.

**द्वादशाङ्गं** – દ્વાદશાંગી, બાર અંગ સૂત્રો.

द्वादश अंग તે द्वादशांग. તે આચારાંગ, સૂત્રકૃતાંગ પ્રમુખ સૂત્રો જાણવાં. સૂત્ર (શ્રુત)-પુરુષના મુખ્ય અંગરૂપ હોવાથી તે અંગ કહેવાય છે. તેની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૨૨-૪.

**विशालं** – વિસ્તીર્ણ, મોટું.

**चित्रं** – અદ્‌ભુત.

**बह्वर्थयुक्तं**-ઘણા અર્થોવાળું, ઘણા પદાર્થોનાં વર્ણનવાળું.

बहु અર્થથી युक्त તે बह्वर्थयुक्त. बहु – ઘણા. अर्थ – પદાર્થ, જ્ઞેય વસ્તુ. युक्त – સહિત. ઘણા પદાર્થોનાં વર્ણનથી સહિત, ઘણા પદાર્થોનાં વર્ણનવાળું.

**बुद्धिमद्भिः**:- બુદ્ધિમાનો (વડે).

बुद्धिमत् – બુદ્ધિવાળા. બુદ્ધિ ચાર પ્રકારની છે: (૧) ઔત્પત્તિકી, (૨) વૈનયિકી, (૩) કાર્મિકી અને (૪) પારિણામિકી. તેમાં ઉત્પત્તિ-જન્મ એ જેનું કારણ છે, એટલે કે જેની ઉત્પત્તિમાં પોતાના સિવાય બીજું કોઈ કારણ નથી તે ઔત્પત્તિકી. વિનય જેનું કારણ છે તે વૈનયિકી. કર્મ-(અભ્યાસ) જેનું કારણ છે તે કાર્મિકી; અને પરિણામ (અનુભવ-ઠરેલપણું) જેનું કારણ છે તે પારિણામિકી. તેનાં ઉદાહરણો નંદિસૂત્રની ટીકામાંથી જાણવાં.

**मुनिगण-वृषभैः**:- ઉત્તમ સાધુ-સમુદાય વડે.

मुनिनो गण તે मुनिगण, તેમાં वृषभ સમાન તે मुनिगण-वृषभ, તેના વડે मुनिगणवृषभैः। मुनि – સાધુ. गण – સમુદાય. वृषभ – વૃષભ સમાન, ઉત્તમ. ઉત્તમ સાધુ-સમુદાય વડે.

**धारितं** – ધારણ કરેલું.

धृ – ધારવું પરથી धारित રૂપ બનેલું છે. ધારવું એટલે ધારણ કરવું, યાદ રાખવું. ગુરુ સૂત્રનો પાઠ આપે કે સૂત્રનો અર્થ સમજાવે તેને બુદ્ધિશાળી શિષ્યો ધારણ કરે છે.

**मोक्षाग्रद्वारभूतं**-મુક્તિ રૂપી (મહેલ)નાં મુખ્ય દરવાજારૂપ.

मोक्षनुं अग्रद्वार ते मोक्षाग्रद्वार. ते भूत ते मोक्षाग्रद्वारभूत. मोक्ष – મુક્તિ. अग्रद्वार – મુખ્ય દરવાજો. भूत – થયેલું. મુક્તિ-રૂપી મહેલના મુખ્ય દરવાજારૂપ થયેલું.

**व्रत-चरण-फलं** – વ્રત અને ચારિત્રનાં ફળવાળું.

व्रत અને चरण ते व्रत-चरण, ते રૂપ फल ते व्रत-चरण-फल. व्रत – મહાવ્રત. ઉપલક્ષણથી અણુવ્રત વગેરે પણ જાણવાં. चारित्र – પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ.

**ज्ञेयभाव-प्रदीपं** – જાણવા યોગ્ય પદાર્થોને પ્રકાશવામાં દીપક સમાન.

ज्ञेय એવો भाव ते ज्ञेयभाव, તેને માટે प्रदीप સમાન તે ज्ञेयभावप्रदीप. ज्ञेय – જાણવા યોગ્ય. भाव – પદાર્થ. प्रदीप – દીપક, મોટો દીવો.

**सर्वलोकैकसार** – સકલ વિશ્વમાં અદ્વિતીય સારભૂત.

सर्व એવો लोक ते सर्वलोक, તેમાં एकसार ते सर्वलोकैकसार. सर्व – સકલ. लोक – વિશ્વ. एक – અદ્વિતીય. सार – સારભૂત, ઉત્તમ, સકલ વિશ્વમાં અદ્વિતીય સારભૂત.

**अखिलं** – સમગ્ર.

**श्रुतं** – શ્રુતજ્ઞાનને.

શ્રુતની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૨૨-૪.

**अहं** – હું.

**नित्यं** – પ્રતિદિન.

**भक्त्या** – ભક્તિ વડે.

**प्रपद्ये** – અંગીકાર કરું છું.

**निष्पङ्क-व्योम-नीलद्युतिं** – નિરભ્ર આકાશના ઘેરા વાદળી રંગની કાંતિવાળાને.

निष्पङ्क એવું व्योमन् તે निष्पङ्क-व्योम, તેની नीलद्युति તે निष्पङ्क-व्योम-नीलद्युति. તેને निष्पङ्क-व्योम-नीलद्युतिं, 'निर्गत: पङ्को यस्मात् निष्पङ्कं' – 'જેમાંથી પંક ચાલ્યો ગયો છે તે નિષ્પંક.' पङ्क – વાદળું, અભ્ર. निष्पङ्क – નિરભ્ર. नील એવી द्युति તે नील-द्युति. नील-વર્ણ-વિશેષ, ઘેરો વાદળી રંગ. द्युति–પ્રભા, કાંતિ. નિરભ્ર આકાશના ઘેરા વાદળી રંગની કાંતિવાળો.

**अलस-दृशं** – આલસ્ય-પૂર્ણ દૃષ્ટિવાળાને.

अलस એવી दृश् તે अलस-दृश्. अलस – આલસ્યયુક્ત. दृश् – આંખ, દૃષ્ટિ. આળસ-પૂર્ણ દૃષ્ટિવાળાને.

**बालचन्द्राभ-दंष्ट्रं** – બીજના ચંદ્રમા જેવા (વાંકા) દંતૂશળવાળાને.

बालचन्द्र જેવી आभा તે बालचन्द्राभ, તેના જેવી છે दंष्ट्रा જેની તે बालचन्द्राभ-दंष्ट्रं. बाल એવો चन्द्र તે बालचन्द्र. બીજનો ચંદ્રમા. અર્થાત્ आभा – ઉપમાન. જેની ઉપમા આપવામાં આવે તે ઉપમાન કહેવાય છે. અહીં बालचन्द्रની ઉપમા આપવામાં આવી છે એટલે તે ઉપમાન છે. दंष्ट्रा – દાઢ, દંતૂશળ. બીજના ચંદ્ર જેવા વાંકા દંતૂશળવાળાને. અહીં बालचन्द्र શબ્દ વડે સ્તુતિકર્તાનું નામ સૂચવાયેલું જણાય છે. પં. વિવેક-હર્ષગણી આ સ્તુતિ પરની ટીકામાં જણાવે છે કે–'अत्र विशेषणे

स्तुतिकर्तृभि: 'बालचन्द्र' इति स्वनाम सूचितम्, ते च श्रीहेमचन्द्रसूरिशिष्या: श्रीबालचन्द्रसूरयो मुष्टिव्याकरण-कर्तार:।'– 'વિશેષણમાં સ્તુતિકર્તાએ 'બાલચંદ્ર' એવું પોતાનું નામ સૂચિત કર્યું છે. તે શ્રીહેમચંદ્રસૂરિના શિષ્ય અને મુષ્ટિવ્યાકરણના કર્ત્તા શ્રીબાલચંદ્રસૂરિ જાણવા.'

**घण्टा-रवेण** – ઘંટાના નાદથી.

घण्टानो रव ते घण्टा-रव, તેના વડે घण्टा-रवेण. घण्टा – ઘંટ. रव – અવાજ, નાદ.

**मत्तं** – મદોન્મત્ત.

**प्रसृत-मदजलं** – પ્રસવેલા મદજળને, ઝરેલા મદને.

प्रसृत એવું मदजल ते प्रसृत-मदजलं, તેને प्रसृतमदजलं. प्र ઉપસર્ગવાળા सृ ધાતુને क्त પ્રત્યય આવવાથી प्रसृत શબ્દ બનેલો છે. प्र+सृ – ઝરવું.

**पूरयन्तं** – પૂરતાને, પૂરી રહેલને.

पूर् – પૂરવું. पूरयत् – પૂરતો, પૂરી રહેલો.

**दिव्यनागं** – દિવ્ય હાથી પર, દેવતાઈ હાથી પર.

दिव्य એવો नाग ते दिव्यनाग. दिव्य–દેવતાઈ. नाग–હાથી.

**आरूढ** :– આરૂઢ થયેલો, ચડેલો.

आ+रुह् ચડવું પરથી आरूढ શબ્દ બનેલો છે. आरूढ – આરૂઢ થયેલો, ચડેલો.

**कामद** :– ઇચ્છિત આપનારો.

: 'कामान् ददातीति कामदः।'—'જે કામોને આપે છે તે કામદ.' काम – મનોરથ, ઇચ્છિત.

**काम-रूपी** – ઇચ્છા પ્રમાણે રૂપ કરનારો.

'कामेन स्वेच्छया रूपं यस्यास्ति कामरूपी'—'ઇચ્છા મુજબ જેનું રૂપ છે, (જે રૂપ કરી શકે) તે કામરૂપી.'

**सर्वानुभूतिः यक्ष** :– સર્વાનુભૂતિ નામનો યક્ષ.

**गगने** – આકાશમાં.

**विचरति** – વિચરે છે.

**मम** – મને.

**सर्वकार्येषु** – સર્વ કાર્યોમાં.

**सदा** – નિરંતર.

**सिद्धिं** – સફળતા.

**दिशतु** – આપો.

## (૫) અર્થ-નિર્ણય

આ સ્તુતિનું પ્રથમ પદ स्नातस्या–હોવાથી તે 'स्नातस्या-स्तुति'ના નામથી ઓળખાય છે. કોઈક સ્થળે તેનો ઉલ્લેખ पाक्षिक स्तुति,* अष्टमी चतुर्दशी स्तुति,× श्रीवर्धमानजिन(महावीर)-स्तुति તરીકે પણ કરાયેલો છે.

(૧) जयति – જય પામે છે. કોણ? यस्य नयनप्रभा-

* જુઓ લીંબડી-ભંડારનું સૂચિપત્ર નં. ૧૫૫૦.

× પોથી ૭૧, ૭૮.

धवलितं वक्त्रं शच्या क्षीरोदकाशङ्कया पुनः पुनः उन्मृष्टं स वर्द्धमानः जिनः–જેમનું સ્વનેત્ર-કાંતિથી ધવલ થયેલું મુખ ઇંદ્રાણીએ ક્ષીરસાગરનું જળ તો નથી રહી ગયું? એવી શંકાથી ફરી ફરીને લૂછ્યું, તે શ્રીમહાવીર પ્રભુ. કેવી ઇંદ્રાણીએ શ્રીમહાવીર પ્રભુનું મુખ ફરી ફરીને લૂછ્યું? शैशवे मेरुशिखरे स्नातस्य अप्रतिमस्य विभोः रूपालोकन-विस्मयाहृत-रस-भ्रान्त्या भ्रमच्चक्षुषा – બાલવયમાં એટલે કે જન્મ થતાં જ મેરુ-શિખર ઉપર ઇંદ્રાદિ વડે સ્નાત્ર અભિષેક કરાયેલા અનુપમ એવા વિભુના રૂપનું અવલોકન કરતાં ઉત્પન્ન થયેલા વિસ્મય-રસની ભ્રાન્તિવાળી ઇંદ્રાણીએ.

(૨) अहं नतः–હું નમેલો છું. કોને? क्रमान्–ચરણોને.-કોના ચરણોને? तेषां – તેઓના. તેઓના એટલે કોના? येषां जन्माभिषेकः मन्दररत्नशैलशिखरे सर्वैः सर्वसुरासुरेश्वरगणैः हंसांसाहत-पद्मरेणु-कपिश-क्षीरार्णवाम्भोभृतैः अप्सरसां पयोधरभर-प्रस्पर्द्धिभिः काञ्चनैः कुम्भैः कृतः– જેમનો જન્માભિષેક મેરુ-પર્વતના રત્નશૈલ નામના શિખર ઉપર સર્વ જાતિના સુર અને અસુરના સર્વે ઇંદ્રોએ, હંસની પાંખથી ઉડાડેલા કમળ-પરાગથી પીળા થયેલા ક્ષીરસમુદ્રના જળથી ભરેલા અપ્સરાઓના સ્તન-સમૂહની સ્પર્દ્ધા કરનારા સુવર્ણના ઘડાઓ વડે કરાયેલો છે, તેમના.

(૩) अहं प्रपद्ये – હું અંગીકાર કરું છું. કેવી રીતે? भक्त्या – ભક્તિ-પૂર્વક. ક્યારે? नित्यं અહર્નિશ. કોને? श्रुतं–શ્રુતને. કેવા શ્રુતને? (૧) अर्हद्वक्त्र-प्रसूतं – શ્રીજિનેશ્વરદેવનાં

મુખમાંથી અર્થરૂપે પ્રકટેલાંને; (૨) गणधर-रचितं – ગણધરો વડે સૂત્રમાં ગૂંથાયેલાંને; (૩) द्वादशाङ्गं – આચારાંગ આદિ બાર અંગવાળાંને; (૪) विशालं – વિસ્તીર્ણને. પહેલાં શ્રુતનો વિસ્તાર ઘણો મોટો હતો, પરંતુ કાલ-દોષથી તે ઓછો થયેલો છે. (૫) चित्रं – રચના વડે અદ્ભુતને; (૬) बह्वर्थ-युक्तं – ઘણાં અર્થવાળાને; (૭) बुद्धिमद्भिः मुनिगण-वृषभैः धारितं – બુદ્ધિ-નિધાન શ્રેષ્ઠ મુનિ-સમૂહે ધારણ કરેલાંને; (૮) मोक्षाग्र-द्वारभूतं – મોક્ષના દરવાજારૂપને; (૯) व्रत-चरण-फलं – વ્રત અને ચારિત્રરૂપી ફલવાળાંને; (૧૦) ज्ञेयभाव-प्रदीपं – જાણવા-યોગ્ય પદાર્થોને પ્રકાશવામાં દીપક સમાનને; (૧૧) सर्व-लोकैकसारं – સકલ વિશ્વમાં અદ્વિતીય સારભૂતને; (૧૨) अखिलं – સમસ્તને.

(૪) दिशतु – આપો. શું? सिद्धिं – સિદ્ધિ. ક્યારે? सदा – નિરંતર. શેમાં? सर्वकार्येषु – સર્વ કાર્યોમાં. કોને? मम – મને. કોણ? सर्वानुभूतिः यक्षः – સર્વાનુભૂતિ નામનો યક્ષ. કેવો છે એ યક્ષ? (૧) निष्पङ्कव्योमनीलद्युतिम् अलस-दृशं बालचन्द्राभ-दंष्ट्रं घण्टारवेण मत्तं प्रसृत-मदजलं समन्तात् पूर-यन्तं दिव्यनागम् आरूढः–વાદળ-રહિત આકાશની નીલપ્રભાને ધારણ કરનારા, આલસ્યપૂર્ણ (મદભરી) દૃષ્ટિવાળા, બીજના ચંદ્રમા જેવા વાંકા દંતૂશળવાળા, ડોક વગેરેમાં બાંધેલી ઘંટાઓના સતત નાદથી મત્ત થયેલ, પ્રસવેલા મદજળને ચારે બાજુ ફેલાવી રહેલ, એવો જે દિવ્ય હાથી, તેના પર આરૂઢ થયેલો છે. (૨) कामदः– સર્વ મનઃકામનાઓને પૂર્ણ કરનારો છે. (૩) काम-रूपी – ઇચ્છિત રૂપને ધારણ કરનારો છે તથા (૪) गगने विचरति – આકાશમાં વિચરનારો છે.

## ( ૬ ) અર્થ-સંકલના

બાલ્યવયમાં મેરુપર્વતના શિખર ઉપર સ્નાત્ર-અભિષેક કરાયેલા પ્રભુનાં રૂપનું અવલોકન કરતાં અદ્ભુતરસની ભ્રાંતિથી ચંચળ બનેલાં નેત્રોવાળી ઇંદ્રાણીએ 'ક્ષીરસાગરનું જળ રહી તો નથી ગયું?' એવી શંકાથી જેમનું સ્વનેત્રકાંતિથી જ ઉજ્જવલ બનેલું મુખ ફરી ફરીને લૂછ્યું, તે શ્રીમહાવીર જિન જય પામે છે. ૧.

સર્વ જાતિના સુર અને અસુરોના સર્વ ઇંદ્રોએ જેમનો જન્માભિષેક—હંસની પાંખથી ઊડેલા કમળ-પરાગથી પીળા થયેલા ક્ષીરસમુદ્રના જળથી ભરેલા અને અપ્સરાઓના સ્તન-સમૂહની સ્પર્દ્ધા કરનારા સુવર્ણના ઘડાઓ વડે મેરુપર્વતના રત્નશૈલ નામે શિખર ઉપર કર્યો છે, તેમના ચરણોને હું નમેલો છું—નમું છું. ૨.

શ્રીજિનેશ્વરદેવના મુખમાંથી અર્થરૂપે પ્રકટેલાં અને ગણધરો વડે સૂત્રરૂપે ગૂંથાયેલાં, બાર અંગવાળાં, વિસ્તીર્ણ, અદ્ભુત રચના-શૈલીવાળાં, ઘણા અર્થોથી યુક્ત, બુદ્ધિ-નિધાન એવા શ્રેષ્ઠ મુનિ-સમૂહે ધારણ કરેલાં, મોક્ષના દરવાજા સમાન, વ્રત અને ચારિત્રરૂપી ફલવાળાં, જાણવાં યોગ્ય પદાર્થોને પ્રકાશવામાં દીપક-સમાન અને સકલ વિશ્વમાં અદ્વિતીય સાર-ભૂત એવાં સમસ્ત શ્રુતનો હું ભક્તિ-પૂર્વક અહર્નિશ આશ્રય કરું છું. ૩.

વાદળ-રહિત આકાશની નીલ-પ્રભાને ધારણ કરનારો, આળસથી મંદ થયેલી ( મદભર ) દૃષ્ટિવાળો, બીજના ચંદ્રમા

જેવા વાંકા દંતૂશળવાળો, ડોક વગેરેમાં બાંધેલી ઘંટાઓના સતત નાદથી મત્ત થયેલો, પ્રસવેલા મદજળને ચારે બાજુ ફેલાવતો એવો જે દિવ્ય હાથી તેના પર આરૂઢ થયેલો, સર્વ મનઃકામનાઓને પૂર્ણ કરનારો, ઇચ્છિત રૂપને ધારણ કરનારો અને આકાશમાં વિચરનારો સર્વાનુભૂતિ યક્ષ મને સદા સર્વ કાર્યોમાં સિદ્ધિ આપો. ૪.

## (૭) સૂત્ર-પરિચય

કાયોત્સર્ગ પછી બોલાતી 'કલ્લાણકંદ' અને 'સંસાર-દાવાનલ-' વગેરે સ્તુતિમાં વિષયનો જેવો ક્રમ હોય છે,* તેવો જ ક્રમ આ સ્તુતિમાં છે; એટલે કે તેના પહેલા શ્લોકમાં વિશિષ્ટ જિનેશ્વરની સ્તુતિ છે, બીજા શ્લોકમાં સર્વ જિનેશ્વરોની સ્તુતિ છે, ત્રીજા શ્લોકમાં શ્રુતની સ્તુતિ છે અને ચોથા શ્લોકમાં વૈયાવૃત્ત્યકર દેવની સ્તુતિ છે.

સ્તુતિઓની રચના-સંબંધમાં એવો ક્રમ જોવામાં આવે છે કે પહેલી સ્તુતિમાં જેટલા અક્ષરો હોય તેટલા જ અક્ષરો પછીની સ્તુતિઓમાં પણ હોય અથવા તે કરતાં અનુક્રમે વધારે હોય, પણ ઓછા ન જ હોય. એ ક્રમનું પણ અહીં પાલન થયેલું જોવાય છે; એટલે તેનાં પહેલાં બે કાવ્યો શાર્દૂલ-વિક્રીડિત-છંદમાં અને પછીનાં બે કાવ્યો સ્રગ્ધરા-છંદમાં છે કે જેના પ્રત્યેક ચરણના અક્ષરોની સંખ્યા અનુક્રમે ઓગણીસ અને એકવીસની છે.

---

* ક્રમ માટે જુઓ–પ્રબોધટીકા, ભા. ૧, પૃ. ૪૪૫.

આ સ્તુતિની વિશેષતા એ છે કે તે સંસ્કૃત-સાહિત્યની અલંકાર અને વર્ણન-પદ્ધતિથી વિભૂષિત થયેલી છે.

પહેલા શ્લોકમાં શ્રીમહાવીરપ્રભુની મુખમુદ્રા પરમ પ્રભાથી વિભૂષિત હતી, એ વાત કહેવાને કવિએ મેરુ-શિખર પર થતો જિનવરોના અભિષેકનો પ્રસંગ પસંદ કર્યો છે અને તેમાં પણ ક્ષીરસાગરનાં જળથી સ્નાત્ર કરવામાં આવે છે, તે ઘટનાને યાદ કરી છે. ઇંદ્રો અને ઇંદ્રાણીઓ ટોળે મળીને સુવર્ણ વગેરે આઠ જાતિના બનેલા કળશો વડે જિનેશ્વરને અભિષેક કરી રહ્યા છે અને તેમનું અપ્રતિમ રૂપ જોઈને હર્ષાવેશ અનુભવે છે, પરંતુ એ સુશોભિત કળશોમાં ભરેલા ક્ષીરસાગરના જળની પ્રચંડ જળધારાઓ બંધ થવા છતાં પ્રભુનાં મુખ પર પૂર્વવત્ અલૌકિક રૂપ-છટા નૃત્ય કરી રહી છે, તે જોઈ ઇંદ્રાણી વિસ્મય પામે છે કે 'આ શું?' અને એ વિસ્મયમાં પ્રતિક્ષણે વધારો થતાં અદ્ભુતરસની જમાવટ થાય છે, જેના પરિણામે ઇંદ્રાણીનાં નેત્રો ચંચળ બને છે તથા 'આ તો ક્ષીરસાગરનું થોડું જળ રહી જવાથી તે ઉજ્જવલ દેખાય છે' એવો ભ્રાંત નિર્ણય કરી પ્રભુના મુખને વારંવાર લૂછે છે, પણ એ ઉજ્જવલતા પ્રભુના નેત્રોમાંથી પ્રકટી રહેલી શ્વેત-સાત્ત્વિક પ્રભાની હતી, એટલે તે ઉજ્જવલતા કાયમ રહે છે. આમ કવિએ પ્રભુના મુખ પર ફરકી રહેલા પ્રકાશ-પુંજને ક્ષીરસાગરના જળ કરતાં પણ અધિક ઉજ્જવલ કહ્યો છે અને એ રીતે તેમની અપૂર્વ સ્તુતિ કરી છે.

બીજા શ્લોકમાં પણ અર્હંતોનું દેવાધિદેવપણું દર્શાવવાને મેરુપર્વત પર થતો સ્નાત્રાભિષેકનો પ્રસંગ જ પસંદ કર્યો છે અને તેમાં જણાવ્યું છે કે આ અભિષેક સર્વ જાતિના સુરેન્દ્રો અને અસુરેન્દ્રો વડે ક્ષીરસાગરના જળથી થાય છે.

અહીં સ્તુતિકારે ક્ષીરસાગરનું જળ કેવું હોય છે, એ દર્શાવતાં સૂચક નિર્દેશ દ્વારા જણાવી દીધું છે કે ક્ષીરસાગરમાં ઘણા હંસો હોય છે, તે હંસો નિરંતર ક્રીડા કરતા હોય છે અને તે ક્રીડા દરમિયાન પાંખોનો ફડફડાટ થાય છે; તેથી તે જળ કમલની સુવાસવાળું તથા રંગે પીળું હોય છે, અને આભિયોગિક દેવતાઓએ તૈયાર કરેલા સુવર્ણના કલશોમાં ભરવામાં આવે છે કે જેનો આકાર અપ્સરાઓના સ્તન-સમૂહ જેવો અતિસુંદર હોય છે; એટલે ઉત્તમ દેવો ઉત્તમ પ્રકારનું જળ, ઉત્તમ પાત્રમાં ભરીને, ઉત્તમોત્તમ એવા શ્રીજિનેશ્વરદેવની ઉત્તમ સ્નાત્ર-ક્રિયામાં ઉત્તમ ભક્તિભાવથી વાપરે છે. આમ જેમનાં નિમિત્તે ઉત્તમતાનું અનેરું વાતાવરણ સર્જાય છે, તે સર્વ જિનેશ્વરદેવોના ચરણોને બીજી સ્તુતિમાં વંદના કરવામાં આવી છે.

ત્રીજા શ્લોકમાં શ્રુત અથવા આગમનું સુંદર શૈલીમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. તેમાં પ્રથમ તેની રચના-સંબંધી નિર્દેશ કરતાં જણાવ્યું છે કે આ શ્રુતજ્ઞાન અર્થથી શ્રીજિનેશ્વરોના મુખમાંથી પ્રકટ થયેલું છે અને સૂત્રરૂપે ગણધરો દ્વારા રચાયેલું છે. પછી તેનાં અંગોનું વર્ણન કરતાં જણાવ્યું છે કે તે બાર અંગોવાળું, અતિવિશાલ અને અદ્ભુત રચનાશૈલીવાળું છે તથા ઘણા અર્થોથી યુક્ત છે. પછી તેનો પ્રભાવ વર્ણવતાં જણાવ્યું છે કે મહાન મુનિવરો એ શ્રુતની યથાર્થ ધારણા કરે છે, કારણ કે તે મોક્ષ-મંદિરના દરવાજારૂપ છે, વ્રત અને ચારિત્રની સ્થિરતા કરનારું છે, જાણવા યોગ્ય સર્વ

પદાર્થોને જણાવનારું છે અને સર્વ લોકના અપ્રતિમ સાર-રૂપ છે; તેથી હું ભક્તિ-પૂર્વક સદા તેનો આશ્રય કરું છું.

ચોથા શ્લોકમાં શ્રીવર્ધમાનજિનના શાસનનું-સંઘનું વૈયાવૃત્ત્ય કરનાર દેવ તરીકે સર્વાનુભૂતિ યક્ષનું વર્ણન કરવામાં આવ્યું છે. તે સર્વાનુભૂતિ યક્ષ સર્વ મનોરથોને પૂર્ણ કરનારો છે, ઇચ્છિત રૂપોને ધારણ કરનારો છે, ગગનમાં વિચરનારો છે, અને દિવ્ય-હાથી પર આરૂઢ થયેલો છે કે જે( હાથી )નો રંગ નિરભ્ર આકાશ જેવો નીલ છે, જેની આંખો મદાલસા-મદ વડે આળસુ છે, જેના દાંતો બાલચંદ્ર જેવા અર્ધવર્તુલ છે; જે ઘણા ઘંટો વડે શણગારાયેલો હોવાથી તેના સતત નાદ વડે કંઇક મત્ત છે અને મદમાતો હોવાથી મદની સુગંધને સઘળી દિશાઓમાં ફેલાવે છે. આવો સર્વાનુભૂતિ યક્ષ મને સર્વ-કાર્યમાં સદા સિદ્ધિ આપો.

આ રીતે આ સ્તુતિમાં વિશિષ્ટ જિન, સામાન્ય જિન, જિનાગમ અને વૈયાવૃત્ત્યકર શાસનદેવની આલંકારિક ભાષામાં સ્તુતિ કરવામાં આવી છે.

સર્વાનુભૂતિ યક્ષનો વિશેષ પરિચય પ્રાપ્ત થતો નથી, પરંતુ શ્રીવર્દ્ધમાન જિનનો માતંગ નામનો યક્ષ જ આ સર્વાનુભૂતિ હોય તેમ સંભવે છે, કારણ કે તેનું વાહન હાથી છે અને સર્વ યક્ષોની જેમ તે કામદ, કામરૂપી અને ગગનચારી પણ છે.

આ સ્તુતિ પર શ્રીવિવેકહર્ષગણિએ તથા શ્રીગુણવિનય-ગણિએ ટીકાઓ રચેલી છે, તથા બીજી પણ નાની-મોટી અવચૂરિઓ રચાયેલી છે.

## ( ૮ ) આધાર-સ્થાન

આ સ્તુતિ તેના ચતુર્થ શ્લોકમાં આવતા બાલચંદ્ર પદ પરથી શ્રીબાલચંદ્રસૂરિએ બનાવી હોય તેમ જણાય છે. સંપ્રદાય ( કિંવદન્તી ) પ્રમાણે આ બાલચંદ્રસૂરિ શ્રીહેમચંદ્રાચાર્યના શિષ્ય હતા અને પાછળથી ગુરુ સાથે વિરોધ થતાં જુદા પડ્યા હતા, તેથી તેમણે બનાવેલી સ્તુતિનો સ્વીકાર સંઘ તરફથી થયો ન હતો; પરંતુ કાલધર્મ પામ્યા બાદ તેઓ વ્યંતરજાતિના દેવ થયા હતા અને શ્રીસંઘને ઉપદ્રવ કરવા માંડ્યો હતો, ત્યારે શ્રીસંઘે દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવનો વિચાર કરી આ સ્તુતિનો સ્વીકાર કર્યો હતો અને ત્યારથી તે પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણ-પ્રસંગે બોલાય છે. તેરમી સદીમાં એક બીજા પણ બાલચંદ્રસૂરિ થયા છે કે જેઓ અનેક મહાકાવ્ય-પ્રબંધોના કર્તા અને સમર્થ કવિ હતા તથા મહામંત્રી વસ્તુપાલના માનીતા હતા. તેમની કૃતિઓમાં કોઈ કોઈ સ્થળે પોતાના નામ-નિર્દેશ તરીકે વાલેન્દુ એવો પ્રયોગ મળે છે; જેમકે—

"गौरी रागवती त्वयि त्वयि वृषो बद्धादरस्त्वं युतो,
भूत्या त्वं च लसद्गुणः शुभगुणः किं वा बहु ब्रूमहे ? ।
श्रीमन्त्रीश्वर ! नूनमीश्वरकलायुक्तस्य ते युज्यते,
'बालेन्दुं' चिरमुच्चकै रचयितुं त्वत्तोऽपरः कः प्रभुः ? ॥"

તેથી આ સ્તુતિનું કર્તૃત્વ કયા બાલચંદ્રસૂરિનું છે તે વિચારણીય છે.

# ५२ भुवनदेवता-स्तुतिः।

## ભુવનદેવતાની સ્તુતિ

---

### (૧) મૂલપાઠ

भुवणदेवयाए करेमि काउस्सग्गं। अन्नत्थ०

[ગાથા]

ज्ञानादिगुण-युतानां, नित्यं स्वाध्याय-संयम-रतानाम्।
विदधातु भुवनदेवी, शिवं सदा सर्वसाधूनाम् ॥ १ ॥

### (૨) અન્વય

भुवनदेवतायै करोमि कायोत्सर्गम्। अन्यत्र०

ज्ञानादिगुणयुतानाम् नित्यं स्वाध्याय-संयम-रतानाम्

सर्वसाधूनाम् भुवनदेवी सदा शिवं विदधातु।

### (૩) ગુજરાતી છાયા

ભુવનદેવતા-નિમિત્તે કરું છું કાયોત્સર્ગને, સિવાય કે૦

જ્ઞાનાદિ ગુણોથી યુક્ત (અને) નિત્ય સ્વાધ્યાય-સંયમ-રત (એવા) સર્વ સાધુઓનું ભુવનદેવી સદા શિવ કરો.

### (૪-૫) સામાન્ય અને વિશેષ અર્થ તથા અર્થ-નિર્ણય

**भुवणदेवयाए** – [भुवनदेवतायै] – ભુવનદેવતાને અર્થે, ભુવનદેવીના આરાધન-નિમિત્તે.

करेमि – [ करोमि ] – હું કરું છું.

काउस्सग्गं – [ कायोत्सर्गम् ] – કાયોત્સર્ગને.

ज्ञानादिगुण-युतानाम् – જ્ઞાન આદિ ગુણોથી યુક્ત(નું). જ્ઞાન, દર્શન અને ચારિત્રથી યુક્ત(નું).

ज्ञान જેની आदिમાં છે તેવા गुण તે ज्ञानादिगुण. તેનાથી युत તે ज्ञानादिगुणयुत. તેઓને – ज्ञानादिगुण-युतानां. જ્ઞાન એ રત્નત્રયીમાં આદિ ગુણ છે, તેથી જ્ઞાનાદિ-પદથી જ્ઞાન, દર્શન અને ચારિત્ર સમજવાં.

नित्यं – પ્રતિદિન, નિરંતર.

स्वाध्याय-संयम-रतानाम् – સ્વાધ્યાય અને સંયમમાં રમી રહેલા(નું). સ્વાધ્યાય અને સંયમમાં લીન(નું).

स्वाध्याय અને संयम તે स्वाध्याय-संयम, તેમાં रत તે स्वाध्याय-संयम-रत, તેઓને – स्वाध्याय-संयम-रतानाम्. स्वाध्याय – વાચનાદિ પાંચ પ્રકારનો સ્વાધ્યાય કે શ્રુતાધ્યયન. संयम – પંચમહાવ્રતાદિ સત્તર પ્રકારનો સંયમ. रत – રમેલું, રમી રહેલું, મગ્ન, લીન.

सर्वसाधूनाम् – બધા સાધુઓનું.

भुवनदेवी – ભુવનદેવી.

सदा – નિરંતર.

शिवं – શિવ, કલ્યાણ.

અહીં શિવ-પદથી ઉપદ્રવ-રહિત સ્થિતિ અભિપ્રેત છે. विद्धातु – કરો.

## ( ૬ ) અર્થ-સંકલના

ભુવનદેવીના આરાધન-નિમિત્તે હું કાયોત્સર્ગ કરું છું. સિવાય કે૦

જ્ઞાન-દર્શન-ચારિત્રથી યુક્ત અને સ્વાધ્યાય-સંયમમાં લીન એવા બધા સાધુઓને ભુવનદેવી ઉપદ્રવ-રહિત કરો.

## ( ૭ ) સૂત્ર-પરિચય

પ્રાચીન કાલથી પ્રતિક્રમણ-પ્રસંગે વૈયાવૃત્ત્યકર દેવોનો કાયોત્સર્ગ કરવામાં આવે છે. તેમાં ક્ષેત્રદેવતા અને તદંતર્ગત ભુવનદેવતાનો કાયોત્સર્ગ પણ કરાય છે. આ.નિ.માં કહ્યું છે કે–

"चाउम्मासिय वरिसे, उस्सग्गो खित्तदेवयाए उ ।
पक्खिय सिज्जसुरीए, करंति चउमासीएवेगे ॥" ૨૩૩૦

'પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણ વખતે ક્ષેત્રદેવતાનો કાયોત્સર્ગ કરાય છે. કેટલાક પાક્ષિક અને ચાતુર્માસિક પ્રતિક્રમણ વખતે જ શય્યા-સુરી( ભુવનદેવતા )નો કાયોત્સર્ગ કરે છે.'

પ્રતિક્રમણગર્ભહેતુમાં કહ્યું છે કે 'ક્ષેત્રદેવતાની નિરંતર સ્મૃતિમાં ભુવનનું ક્ષેત્રાંતર્ગતપણું હોવાથી તત્ત્વથી તો ભુવન-દેવતાની સ્મૃતિ પણ દરરોજ થાય છે, તો પણ પર્વ-દિવસે તેનું બહુમાન કરવા માટે સાક્ષાત્ તેમનો કાયોત્સર્ગ કરવો.'

મોક્ષ-માર્ગની સાધના માટે જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના જરૂરી છે, તથા જ્ઞાનારાધના, દર્શનારાધના અને ચારિત્રારાધના માટે સ્વાધ્યાય(-જ્ઞાન) અને સંયમ(ક્રિયા)નું પાલન જરૂરી છે. આ સ્વાધ્યાય-સંયમનું યથાર્થ પાલન ત્યારે જ થઈ શકે કે જ્યારે વાતાવરણમાં વિવિધ પ્રકારના ઉપદ્રવો ન હોય. તેથી વાતાવરણની જવાબદારી જેના શિરે છે, તેવી ભુવનદેવતાની સ્તુતિ કરવામાં આવી છે કે તે જ્ઞાનાદિ ગુણોથી યુક્ત અને નિત્ય સ્વાધ્યાય-સંયમમાં રત રહેનારા સર્વ મુનિપુંગવોને શિવ આપે-ઉપદ્રવ-રહિત કરે.

(૮) આધાર-સ્થાન.

આ સ્તુતિ 'जीसे खित्ते साहू' શબ્દોથી શરૂ થતી ક્ષેત્ર-દેવતાની સ્તુતિ સાથે ઘણું સામ્ય ધરાવે છે. જેમ કે-તેમાં સાધુઓને દર્શન, જ્ઞાન અને ચારિત્રથી યુક્ત કહ્યા છે, જ્યારે અહીં જ્ઞાનાદિ-ગુણોથી યુક્ત કહ્યા છે; તેમાં મોક્ષ-માર્ગની સાધના કરે છે-એમ જણાવ્યું છે; જ્યારે અહીં સ્વાધ્યાય-સંયમમાં રત છે એમ કહ્યું છે; તેમાં દુરિત એટલે ભયોને (ઉપદ્રવોને) હરવાનું જણાવ્યું છે, જ્યારે અહીં શિવ આપો એમ કહ્યું છે; એટલે વસ્તુ એકની એક જ છે, વળી તે સ્તુતિ આર્ષપ્રાકૃતમાં છે, જ્યારે આ સ્તુતિ સંસ્કૃતમાં છે; તેથી એમ માનવું ઉચિત લાગે છે કે આ સ્તુતિનું આધાર-સ્થાન 'जीसे खित्ते साहू' વાળી ક્ષેત્રદેવતાની સ્તુતિ છે.

# ५३ क्षेत्रदेवता-स्तुतिः ।

## ક્ષેત્રદેવતાની સ્તુતિ

### (૧) મૂલપાઠ

खित्तदेवयाए करेमि काउस्सग्गं । अन्नत्थ०

[ ગાથા ]

यस्याः क्षेत्रं समाश्रित्य, साधुभिः साध्यते क्रिया ।
सा क्षेत्रदेवता नित्यं, भूयान्नः सुखदायिनी ॥ १ ॥

### (૨) અન્વય

क्षेत्रदेवतायै करोमि कायोत्सर्गम् । अन्यत्र०

यस्याः क्षेत्रं समाश्रित्य साधुभिः क्रिया साध्यते;
सा क्षेत्रदेवता नित्यं नः सुखदायिनी भूयात् ॥

### (૩) અન્વયની ગુજરાતી છાયા

ક્ષેત્રદેવતા-નિમિત્તે કરું છું કાયોત્સર્ગને, સિવાય કે૦

જેમનાં ક્ષેત્રનો આશ્રય લઈને સાધુઓ વડે ક્રિયા સધાય છે, તે ક્ષેત્રદેવતા અમને નિત્ય સુખ આપનારી થાઓ.

જેના ક્ષેત્રનો આશ્રય લઈને સાધુઓ મોક્ષમાર્ગની આરાધના કરે છે, તે ક્ષેત્રદેવતા અમને સદા સુખ આપનારી થાઓ.

## ( ૭ ) સૂત્ર-પરિચય

મોક્ષ-માર્ગની સાધનામાં ક્ષેત્ર પણ ઉપકારક છે. જો ક્ષેત્ર ન હોય તો મોક્ષમાર્ગની સાધના ક્યાં રહીને કરાય? તેમાં પણ જે ક્ષેત્રો નિરુપદ્રવી હોય છે, ત્યાં મોક્ષમાર્ગની સાધના વધારે ત્વરાથી અને વધારે સરલતાથી થઈ શકે છે. ક્ષેત્રને નિરુપદ્રવી રાખવાનું કામ ક્ષેત્રદેવતાનું છે, એટલે મુમુક્ષુ આત્માઓ પાક્ષિકાદિ પ્રતિક્રમણ-પ્રસંગે તેની આરાધના-નિમિત્તે કાયોત્સર્ગ કરે છે અને તે પૂર્ણ થયા પછી સ્તુતિ કરતાં જણાવે છે કે 'જેના ક્ષેત્રનો આશ્રય લઈને સાધુ-મહાત્માઓ મોક્ષમાર્ગની આરાધના કરી શકે છે, તે ક્ષેત્રદેવતા 'અમને' સદા સુખ આપનારી થાઓ. અહીં 'અમને' શબ્દથી સકલ સંઘનું સૂચન છે.

## ( ૮ ) આધાર-સ્થાન

આ સૂત્ર પ્રાચીન પ્રાકૃત ગાથા પરથી સંસ્કૃતમાં રચાયેલું હોય તેમ જણાય છે.

आदिमं पृथिवीनाथमादिमं निष्परिग्रहम् ।
आदिमं तीर्थनाथं च, ऋषभ*-स्वामिनं स्तुमः ॥ ३ ॥

अर्हन्तमजितं विश्व-कमलाकर-भास्करम् ।
अम्लान-केवलादर्श-सङ्क्रान्त-जगतं स्तुवे ॥ ४ ॥

विश्व-भव्य-जनाराम-कुल्या-तुल्या जयन्ति ताः ।
देशना-समये वाचः, श्रीसम्भव-जगत्पतेः ॥ ५ ॥

(આ ત્રણ શ્લોકો અનુક્રમે પરિશિષ્ટપર્વ, સિદ્ધહેમ-લઘુવૃત્તિ અને કલ્પસૂત્રની સુબોધિકા ટીકામાં આવે છે.)

—પોથી ૫૧માં ૩૬ શ્લોકો આપેલા છે. તે આ પ્રમાણે—

શ્લોક ૨૬ 'पान्तु वः श्रीमहावीर-'
,, ૨૭ 'कृतापराधेऽपि जने'
,, ૨૮ 'श्रीमते वीरनाथाय'
,, ૨૯ 'सर्वेषां वेधसामाद्यम्'
,, ૩૦ 'कल्याणपादपारामं'
,, ૩૧ 'वीरः सर्वसुरासुरेन्द्र-महितो'
,, ૩૨ 'वपुरेव तवाचष्टे, भगवन्! वीतरागताम्'
,, ૩૩ 'अट्ठावयम्मि उसभो'
,, ૩૪ 'अवसेसा तित्थयरा'
,, ૩૫ 'तव पादपोपम'
,, ૩૬ 'भवबीजाङ्कुरजनना:।'

* पाठा. वृषभं.

अनेकान्त-मताम्भोधि-समुल्लासन-चन्द्रमाः ।
दद्यादमन्दमानन्दं, भगवानभिनन्दनः ॥ ६ ॥

द्युसत्-किरीट-शाणाग्रोत्तेजिताङ्घ्रि-नखावलिः ।
भगवान् सुमतिस्वामी, तनोत्वभिमतानि वः ॥ ७ ॥

पद्मप्रभ-प्रभोर्देह-भासः पुष्णन्तु वः श्रियम्× ।
अन्तरङ्गारि-मथने, कोपाटोपादिवारुणाः ॥ ८ ॥

श्रीसुपार्श्वजिनेन्द्राय, महेन्द्र-महिताङ्घ्रये ।
नमश्चतुर्वर्ण-सङ्घ-गगनाभोग-भास्वते ॥ ९ ॥

चन्द्रप्रभ-प्रभोश्चन्द्र-मरीचि-निचयोज्ज्वला ।
मूर्तिर्मूर्त-सितध्यान-निर्मितेव श्रियेऽस्तु वः ॥ १० ॥

करामलकवद् विश्वं, कलयन् केवलश्रिया ।
अचिन्त्य-माहात्म्य-निधिः, सुविधिर्बोधयेऽस्तु वः ॥ ११ ॥

सत्त्वानां परमानन्द-कन्दोद्भेद-नवाम्बुदः ।
स्याद्वादामृत-निःस्यन्दी, शीतलः पातु वो जिनः ॥ १२ ॥

भव-रोगाऽऽर्त्त-जन्तूनामगदङ्कार-दर्शनः ।
निःश्रेयस-श्री-रमणः, श्रेयांसः श्रेयसेऽस्तु वः ॥ १३ ॥

विश्वोपकारकीभूत-तीर्थकृत्कर्म-निर्मितिः ।
सुरासुर-नरैः पूज्यो, वासुपूज्यः पुनातु वः ॥ १४ ॥

विमलस्वामिनो वाचः, कतक-क्षोद-सोदराः ।
जयन्ति त्रिजगच्चेतो-जल-नैर्मल्य-हेतवः ॥ १५ ॥

× शिवम्. પાઠાંતર.

स्वयम्भूरमण-स्पर्द्धी, करुणारस-वारिणा ।
अनन्तजिदनन्तां वः, प्रयच्छतु सुख-श्रियम् ॥ १६ ॥

कल्पद्रुम-सधर्माणमिष्टप्राप्तौ शरीरिणाम् ।
चतुर्धा धर्म-देष्टारं, धर्मनाथमुपास्महे ॥ १७ ॥

सुधा-सोदर-वाग् -ज्योत्स्ना-निर्मलीकृत-दिङ्मुखः ।
मृग-लक्ष्मा तमः-शान्त्यै, शान्तिनाथजिनोऽस्तु वः ॥१८॥

श्रीकुन्थुनाथो भगवान्, सनाथोऽतिशयर्द्धिभिः ।
सुरासुर-नृ-नाथानामेकनाथोऽस्तु वः श्रिये ॥ १९ ॥

अरनाथस्तु* भगवान्, चतुर्थार-नभो-रविः ।
चतुर्थ-पुरुषार्थश्री-विलासं वितनोतु वः ॥ २० ॥

सुरासुर-नराधीश-मयूर-नव-वारिदम् ।
कर्म्मद्रून्मूलने हस्ति-मल्लं मल्लिमभिष्टुमः ॥ २१ ॥

जगन्महामोह-निद्रा-प्रत्यूष-समयोपमम् ।
मुनिसुव्रतनाथस्य, देशना-वचनं स्तुमः ॥ २२ ॥

लुठन्तो नमतां मूर्ध्नि, निर्मलीकार-कारणम् ।
वारि-प्लवा इव नमेः, पान्तु पाद-नखांशवः ॥ २३ ॥

यदुवंश-समुद्रेन्दुः, कर्म्म-कक्ष-हुताशनः ।
अरिष्टनेमिर्भगवान्, भूयाद् वोऽरिष्ट-नाशनः ॥ २४ ॥

कमठे धरणेन्द्रे च, स्वोचितं कर्म कुर्वति ।
प्रभुस्तुल्य-मनोवृत्तिः, पार्श्वनाथः श्रियेऽस्तु वः ॥ २५ ॥

* अरनाथः स પાઠાંતર. क. टीका. गुण. टीका.

श्रीमते वीरनाथाय, सनाथायाद्भुतश्रिया ।
महानन्द-सरो-राजमरालायार्हते नमः ॥ २६ ॥

कृतापराधेऽपि जने, कृपा-मन्थर-तारयोः ।
ईषद्-वाष्पार्द्रयोर्भद्रं, श्रीवीरजिन-नेत्रयोः ॥ २७ ॥

( આર્યા )

जयति विजितान्यतेजाः, सुरासुराधीश-सेवितः श्रीमान् ।
विमलस्त्रास-विरहितस्त्रिभुवन-चूडामणिर्भगवान् ॥ २८ ॥

( શાર્દૂલવિક્રીડિત )

वीरः सर्व-सुरासुरेन्द्र-महितो, वीरं बुधाः संश्रिताः,
वीरेणाभिहतः स्वकर्म-निचयो, वीराय नित्यं नमः ।
वीरात् तीर्थमिदं प्रवृत्तमतुलं, वीरस्य घोरं तपो,
वीरे श्री-धृति-कीर्ति-कान्ति-निचयः, श्रीवीर! भद्रं दिश ॥२९॥

( માલિની-વૃત્ત )

अवनितल-गतानां कृत्रिमाकृत्रिमानां,
वरभवन-गतानां दिव्य-वैमानिकानाम् ।
इह मनुज-कृतानां देवराजार्चितानां,
जिनवर-भवनानां भावतोऽहं नमामि ॥ ३० ॥

( અનુષ્ટુપ્)

सर्वेषां वेधसामाद्यमादिमं परमेष्ठिनाम् ।
देवाधिदेवं सर्वज्ञं, श्रीवीरं प्रणिदध्महे ॥ ३१ ॥

(શાર્દૂલવિક્રીડિત)

देवोऽनेक-भवार्जितोर्जित-महापाप-प्रदीपानलो,
देवः सिद्धि-वधू-विशाल-हृदयालङ्कार-हारोपमः।
देवोऽष्टादश-दोष-सिन्धुरघटा-निर्भेद-पञ्चाननो,
भव्यानां विदधातु वाञ्छितफलं, श्रीवीतरागो जिनः ॥३२॥

ख्यातोऽष्टापदपर्वतो गजपदः, सम्मेतशैलाभिधः,
श्रीमान् रैवतकः प्रसिद्धमहिमा, शत्रुञ्जयो मण्डपः।
वैभारः कनकाचलोऽर्बुदगिरिः, श्रीचित्रकूटादयः(-दिकः),
तत्र श्रीऋषभादयो जिनवराः, कुर्वन्तु वो मङ्गलम् ॥ ३३ ॥

(२) અન્વય

सकलार्हत्प्रतिष्ठानं शिवश्रियः अधिष्ठानं भूर्भुवः-स्वस्त्रयीशानम् आर्हन्त्यं प्रणिदध्महे ॥ १ ॥

सर्वस्मिन् क्षेत्रे काले च नाम-आकृति-द्रव्य-भावैः त्रिजगत्-जनं पुनतः अर्हतः समुपास्महे ॥ २ ॥

आदिमं पृथिवीनाथम्, आदिमं निष्परिग्रहम्, आदिमं तीर्थनाथं च ऋषभ-स्वामिनं स्तुमः ॥ ३ ॥

विश्व-कमलाकर-भास्करम्, अम्लानकेवलादर्श-संक्रान्तजगतम् अर्हन्तम् अजितं स्तुवे ॥ ४ ॥

देशना-समये श्रीसम्भवजगत्पतेः ताः विश्व-भव्य-जनाराम-कुल्या-तुल्याः वाचः जयन्ति ॥ ५ ॥

अनेकान्तमताम्भोधि-समुल्लासन-चन्द्रमाः भगवान् अभिनन्दनः अमन्दम् आनन्दं दद्यात् ॥ ६ ॥

द्युसत्-किरीट-शाणाग्र-उत्तेजित-अङ्घ्रि-नखावलिः भगवान् सुमतिस्वामी वः अभिमतानि तनोतु ॥ ७ ॥

अन्तरङ्ग-अरि-मथने कोपाटोपात् इव अरुणाः पद्मप्रभप्रभोः देहभासः वः श्रियं पुष्णन्तु ॥ ८ ॥

चतुर्वर्णसङ्घ-गगनाभोग-भास्वते महेन्द्र-महिताङ्घ्रये श्रीसुपार्श्व-जिनेन्द्राय नमः ॥ ९ ॥

चन्द्र-मरीचि-निचयोज्ज्वला मूर्त-सितध्यान-निर्मिता इव चन्द्रप्रभप्रभोः मूर्तिः वः श्रिये अस्तु ॥ १० ॥

केवलश्रिया विश्वं करामलकवत् कलयन् अचिन्त्य-माहात्म्य-निधिः सुविधिः वः बोधये अस्तु ॥ ११ ॥

सत्त्वानां परमानन्द-कन्दोद्भेद-नवाम्बुदः स्याद्वाद-अमृत-निःस्यन्दी शीतलः जिनः वः पातु ॥ १२ ॥

भव-रोगार्त-जन्तूनाम् अगदङ्कार-दर्शनः निःश्रेयस-श्री-रमणः श्रेयांसः वः श्रेयसे अस्तु ॥ १३ ॥

विश्वोपकारकीभूत-तीर्थकृत्-कर्म-निर्मितिः सुरासुरनरैः पूज्यः वासुपूज्यः वः पुनातु ॥ १४ ॥

त्रिजगत्-चेतः-जल-नैर्मल्य-हेतवः कतक-क्षोद-सोदराः विमल-स्वामिनः वाचः जयन्ति ॥ १५ ॥

करुणा-रस-वारिणा स्वयम्भूरमण-स्पर्द्धी अनन्तजित् वः अनन्तां सुखश्रियं प्रयच्छतु ॥ १६ ॥

शरीरिणाम् इष्टप्राप्तौ कल्पद्रुम-सधर्माणं चतुर्धा धर्मदेष्टारं धर्म-नाथम् उपास्महे ॥ १७ ॥

सुधा-सोदर-वाग्-ज्योत्स्ना-निर्मलीकृत-दिङ्मुखः मृग-लक्ष्मा शान्तिनाथजिनः वः तमः-शान्त्यै अस्तु ॥ १८ ॥

अतिशयर्द्धिभिः सनाथः सुरासुर-नृनाथानाम् एकनाथः श्री-कुन्थुनाथः भगवान् वः श्रिये अस्तु ॥ १९ ॥

चतुर्थार-नभो-रविः अरनाथः तु भगवान् वः चतुर्थपुरुषार्थ-श्रीविलासं वितनोतु ॥ २० ॥

सुरासुर-नर-अधीशं मयूर-नव-वारिदं कर्म-द्रु-उन्मूलने हस्तिमल्लं मल्लिमभिष्टुमः ॥ २१ ॥

जगन्महामोह-निद्रा-प्रत्यूष-समयोपमं मुनिसुव्रतनाथस्य देशना-वचनं स्तुमः ॥ २२ ॥

नमतां मूर्ध्नि लुठन्तः वारि-प्लवा इव निर्मलीकार-कारणं नमेः पाद-नखांशवः पान्तु ॥ २३ ॥

यदुवंश-समुद्रेन्दुः कर्म-कक्ष-हुताशनः अरिष्टनेमिः भगवान् वः अरिष्ट-नाशनः भूयात् ॥ २४ ॥

स्वोचितं कर्म कुर्वति कमठे धरणेन्द्रे च तुल्य-मनोवृत्तिः पार्श्व-नाथः प्रभुः वः श्रिये अस्तु ॥ २५ ॥

अद्भुतश्रिया सनाथाय, महानन्द-सरो-राजमरालाय श्रीमते वीर-नाथाय अर्हते नमः ॥ २६ ॥

कृतापराधे जने अपि कृपा-मन्थर-तारयोः ईषद्-बाष्प-आर्द्रयोः श्रीवीरजिन-नेत्रयोः भद्रम् ॥ २७ ॥

विजितान्य-तेजा: सुरासुराधीश-सेवित: श्रीमान् विमल: त्रास-विरहित: त्रिभुवन-चूडामणि: भगवान् जयति ॥ २८ ॥

वीर: सर्व-सुरासुरेन्द्र-महित:, बुधा: वीरं संश्रिता:, वीरेण स्वकर्म-निचय: अभिहत:, वीराय नित्यं नम:, वीरात् इदम् अतुलं तीर्थं प्रवृत्तम्, वीरस्य घोरं तप:, वीरे श्री-धृति-कीर्त्ति-कान्ति-निचय:, श्रीवीर ! भद्रं दिश ॥ २९ ॥

कृत्रिमाकृत्रिमानाम् अवनितल-गतानां वरभवनगतानां दिव्य-वैमानिकानाम् इह मनुजकृतानां देवराजार्चितानां जिनवर-भवनानाम् अहं भावत: नमामि ॥ ३० ॥

सर्वेषां वेधसाम् आद्यम्, परमेष्ठिनाम् आदिमं, देवाधिदेवं सर्वज्ञं श्रीवीरं प्रणिदध्महे ॥ ३१ ॥

देव: अनेक-भवार्जित-ऊर्जित-महापाप-प्रदीप-अनल:, देव: सिद्धिवधू-विशाल हृदयालङ्कार-हारोपम:, देव: अष्टादश-दोष-सिन्धुर-घटा-निर्भेद-पञ्चानन:, श्रीवीतराग: जिन: भव्यानां वाञ्छितफलं विदधातु ॥ ३२ ॥

ख्यात: अष्टापदपर्वत:, गजपद:, सम्मेतशैलाभिध:, श्रीमान् रैवतक:, प्रसिद्ध-महिमा शत्रुञ्जय:, मण्डप:, वैभार:, कनकाचल:, अर्बुदगिरि:, श्रीचित्रकूटादय: (-दिक:)। तत्र श्रीऋषभादय: जिनवरा: व: मङ्गलं कुर्वन्तु ॥ ३३ ॥

## ( ૩ ) અન્વય-ગુજરાતી છાયા

સકલ અર્હંતોનું પ્રતિષ્ઠાન, શિવશ્રીનું અધિષ્ઠાન, ભૂ:, ભૂવ: અને સ્વ:નું ઈશાન ( એવા ) ' અર્હંત્ '-પદનું ( અમે ) ધ્યાન ધરીએ છીએ. ૧.

સર્વ ક્ષેત્રમાં અને સર્વ કાલમાં નામ, આકાર, દ્રવ્ય અને ભાવવડે ત્રણ જગત્‌ના જનને પવિત્ર કરનાર અર્હંતોની (અમે) ઉપાસના કરીએ છીએ. ૨.

પ્રથમ પૃથિવીનાથ, પ્રથમ સાધુ અને પ્રથમ તીર્થંકર શ્રીઋષભનાથની ( અમે ) સ્તુતિ કરીએ છીએ. ૩.

વિશ્વરૂપ કમલવન ( માટે ) સૂર્ય-સમાન, ( જેનાં ) નિર્મળ કેવલજ્ઞાન( રૂપ ) આદર્શમાં જગત્ પ્રતિબિમ્બિત થયું છે ( એવા ) અરિહન્ત અજિતનાથની ( હું ) સ્તુતિ કરું છું. ૪.

શ્રીસંભવનાથ જગત્-પતિની દેશના-સમયની, વિશ્વના ભવ્યજન( રૂપ ) આરામ માટે નીક-તુલ્ય તે વાણી જય પામે છે. ૫.

અનેકાન્ત-મતરૂપ અમ્ભોધિને ઉલ્લસિત કરવા માટે ચન્દ્ર-સમાન ભગવાન્ અભિનન્દન અમન્દ આનન્દ આપો. ૬.

દેવોના મુકુટરૂપ શાણના અગ્ર( ભાગ )થી ઉત્તેજિત ( થઈ છે ) ચરણ-નખાવલિ જેની ( એવા ) ભગવાન્ સુમતિસ્વામી તમારી અભિલાષાઓને પૂર્ણ કરો. ૭.

આંતરિક અરિઓને મથવા માટે કોપના આટોપથી જાણે અરુણ ( એવી ) પદ્મપ્રભપ્રભુની દેહ-કાન્તિ તમારી લક્ષ્મીને પુષ્ટ કરો. ૮.

ચતુર્વિધ સંઘ(રૂપ) ગગન-પ્રદેશમાં સૂર્ય-સમાન, મહેન્દ્રો વડે પૂજિત ચરણવાળા શ્રીસુપાર્શ્વજિનેશ્વરને નમસ્કાર હો. ૯.

ચન્દ્રના કિરણોના સમૂહ (જેવી) ઉજ્જ્વલ, જાણે મૂર્તિમાન શુક્લધ્યાનથી નિર્મિત (એવી) ચન્દ્રપ્રભપ્રભુની મૂર્તિ તમારી લક્ષ્મી માટે થાઓ. ૧૦.

કેવલજ્ઞાન(રૂપ) સંપત્તિથી વિશ્વને કર (સ્થિત) આમલકવત્ જાણનારા, અચિન્ત્ય માહાત્મ્યના નિધિ શ્રીસુવિધિનાથ તમોને બોધિને માટે થાઓ. ૧૧.

પ્રાણિઓના પરમ આનન્દરૂપ અંકુરને પ્રકટ કરવા માટે નવા મેઘ(સમાન), સ્યાદ્વાદરૂપ અમૃતને વરસાવનાર, શીતલનાથ જિન તમારું રક્ષણ કરો. ૧૨.

ભવ(રૂપ) રોગથી આર્ત પ્રાણીઓને વૈદ્યના દર્શન-(જેવા), નિઃશ્રેયસ-શ્રીના સ્વામી શ્રીશ્રેયાંસનાથ તમારા શ્રેયને માટે હો. ૧૩.

વિશ્વને ઉપકારભૂત તીર્થંકર-કર્મ નિર્માણ કરનાર, સુરો, અસુરો અને નરોથી પૂજિત (ભગવાન્) વાસુપૂજ્ય તમને પવિત્ર કરો. ૧૪.

ત્રણ જગતના ચિત્ત(રૂપ) જળને નિર્મળ કરવામાં હેતુ-(રૂપ) કતકના ચૂર્ણની સમાન વિમલનાથસ્વામીની વાણી જય પામે છે. ૧૫.

કરુણા-રસ-રૂપી જલથી સ્વયંભૂરમણ (સમુદ્રની) સાથે સ્પર્ધા કરનાર શ્રીઅનન્તજિન તમને અનન્ત-સુખશ્રી આપો. ૧૬.

પ્રાણીઓને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવામાં કલ્પવૃક્ષ જેવા, ચાર પ્રકારના ધર્મના ઉપદેષ્ટા ધર્મનાથની ( અમે ) ઉપાસના કરીએ છીએ. ૧૭.

સુધા જેવી વાણી( રૂપ )ની જ્યોત્સ્નાથી દિશાઓનાં મુખને નિર્મળ કરનાર, મૃગના લાંછનવાળા શ્રીશાન્તિનાથ (ભગવાન્) તમારા અજ્ઞાન-અંધકારની શાન્તિને માટે થાઓ. ૧૮.

અતિશયોની ઋદ્ધિથી યુક્ત, સુરો, અસુરો તથા મનુષ્યોના નાથોના એક (અસાધારણ) નાથ શ્રીકુન્થુનાથ ભગવાન્ તમારી સંપત્તિ માટે થાઓ. ૧૯.

ચોથા આરા( રૂપ ) આકાશમાં સૂર્ય-સ્વરૂપ અરનાથ ભગવાન્ તમારા ચોથા પુરુષાર્થ(મોક્ષ)ની લક્ષ્મીના વિલાસનો વિસ્તાર કરો. ૨૦.

સુરો, અસુરો અને નરોના અધીશ( રૂપ ) મયૂર માટે નવા મેઘ-સ્વરૂપ, કર્મ( રૂપ ) વૃક્ષનું ઉન્મૂલન કરવામાં મલ્લ હસ્તિ-સ્વરૂપ, મલ્લિનાથની ( અમે ) સ્તુતિ કરીએ છીએ. ૨૧.

જગત્ની મહામોહરૂપ નિદ્રાને (ઉડાડવામાં) પ્રાતઃકાલના સમય જેવી મુનિસુવ્રતનાથનાં દેશના-વચનની ( અમે ) સ્તુતિ કરીએ છીએ. ૨૨.

નમન કરનારાનાં મસ્તક પર આળોટતાં ( અને ) નિર્મળ કરવામાં કારણભૂત પાણીનાં પૂર જેવાં નેમિનાથ ભગવાનના પગના નખોનાં કિરણો ( તમારું ) રક્ષણ કરો. ૨૩.

યાદવોના વંશ( રૂપ ) સમુદ્રને ઉલ્લસિત કરવામાં ઇન્દુ જેવા, કર્મ( રૂપ ) વનને બાળવામાં અગ્નિ ( સમાન ), અરિષ્ટનેમિ ભગવાન્ તમારા અરિષ્ટના નાશ માટે થાઓ. ૨૪.

પોતાને ઉચિત કર્મ કરનાર એવા કમઠ અને ધરણેન્દ્ર ઉપર સમાન મનોવૃત્તિવાળા પ્રભુ પાર્શ્વનાથ તમારા કલ્યાણ માટે હો. ૨૫.

અદ્ભુતશ્રીથી યુક્ત, મહાન આનન્દરૂપ સરોવરને વિષે રાજહંસ-સમાન શ્રીમાન્ મહાવીર અરિહંતને નમસ્કાર હો. ૨૬.

અપરાધ કરનાર ઉપર પણ કૃપાથી નમેલી કીકીવાળા, થોડા આંસુથી આર્દ્ર શ્રીવીરજિનનાં બન્ને નેત્રોનું કલ્યાણ થાઓ. ૨૭.

બીજાના તેજને જિતનારા, સુરો અને અસુરોના અધીશથી સેવિત, વિમલ, ત્રાસ-રહિત, ત્રિભુવન-ચૂડામણિ, શ્રીમાન્ ભગવાન્ જય પામે છે. ૨૮.

વીર, સર્વ સુરો અને અસુરોના ઇન્દ્રોથી પૂજિત છે, પંડિતો વીરને આશ્રયીને રહ્યા છે, વીરે પોતાના કર્મનો સમૂહ હણ્યો છે, વીરને નિત્ય નમસ્કાર હો. વીરથી આ અનુપમ તીર્થ પ્રવર્ત્યું છે, વીરનું તપ ઘોર છે, વીરમાં શ્રી, ધૈર્ય, કીર્તિ અને કાન્તિનો સમૂહ છે. હે વીર! ભદ્ર આપો. ૨૯.

શ્રેષ્ઠ ભવનમાં રહેલાં, દિવ્ય વિમાનોમાં રહેલાં, આ લોકમાં મનુષ્યોએ કરેલાં અવનિતલ-પર રહેલાં, કૃત્રિમ અને

અકૃત્રિમ, દેવોથી, રાજાઓથી તથા દેવોના રાજા-ઇંદ્રોથી અર્ચિત (એવાં) જિનવરનાં ભવનોને-મંદિરોને હું ભાવથી નમું છું. ૩૦.

સર્વ જ્ઞાનીઓમાં આદ્ય, પરમેષ્ઠિઓમાં આદિમ, દેવાધિદેવ, સર્વજ્ઞ (એવા) શ્રીવીરનું (અમે) ધ્યાન ધરીએ છીએ. ૩૧.

અનેક ભવમાં ઉપાર્જિત તીવ્ર મહાપાપને બાળવામાં પ્રદીપ્ત અનલ જેવા દેવ, મોક્ષ-વધૂના વિશાલ હૃદયને અલંકૃત કરવામાં હાર-સમાન એવા દેવ, અઢાર દોષો (રૂપ) હાથીઓની ઘટાનો નાશ (કરવામાં) સિંહ-સમાન (એવા) દેવ; શ્રીવીતરાગ જિનદેવ ભવ્યોને વાંછિત ફલ આપો. ૩૨.

પ્રસિદ્ધ અષ્ટાપદ પર્વત, ગજપદ, સમ્મેતશૈલ નામવાળો, શ્રીમાન રૈવતક, પ્રસિદ્ધ મહિમાવાળો શત્રુંજય, માંડવગઢ, વૈભારગિરિ, કનકાચલ, અર્બુદગિરિ, શ્રીચિત્રકૂટ આદિ (તીર્થો) (અને) ત્યાં (રહેલા) શ્રીઋષભદેવ વગેરે જિનેશ્વરો તમારું મંગલ (કલ્યાણ) કરો. ૩૩.

**(૪-૫-૬) સામાન્ય અને વિશેષ અર્થ, અર્થ-નિર્ણય, તથા અર્થ-સંકલના.**

(શબ્દનો ક્રમ અન્વય પ્રમાણે લીધેલો છે.)

(૧ ૪-૫) **सकलार्हत्-प्रतिष्ठानम्** – સર્વ અરિહંતોમાં રહેલું.

सकल એવા अर्हत् તે सकलार्हत्, તેમાં છે જેનું प्रतिष्ठान તે सकलार्हत्-प्रतिष्ठान, તેને–सकलार्हत्-प्रतिष्ठानम्. 'सकलार्हत्सु-

प्रतिष्ठानं यस्य तत् सकलार्हत्प्रतिष्ठानम्' (ક.) सकल-અશેષ, સમગ્ર, સર્વ. अर्हत्–અરિહંત. प्रतिष्ठान–અવસ્થાન, આધાર, રહેઠાણ. જેનું સર્વ અરિહંતોમાં રહેઠાણ છે–જે સર્વ અરિહંતોમાં રહેલું છે, તે सकलार्हत्-प्रतिष्ठान. અથવા સકલ અર્હંતોનું પ્રતિષ્ઠાન, તે सकलार्हत्-प्रतिष्ठान.

**शिवश्रियः अधिष्ठानम्** – મોક્ષ-લક્ષ્મીનું નિવાસ-સ્થાન.

शिवરૂપ જે श्री તે शिवश्री, તેનું शिवश्रियः. शिव–મોક્ષ. श्री–લક્ષ્મી. अधिष्ठान–નિવાસ-સ્થાન. 'अधिष्ठानं प्रभावेऽध्यासने नगरचक्रयोः' (અનેકાર્થસંગ્રહ, સ્વરકાંડ, શ્લો. ૧૫૨૯). જે મોક્ષ-લક્ષ્મીનું નિવાસ-સ્થાન છે.

**भूर्भुवःस्वस्त्रयीशानम्** – ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્લોકના ઈશાનને; પાતાલ, મર્ત્ય અને સ્વર્ગ પર સંપૂર્ણ પ્રભુત્વ ધરાવનારને.

भूः અને भुवः અને स्वः તે भूर्भुवःस्वः, એ ત્રણનો સમૂહ તે भूर्भुवःस्वस्त्रयी, તેનું ईशान તે भूर्भुवःस्वस्त्रयीशान, તેને–भूर्भुवः–स्वस्त्रयीशानम्. भूर्भुवः અને स्वःનું निरुक्त શ્રીયાજ્ઞવલ્ક્યે આ પ્રમાણે કરેલું છે:

"भवन्ति चास्मिन् भूतानि, स्थावराणि चराणि च ।
तस्माद् भूरिति विज्ञेया, प्रथमा व्याहृतिः स्मृता ॥"

–જેમાં ભૂતો એટલે સ્થાવર અને ત્રસ (ચર) પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, (તેને) તે કારણથી 'भूः' જાણવી. શાસ્ત્રોમાં તેને પહેલી વ્યાહૃતિ (વેદના એક પ્રકારની મંત્ર-રચના) કહેલી છે.

" भवन्ति भूयो भूतानि, उपभोग-क्षये पुनः ।
कल्पान्ते उपभोगाय, भुवस्तस्मात् प्रकीर्तिता ॥ "

–ઉપભોગનો ક્ષય થતાં પ્રાણીઓ કલ્પના અંતે ફરીને ઉપભોગ માટે ઉત્પન્ન થાય છે, તેથી તે ' भुवः ' કહેવાય છે.

" शीतोष्ण-वृष्टि-तेजांसि, जायन्ते तानि वै सदा ।
आलयः सुकृतीनां च, स्वर्लोकः स उदाहृतः ॥ "

શીત, ઉષ્ણ, વરસાદ અને તેજ જ્યાં સદા ઉત્પન્ન થાય છે અને જે પુણ્યવાન પુરુષોનું નિવાસ-સ્થાન છે, તે ' स्वर् ' કહેવાય છે.*

બૃહન્ન્યાસમાં ' भूः અને भुवः ' શબ્દને અનુક્રમે નાગલોક અને મર્ત્યલોકના વાચક કહેલા છે,+ તથા स्वः નો અર્થ

---

* મનુસ્મૃતિના બીજા અધ્યાયમાં જણાવ્યું છે કે—

" अकारं चाप्युकारं च, मकारं च प्रजापतिः ।
वेदत्रयान्निरदुहद्, भूर्भुवःस्वरितीति च ॥ ७६ ॥ "

પ્રજાપતિએ अकार, उकार અને मकार એ ત્રણ અક્ષરમાંથી થયેલા ॐકારને તથા भूः, भुवः અને स्वर् એ ત્રણ વ્યાહૃતિને ત્રણ વેદમાંથી એટલે ऋक्, यजुष् અને साममांथी દોહી કાઢેલી છે.

+ " भू सत्तायाम् " इत्यतः ' मिथि-रु-ज्युषि-तृ-शृ-भू-वष्टिभ्यः कित् ' ( उ. ९७१ ) इत्यसि उवादेशे पृषोदरादित्वादकारलोपे च भूस् भुवस् यथाक्रमं नाग-मनुष्यलोक-वाचकौ इति " स्वरादयोऽव्ययम् " इति सिद्धहेम-१-१-३० सूत्र-बृहन्न्यासे ॥

સ્વર્ગ થાય છે, તેથી મૂ:, મુવઃ અને સ્વઃ શબ્દથી પાતાલ, મર્ત્યલોક અને સ્વર્ગ એ ત્રણ લોક સમજવાના છે.

ईशानम् – અધિપતિ, સ્વામી, પ્રભુ.

आर्हन्त्यम् – અરિહંતપણાને.

अर्हत्નો ભાવ તે आर्हन्त्य.* જે ગુણ-સમૂહને લીધે આત્મા અર્હત્ કહેવાય છે, તેને અહીં આર્હન્ત્ય કહેલું છે. ઘટમાં જેમ ઘટત્વ રહેલું છે તથા પટમાં જેમ પટત્વ રહેલું છે, તેમ અર્હન્તોમાં આર્હન્ત્ય રહેલું છે.

प्रणिदध्महे – ઉપાસીએ છીએ, -ની ઉપાસના કરીએ છીએ, -નું સ્મરણ કરીએ છીએ, -નું ધ્યાન ધરીએ છીએ.

प्र અને नि ઉપસર્ગવાળો धा ધાતુ 'ઉપાસના કરવી, સ્મરણ કરવું, ધ્યાન ધરવું'નો અર્થ બતાવે છે.

( ૧-૬ ) જે સર્વ અરિહંતોમાં રહેલું છે, જે મોક્ષ-લક્ષ્મીનું નિવાસ-સ્થાન છે, તથા જે પાતાલ, મર્ત્યલોક અને સ્વર્ગ-લોક પર સંપૂર્ણ પ્રભુત્વ ધરાવે છે, તે આર્હન્ત્યનું–અરિહંત-પણા( સ્વરૂપ )નું અમે ધ્યાન ધરીએ છીએ.

( ૨-૪ ) सर्वस्मिन् – સર્વમાં.

क्षेत्रे – ક્ષેત્રમાં, સ્થાનમાં.

काले – કાલમાં.

च – અને.

---

* 'अर्हतस्तोऽन्त् च' सि. हे. श. ॥ ७-१-६१ ॥

**नाम-आकृति-द्रव्य-भावैः** – નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવનિક્ષેપ વડે.

નામ અને आकृति અને द्रव्य અને भाव તે नाम-आकृति-द्रव्य-भाव, તેના વડે–नामाकृति-द्रव्य-भावैः. नाम–નામ-નિક્ષેપ. आकृति–સ્થાપના-નિક્ષેપ. द्रव्य–દ્રવ્ય-નિક્ષેપ. भाव–ભાવનિક્ષેપ. નિક્ષેપ એટલે શબ્દની અર્થ-વ્યવસ્થા. તે ચાર પ્રકારે થાય છેઃ નામથી, સ્થાપનાથી, દ્રવ્યથી અને ભાવથી. જેમ કે કોઈ વ્યક્તિનું નામ અરિહંત હોય, તે 'નામ-અરિહંત' કહેવાય. અરિહંતની મૂર્તિ કે સ્થાપના કરેલી હોય, તે 'સ્થાપના-અરિહંત' કહેવાય. જે અરિહંતપદ પામી ચૂક્યા છે કે પામવાના છે, તે 'દ્રવ્ય-અરિહંત' કહેવાય અને વર્તમાન કાલે જે અરિહંતના ગુણોથી યુક્ત હોય, તે 'ભાવ-અરિહંત' કહેવાય.

**त्रिजगज्जनम्** – ત્રણ જગત્‌ના લોકોને.

ત્રણ જગત્‌નો સમૂહ તે त्रिजगत्, તેના जन તે त्रिजगज्जन, તેને त्रिजगज्जनम्.

**पुनतः** – પવિત્ર કરી રહેલા.

**अर्हतः** – અરિહંતોને.

**समुपास्महे** – સારી રીતે ઉપાસીએ છીએ.

सम्+उप+आस् – સારી રીતે ઉપાસના કરવી.

( ૨-૫ ) समुपास्महे – અમે સારી રીતે ઉપાસીએ છીએ.

કોને? अर्हत:– અર્હંતોને. કેવા અર્હંતોને? सर्वस्मिन् क्षेत्रे काले च नाम-आकृति-द्रव्य-भावैः त्रिजगज्जनं पुनत: – જેઓ સર્વ ક્ષેત્ર અને સર્વ કાલમાં નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવથી ત્રણે જગત્‌ના લોકોને પવિત્ર કરી રહેલા છે.

(૨-૬) જેઓ સર્વ ક્ષેત્રમાં અને સર્વ કાલમાં નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ વડે ત્રણે જગત્‌ના લોકોને પવિત્ર કરી રહેલા છે, તે અર્હંતોની અમે સમ્યગ્ ઉપાસના કરીએ છીએ.

(૩-૪) **आदिमं** – પહેલા (ને)

**पृथिवीनाथम्** – પૃથ્વીનાથને, રાજાને.

पृथिवीनो નાથ તે पृथिवीनाथ. पृथिवी – જમીન. नाथ – સ્વામી.

**निष्परिग्रहम्** – સાધુને.

'निर्गतः परिग्रहादिति निष्परिग्रहः – જે પરિગ્રહમાંથી નીકળી ગયેલ છે, તે નિષ્પરિગ્રહ.' અર્થાત્ સાધુ.

**तीर्थनाथम्** – તીર્થંકરને.

तीर्थना नाथ, તે तीर्थनाथ. અર્થાત્ તીર્થંકર. તેમને-तीर्थनाथम्.

**च** – અને.

**ऋषभस्वामिनम्** – શ્રીઋષભદેવને.

ઋષભનામના સ્વામી તે ऋषभस्वामी, તેમને-ऋषभस्वामिनम्.

**स्तुमः**– સ્તવીએ છીએ.

(૩-૫) स्तुमः – સ્તવીએ છીએ. કોને? ऋषभस्वामिनम्-શ્રીઋષભદેવને. કેવા શ્રીઋષભદેવને? आदिमं पृथिवीनाथम्-પહેલા રાજાને. आदिमं निष्परिग्रहम्-પહેલા સાધુને. आदिमं तीर्थनाथं च-અને પહેલા તીર્થંકરને. ભરતક્ષેત્ર અને ચાલુ અવસર્પિણી કાલની અપેક્ષાએ શ્રીઋષભદેવ પહેલા રાજા હતા, પહેલા સાધુ હતા અને પહેલા તીર્થંકર હતા.

(૩-૬) પહેલા રાજા, પહેલા સાધુ અને પહેલા તીર્થંકર એવા શ્રીઋષભદેવને અમે સ્તવીએ છીએ.

(૪-૪) **विश्व-कमलाकर-भास्करम्** – જગત્‌ના પ્રાણીઓ-રૂપી કમલોના સમૂહને વિકસાવવા માટે સૂર્ય-સમાન (સ્વરૂપ).

विश्व એ જ कमलाकर ते विश्व-कमलाकर, તેને માટે भास्कर-સમાન તે विश्व-कमलाकर-भास्कर, તેમને–विश्व-कमलाकर-भास्करम्. विश्व–જગત્. જગત્‌ના પ્રાણીઓ. कमलाकर-કમલોનો સમૂહ. भास्कर-સૂર્ય. જગત્‌ના પ્રાણીઓ રૂપી કમલોના સમૂહને વિકસાવવા માટે સૂર્ય-સમાન( સ્વરૂપ ).

**अम्लान-केवलादर्श-सङ्क्रान्त-जगतम्** – જેમના નિર્મળ કેવલજ્ઞાનરૂપી દર્પણમાં આખું જગત્ પ્રતિબિમ્બિત થયું છે, તેમને.

अम्लान એવો केवलादर्श, ते अम्लान-केवलादर्श, તેના વિષે सङ्क्रान्त થયું છે जगत् ते अम्लान-केवलादर्श-सङ्क्रान्त-जगत्, તેને-अम्लान-केवलादर्श-सङ्क्रान्त-जगत्. अम्लान–નિર્મળ. केवला-दर्श-केवल એ જ आदर्श ते केवलादर्श. केवल-કેવલજ્ઞાન. आदर्श–આરીસો, દર્પણ. सङ्क्रान्त–સંક્રમેલ, પ્રતિષ્ઠ, પ્રતિબિમ્બિત.

'सङ्क्रान्तं ज्ञेयतया प्रतिबिम्बितम्-(શુ.) સંક્રાન્ત એટલે જ્ઞેયતાથી પ્રતિબિમ્બિત.'

अर्हन्तम् – અરિહંતને.

अजितम् – બીજા તીર્થંકર શ્રીઅજિતનાથને.

स्तुवे – હું સ્તવું છું.

(૪-૫) स्तुवे – હું સ્તવું છું. કોને? अर्हन्तम् अजितम्–શ્રીઅજિતનાથ ભગવાનને. કેવા શ્રીઅજિતનાથ ભગવાનને?

विश्व-कमलाकर-भास्करम् – જગતના પ્રાણીઓ-રૂપી કમલોના સમૂહને વિકસાવવા માટે સૂર્ય-સ્વરૂપને; તથા अम्लान-केवलादर्श-सङ्क्रान्त-जगत्–જેમના નિર્મળ કેવલજ્ઞાનરૂપી દર્પણમાં આખું જગત્ પ્રતિબિમ્બિત થયું છે, તેમને.

(૪-૬) જગતના પ્રાણીઓ-રૂપી કમલોના સમૂહને વિકસાવવા માટે સૂર્ય-સ્વરૂપ તથા જેમના કેવલજ્ઞાન-રૂપી દર્પણમાં આખું જગત પ્રતિબિમ્બિત થયું છે, તેવા શ્રીઅજિતનાથ ભગવાનને હું સ્તવું છું.

(૫-૪) देशना-समये – ધર્મોપદેશ દેતી વખતે.

દેશનાનો સમય, તે દેશના-સમય. દેશના–ધર્મોપદેશ. સમય-કાલ, વખત.

श्रीसम्भवजगत्पतेः – શ્રીસંભવનાથ પ્રભુની.

શ્રીથી યુક્ત સમ્ભવ, તે શ્રીસમ્ભવ તે-રૂપ જગત્પતિ તે શ્રી સમ્ભવ-જગત્પતિ, તેમની શ્રીસમ્ભવજગત્પતે:.

**ताः**-તે.

'ताः इति एकरूपा अपि भगवद्वदनारविन्द-विनिर्गता: सकलसभालोक-तत्तद्भाषापरिणमनशीलत्वेनानेकरूपा: ।' (શુ.)

'ભગવાનના મુખરૂપી કમળથી નીકળેલી વાણી એકરૂપ હોવા છતાં પરિષદમાં બેઠેલા સમગ્ર પ્રાણિ-વર્ગની તે તે ભાષામાં પરિણત થઈ જવાથી તે અનેકરૂપ પણ છે, તેથી (વાણીને બહુવચનમાં મૂકી છે અને) તેનું વિશેષણ ताः એ પ્રમાણે કરેલું છે.'

**विश्व-भव्यजनाराम-कुल्या-तुल्या:**- વિશ્વના ભવ્યજનો-રૂપી બગીચાને સિંચવા માટે નીક-સમાન.

વિશ્વમાં રહેલા ભવ્યજન તે વિશ્વ-ભવ્યજન, તે રૂપી आराम તે વિશ્વ-ભવ્યજનારામ, તેની कुल्याની तुल्य તે વિશ્વ-ભવ્યજનારામ-कुल्या-तुल्या, તેવી विश्व-भव्यजनाराम-कुल्या-तुल्या:. आराम-બગીચો. कुल्या-નીક. तुल्या-સદૃશ, સમાન. વિશ્વના ભવ્ય-જનોરૂપી બગીચાને સિંચવા માટે નીક-સમાન.

**वाच:**- વાણી.

**जयन्ति** - જય પામે છે.

(૫-૫) जयन्ति - જય પામે છે. કોણ? ताः वाच:-તે વાણી. કોની વાણી? श्रीसम्भव-जगत्पते:-શ્રીસંભવનાથ પ્રભુની. કેવી વાણી? देशना-समये विश्व-भव्यजनाराम-कुल्या-तुल्या:- જે, ધર્મોપદેશ દેતી વખતે વિશ્વના ભવ્ય પ્રાણીઓ-રૂપી બગીચાને સિંચવા માટે નીક-સમાન છે.

(૫-૬) ધર્મોપદેશ દેતી વખતે જેમની વાણી વિશ્વના ભવ્ય-જનો-રૂપી બગીચાને સિંચવા માટે નીક-સમાન છે, તે શ્રીસંભવનાથ ભગવંતની વાણી જયવંતી વર્તે છે.

(૬-૪) **अनेकान्त-मताम्भोधि-समुल्लासन-चन्द्रमाः** – અનેકાંત મત-રૂપી સમુદ્રને સારી રીતે ઉલ્લસિત કરવા માટે ચંદ્ર-સ્વરૂપ.

अनेकान्त એવો જે मत તે अनेकान्तमत, તે-રૂપ अम्भोधि તે अनेकान्तमताम्भोधि, તેનું समुल्लासन તે अनेकान्तमताम्भोधि-समुल्लासन, તેને માટે चन्द्रमाः તે अनेकान्तमताम्भोधि-समुल्लासन-चन्द्रमाः. अनेकान्त-એકાંત નહિ તે. જેનો અંત કે છેડો એક નથી તે 'અનેકાન્ત'. તાત્પર્ય કે વસ્તુના વિવિધ છેડાઓને – ધર્મોને – બાજુઓને જોવી, તે 'અનેકાન્ત'. મત–વાદ. આ 'અનેકાન્તમત'ને 'સ્યાદ્વાદ' પણ કહેવામાં આવે છે, કારણ કે તેની વિશિષ્ટ શૈલીથી વસ્તુનું નિરૂપણ કરતાં स्याद्-પદની પ્રધાનતા હોય છે. જેમ કે 'स्याद् अस्ति – એક અપેક્ષાએ આ વસ્તુ છે.' 'स्याद् नास्ति–એક અપેક્ષાએ આ વસ્તુ નથી.' 'स्याद्-अस्ति-नास्ति–એક અપેક્ષાએ આ વસ્તુ છે અને બીજી અપેક્ષાએ નથી.' 'स्याद् अवक्तव्य–એક અપેક્ષાએ આ વસ્તુ અવક્તવ્ય છે.' 'स्याद् अस्ति अवक्तव्य – આ વસ્તુ અવક્તવ્ય હોવા છતાં એક અપેક્ષાએ છે.' 'स्याद् नास्ति अवक्तव्य–આ વસ્તુ અવક્તવ્ય હોવા છતાં એક અપેક્ષાએ નથી.' 'स्याद् अस्ति-नास्ति अवक्तव्य–આ વસ્તુ અવક્તવ્ય હોવા છતાં એક અપેક્ષાએ છે અને બીજી અપેક્ષાએ નથી.'

અપેક્ષાની પ્રધાનતાને લીધે કેટલાક તેને 'અપેક્ષાવાદ' પણ કહે છે. अम्भोधि–સમુદ્ર. समुल्लासन–સારી રીતે ઉલ્લસિત કરવું તે. चन्द्रमाः–ચન્દ્ર.

**भगवान्** – ભગવાન્, પ્રભુ.

અનેકાર્થસંગ્રહના દ્વિસ્વરકાંડમાં भग શબ્દના ચૌદ અર્થો આપવામાં આવ્યા છે. તે આ રીતે:–

" भगोऽर्क[1]-ज्ञान[2]-माहात्म्य[3]-यशो[4]-वैराग्य[5]-मुक्तिषु[6] ।
रूप[7]-वीर्य[8]-प्रयत्नेच्छा[9] श्री[10]-धर्मै[11]श्वर्य[12]-योनिषु[13] ॥ "

ભગ-શબ્દ અર્ક, જ્ઞાન, માહાત્મ્ય, યશ, વૈરાગ્ય, મુક્તિ, રૂપ, વીર્ય, પ્રયત્ન, ઇચ્છા, શ્રી, ધર્મ, ઐશ્વર્ય અને યોનિ એ ચૌદ અર્થોમાં વપરાય છે.

આ અર્થોમાંથી યોનિ અને અર્ક (સૂર્ય) સિવાય બીજા બધા અર્થો અહીં ઉપયુક્ત છે.

**अभिनन्दनः** – શ્રીઅભિનંદન નામના ચોથા તીર્થંકર.

**अमन्दम्** – અતિ, ઘણો, પરમ.

**आनन्दम्** – આનંદ, સુખ, સ્વભાવ-રમણતા.

આનંદ-શબ્દથી અહીં આત્માનું સહજ સુખ કે સ્વભાવ-રમણતા અભિપ્રેત છે.*

**दद्यात्** – આપો.

* 'सत्यं ज्ञानमानन्दं ब्रह्म' इति श्रुतिः ।

(૬-૫) दद्यात्–આપો. શું? आनन्दम्–આનંદ.) કેવો આનંદ? अमन्दम्–પરમ. કોણ? भगवान् अभिनन्दनः–ભગવાન્ અભિનંદન. કેવા છે ભગવાન્ અભિનંદન? अनेकान्त-मताम्भोधि-समुल्लासन-चन्द्रमाः–અનેકાંતમત-રૂપી સમુદ્રને ઉલ્લસિત કરવા માટે ચંદ્ર-સ્વરૂપ.

(૬-૬) અનેકાંતમત-રૂપી સમુદ્રને ઉલ્લસિત કરવા માટે ચંદ્ર-સ્વરૂપ એવા ભગવાન્ અભિનંદન અમને પરમ આનંદ આપો.

(૭-૪) **द्युसत्-किरीट-शाणाग्रोत्तेजिताङ्घ्रि-नखावलिः**–દેવોના મુકુટ-રૂપી સરાણના અગ્રભાગથી જેમના પગની નખ-પંક્તિઓ ચકચકિત થયેલી છે.

द्युसत्ના किरीट તે द्युसत्-किरीट, તે રૂપ शाण તે द्युसत्-किरीट-शाण, તેના अग्र વડે उत्तेजित જેમની अङ्घ्रि-नखावलि તે द्युसत्-किरीट-शाणाग्रोत्तेजिताङ्घ्रि-नखावलिः. द्युसत्–દેવ. किरीट-મુકુટ. शाण–સરાણ. अग्र–આગળનો ભાગ. उत्तेजित–ચકચકિત કરાયેલી. अङ्घ्रिના नख તે अङ्घ्रिनख. તેની आवलि તે अङ्घ्रि-नखावलि.

अङ्घ्रि પગ. आवलि–હાર, પંક્તિ.

**भगवान् सुमतिस्वामी** – શ્રીસુમતિનાથ ભગવાન્.

**वः**– તમને.

**अभिमतानि** – મનો-વાંછિત.

**तनोतु** – આપો.

(૭-૫) तनोतु–આપો. કોને? वः–તમને. શું? अभिमतानि–મનો-વાંછિત. કોણ? द्युसत्-किरीट-शाणाग्रोत्तेजिताङ्घ्रि-नखावलिः भगवान् सुमतिस्वामी. જેમના પગની નખ-પંક્તિઓ દેવોના મુકુટરૂપી સરાણના અગ્રભાગથી ચકચકિત થયેલી છે, તેવા ભગવાન્ સુમતિસ્વામી. ભગવાન્ સુમતિસ્વામીના ચરણ-નખો તેમના દેહની ઉત્તમતાને લીધે જ ચકચકિત છે, તો પણ કવિએ અહીં એવી ઉત્પ્રેક્ષા કરી છે કે ભગવાનને લાખો દેવો વંદન કરે છે અને તે વંદન કરતી વખતે મુકુટનો અગ્રભાગ તેમના ચરણ-નખો પર ઘસાય છે, તેથી તેની પંક્તિઓ ચકચકિત બનેલી છે. ધાતુને ચકચકિત બનાવવાનું કામ સરાણ કરે છે, તેથી મુકુટને અહીં સરાણની ઉપમા આપવામાં આવી છે.

(૭-૬) જેમના ચરણ-નખોની પંક્તિઓ દેવોના મુકુટ-રૂપી સરાણના અગ્રભાગથી ચકચકિત થયેલી છે, તે ભગવાન્ સુમતિસ્વામી તમને મનો-વાંછિત આપો.

(૮-૪) **अन्तरङ्गारि-मथने**–અંતરના શત્રુઓનો નાશ કરવામાં.

अन्तरङ्ग એવા अरि તે अन्तरङ्गारि, તેમનું मथन તે अन्तरङ्गारि-मथन. अन्तरङ्ग–અંતરના. अरि–શત્રુ. मथन–હનન, નાશ કરવાની ક્રિયા.

**कोपाटोपात्**–કોપના આટોપથી, ક્રોધના આવેશથી.

कोपનો आटोप તે कोपाटोप. कोप–ક્રોધ. आटोप–વિસ્તાર કરવો તે.

इव – જાણે.

આ અવ્યય અહીં ઉત્પ્રેક્ષા કરવા અર્થે વપરાયેલું છે.

अरुणाः– લાલ રંગની.

पद्मप्रभ-प्रभोः– શ્રીપદ્મપ્રભ-સ્વામીની.

देह-भासः– કાયાની કાંતિ.

દેહની भास: તે देहभासः. देह – શરીર, કાયા. भासः– કાંતિ. भास्નું પ્રથમાનું બહુવચન भासः.

वः– તમારી.

श्रियम् – લક્ષ્મીને.

पुष्णन्तु – પુષ્ટ કરો.

( ૮-૫ ) पुष्णन्तु – પુષ્ટ કરો. કોને? वः श्रियम् – તમારી લક્ષ્મીને. કોણ ? पद्मप्रभप्रभोः देहभासः– શ્રીપદ્મપ્રભપ્રભુની કાયાની કાંતિ. કેવી છે એ કાંતિ ? अन्तरङ्गारि-मथने कोपाटोपात् इव अरुणाः– આંતરિક શત્રુઓનું મથન કરવા માટે ક્રોધના આવેશથી જાણે લાલ થઈ ગયેલી. અહીં શ્રીપદથી આત્મ-લક્ષ્મી સમજવી ઘટે છે.

( ૮-૬ ) અંતરના શત્રુઓને હણવા માટે ક્રોધના આવેશ-થી જાણે લાલ થઈ ગઈ હોય તેવી શ્રીપદ્મપ્રભ-સ્વામીની કાયાની કાંતિ તમારી આત્મ-લક્ષ્મીને પુષ્ટ કરો.

( ૯-૪ ) चतुर्वर्ण-सङ्घ-गगनाभोग-भास्वते – ચતુર્વિધ સંઘ-રૂપી આકાશ-મંડળમાં સૂર્ય-સમાનને.

चतुर्वर्ण એવો જે सङ्घ તે चतुर्वर्ण-सङ्घ, તે રૂપ गगन તે चतुर्वर्ण-सङ्घ-गगन. તેનો आभोग, તે चतुर्वर्णसङ्घ-गगनाभोग. તેમાં भास्वत् તે चतुर्वर्ण-सङ्घ-गगनाभोग-भास्वत्. चतुर्वर्ण – જેમાં ચાર વર્ણ છે તેવો. ચાર વર્ણથી અહીં સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા સમજવા. सङ्घ – સમુદાય. गगन – આકાશ. आभोग – વિસ્તાર, મંડળ. भास्वत् – સૂર્ય.

**महेन्द्र-महिताङ्घ्रये** – મોટા ઇંદ્રોથી પૂજાયેલા ચરણવાળાને.

महेन्द्र વડે महित છે अङ्घ्रि જેના તે महेन्द्र-महिताङ्घ्रि. महेन्द्र – મોટા ઇંદ્ર. महित – પૂજિત. अङ्घ्रि – ચરણ.

**श्रीसुपार्श्वजिनेन्द्राय** – શ્રીસુપાર્શ્વનાથ ભગવાન્‌ને.

**नमः** – નમસ્કાર હો.

(૯-૫) नमः – નમસ્કાર હો. કોને? श्रीसुपार्श्व-जिनेन्द्राय – શ્રીસુપાર્શ્વનાથ ભગવાન્‌ને. કેવા શ્રીસુપાર્શ્વનાથ ભગવાન્‌ને? चतुर्वर्ण-सङ्घ-गगनाभोग-भास्वते – ચતુર્વિધ સંઘરૂપી આકાશમાં સૂર્ય-સમાનને. વળી महेन्द्र-महिताङ्घ्रये – મોટા ઇંદ્રોથી પૂજાયેલા ચરણવાળાને.

(૯-૬) ચતુર્વિધ સંઘ-રૂપી આકાશ-મંડળમાં સૂર્ય-સમાન અને મોટા ઇંદ્રોથી પૂજાયેલા ચરણવાળા શ્રીસુપાર્શ્વ-નાથ ભગવાનને નમસ્કાર હો.

(૧૦-૪) **चन्द्र-मरीचि-निचयोज्ज्वला** – ચન્દ્રના કિરણોના સમૂહ જેવી શ્વેત.

चन्द्रनां मरीचि ते चन्द्र-मरीचि, तेनो निचय, ते चन्द्र-मरीचि-निचय, तेना જેવી उज्ज्वल ते चन्द्र-मरीचि-निचयोज्ज्वला. मरीचि–કિરણ. निचय – સમૂહ. उज्ज्वल – શ્વેત.

मूर्त-सितध्यान-निर्मिता इव – જાણે મૂર્ત થયેલા શુક્લ-ધ્યાનથી બનાવી હોય.

मूर्त એવું सितध्यान ते मूर्त-सितध्यान, तेना વડે निर्मिता ते मूर्त-सितध्यान-निर्मिता. मूर्त – આકાર પામેલું. सितध्यान – શુક્લ-ધ્યાન. निर्मिता – બનાવેલી. इव – જાણે.

चन्द्रप्रभ-प्रभोः– શ્રીચન્દ્રપ્રભ-સ્વામીની.

मूर्तिः– કાયા.

वः– તમને.

श्रिये – લક્ષ્મીને માટે.

अस्तु – હો.

(૧૦-૫) अस्तु–હો. કોને? वः–તમને. શા માટે? श्रिये–લક્ષ્મીને માટે. કોણ? चन्द्र-मरीचि-निचयोज्ज्वला मूर्त-सितध्यान-निर्मिता इव चन्द्रप्रभप्रभोः मूर्तिः– ચન્દ્રના કિરણોના સમૂહ જેવી શ્વેત અને જાણે મૂર્ત થયેલા શુક્લ-ધ્યાનથી બનાવી હોય તેવી શ્રીચન્દ્રપ્રભસ્વામીની મૂર્તિ.

(૧૦-૬) ચન્દ્રના કિરણોના સમૂહ જેવી શ્વેત અને જાણે મૂર્ત થયેલા શુક્લધ્યાનથી બનાવી હોય તેવી શુક્લ શ્રીચન્દ્રપ્રભ-સ્વામીની મૂર્તિ તમને આત્મ લક્ષ્મીની વૃદ્ધિ કરનારી હો.

(૧૧-૪) **केवलश्रिया** – કેવલજ્ઞાનની સંપત્તિ વડે.

केवलनी श्री ते केवलश्री. केवल – કેવળજ્ઞાન. અહીં 'પદના એક ભાગથી પદ-સમુદાય ગ્રહણ કરાય છે.' श्री – સંપત્તિ.

**विश्वम्** – જગતને.

**करामलकवत्** – હાથમાં રહેલાં આમળાની માફક.

करमां રહેલું आमलक ते करामलक. वत् – સદૃશ અર્થ બતાવનારું અવ્યય. कर – હાથ. आमलक – આમળું.

**कलयन्** – જાણી રહેલા, જોઈ રહેલા.

कल – જાણવું, તેનું વર્તમાનકૃદંત कलयन्.

**अचिन्त्य-माहात्म्य-निधिः** – કલ્પનાતીત પ્રભાવના ભંડાર.

अचिन्त्य એવું माहात्म्य, ते अचिन्त्य-माहात्म्य, तेना निधि, ते अचिन्त्य-माहात्म्य-निधि. अचिन्त्य – ન વિચારી શકાય તેવું, ન કલ્પી શકાય તેવું, કલ્પનાતીત. माहात्म्य – પ્રભાવ. 'महात्मनः भावः माहात्म्यम्' निधि – ભંડાર.

**सुविधिः** – શ્રીસુવિધિનાથ પ્રભુ.

**वः** – તમને.

**बोधये** – બોધિને માટે. સમ્યક્ત્વની પ્રાપ્તિને માટે.

બોધિ-શબ્દના વિશેષાર્થ માટે જુઓ સૂત્ર ૮.

**अस्तु** – હો.

(૧૧-૫) अस्तु – હો. કોને? वः–તમને. શેને માટે? बोधये–બોધિને માટે. કોણ? सुविधिः–શ્રીસુવિધિનાથ. કેવા છે એ સુવિધિનાથ? केवलश्रिया विश्वं करामलकवत् कलयन्– કેવલજ્ઞાનની સંપત્તિ વડે સમસ્ત વિશ્વને હાથમાં રહેલાં આમળાની જેમ જોઈ રહેલા. તથા अचिन्त्य-माहात्म्य-निधिः– કલ્પનાતીત પ્રભાવવાળા.

(૧૧-૬) જે કેવલજ્ઞાનની સંપત્તિવડે આખા જગતને હાથમાં રહેલાં આમળાની માફક જોઈ રહેલા છે તથા જે કલ્પનાતીત પ્રભાવના ભંડાર છે, તે શ્રીસુવિધિનાથ પ્રભુ તમને સમ્યક્ત્વની પ્રાપ્તિ કરાવનારા હો.

(૧૨-૪) सत्त्वानाम् – જીવોને, પ્રાણીઓને.

परमानन्द-कन्दोद्भेद-नवाम्बुदः – પરમાનંદ-રૂપ કંદને પ્રકટાવવા માટે નવા મેઘ-સ્વરૂપ.

પરમ એવો आनन्द તે परमानन्द, તે રૂપી कन्द તે परमानन्द-कन्द, તેનો उद्भेद તે परमानन्द-कन्दोद्भेद; તેને માટે नव-अम्बुद તે परमानन्द-कन्दोद्भेद-नवाम्बुद. परम–પ્રકૃષ્ટ, શ્રેષ્ઠ, ઉત્કૃષ્ટ આત્મ-વિકાસ દ્વારા પ્રાપ્ત. आनन्द–આનંદ. જે આનંદ સર્વોચ્ચ આત્મ-વિકાસ દ્વારા પ્રાપ્ત થાય છે તે પરમાનંદ કહેવાય છે. कन्द–વનસ્પતિનો ભૂમિ-ગત ભાગ. उद्भेद – પ્રકટ કરવું તે. 'उद्भेदने प्रकटने' (શુ.) नव – નૂતન, નવો. अम्बुद – મેઘ.

स्याद्वादामृत-निःस्यन्दी – સ્યાદ્વાદરૂપી અમૃતને વરસાવનાર.

स्याद्वाद-રૂપ अमृत ते स्याद्वादामृत, तेना निःस्यन्दी ते स्याद्वादामृत-निःस्यन्दी. स्याद्वाद–'સ્યાત્'-પદની પ્રધાનતાવાળો વાદ, અનેકાંતવાદ કે અપેક્ષાવાદ. તે મોહ-રૂપી મહાવિષનો નાશ કરનાર હોવાથી अमृत-સમાન છે. निःस्यन्दिन् – स्रवण કરનારો, ઝરનાર, વરસાવનારો. 'निःस्यन्दः स्रवणः' (શુ.) જિનેશ્વરની વાણી સદા સ્યાદ્વાદ-મુદ્રાથી અંકિત હોય છે.

**शीतलः** – શ્રીશીતલનાથ.

**जिनः** – જિન, ભગવાન.

**वः** – તમારું

**पातु** – રક્ષણ કરો.

(૧૨-૫) पातु – રક્ષણ કરો. કોનું ? वः – તમારું. કોણ ? शीतलः जिनः– શ્રીશીતલનાથ ભગવાન. કેવા છે એ શીતલનાથ ભગવાન ? सत्त्वानां परमानन्द-कन्दोद्भेद-नवाम्बुदः – પ્રાણીઓના પરમાનંદ-રૂપ કંદને પ્રકટાવવા માટે નવીન મેઘ-સ્વરૂપ. તથા स्याद्वादामृत-निःस्यन्दी–સ્યાદ્વાદરૂપી અમૃતને વરસાવનાર.

(૧૨-૬) પ્રાણીઓના પરમાનંદ-રૂપ કંદને પ્રકટાવવા માટે નવીન મેઘ-સ્વરૂપ તથા સ્યાદ્વાદરૂપી અમૃતને વરસાવનાર શ્રીશીતલનાથ ભગવાન્ તમારું રક્ષણ કરો.

(૧૩-૪) **भव-रोगार्त्त-जन्तूनाम्** – ભવરૂપી રોગથી પીડાતા જંતુઓને.

भव એ જ रोग ते भव-रोग, तेथी आर्त्त ते भव-रोगार्त्त. એવા जन्तु ते भव-रोगार्त्त-जन्तु, તેઓને.

**अगदङ्कार-दर्शन** :–વૈદ્યનાં દર્શન-સમાન.

अगदङ्कारનાં दर्शन જેવું છે दर्शन જેનું તે अगदङ्कार-दर्शन. अगदङ्कार – ગદ-રહિત કરનાર, રોગ-રહિત કરનાર વૈદ્ય.

**निःश्रेयस-श्री-रमण** :–નિઃશ્રેયસ–(મુક્તિ)રૂપી લક્ષ્મીના પતિ.

નિઃશ્રેયસ એ જ શ્રી તે નિઃશ્રેયસ-શ્રી, તેના રમણ તે નિઃશ્રેયસ-શ્રી-રમણ. નિઃ-શ્રેયસ–નિઃશ્રેયસ, મુક્તિ. શ્રી–લક્ષ્મી. રમણ–પતિ.

**श्रेयांस** :–શ્રીશ્રેયાંસનાથ.

**व** :–તમને.

**श्रेयसे** – શ્રેયને માટે, કલ્યાણને માટે.

**अस्तु** – હો.

(૧૩-૫) अस्तु – હો. કોને? વઃ – તમને. શેને માટે? श्रेयसे – શ્રેયને માટે, મુક્તિને માટે. કોણ? श्रेयांसः – શ્રી શ્રેયાંસનાથ ભગવાન. કેવા છે એ શ્રેયાંસનાથ ભગવાન? भव-रोगार्त्त-जन्तूनाम् अगदङ्कारदर्शनः–જેમનું દર્શન ભવ-રોગથી પીડાતા જંતુઓને વૈદ્યનાં દર્શન જેવું છે તથા निःश्रेयस-श्री-रमणः – જેઓ નિઃશ્રેયસ-મુક્તિ-રૂપી લક્ષ્મીના પતિ છે.

(૧૩-૬) જેમનું દર્શન ભવ-રોગથી પીડાતા જંતુઓને વૈદ્યનાં દર્શન જેવું છે તથા જેઓ નિઃશ્રેયસ (મુક્તિ)-રૂપી લક્ષ્મીના પતિ છે, તેવા શ્રીશ્રેયાંસનાથ તમને શ્રેય(મુક્તિ)ને માટે થાઓ.

(૧૪-૪) विश्वोपकारकीभूत-तीर्थकृत्-कर्म-निर्मितिः- વિશ્વ પર ઉપકાર કરનારા તીર્થંકર-નામ-કર્મને બાંધનાર.

विश्वोपकारकीभूत એવું तीर्थकृत्-कर्म, તેની થઈ છે निर्मिति જેનાથી, તે विश्वोपकारकीभूत-तीर्थकृत्-कर्म-निर्मिति. विश्वनुं ઉપ-कारक તે विश्वोपकारक. જે અવિશ્વોપકારક હતું, તે વિશ્વોપ-કારક થયું, તેથી અભૂતતદ્ભાવમાં च्वि પ્રત્યય આવીને વિશ્વોપ-कारकी શબ્દ બનેલો છે. भूत-થયેલું. तीर्थकृत्-कर्म-તીર્થંકર-નામ-કર્મ, જેના ઉદયથી પોતે કૃતકૃત્ય છતાં જગત્‌ને સદ્-ધર્મનો ઉપદેશ કરે છે. निर्मिति-निर्माण. વિશ્વ પર ઉપકાર કરનારાં તીર્થંકર-નામ-કર્મનું નિર્માણ કરનાર.

सुरासुर-नरैः- સુરો, અસુરો અને મનુષ્યો વડે.

पूज्यः- પૂજાને યોગ્ય.

वासुपूज्यः- શ્રીવાસુપૂજ્યસ્વામી.

वः- તમને.

पुनातु - પવિત્ર કરો.

(૧૪-૫) पुनातु - પવિત્ર કરો. કોને? वः- તમને. કોણ? वासुपूज्यः- શ્રીવાસુપૂજ્ય ભગવાન. કેવા છે એ વાસુપૂજ્ય ભગવાન? विश्वोपकारकीभूत-तीर्थकृत्-कर्म-निर्मितिः- વિશ્વ પર ઉપકાર કરનારા તીર્થંકર-નામકર્મને બાંધનાર, તથા सुरासुर-नरैः पूज्यः- સુરો, અસુરો અને મનુષ્યોથી પૂજ્ય.

(૧૪-૬) વિશ્વ પર મહાન્ ઉપકાર કરનારા, તીર્થંકર-

નામ-કર્મને બાંધનારા તથા સુર, અસુર અને મનુષ્યો વડે પૂજ્ય એવા શ્રીવાસુપૂજ્યસ્વામી તમને પવિત્ર કરો.

(૧૫-૪) त्रिजगत्-चेतः-जल-नैर्मल्य-हेतवः– ત્રિલોકમાં રહેલા પ્રાણીઓનાં ચિત્તરૂપી જલને સ્વચ્છ કરવામાં કારણરૂપ.

त्रिजगत्‌નાં चेतस् તે त्रिजगत्-चेतः, તે રૂપી जल તે त्रिजगत्-चेतः-जल, તેનું नैर्मल्य તે त्रिजगत्-चेतः-जल-नैर्मल्य. તેનો हेतु તે त्रिजगत्-चेतः-जल-नैर्मल्य-हेतु. આ પદ वाचः નું વિશેષણ હોવાથી પ્રથમાનાં બહુવચનમાં છે. त्रिजगत्–ત્રિભુવન, ત્રિલોક. चेतस्– ચિત્ત. ત્રિલોકનાં ચિત્ત એટલે ત્રિલોકમાં રહેલા પ્રાણીઓનાં ચિત્ત. जल – જલ. नैर्मल्य – નિર્મલતા, સ્વચ્છતા, हेतु – કારણ.

कतक-क्षोद-सोदराः – કતકફલના ચૂર્ણ જેવી.

कतकनो क्षोद તે कतक-क्षोद, તેની सोदरा તે कतक-क्षोद-सोदरा. આ પદ પણ वाचः નું વિશેષણ હોવાથી પ્રથમાનાં બહુવચનમાં છે. कतक–નિર્મલી નામની વનસ્પતિ. તેનાં બીજનું ચૂર્ણ નાખવાથી ગંદું પાણી સ્વચ્છ થાય છે. ભાવ-પ્રકાશમાં કહ્યું છે કે –

"कतकस्य फलं नेत्र्यं, जल-निर्मलताकरम् ।
वात-श्लेष्म-हरं शीतं, मधुरं तुवरं गुरु ॥"

કતકનું ફલ નેત્રને હિતકારી, વાત અને કફને હરનારું,

શીત, મધુર, તુરું, ભારે અને જલને નિર્મલ કરનારું હોય છે. ક્ષોદ-ચૂર્ણ. સોદરા-બહેન. સમાન ઉદરમાં જન્મેલી તે સોદરા. કતકફલનાં ચૂર્ણની સગી બહેન. એટલે કે કતકફલનાં ચૂર્ણ જેવી સ્વચ્છ કરનારી.

**विमल-स्वामिन:** – શ્રીવિમલનાથપ્રભુની.

**वाच:** – વાણી.

**जयन्ति** – જય પામે છે, જયવંતી વર્તે છે.

'जयन्ति सर्वोत्कर्षेण वर्तन्त इत्यर्थ:' (ક. કુ.) 'જય પામે છે એટલે સર્વોત્કર્ષથી વર્તે છે.'

(૧૫-૫) जयन्ति – જયવંતી વર્તે છે. શું? विमलस्वामिनो वाच:– શ્રીવિમલનાથપ્રભુની વાણી. કેવી છે એ વાણી? त्रिजगत्-चेत:- जल-नैर्मल्य-हेतव: कतक-क्षोद-सोदरा:– ત્રિલોકમાં રહેલાં પ્રાણીઓનાં ચિત્ત-રૂપી જલને નિર્મળ કરવામાં કતકફલનાં ચૂર્ણ જેવી. અર્થાત્ કતકફલનું ચૂર્ણ જેમ અસ્વચ્છ જલનો મેલ કાપી તેને સ્વચ્છ બનાવે છે તેમ શ્રીવિમલનાથપ્રભુની વાણી ત્રણે ભુવનમાં રહેલાં પ્રાણીઓનાં ચિત્ત-રૂપી જલમાં રહેલો રાગ-દ્વેષ-રૂપી મેલ કાપી તેને સ્વચ્છ બનાવે છે.

(૧૫-૬) ત્રિભુવનમાં રહેલા પ્રાણીઓનાં ચિત્તરૂપી જલને સ્વચ્છ બનાવવા માટે કતકફલનાં ચૂર્ણ જેવી શ્રીવિમલનાથપ્રભુની વાણી જયવંતી વર્તે છે.

(૧૬-૪) **करुणा-रस-वारिणा** – દયા-રૂપી જલ વડે.

करुणा-रस-રૂપી वारि તે करुणा-रस-वारि, તેના વડે. करुणारस-અનુકંપા, કૃપા, દયા. 'करुणायां दयायाः' (ક. કુ.).

स्वयम्भूरमण-स्पर्द्धी — સ્વયંભૂરમણ સમુદ્રની સ્પર્ધા કરનારા.

स्वयम्भूरमणની સ્પર્ધા કરનાર-તે स्वयम्भूरमण-स्पर्द्धी. स्वयम्भूरमण – છેલ્લો સમુદ્ર, જે વિસ્તારમાં બધાથી મોટો છે.

अनन्तजित् – શ્રીઅનંતનાથ પ્રભુ.

वः – તમને.

अनन्ताम् – અનંત.

सुखश्रियम् – સુખ-સંપત્તિ.

प्रयच्छतु – આપો.

(૧૬-૫) प्रयच्छतु – આપો. કોને? वः – તમને. શું? अनन्तां सुखश्रियं – અનંત સુખની સંપત્તિ. કોણ? करुणारस-वारिणा स्वयम्भूरमण-स्पर्द्धी अनन्तजित् – દયા-રૂપી જળ વડે સ્વયંભૂરમણ સમુદ્રની સ્પર્ધા કરનાર શ્રીઅનંતનાથ પ્રભુ. અર્થાત્ સ્વયંભૂરમણ સમુદ્ર જેમ અપાર જળથી ભરેલો છે, તેમ શ્રીઅનંતનાથ પ્રભુ પણ અપાર દયાથી ભરેલા છે.

(૧૬-૬) દયા-રૂપી જલ વડે સ્વયંભૂરમણ સમુદ્રની સ્પર્દ્ધા કરનારા શ્રીઅનંતનાથ પ્રભુ તમને અનંત સુખ-સંપત્તિ આપો.

(૧૭-૪) शरीरिणाम् – પ્રાણીઓની, મનુષ્યોની.

**इष्ट-प्राप्तौ** – ઇષ્ટ-પ્રાપ્તિમાં, ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિમાં.

**कल्पद्रुम-सधर्माणम्** – કલ્પવૃક્ષ જેવા.

कल्पद्रुमના सधर्मन् ते कल्पद्रुम-सधर्मा, તેમને कल्पद्रुम-सधर्माणम्. कल्पद्रुम – કલ્પવૃક્ષ, ઇચ્છિત વસ્તુઓ આપનારું એક પ્રકારનું ઝાડ. सधर्मन् – સમાન છે ધર્મ જેનો, સમાન ધર્મવાળો.

**चतुर्धा** – ચાર પ્રકારે.

'चतुर्धा चतुर्भिः प्रकारैः– दान-शील-तप-भावरूपैः' (ક. કુ.)–'ચતુર્ધા એટલે દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારે.'

**धर्म-देष्टारम्** – ધર્મની દેશના દેનારને.

धर्मના देष्टा ते धर्मदेष्टा. धर्म – પ્રાણીઓને દુર્ગતિમાં પડતાં ધારી રાખવાના (અને શુભ સ્થાનમાં સ્થાપન કરવાના) સ્વભાવવાળો પુરુષાર્થ-વિશેષ. देष्टृ– દેશના આપનાર, ઉપદેશ આપનાર.

**धर्मनाथम्** – શ્રીધર્મનાથપ્રભુને.

**उपास्महे** – ઉપાસીએ છીએ, ની ઉપાસના કરીએ છીએ.

(૧૭-૫) उपास्महे – ઉપાસીએ છીએ. કોને? धर्मनाथम् – શ્રીધર્મનાથપ્રભુને. કેવા ધર્મનાથ પ્રભુને? शरीरिणाम् इष्ट-प्राप्तौ कल्पद्रुम-सधर्माणम्. પ્રાણીઓને ઇચ્છિત વસ્તુ મેળવવામાં કલ્પવૃક્ષ-સમાનને તથા चतुर्धा धर्मदेष्टारम् – ધર્મની ચાર પ્રકારે દેશના દેનારને.

(૧૭-૬) પ્રાણીઓને ઇચ્છિત વસ્તુ મેળવવામાં કલ્પ-વૃક્ષ-સમાન અને ધર્મની દાનાદિ ભેદથી ચાર પ્રકારે દેશના દેનાર શ્રીધર્મનાથપ્રભુની અમે ઉપાસના કરીએ છીએ.

(૧૮-૪) सुधा-सोदर-वाग्-ज्योत्स्ना-निर्मलीकृत-दिङ्-मुख:- અમૃત જેવી વાણી-રૂપી ચંદ્રિકા વડે દિશાઓનાં મુખ ઉજ્જ્વલ કરનાર.

सुधानी सोदरा ते सुधा-सोदरा, ते રૂપી वाग्-ज्योत्स्ना ते सुधा-सोदर-वाग्-ज्योत्स्ना, तेना વડે निर्मलीकृत જેણે दिङ्मुख ते सुधा-सोदर-वाग्-ज्योत्स्ना-निर्मलीकृत-दिङ्मुख. सुधा-सोदरा–અમૃત-તુલ્ય, અમૃત જેવી. वाग्-ज्योत्स्ना – વાણી-રૂપી ચંદ્રિકા. निर्मली-कृत – નિર્મલ કર્યાં છે, ઉજ્જ્વલ કર્યાં છે. दिङ्मुख – દિશા-ઓનાં મુખ. અમૃત જેવી વાણી-રૂપી ચંદ્રિકા વડે નિર્મળ-કર્યાં છે દિશાઓનાં મુખ જેણે. અમૃત જેવી વાણી-રૂપી ચંદ્રિકા વડે દિશાઓનાં મુખ ઉજ્જ્વલ કરનાર.

मृग-लक्ष्मा – મૃગનાં લંછનવાળા, હરણનાં લંછનને ધારણ કરનાર.

मृग છે लक्ष्मन् જેનું તે मृग-लक्ष्मन्. તેનું પ્રથમાનું એકવચન मृग-लक्ष्मा. मृग–હરણ. लक्ष्मन्–લંછન, ચિહ્ન.

शान्तिनाथ-जिन:– શ્રીશાંતિનાથ ભગવાન.

व: – તમને.

तम:-शान्त्यै – અજ્ઞાનના નિવારણ અર્થે.

तमःની शान्ति – તે तमः-शान्ति. तमः– અંધકાર, અજ્ઞાન. शान्ति – નિવારણ.

अस्तु – હો.

(૧૮-૫) अस्तु – હો. કોને? वः – તમને. શા માટે? तमः-शान्त्यै – અજ્ઞાનના નિવારણ અર્થે. કોણ? सुधा-सोदर-वाग्ज्योत्स्ना-निर्मलीकृत-दिङ्मुखः – જેમણે અમૃત જેવી વાણી-રૂપી ચંદ્રિકા વડે દિશાઓનાં મુખ નિર્મલ કર્યાં છે; અર્થાત્ જેમની ધર્મ-દેશનાએ દરેક દિશામાં જ્ઞાનનો પ્રકાશ પાથર્યો છે. તથા मृग-लक्ष्मा – હરણનાં લંછનને ધારણ કરનાર.

(૧૮-૬) અમૃત-તુલ્ય ધર્મ-દેશના વડે દિશાઓનાં મુખ ઉજ્જ્વલ કરનાર તથા હરણનાં લંછનને ધારણ કરનાર શ્રીશાંતિનાથ ભગવાન્ તમને અજ્ઞાનના નિવારણ અર્થે હો.

(૧૯-૪) **अतिशयर्द्धिभि**:– અતિશયરૂપ સમૃદ્ધિ વડે.

अतिशय એ જ ऋद्धि તે अतिशयर्द्धि, તેના વડે. દરેક તીર્થંકરને ૩૪ અતિશય-રૂપી મહાઋદ્ધિ હોય છે.

**सनाथः**– સહિત, યુક્ત.

**सुरासुर-नृ-नाथानाम्**–સુર, અસુર અને મનુષ્યોના નાથને.

सुर અને असुर અને नृ તે सुरासुर-नृ, તેના नाथ તે सुरासुर-नृ-नाथ, તેઓના – सुरासुर-नृ-नाथानाम्.

**एकनाथः**– એક માત્ર સ્વામી.

एक એવા नाथ તે एकनाथ. एक – એક માત્ર. જેની સાથે બીજો ઊભો ન રહી શકે તેવા. नाथ – સ્વામી.

श्रीकुन्थुनाथः भगवान् – શ્રીકુંથુનાથ ભગવાન્.

वः – તમને.

श्रिये – લક્ષ્મી માટે, આત્મલક્ષ્મી માટે.

अस्तु – હો.

( ૧૯-૫ ) अस्तु – હો. કોને ? वः – તમને. શા માટે ? श्रिये – આત્મલક્ષ્મી માટે. કોણ ? श्रीकुन्थुनाथः भगवान् – શ્રીકુંથુનાથ ભગવાન્. કેવા છે કુંથુનાથ ભગવાન્ ? अतिशयर्द्धिभिः सनाथः – અતિશય-રૂપી ઋદ્ધિ વડે યુક્ત તથા सुरासुर-नृनाथानाम् एकनाथः – સુર, અસુર અને મનુષ્યોના સ્વામીના એક માત્ર સ્વામી.

( ૧૯-૬ ) અતિશયોની ઋદ્ધિથી યુક્ત અને સુર, અસુર તથા મનુષ્યોના સ્વામીઓના અનન્ય સ્વામી એવા શ્રીકુંથુનાથ ભગવાન્ તમને આત્મ-લક્ષ્મી માટે હો.

( ૨૦-૪ ) चतुर्थार-नभो-रविः – ચોથા આરારૂપી ગગન-મંડળમાં સૂર્ય-સમાન.

चतुर्थ એવો अर તે चतुर्थार તે રૂપ नभस्, તે चतुर्थार-नभः, તેમાં रवि-સમાન તે चतुर्थार-नभो-रविः. चतुर्थ – ચોથો. अर – આરો. नभस् – આકાશ, ગગન-મંડળ. रवि – સૂર્ય.

કાલ-ચક્રના બે વિભાગ છે : ( ૧ ) અવસર્પિણી કાલ એટલે રસ-કસમાં ક્રમશઃ ઊતરતો કાલ અને ( ૨ ) ઉત્સર્પિણી કાલ એટલે રસ-કસમાં ક્રમશઃ ચડતો કાલ. આ બંને કાલના પણ

છ છ ભાગ છે, જેને આરા કહેવામાં આવે છે. અવસર્પિણી કાલનો પહેલો આરો સુષમ-સુષમા કહેવાય છે, જે ચાર કોટાકોટિ સાગરોપમ વર્ષોનો છે; બીજો આરો સુષમ કહેવાય છે, જે ત્રણ કોટાકોટિ સાગરોપમ વર્ષોનો છે; ત્રીજો આરો સુષમ-દુઃષમા કહેવાય છે, જે બે કોટાકોટિ સાગરોપમનો છે; ચોથો આરો દુઃષમ-સુષમા કહેવાય છે, જે બેતાળીસ હજાર વર્ષ-ન્યૂન એક કોટાકોટિ સાગરોપમનો છે; પાંચમો આરો દુઃષમા કહેવાય છે, જે એકવીસ હજાર વર્ષનો છે; અને છઠ્ઠો આરો દુઃષમ-દુઃષમા કહેવાય છે, જે એકવીસ હજાર વર્ષનો છે. ઉત્સર્પિણીમાં આ ક્રમ બરાબર ઉલટો હોય છે; એટલે કે પહેલો દુઃષમ-દુઃષમા, બીજો દુઃષમા, ત્રીજો દુઃષમ-સુષમા, ચોથો સુષમ-દુઃષમા, પાંચમો સુષમા અને છઠ્ઠો સુષમ-સુષમા હોય છે. તેનું માપ ઉપર જણાવ્યા પ્રમાણે જ હોય છે. આ રીતે કુલ વીસ કોટાકોટિ સાગરોપમ વર્ષોનું એક 'કાલચક્ર' ગણાય છે. અહીં ચોથા આરાનો જે નિર્દેશ કરવામાં આવ્યો છે, તે વર્તમાન અવસર્પિણી કાળના ચોથા આરાનો એટલે દુઃષમ-સુષમા આરાનો સમજવાનો છે કે જેમાં શ્રીઅજિતનાથથી માંડીને શ્રીમહાવીરસ્વામી સુધીના ૨૩ તીર્થંકરો થઈ ગયા છે. આ દૃષ્ટિએ અહીં શ્રીઅરનાથ ભગવાનને ચોથા આરા-રૂપી આકાશમાં સૂર્ય-સમાન કહેલા છે.

अरनाथ :- શ્રીઅરનાથ.

तु - અને.

भगवान् - ભગવાન.

वः– તમને.

चतुर्थ-पुरुपार्थ-श्री-विलासं–મોક્ષ-રૂપી લક્ષ્મીનો વિલાસ.

चतुर्थ એવો पुरुपार्थ તે चतुर्थ-पुरुपार्थ, તેની श्री તે चतुर्थ-पुरुपार्थ श्री; તેના વિલાસ તે चतुर्थ-पुरुपार्थ-श्री-विलास. चतुर्थ – ચોથો. पुरुपार्थ – યત્ન-વિશેષ. પુરુષે ઇષ્ટ-સિદ્ધિ માટે જે યત્ન કરવાનો હોય છે, તેને પુરુષાર્થ કહેવામાં આવે છે. તે પ્રયોજન-ભેદથી ચાર પ્રકારનો હોય છે: (૧) ધર્મ, (૨) અર્થ, (૩) કામ અને (૪) મોક્ષ. તેથી ચતુર્થ પુરુષાર્થનો અર્થ મોક્ષ થાય છે.

वितनोतु – વિસ્તારો, ખૂબ આપો.

(૨૦-૫) तु – અને. वितनोतु – ખૂબ આપો. કોને? वः– તમને. શું? चतुर्थ-पुरुपार्थ-श्री-विलासम् – મોક્ષલક્ષ્મીનો વિલાસ. કોણ? चतुर्थार-नभो-रविः अरनाथः भगवान् – ચોથા આરા-રૂપી ગગન-મંડળમાં સૂર્ય-સ્વરૂપ શ્રીઅરનાથ ભગવાન્.

(૨૦-૬) ચોથા આરારૂપી ગગન-મંડળમાં સૂર્યરૂપ શ્રી-અરનાથ ભગવાન્ તમને મોક્ષ-લક્ષ્મીનો વિલાસ ખૂબ આપો.

(૨૧-૪) सुरासुर-नराधीश-मयूर-नव-वारिदम् – સુરો, અસુરો અને મનુષ્યોના અધિપતિ-રૂપ મયૂરોને માટે નવાં મેઘ-સ્વરૂપ.

सुर અને असुर અને नर તે सुरासुर-नर, તેના अधीश તે सुरासुर-नराधीश, તે રૂપ मयूर, તે सुरासुर-नराधीश-मयूर, તેને

માટે નવ એવો वारिद તે सुरासुर-नराधीश-मयूर-नव-वारिद. अधीश–અધિપતિ. मयूर–મોર નામનું પક્ષી. नव–નૂતન, નવો. वारिद–મેઘ.

**कर्म-द्रु-उन्मूलने** – કર્મ-રૂપી વૃક્ષને મૂળથી ઉખાડવા માટે.

कर्म એ જ द्रु તે कर्म-द्रु, તેનું उन्मूलन તે कर्म-द्रु-उन्मूलन, તેના વિષે. कर्म–જ્ઞાનાવરણીયાદિ. द्रु–વૃક્ષ. उन्मूलन–મૂળથી ઉખાડવું તે.

**हस्ति-मल्लम्** – ઐરાવણ હાથીને.

हस्तिમાં मल्ल, તે हस्तिमल्ल. हस्ति–હાથી. मल्ल–શ્રેષ્ઠ. અહીં શ્રેષ્ઠ હાથીથી ઐરાવણ સમજવાનો છે કે જે ઇંદ્રનું ખાસ વાહન છે.

**मल्लिम्** – શ્રીમલ્લિનાથને.

**अभिष्टुमः**– સ્તવીએ છીએ.

( ૨૧-૫ ) अभिष्टुमः– સ્તવીએ છીએ. કોને ? मल्लिम्– શ્રીમલ્લિનાથને. કેવા મલ્લિનાથને ? सुरासुर-नराधीश-मयूर-नव-वारिदम् – સુર, અસુર અને મનુષ્યોના અધિપતિરૂપ મયૂરોને માટે નવા મેઘ-સમાન તથા कर्म-द्रु-उन्मूलने हस्तिमल्लं – કર્મ-રૂપી વૃક્ષને મૂળથી ઉખેડવા માટે ઐરાવણ હાથી-સમાન.

( ૨૧-૬ ) સુરો, અસુરો અને મનુષ્યોના અધિપતિ-રૂપ મયૂરોને માટે નવા મેઘ-સમાન તથા કર્મ-રૂપી વૃક્ષને મૂળથી ઉખેડવા માટે ઐરાવણ હાથી-સમાન શ્રીમલ્લિનાથને અમે સ્તવીએ છીએ.

(૨૨-૪) **जगन्महामोह-निद्रा-प्रत्यूप-समयोपमम्** – સંસારના પ્રાણીઓની મહામોહ-રૂપી નિદ્રા ઉડાડવા માટે પ્રાતઃકાળ-જેવાં.

जगत्‌ની महामोह-निद्रा તે जगन्महामोह-निद्रा, તેને માટે प्रत्यूप-समय તે जगन्महामोह-निद्रा-प्रत्यूप-समय, તેની ઉપમાને યોગ્ય તે जगन्महामोह-निद्रा-प्रत्यूप-समयोपम. जगत् – સંસાર, સંસારના પ્રાણીઓ. महामोह એ જ निद्रा, તે महामोह-निद्रा. 'महामोहः प्रबलमोहनीय-कर्मोदयः।' (ક. કુ.). 'મહામોહ એટલે પ્રબલ મોહનીયકર્મનો ઉદય.' ગાઢ મિથ્યાત્વ, અતિ-ક્રોધ, અતિમાન, અતિમાયા, અતિલોભ વગેરે તેનાં લક્ષણો છે. प्रत्यूप-समय – પ્રાતઃકાળ. उपमा – સરખામણી.

**मुनिसुव्रतनाथस्य** – શ્રીમુનિસુવ્રતસ્વામીનાં.

**देशना-वचनं** – દેશના-વચનને.

देशनानुं वचन તે देशना-वचन.

**स्तुमः** – અમે સ્તવીએ છીએ.

(૨૨-૫) स्तुमः – સ્તવીએ છીએ. કોને? मुनिसुव्रत-नाथस्य देशना-वचनम् – શ્રીમુનિસુવ્રતસ્વામીનાં દેશના-વચનને. કેવાં છે એ દેશના-વચન? जगन्महामोह-निद्रा-प्रत्यूप-समयोपमम् – સંસારના પ્રાણીઓની મહામોહ-રૂપી નિદ્રા ઉડાડવા માટે પ્રાતઃકાલ-જેવાં.

(૨૨-૬) સંસારના પ્રાણીઓની મહામોહ-રૂપી નિદ્રા ઉડાડવા માટે પ્રાતઃકાલ-જેવાં શ્રીમુનિસુવ્રતસ્વામીનાં દેશનાં-વચનને અમે સ્તવીએ છીએ.

(૨૩-૪) **नमतां** – નમી રહેલાઓનાં, નમસ્કાર કરનારાઓનાં.

**मूर्ध्नि** – મસ્તક ઉપર.

**लुठन्तः** – આળોટી રહેલાં, ફરકી રહેલાં.

**वारि-प्लवाः** – જલના પ્રવાહ.

वारिનો प्लव તે वारि-प्लव. वारि–જલ. प्लव–પ્રવાહ.

**इव** – જેમ.

**निर्मलीकार-कारणम्** – નિર્મલ કરવામાં કારણભૂત. નિર્મલતાના કારણભૂત.

निर्मलीकारનું कारण, તે निर्मलीकार-कारण निर्मलीकार – અનિર્મલને નિર્મલ કરવાની ક્રિયા. कारण – હેતુ. નિર્મલ કરવાની ક્રિયામાં કારણભૂત, નિર્મલ કરવામાં કારણભૂત, નિર્મલતાનાં કારણ.

**नमेः** :– શ્રીનમિનાથના.

**पाद-नखांशवः** – પગના નખનાં કિરણો.

पादનો नख તે पाद-नख, તેનાં अंशु તે पाद-नखांशु. पाद– પગ. नख – નખ. अंशु – કિરણ.

**पान्तु** – રક્ષણ કરો.

(૨૩-૫) पान्तु – રક્ષણ કરો. કોનું? वः– તમારું. અહીં वः પદ અધ્યાહાર છે. કોણ રક્ષણ કરો? नमेः पादनखांशवः– શ્રીનમિનાથના પગના નખનાં કિરણો. કેવાં છે એ નખનાં

કિરણો ? नमतां मूर्ध्नि लुठन्त :– નમસ્કાર કરનારાઓના મસ્તક પર સ્ફુરી રહેલાં. તથા वारि-प्लवा: इव. निर्मलीकार-कारणम् – જલ-પ્રવાહોની જેમ નિર્મલ કરવામાં કારણભૂત.

(૨૩-૬) નમસ્કાર કરનારાઓનાં મસ્તક પર સ્ફુરી રહેલાં અને જલ-પ્રવાહોની જેમ નિર્મલતાનાં કારણભૂત એવા શ્રીનમિનાથ પ્રભુના પગના નખનાં કિરણો તમારું રક્ષણ કરો.

(૨૪-૪) यदुवंश-समुद्रेन्दु :–યદુવંશરૂપી સમુદ્રમાં ચંદ્ર-સમાન.

यदुનો वंश તે यदुवंश, તે રૂપી समुद्र તે यदुवंश-समुद्र, તેમાં इन्दु-સમાન તે यदुवंश-समुद्रेन्दु. यदु — મથુરાના હરિવંશી રાજા યયાતિનો મોટો પુત્ર. वंश – કુલ. समुद्र – સાગર. इन्दु – ચન્દ્રમા.

**कर्म-कक्ष-हुताशन :**– કર્મરૂપી વનને બાળવા માટે અગ્નિ-સમાન.

कर्मરૂપી कक्ष તે कर्म-कक्ष, તેને માટે हुताशन તે कर्म-कक्ष-हुताशन. कर्म – જ્ઞાનાવરણીય આદિ કર્મો. कक्ष – વન. हुताशन – અગ્નિ. જે हुत એટલે હોમેલું अशन એટલે ખાય, ખાઈ જાય તે हुताशन કહેવાય છે.

**अरिष्टनेमि :** – શ્રીઅરિષ્ટનેમિ.

**भगवान्** – ભગવાન.

**व:**– તમારાં.

**अरिष्ट-नाशन :**– અમંગળનો નાશ કરનાર.

भूयात् – થાઓ.

( ૨૪-૫ ) भूयात् – થાઓ. કોને? वः – તમને. શું થાઓ? अरिष्ट-नाशन :– અમંગળનો નાશ કરનાર. કોણ? अरिष्टनेमिः भगवान् – શ્રીઅરિષ્ટનેમિ ભગવાન. કેવા છે એ ભગવાન? यदुवंश-समुद्रेन्दु :– યદુવંશ-રૂપી સમુદ્રમાં ચંદ્રસમાન. कर्म-कक्ष-हुताशन :– કર્મરૂપી વનને બાળવામાં અગ્નિ-સમાન.

( ૨૪-૬ ) યદુવંશ-રૂપી સમુદ્રમાં ચંદ્ર-સમાન તથા કર્મ-રૂપી વનને બાળવામાં અગ્નિ-સમાન શ્રીઅરિષ્ટનેમિ ભગવાન તમારા અમંગળનો નાશ કરનારા થાઓ.

( ૨૪-૪ ) **स्वोचितं** – પોતાને ઉચિત, પોતાની કક્ષાને યોગ્ય.

स्वને उचित તે स्वोचित. स्व – પોતાની જાત, પોતાની કક્ષા. उचित – યોગ્ય.

**कर्म** – કૃત્ય.

**कुर्वति** – કરી રહેલા.

**कमठे** – કમઠ ઉપર.

કમઠ નામનો તપસ્વી પ્રભુ પાર્શ્વનાથથી પરાભવ પામીને તપશ્ચર્યાના બળે મેઘકુમાર-જાતિના ભવનપતિ-દેવોમાં મેઘ-માળી નામનો દેવ થયો હતો અને તેણે પૂર્વભવનું વેર વાળવા કાયોત્સર્ગધ્યાને ઊભેલા શ્રીપાર્શ્વનાથ પ્રભુ પર ખૂબ વરસાદ વરસાવી તેમને પાણીનાં પૂરમાં ડુબાવવાનો પ્રયત્ન કર્યો હતો, તે કમઠ.

**धरणेन्द्रे** – ધરણેન્દ્ર ઉપર.

કમઠ તપસ્વી સાથે ધર્મ અને અહિંસા સંબંધી વિવાદ થતાં શ્રીપાર્શ્વકુમારે તેનાં પંચાગ્નિ-કાષ્ઠમાંથી એક કાષ્ઠ ખેંચી કાઢ્યું હતું અને તે પોતાના માણસો પાસે ફડાવતાં તેમાંથી એક દાઝી ગયેલો નાગ નીકળ્યો હતો. આ નાગ શ્રીપાર્શ્વકુમારે નિયુક્ત કરેલા મનુષ્યનાં મુખેથી નમસ્કારમંત્ર સાંભળીને તત્કાલ મૃત્યુ પામ્યો હતો અને ભવનપતિ દેવોની નાગકુમાર-નિકાયમાં ધરણ નામે નાગરાજ થયો હતો. તેણે કમઠાસુરે કરેલા ઉપસર્ગ વખતે લાંબા નાળચાવાળું એક સુવર્ણ-કમલ વિકુર્વ્યું હતું અને તેના પર પ્રભુને ધારણ કર્યા હતા, તથા તેમનો પૃષ્ઠભાગ અને બંને પડખાં ઢાંકીને મસ્તક ઉપર સાત ફણા વડે છત્ર ધર્યું હતું, તે ધરણેન્દ્ર.

**च** – અને.

**तुल्य-मनो-वृत्तिः** – સમાન ભાવ રાખનારા.

तुल्य છે मनोवृत्ति જેની તે तुल्य-मनोवृत्ति. तुल्य – સમાન. मनोवृत्ति – ભાવ. સમાન ભાવ રાખનારા.

**पार्श्वनाथः प्रभुः** – શ્રીપાર્શ્વનાથ પ્રભુ.

**वः** – તમને.

**श्रिये** – લક્ષ્મીને અર્થે, આત્મ-લક્ષ્મીને અર્થે.

**अस्तु** – હો.

(૨૫-૫) अस्तु – હો. કોને? वः – તમને. શા માટે? श्रिये – આત્મ-લક્ષ્મીને અર્થે. કોણ? श्रीपार्श्वनाथप्रभुः – શ્રી-

પાર્શ્વનાથપ્રભુ. કેવા છે એ પાર્શ્વનાથપ્રભુ ?- स्वोचितं कर्म कुर्वति कमठे धरणेन्द्रे च तुल्य-मनोवृत्तिः-પોતાને ઉચિત એવું કર્મ કરી રહેલા કમઠાસુર અને ધરણેન્દ્ર ઉપર સમાનભાવ રાખનારા. તાત્પર્ય કે કમઠ શત્રુભાવે વર્તતો હતો અને ધરણેન્દ્ર મિત્રભાવે વર્તતો હતો, છતાં પ્રભુની મનોવૃત્તિ બંને પ્રત્યે સમાન હતી.

(૨૫-૬) પોતાને ઉચિત એવું કૃત્ય કરનારા કમઠાસુર અને ધરણેન્દ્ર ઉપર સમાનભાવ ધારણ કરનારા શ્રીપાર્શ્વનાથ પ્રભુ તમને આત્મ-લક્ષ્મી માટે થાઓ.

(૨૬-૪) **अद्भुत-श्रिया सनाथाय**-અલૌકિક લક્ષ્મીથી સહિતને.

अद्भुत એવી श्री તે अद्भुत-श्री, તેના વડે अद्भुतश्रिया. अद्भुत - આશ્ચર્યકારક, અલૌકિક. અહીં અલૌકિક લક્ષ્મીથી ચોત્રીસ અતિશયો અભિપ્રેત છે.

**महानन्द-सरो-राजमरालाय**-પરમાનંદ-રૂપી સરોવરમાં રાજહંસ-સ્વરૂપને.

महान् એવો आनन्द તે महानन्द, તે રૂપ सरः તે महानन्द-सरः, તેમાં राजमराल તે महानन्द-सरो-राजमराल. महानन्द - પરમાનંદ. તે મોહનીયકર્મના સંપૂર્ણ ક્ષયથી ઉત્પન્ન થયેલો આત્માનો મૂળ ગુણ છે. सरः - સરોવર. राजमराल - રાજહંસ. જેમ રાજહંસ સરોવરમાં ક્રીડા કરે છે, તેમ શ્રીતીર્થંકર દેવનો ઘાતીકર્મથી રહિત થયેલો આત્મ-રૂપી હંસ પરમાનંદ-રૂપી સરોવરમાં ક્રીડા કરે છે, તેથી તેમને महानन्द-सरो-राज-मराल કહ્યા છે.

**श्रीमते** – અનંતજ્ઞાનાદિ-લક્ષ્મીથી યુક્તને.

**वीरनाथाय** – શ્રીવીરસ્વામીને, શ્રીમહાવીરસ્વામીને.

वीर એવા नाथ તે वीरनाथ અથવા वीर નામના नाथ તે वीरनाथ, તેમને. वीर – શબ્દના વિશેષાર્થ માટે જુઓ સૂત્ર ૧૧-૪.

**अर्हते** – અરિહંતને, ભગવાનને.

**नमः** – નમસ્કાર હો.

(૨૬-૫) नमः (अस्तु) – નમસ્કાર હો. અહીં अस्तु-પદ અધ્યાહાર છે. કોને નમસ્કાર હો? श्रीमते वीरनाथाय अर्हते – શ્રીમહાવીરસ્વામી ભગવાનને. કેવા મહાવીરસ્વામી ભગવાન? अद्भुतश्रिया सनाथाय – અલૌકિક અતિશય લક્ષ્મી વડે સહિત. તથા महानन्द-सरो-राजमरालाय – પરમાનંદરૂપી સરોવરમાં રાજહંસ-સમાન (સ્વરૂપ).

(૨૬-૬) પરમાનંદ-રૂપી સરોવરમાં રાજહંસ-સ્વરૂપ (સમાન) તથા અલૌકિક લક્ષ્મીથી યુક્ત એવા શ્રીમહાવીર-સ્વામી ભગવાનને નમસ્કાર હો.

(૨૭-૪) **कृतापराधे जने** – અપરાધ કરેલા મનુષ્ય ઉપર.

જેણે અપરાધ કરેલો છે તે कृतापराध, તેને વિષે.

**अपि** – પણ.

**कृपा-मन्थर-तारयोः** – અનુકંપાથી નમ્ર થયેલી કીકી-વાળાં.

कृपाथी मन्थर ते कृपामन्थर, એવી છે तारा જેની તે कृपा-मन्थर-तारा. તેમનું – कृपा-मन्थर-तारयोः. कृपा – અનુકંપા. मन्थर – મંદ, નમ્ર. तारा – આંખની કીકીઓ.

ईषद्-वाष्पार्द्रयोः– અલ્પ અશ્રુવડે ભીનાં થયેલાં.

ईषत् એવું वाष्प તે ईषद्वाष्प, તેનાથી आर्द्र તે ईषद्वाष्पार्द्र. આ અને कृपा-मन्थर-तारयोः પદ આગળનાં પદનું વિશેષણ છે.

श्रीवीर-जिन-नेत्रयोः– શ્રીવીર જિનેશ્વરનાં બન્ને નેત્રોનું.

श्रीवाळा वीर તે श्रीवीर, તેવા जिन તે श्रीवीर-जिन, તેમનાં नेत्र તે श्री-वीर-जिन-नेत्र. શ્રીવીર-જિનનાં નેત્રોનું.

भद्रं – કલ્યાણ.

(૨૭-૫) भद्रं (भवतु) કલ્યાણ થાઓ. અહીં 'भवतु' પદ અધ્યાહાર છે. કોનું કલ્યાણ? श्रीवीर-जिन-नेत्रयोः – શ્રીવીર જિનેશ્વરનાં નેત્રોનું. કેવાં છે એ નેત્ર? कृतापरावे जने अपि कृपा-मन्थर-तारयोः– અપરાધ કરેલા મનુષ્ય ઉપર પણ અનુકંપાથી મંદ થયેલી કીકીવાળાં અને ईषद्वाष्पार्द्रयोः–કંઈક આંસુથી ભીનાં થયેલાં. શ્રીમહાવીરપ્રભુ છદ્મસ્થ કાલ-દરમિયાન વિહાર કરતાં ઘણા મ્લેચ્છોથી ભરપૂર દૃઢભૂમિમાં ગયા હતા અને ત્યાં પેઢાલ-ગ્રામની નજીક પેઢાલ નામનાં ઉદ્યાનમાં કાયોત્સર્ગ-ધ્યાને રહ્યા હતા. તે વખતે સંગમ નામના દેવે એક જ રાત્રિમાં વીસ મોટા ઉપસર્ગો કર્યા હતા અને ત્યારપછી છ માસ સુધી તે પ્રવૃત્તિ ચાલુ રાખી હતી, પરંતુ પ્રભુ તેનાથી જરા પણ ચલિત થયા ન હતા. એ પ્રસંગને અનુલક્ષીને

કવિએ અહીં ઉત્પ્રેક્ષા કરી છે કે પ્રભુને એ વખતે એવો વિચાર આવ્યો કે 'અરે! આ જીવનું શું થશે?' અને તેના પ્રત્યેની અસીમ કરુણાથી તેમનાં નેત્રો અલ્પાશ્રુ( ઝળઝળિયાં )થી ભીંજાયાં.

( ૨૭-૬ ) અપરાધ કરેલાં મનુષ્ય ઉપર પણ અનુકંપાથી મંદ થયેલી કીકીવાળાં અને અલ્પાશ્રુથી ભીંજાયેલાં શ્રીમહાવીર પ્રભુનાં નેત્રોનું કલ્યાણ થાઓ.

( ૨૮-૪ ) **विजितान्यतेजा** :- જેણે અન્યનું તેજ જિતેલું છે એવા.

विजित – જિતેલું છે, अन्यनुं तेजस् ते विजितान्यतेजाः.

**सुरासुराधीश-सेवित**:- સુરો અને અસુરોના અધિપતિઓથી સેવાયેલા.

सुर અને असुर ते सुरासुर, तेना अधीश ते सुरासुराधीश, તેના વડે सेवित ते सुरासुराधीश-सेवित. अधीश – અધિપતિ. सेवित-સેવાયેલા.

**श्रीमान्** – જ્ઞાનાદિ-લક્ષ્મીવાળા.

**विमल**:- નિર્મલ, પવિત્ર, દોષ-રહિત.

**त्रास-विरहित**:- ભય-મુક્ત.

त्रासथी विरहित ते त्रास-विरहित. त्रास – ભય. विरहित – વિરહ પામેલા, મુક્ત થયેલા.

**त्रिभुवन-चूडामणि**:- ત્રણ લોકના મુકુટમણિ.

त्रिभुवननी चूडा ते त्रिभुवन-चूडा, तेनो मणि ते त्रिभुवन-चूडा-मणि. त्रिभुवन – ત્રણ લોક. ચૂડા – મુગટ. મણિ – મણિ. સર્વ આભૂષણોમાં મુગટ ઉત્તમ ગણાય છે અને તેમાં પણ કેન્દ્રસ્થાને જડાયેલા મણિ-વિશેષ ઉત્તમ ગણાય છે, એટલે મુકુટમણિ શબ્દનો ભાવ ઉત્તમોત્તમ છે.

**भगवान्** – ભગવાન્, અરિહંત ભગવાન્.

**जयति** – જય પામે છે.

(૨૮-૫) जयति – જય પામે છે. કોણ? भगवान् – અરિહંત ભગવાન્. કેવા છે અરિહંત ભગવાન્? विजितान्यत्तेजाः– અન્યનું તેજ જિતી લેનારા. અહીં અન્ય-શબ્દથી સુગત, કપિલ આદિ અન્યતીર્થિકો અને તેજ-શબ્દથી પ્રભાવ અભિપ્રેત છે. તથા કેવા છે એ અરિહંત ભગવાન્? सुरासुराधीश-सेवितः– સુરેન્દ્રો અને અસુરેન્દ્રોથી સેવાયેલા, તથા श्रीमान् – જ્ઞાનાદિ-લક્ષ્મીવાળા. અહીં જ્ઞાન-શબ્દથી કેવલજ્ઞાન સમજવું, કારણ કે કેવલજ્ઞાન એમની વિશિષ્ટતા છે. તથા विमलः–અઢાર દોષોથી રહિત. અહીં મલ-શબ્દથી અઢાર દોષોનો સમૂહ સમજવો કે જે દેવનાં શુદ્ધ સ્વરૂપનું પ્રાકટ્ય થવામાં અંતરાય-ભૂત છે. તથા त्रास-विरहितः–સર્વ પ્રકારના ભયથી મુક્ત; તથા त्रिभुवन-चूडामणिः–ત્રિલોકના મુકુટમણિ.

(૨૮-૬) અન્યતીર્થિકોના પ્રભાવને જિતી લેનારા, સુરેન્દ્રો અને અસુરેન્દ્રોથી સેવાયેલા, કેવલજ્ઞાનરૂપી લક્ષ્મીથી યુક્ત, અઢાર દોષોથી રહિત, સાતે પ્રકારના ભયથી મુક્ત અને ત્રિભુવનના મુકુટમણિ એવા અરિહંત ભગવાન્ જય પામે છે.

( ૨૯-૪ ) वीरः–શ્રીમહાવીરસ્વામી.

सर्व-सुरासुरेन्द्र-महित :– સર્વ સુરેન્દ્રો અને અસુરેન્દ્રોથી પૂજાયેલા.

सर्व એવા सुर અને असुर તે सर्व-सुरासुर, તેમના इन्द्र તે सर्व-सुरासुरेन्द्र, તેમના વડે महित, તે सर्व-सुरासुरेन्द्र-महित. महित – પૂજાયેલા.

बुधा :– પંડિતો.

वीरं – શ્રીમહાવીરસ્વામીને.

संश्रिता :– સારી રીતે આશ્રિત છે.

संश्रय् – આશ્રય લેવો.

वीरेण – શ્રીમહાવીરસ્વામી વડે.

स्व-कर्म-निचय :– પોતાનાં કર્મનો સમૂહ.

स्व એવું कर्म તે स्वकर्म, તેનો निचय તે स्वकर्म-निचय. स्व– પોતાના. कर्म – જ્ઞાનાવરણીયાદિ કર્મો. निचय – સમૂહ.

अभिहत :– હણાયેલો છે.

वीराय – શ્રીમહાવીરસ્વામીને.

नित्यं – પ્રતિદિન.

नम :– નમસ્કાર હો.

वीरात् – શ્રીમહાવીરસ્વામીથી.

इदम् – આ.

अतुलम् – અનુપમ.

तीर्थम् – તીર્થ.

ચતુર્વિધસંઘ-રૂપ તીર્થ.

प्रवृत्तम् – પ્રવર્તેલું છે.

वीरस्य – શ્રીમહાવીરસ્વામીનું.

घोरम् – ઉગ્ર.

तपः– તપ.

वीरे – શ્રીમહાવીરસ્વામીમાં.

श्री-धृति-कीर्ति-कान्ति-निचयः– લક્ષ્મી, ધૈર્ય, કીર્તિ અને કાંતિનો સમૂહ ( રહેલો છે ).

श्रीवीर! – હે મહાવીરસ્વામી ! હે મહાવીર પ્રભુ !

भद्रम् – કલ્યાણ.

दिश – આપો.

( ૨૯-૫ ) આ શ્લોકમાં વીર-શબ્દને અનુક્રમે સાત વિભક્તિઓ લગાડી છે અને છેવટે સંબોધન કરેલું છે. જેમ કે–

પ્રથમા વિભક્તિ **वीरः** सर्वसुरासुरेन्द्र-महितः

દ્વિતીયા વિભક્તિ **वीरम्** बुधाः संश्रिताः

તૃતીયા વિભક્તિ **वीरेण** अभिहतः स्वकर्मनिचयः

ચતુર્થી વિભક્તિ **वीराय** नित्यं नमः

પંચમી વિભક્તિ **वीरात्** तीर्थम् इदम् प्रवृत्तम् अतुलम्

છટ્ઠી વિભક્તિ **वीरस्य** घोरं तपः

સાતમી વિભક્તિ **वीरे** श्री-धृति-कीर्ति-कान्ति-निचय:

સંબોધન **श्रीवीर!** भद्रं दिश.

અર્થ-નિર્ણય સરલ છે,

(૨૯-૬) શ્રીમહાવીરસ્વામી સર્વ સુરેન્દ્રો અને અસુરેન્દ્રોથી પૂજાયેલા છે; પંડિતો શ્રીમહાવીરસ્વામીને સારી રીતે આશ્રિત છે. શ્રીમહાવીરસ્વામી વડે પોતાનો કર્મ-સમૂહ હણાયેલો છે; શ્રીમહાવીરસ્વામીને નિત્ય નમસ્કાર હો. આ અનુપમ ચતુર્વિધસંઘ-રૂપી તીર્થ શ્રીમહાવીરસ્વામીથી પ્રવર્ત્તેલું છે; શ્રીમહાવીરસ્વામીનું તપ ઘણું ઉગ્ર છે; શ્રીમહાવીરસ્વામીમાં જ્ઞાનરૂપી લક્ષ્મી, ધૈર્ય, કીર્તિ અને કાંતિનો સમૂહ રહેલો છે. આવા શ્રીવીર! મને કલ્યાણ આપો.

**कृत्रिमाकृत्रिमानाम्** – કૃત્રિમ અને અકૃત્રિમ, અશાશ્વત અને શાશ્વત.

कृत्रिम અને अकृत्रिम તે कृत्रिमाकृत्रिम. कृत्रिम – બનાવેલાં, મનુષ્યે બનાવેલાં, અશાશ્વત. अकृत्रिम – મનુષ્યે નહિ બનાવેલાં, નિત્ય, શાશ્વત. તે નંદીશ્વરદ્વીપ વગેરેમાં આવેલાં જિન-મંદિરો જાણવાં.

**अवनि-तल-गतानाम्** – પૃથ્વીનાં તળ(પૃષ્ઠ) પર રહેલાં.

अवनिનું तल તે अवनितल, તેમાં गत તે अवनितल-गत. આ પદ તેમજ ત્યાર પછીનું પહેલું, બીજું, ત્રીજું, પાંચમું અને છઠ્ઠું પદ जिनवर-भवनानाम्નું વિશેષણ છે. अवनि – પૃથ્વી. तल – પૃષ્ઠ. गत – ગયેલા, રહેલા. પૃથ્વીનાં પૃષ્ઠ પર રહેલાં.

**वरभवनगतानाम्** – ભવનપતિઓનાં શ્રેષ્ઠ નિવાસ-સ્થાનોમાં રહેલાં.

वर એવું भवन તે वर-भवन, તેમાં गत તે वर-भवन-गत. वर–શ્રેષ્ઠ. भवन – ભવનપતિ દેવોનાં નિવાસ-સ્થાન, જે પૃથ્વીની નીચે કેટલાક અંતરે આવેલાં છે. गत–રહેલાં. ભવનપતિઓનાં શ્રેષ્ઠ નિવાસ-સ્થાનોમાં રહેલાં. ભવનપતિ દેવોમાં રહેલાં શાશ્વત ચૈત્યોની વિગત માટે જુઓ સૂત્ર ૪૬.

**दिव्य-वैमानिकानाम्** – દેવતાઈ વિમાનોમાં રહેલા.

दिव्य એવાં वैमानिक તે दिव्य-वैमानिक. दिव्य – દેવતા-સંબંધી, દેવતાઈ. वैमानिक – વિમાનમાં રહેલાં. દેવતાઈ વિમાનોમાં રહેલાં. વિમાનોમાં રહેલાં શાશ્વત ચૈત્યોની વિગત માટે જુઓ સૂત્ર ૪૬.

**इह** – આ મનુષ્યલોકમાં.

**मनुज-कृतानाम्** – મનુષ્યો વડે કરાયેલાં.

मनुज વડે कृत તે मनुज-कृत. मनुज–મનુષ્ય. कृत–કરાયેલું. મનુષ્યો વડે કરાયેલાં.

**देवराजार्चितानाम्** – દેવો અને રાજાઓ વડે પૂજાયેલાં.

देव અને राजन् તે देव-राजन्. देवोના राजा તે દેવરાજ, તેના વડે अर्चित તે देवराजार्चित. देव – દેવ. राजन् – રાજા. अर्चित – પૂજાયેલા. દેવો અને રાજાઓવડે, તથા દેવોના રાજાઓ વડે પૂજાયેલાં.

जिनवर-भवनानाम् – જિનેશ્વરોનાં ચૈત્યોને.

જિનમાં વર તે जिनवर, તેઓનું भवन તે जिनवर-भवन. जिनवर – જિનેશ્વર. भवन – મંદિર, ચૈત્ય.

अहं* – હું.

भावतः– ભાવથી, ભાવ-પૂર્વક.

नमामि – નમું છું.

( ૩૦-૫ ) સરલ છે.

( ૩૦-૬ ) શ્રીજિનેશ્વરદેવનાં ચૈત્યોને હું ભાવ-પૂર્વક નમું છું કે જે કૃત્રિમ ( અશાશ્વત ) અને અકૃત્રિમ ( શાશ્વત )રૂપે પૃથ્વીનાં પૃષ્ઠ ઉપર, ભવનપતિઓનાં શ્રેષ્ઠ નિવાસ-સ્થાનોમાં અને દેવતાઈ વિમાનોમાં રહેલાં છે, તથા મનુષ્યો વડે કરાયેલાં છે અને દેવ તથા રાજાઓ અને દેવરાજો( ઇંદ્રો ) વડે પૂજાયેલાં છે.

( ૩૧-૪ ) सर्वेषाम् – સર્વે.

वेधसाम् – જ્ઞાતાઓમાં.

आद्यम् – પ્રથમ, શ્રેષ્ઠ.

परमेष्ठिनाम् – પરમેષ્ઠિઓના.

आदिमम् – અગ્રિમ.

देवाधिदेवम् – દેવોના પણ દેવ.

* અહીં 'अर्चा' એવો પાઠ-ભેદ મળે છે, તે રાખીએ તો તેનો અર્થ 'પ્રતિમાઓને—જિન-પ્રતિમાઓને હું નમું છું' એવો ઘટે છે.

**सर्वज्ञम्** – સર્વજ્ઞ.

**श्रीवीरम्** – શ્રીમહાવીરસ્વામીને.

**प्रणिदध्महे** – ઉપાસીએ છીએ,–નું ધ્યાન ધરીએ છીએ.

( ૩૧-૫ ) प्रणिदध्महे–ઉપાસીએ છીએ. કોને ? श्रीवीरम्–શ્રીમહાવીરસ્વામીને. કેવા છે શ્રીમહાવીરસ્વામી ? सर्वेषां वेधसाम् आद्यम् – સર્વ જ્ઞાતાઓમાં શ્રેષ્ઠ, તથા परमेष्ठिनाम् आदिमम् – પરમેષ્ઠિઓમાં પ્રથમ સ્થાને વિરાજનાર, તથા देवाधिदेवम् – દેવોના પણ દેવ, તથા सर्वज्ञम् – સર્વ વસ્તુઓના સર્વ ભાવને યથાર્થપણે જાણનારા.

( ૩૧-૬ ) સર્વ જ્ઞાતાઓમાં શ્રેષ્ઠ, પરમેષ્ઠિઓમાં પ્રથમ સ્થાને વિરાજનારા, દેવોના પણ દેવ અને સર્વજ્ઞ એવા શ્રી-મહાવીર પ્રભુનું અમે ધ્યાન ધરીએ છીએ.

( ૩૨-૪ ) देवः– દેવ.

**अनेक-भवार्जित-ऊर्जित-महापाप-प्रदीप-अनलः**–અનેક ભવોમાં ઉપાર્જન કરેલાં તીવ્ર મહાપાપોનું દહન કરવા માટે અગ્નિ-સ્વરૂપ.

अनेक એવા भव તે अनेक-भव, તેમાં अर्जित જે ऊर्जित महापाप તે अनेक-भवार्जित-ऊर्जित-महापाप, તેના प्रदीप માટે अनल તે अनेक-भवार्जित-ऊर्जित-महापाप-प्रदीप-अनल. अनेक – એક નહિ તે, ઘણા, અસંખ્ય. भव – જન્મ-મરણના ફેરા. अर्जित – ઉપાર્જન કરેલા. ऊर्जित – બળવાળું, વૃદ્ધિવાળું;

તીવ્ર. महापाप – મહાપાપ. प्रदीप – પ્રદીપનને વિષે, દહન કરવા માટે. अनल – અગ્નિ. અનેક ભવોમાં ઉપાર્જન કરેલાં તીવ્ર મહાપાપોનું દહન કરવા માટે અગ્નિ-સ્વરૂપ.

**देव**:– દેવ.

**सिद्धिवधू-विशाल-हृदयालङ्कार-हारोपम**:– મુક્તિરૂપી સ્ત્રીની વિસ્તૃત છાતીને અલંકૃત કરવામાં હાર-સમાન.

सिद्धि એ જ वधू તે सिद्धिवधू, તેનું विशाल એવું हृदय તે सिद्धिवधू-विशाल-हृदय, તેના अलङ्कार માટે हारની उपमाने યોગ્ય તે सिद्धिवधू-विशाल-हृदयालङ्कार-हारोपम. सिद्धि – મુક્તિ. वधू – સ્ત્રી. विशाल – વિસ્તૃત. हृदय – છાતી. अलङ्कार – અલંકૃત કરવામાં. हारोपम – હારની ઉપમાને યોગ્ય.

**देव**:– દેવ.

**अष्टादश-दोष-सिन्धुर-घटा-निर्भेद-पञ्चानन**:– અઢાર દૂષણરૂપી હાથીના સમૂહને ભેદવામાં સિંહ-સમાન.

अष्टादश એવા दोष તે अष्टादश-दोष, તે રૂપ सिन्धुरની घटा તે अष्टादश-दोष-सिन्धुर-घटा, તેના निर्भेदને વિષે पञ्चानन તે अष्टादश-दोष-सिन्धुरघटा-निर्भेद-पञ्चानन. अष्टादश – અઢાર. दोष – દૂષણ. અઢાર દૂષણો શુદ્ધ-દેવમાં હોતાં નથી. તેની વિગત માટે જુઓ સૂત્ર ૧. सिन्धुर – હાથી. घटा – સમૂહ. निर्भेद – ભેદનની ક્રિયા, ભેદવું તે. पञ्चानन – સિંહ. અઢાર દૂષણરૂપી હાથીઓના સમૂહને ભેદવામાં સિંહ-સમાન.

**श्रीवीतरागः जिन**:– શ્રીવીતરાગ જિનેશ્વર.

भव्यानाम् – ભવ્ય જીવોને.

वाञ्छित-फलं – ઇચ્છિત ફલ.

विदधातु – આપો.

( ૩૨-૫ ) સરલ છે.

( ૩૨-૬ ) જે દેવ અનેક ભવોમાં ઉપાર્જન કરેલાં તીવ્ર મહાપાપોનું દહન કરવા માટે અગ્નિ-સમાન છે, જે દેવ મુક્તિ-રૂપી સ્ત્રીની વિશાલ છાતીને અલંકૃત કરવામાં હાર-સમાન છે, જે દેવ અઢાર દૂષણરૂપી હાથીના સમૂહને ભેદવામાં સિંહ-સમાન છે, તે શ્રીવીતરાગ જિનેશ્વર દેવ ભવ્ય પ્રાણીઓને ઇચ્છિત ફલ આપો.

( ૩૩-૪ ) ख्यात :– પ્રસિદ્ધ.

अष्टापद-पर्वत :– અષ્ટાપદ પર્વત.

અષ્ટાપદ પર્વતની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૧૧.

गजपद :– ગજપદ કે ગજાગ્રપદ નામનો પર્વત.

પ્રાચીન કાલમાં ભોપાલ રાજ્ય-સહિત પૂર્વ માળવાનો પ્રદેશ દશાર્ણદેશના નામથી ઓળખાતો હતો. તેની રાજધાની-નું નગર દશાર્ણપુર હતું.* આ નગરની બહાર દશાર્ણકૂટ નામનો પર્વત હતો, જે કાલક્રમે ગજાગ્રપદ નામથી પ્રસિદ્ધ થયો. તેનો ઉલ્લેખ આ.ટી.માં આ પ્રમાણે કરવામાં આવ્યો છે—

* મૌર્યકાલમાં દશાર્ણદેશની રાજધાની ચૈત્યગિરિમાં હતી અને પાછળથી વિદિશા એટલે ભિલસામાં હતી. દશાર્ણપુર એડકાક્ષના નામથી કેમ ઓળખાવા લાગ્યું, તેની કથા આ. ટી. પૃ. ૬૬૯ પર આપેલી છે.

"ताहे दसण्णपुरस्स एलकच्छं नामं जायं, तत्थ गयग्गपयओ पव्वओ, तस्स उप्पत्ती, तत्थेव दसण्णपुरे दसण्णभद्दो राया, तस्स पंच सयाणि देवीणोरोहो, एवं सो जोव्वणेण रूवेण य पडिवद्धो एरिसं अण्णस्स नत्थि त्ति, तेणं कालेणं तेण समएणं भगवओ महावीरस्स दसण्णकूडे समोसरणं, ताहे सो चिंतेइ-तहा कल्ले वंदामि, जहा केणइ न अण्णेण वंदिय-पुव्वो, तं च अज्झत्थियं सक्को णाऊण एइ, इमो वि महया इड्डीए निग्गओ, वंदिओ य सव्विड्ढीए, सक्को वि एरावणं विलग्गो, तत्थ अट्ठ दंते विउव्वेइ, एक्केक्के दंते अट्ठट्ठ वावीओ, एक्केक्काए वावीए अट्ठट्ठ पउमाइं, एक्केक्कं पउमं अट्ठपत्तं, पत्ते य पत्ते य बत्तीसबद्धनाडगं, एवं सो सव्विड्ढीए एरावण-विलग्गो आयाहिणं पयाहिणं करेइ, ताहे तस्स हत्थिस्स दसण्णकूडे पव्वए य पयाणि देव-प्पहावेण उट्ठियाणि, तेण णामं कयं गयग्गपद(य)गो त्ति, ताहे सो दसन्नभद्दो तं पेच्छिऊण एरिसा कओ अम्हारिसाणमिद्धी? अहो! कएल्लओऽणेण धम्मो, अहमवि करेमि, ताहे सो पव्वयइ।"

"ત્યારે દશાર્ણપુરનું નામ એડકાક્ષ પડ્યું, ત્યાં ગજાગ્રપદ પર્વત છે. તેની ઉત્પત્તિ :– તે દશાર્ણપુરમાં દશાર્ણભદ્ર નામનો રાજા હતો, તેને પાંચસો રાણીઓવાળું અંતઃપુર હતું તથા તે યૌવન અને રૂપથી આસક્ત હતો. તેથી 'આવું બીજાને નથી' એમ માનતો હતો. તે કાલ અને તે સમયને વિષે શ્રમણ ભગવાન મહાવીરનું દશાર્ણકૂટ-પર્વત પર સમવસરણ થયું; એટલે તે વિચારવા લાગ્યો: 'આવતી કાલે પ્રભુ મહાવીરને હું એવી રીતે વંદન કરીશ કે જેવું વંદન આજ પહેલાં કોઈએ કર્યું ન હોય.' દશાર્ણભદ્ર રાજાનો આ

પ્રકારનો મનોરથ જાણીને શક્ર પણ ત્યાં આવ્યો. આ (બાજુ દશાર્ણભદ્ર રાજા) પણ મહાઋદ્ધિ સાથે બહાર નીકળ્યો અને સર્વ ઋદ્ધિથી પ્રભુને વંદન કર્યું. શક્ર પણ ઐરાવણ પર સવાર થયો હતો. તે હાથીને આઠ દાંત વિકુર્વ્યા હતા, તેના એકેક દાંત પર આઠ આઠ વાવો વિકુર્વી હતી, એકેક વાવમાં આઠ આઠ કમળો વિકુર્વ્યાં હતાં, એકેક કમળમાં આઠ આઠ પત્રો વિકુર્વ્યાં હતાં, અને દરેક પત્ર પર બત્રીસબદ્ધ નાટકો કરવા માંડ્યાં હતાં; આવી સર્વ ઋદ્ધિ સાથે તે ઐરાવણ પર સવાર થઈને આદક્ષિણ (ભગવાનની જમણી બાજુથી) પ્રદક્ષિણા કરવા લાગ્યો, ત્યારે તે હાથીનાં પગલાં દેવતાના પ્રભાવથી દશાર્ણકૂટ પર્વત પર ઊઠી આવ્યાં, તેથી તેનું નામ ગજાગ્રપદ(ક) પડ્યું. એ વખતે દશાર્ણભદ્ર રાજા તે ઋદ્ધિને જોઈને વિચાર કરવા લાગ્યો કે 'આની આગળ અમારી ઋદ્ધિ શી વિસાતમાં? અહો! એણે પૂર્વે ધર્મ કર્યો હતો, હું પણ કરું.' પછી તે પ્રવ્રજિત થયો."

એડકાક્ષનો ઉલ્લેખ 'એરકચ્છ' તરીકે પાલી-સાહિત્યમાં પણ આવે છે. આ નગર વચ્છગા-નદીને કિનારે આવેલું હતું અને ત્યાં આર્ય મહાગિરિ અનશન કરી સ્વર્ગે પધાર્યા હતા, તેવો ઉલ્લેખ જૈનશાસ્ત્રોમાંથી મળે છે. પુરાતત્ત્વવિદોના અભિપ્રાયથી આ સ્થાન ઝાંસી-જિલ્લાના મોઠ તહસીલનું એરછા ગામ છે કે જે બેટવા નદીના જમણા કિનારે આવેલું છે.*

શ્રીઆચારાંગ-નિર્યુક્તિમાં ગજાગ્રપદની ગણના પ્રસિદ્ધ તીર્થોમાં કરેલી છે. જુઓ સૂત્ર ૧૨-૫.

* 'Life in Ancient India,' page 282.

હાલ ગજપદ કે ગજાગ્રપદ તીર્થની શું સ્થિતિ છે, તે જાણી શકાયું નથી.

सम्मेतशैलाभिधः– સંમેતશિખર નામનો પર્વત.

श्रीमान् रैवतकः– શોભાવાળો ગિરનાર પર્વત.

प्रसिद्ध-महिमा – પ્રસિદ્ધ મહિમાવાળો.

प्रसिद्ध છે महिमन् જેનો તે प्रसिद्ध-महिमन्, તેનું પ્રથમાનું એકવચન प्रसिद्ध-महिमा.

शत्रुञ्जयः– શત્રુંજયગિરિ.

मण्डपः– માંડવગઢ.

આ સ્થાન માલવદેશમાં–માળવામાં દરિયાની સપાટીથી ૨૦૭૯ ફીટ ઊંચે વિન્ધ્યાચલ પર્વત ઉપર મહુની છાવણીથી ૩૦ માઈલ દૂર આવેલું છે. પેથડ મંત્રીના સમયમાં ત્યાં ૩૦૦ જેટલાં ભવ્ય જૈન મંદિરો હતાં, જે અપૂર્વ કલા-કારીગરીથી સહુ કોઈને પોતાની તરફ આકર્ષતાં હતાં. પરંતુ સં. ૧૩૬૬માં અલ્લાઉદ્દીનના સેનાપતિ મલિક કાફૂરે ધારનો કબજો લીધો, ત્યારથી તેની પડતી શરૂ થઈ અને આજે તો એક નાનકડા ગામડાં તરીકે જ તે પોતાની હસ્તી જાળવી રહ્યું છે. ત્યાં એક જૈનમંદિર અને ધર્મશાળા છે, પ્રાચીન જૈન મંદિરોનાં અનેક ખંડેરો ઊભાં છે, તથા હિંડોલા મહેલ, ચંપાવાવડી વગેરે પુરાણાં સ્થાનો જોવા

યોગ્ય છે. નજીકમાં તારાપુર નામના ગામમાં સુપાર્શ્વ-નાથજીનું મંદિર પણ દર્શનીય છે. *

**वैभार**:- વૈભારગિરિ.

રાજગૃહી નગરી જે હાલ રાજગિર કહેવાય છે અને જ્યાં પટણાથી રેલ્વેમાં જવાય છે, તેની નજીકમાં આ ગિરિ આવેલો છે. શ્રમણ ભગવાન્ મહાવીર આ ગિરિ પર અનેક વાર વિચર્યા હતા. શ્રીગૌતમાદિ અગિયારે ગણધરોની તે નિર્વાણ-ભૂમિ છે. હાલમાં ત્યાં શ્રીગૌતમ-સ્વામી તથા ધન્ના-શાલિભદ્રની દેહરીઓ નજરે પડે છે.

**कनकाचल**:- સુવર્ણગિરિ.

આ તીર્થ સુવર્ણગિરિ કે સોનગિરિના નામે ઓળખાય છે. તે વૈભારગિરિની નજીકમાં આવેલા બીજા ચાર ગિરિઓ-માંનો એક છે. એ સિવાય મારવાડના જાલોર શહેરની નજીક આવેલો એક પહાડ પણ સુવર્ણગિરિ કે કનકાચલના નામથી ઓળખાય છે. આ પહાડ પર વિ. સં. ૧૩૫માં નાહડ રાજાએ 'યક્ષ-વસતિ' નામનો મહાવીર-પ્રાસાદ બનાવ્યો હતો, તેવો ઉલ્લેખ શ્રીમેરુતુંગાચાર્યે રચેલા વિચારશ્રેણિ નામક ગ્રંથમાંથી પ્રાપ્ત થાય છે. સં. ૧૨૨૧માં મહારાજા કુમારપાળે ત્યાં 'કુમાર-વિહાર' નામનો જિન-પ્રાસાદ બંધાવ્યો હતો, જે સં. ૧૩૬૮માં અલાઉદ્દીન ખીલજીના હાથે ખંડિત થયો હતો.

* માંડવગઢની વધારે માહિતી માટે જુઓ 'શ્રીમાંડવગઢની મહત્તા,' લે. પં. મ. શ્રીધુરંધરવિજયજી.

પાછળથી તેનો ઉદ્ધાર મંત્રી જયમલજી મુહુણોતે સં. ૧૬૮૧-૮૩માં અને ૧૬૮૬માં કરાવ્યો હતો તથા અંજનશલાકા અને પ્રતિષ્ઠા કરાવી હતી. તે મંદિર અને મૂર્તિઓ આજે વિદ્યમાન છે. ઉપા૦ શ્રીવિનયવિજયજી મ૦-કૃત ઇન્દુદૂત (ખંડકાવ્ય)માં શ્રીપાર્શ્વચૈત્ય અને શ્રીવીરચૈત્યનું સુંદર કાવ્ય-મય ભાષામાં વર્ણન છે.

**अर्बुदगिरिः**–આબૂગિરિ.

અરવલ્લી-પર્વતની હારમાળામાંનો આબૂ પહાડ તે જ આબૂગિરિ. તેના પરનાં દેલવાડા ગામમાં વિમલ-વસહિકા, લૂણસીહ-વસહિકા આદિ કલા-કારીગરીથી ભરપૂર અને બીજાં પણ અપૂર્વ જિનમંદિરો આવેલાં છે.* આ ગિરિ પર આબૂરોડ સ્ટેશનથી મોટરમાર્ગે જવાય છે.

**श्रीचित्रकूटादयः (-दिक्ः)**– શ્રીચિત્રકૂટ વગેરે તીર્થો.

રાજસ્થાનના ઉદેપુર-વિભાગમાં આવેલો ચિત્તોડનો કિલ્લો ચિત્રકૂટના નામથી ઓળખાય છે. એક કાળે આખા મેવાડમાં જૈનોનું અપૂર્વ પ્રભુત્વ હતું. તે સમયે અહીં કેટલાંક જૈન-મંદિરો બંધાયાં હતાં. આજે ત્યાં એક કીર્તિસ્તંભ અને થોડાં મંદિરો નજરે પડે છે. ત્યાંની રામપોળમાં અષ્ટાપદાવતાર શ્રી-શાંતિજિન-પ્રાસાદ છે, પણ તેમાં મૂર્તિઓ વગેરે નથી. સત્તાવીસ દેવરી નામનું જિનમંદિર જીર્ણ હાલતમાં ઊભેલું છે. તે ઉપરાંત સુકોશલ-સાધુની ગુફા પણ જોવા લાયક છે. શ્રી-

* આ સંબંધમાં વિશેષ જિજ્ઞાસુએ સ્વ. મુનિરાજ શ્રીજયંત-વિજયજીના રચેલા 'આબૂ' ભાગ ૧ થી ૫ જોવા.

દેવેન્દ્રસૂરિના ઉપદેશથી મેવાડ-નરેશ શ્રીસમરસિંહની માતા જયતલ્લાએ આ કિલ્લા પર શ્રીશામળિયાજી પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું હતું, તેવો ઉલ્લેખ તપાગચ્છની પટ્ટાવલીમાંથી પ્રાપ્ત થાય છે. વિ. સં. ૧૩૩૫માં આ જ રાજાના સમયમાં ચિત્તોડના ૮૪ મહોલ્લાઓમાં જલયાત્રા-પૂર્વક ૧૧ મંદિરોને ૧૧ છત્ર ચડાવ્યાનો તથા પ્રતિમાઓ પધરાવ્યાનો ઉલ્લેખ ખરતરગચ્છની પટ્ટાવલીમાંથી મળી આવે છે.

**तत्र** – ત્યાં રહેલા.

**श्रीऋषभाद्यः जिनवराः**– શ્રીઋષભ વગેરે જિનેશ્વરો.

**वः**– તમારું.

**मङ्गलं** – મંગલ, કલ્યાણ.

**कुर्वन्तु** – કરો.

(૩૩-૫) સરલ છે.

(૩૩-૬) પ્રસિદ્ધ એવો અષ્ટાપદ પર્વત, ગજાગ્રપદ અથવા દશાર્ણકૂટ પર્વત, સંમેતશિખર, શોભાવાળો ગિરનાર-પર્વત, પ્રસિદ્ધ મહિમાવાળો શત્રુંજયગિરિ, માંડવગઢ, વૈભારગિરિ, કનકાચલ(સુવર્ણગિરિ), શ્રીચિત્રકૂટ આદિ તીર્થો છે. ત્યાં રહેલા શ્રીઋષભ વગેરે જિનેશ્વરો તમારું કલ્યાણ કરો.

### (૭) સૂત્ર-પરિચય

ચોવીસ તીર્થંકરોની સ્તુતિ કરવાના હેતુથી અનેક સ્તવન-સ્તોત્રોની રચના થયેલી છે, તેમાં આ સ્તોત્રનું સ્થાન ઘણું

ઊંચું છે. સંસ્કૃત ભાષાની આ મનોહર પદ્ય-રચના તેની પ્રાસાદિક ભાષા, કલામય ઉત્પ્રેક્ષા અને હૃદયંગમ શૈલીથી પાઠકના મન પર ચિર-સ્થાયી અસર કરે છે.

વિક્રમની બારમી સદીમાં ગૂર્જર ભૂમિને પાવન કરતા કલિકાલ-સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યે પોતાની અપૂર્વ પ્રતિભાથી જે ચિરંજીવ સાહિત્યનું નિર્માણ કર્યું છે, તેમાં 'ત્રિષષ્ટિશલાકા-પુરુષચરિત્ર' મહાકાવ્યનો પણ સમાવેશ થાય છે. આ મહા-કાવ્ય પરમાર્હત મહારાજા કુમારપાલની પ્રાર્થનાથી રચવામાં આવ્યું હતું-તેમ તેની અંતિમ પ્રશસ્તિમાં જણાવેલું છે. આશરે ૩૬૦૦૦ શ્લોકના નવરસથી ભરપૂર એ કાવ્યમાં તેમણે ૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૯ વાસુદેવો, ૯ પ્રતિવાસુદેવો અને ૯ બળદેવો મળીને ત્રેસઠ શલાકાપુરુષોની જીવનકથાઓ અદ્ભુત રીતે ગૂંથી છે. એ મહાકાવ્યનાં મંગલાચરણમાં તેમણે એક મહાકવિને છાજે તેવી રીતે કુલ ૨૬ શ્લોકોમાં ૨૪ તીર્થંકરોની સ્તુતિ કરેલી છે, જે આ સ્તોત્રના ૧ થી ૨૫ અને ૨૭મા શ્લોકમાં ગોઠવાયેલી છે.

આ સ્તોત્રના ૩૩ શ્લોકો પૈકી ૨૮ શ્લોકો અનુષ્ટુપ્-છંદમાં, ૩ શ્લોકો શાર્દૂલવિક્રીડિત-છંદમાં, ૧ શ્લોક આર્યા-ગીતિમાં અને ૧ શ્લોક માલિની-છંદમાં છે કે જેનાં લક્ષણો પ્રસિદ્ધ છે.

આ સ્તોત્રનું મૂળનામ 'ચતુર્વિંશતિ-જિન-નમસ્કાર' છે, પરંતુ તેના પ્રથમાક્ષરો પરથી તે 'સકલાર્હત્-સ્તોત્ર'નાં નામથી ઓળખાય છે. કેટલાક તેને 'બૃહચ્ચૈત્યવંદન'નાં

નામથી પણ ઓળખે છે; કારણ કે પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણ વખતે મોટું ચૈત્યવંદન કરવામાં તેનો ઉપયોગ થાય છે.

સ્તોત્રના પ્રથમ શ્લોકમાં કર્ત્તાએ સ્તોતવ્ય વિષયનો નિર્દેશ કરતાં જણાવ્યું છે કે 'आर्हन्त्यं प्रणिदध्महे – અમે આર્હન્ત્ય–અરિહંતના સ્વરૂપનું–ગુણ-સમૂહનું ધ્યાન ધરીએ છીએ.' ફલિતાર્થ કે આ સ્તુતિનો મુખ્ય વિષય અરિહંતના ગુણ-ગાનનો રહેશે. આર્હન્ત્યનું વર્ણન કરતાં તેમણે જણાવ્યું છે કે ભાવરૂપે તે સર્વ અરિહંતોમાં સમાનરૂપે રહેલું છે, વળી શિવશ્રીનું અધિષ્ઠાન છે, અને भूः, भुवः અને स्वः એ ત્રણે લોકનું આધિપત્ય ધરાવે છે. અર્થાત્ અરિહંત-પદ ત્રણે લોકમાં સર્વશ્રેષ્ઠ છે અને મંગલમય મુક્તિમાં લઈ જનારું છે, તેથી અમે તેનું ધ્યાન ધરીએ છીએ.

બીજા શ્લોકમાં अर्हत्‌નું ધ્યાન સર્વ ક્ષેત્ર અને સર્વકાલમાં નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ **ચાર નિક્ષેપથી** થાય છે, એવું સૂચન કરીને તેમને વંદના કરી છે અને ત્યાર પછીના ચોવીસ શ્લોકોમાં (૩ થી ૨૫ અને ૨૭) ચોવીસ તીર્થંકરોને ક્રમશઃ સ્તવ્યા છે. આ સ્તુતિ જો કે પ્રત્યેક તીર્થંકરનાં નામ-પૂર્વક થયેલી છે, પરંતુ તેમાં જે ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે તે સર્વ તીર્થંકરોમાં સમાન રીતે હોય છે, તેથી વાસ્તવિકતાએ તે સર્વ તીર્થંકરોની સામાન્ય સ્તુતિ જ છે.

ત્રીજા શ્લોકમાં શ્રીઆદિનાથ ભગવાનની સ્તુતિ કરતાં જણાવ્યું છે કે તેઓ પૃથ્વીનાથ-રાજા થવામાં આદિ હતા,

નિષ્પરિગ્રહ-પરિગ્રહનો ત્યાગ કરીને નિર્ગ્રંથ થનારમાં પણ આદિ હતા અને જગતના જીવો ધર્મ પામી શકે તે માટે તીર્થની સ્થાપના કરવામાં પણ આદિ હતા. તાત્પર્ય કે તેઓ ધર્મ પ્રવર્તાવવામાં આદિ હતા, એટલું જ નહિ પણ રાજ્ય-સ્થાપનમાં તથા રાજ્ય છોડીને સાધુ થવામાં પણ તેમનું આદિ-પણું હતું, તેથી તેઓ 'આદિનાથ' એવા નામને સાર્થક કરનારા હતા.

ચોથા શ્લોકમાં શ્રીઅજિતનાથ ભગવાનને વિશ્વના પ્રાણીઓ-રૂપી કમલવનને ખીલવવા માટે સૂર્ય-સમાન જણાવ્યા છે અને તેમના કેવલજ્ઞાનરૂપી આરીસામાં આખા જગતનું પ્રતિબિંબ પડે છે, એવું સૂચન કરીને અર્હતોના મહદ્ ઉપકારી-પણાનું તથા તેમની જ્ઞાન-વિષયક પૂર્ણતાનું સૂચન કરેલું છે. અર્હતોના ઉપદેશથી માનવ-ગણનું મૂરઝાઈ ગયેલું હૃદય વિકાસ પામે છે તથા પ્રત્યેક અર્હત્ કેવલજ્ઞાની થયા પછી જ ઉપદેશ આપે છે, એ હકીકત સુપ્રસિદ્ધ છે.

પાંચમા શ્લોકમાં શ્રીસંભવનાથ ભગવાનની વાણીને અર્ઘ્ય આપતાં જણાવ્યું છે કે ભવ્ય જીવોને જો આરામ એટલે બગીચાની ઉપમા આપીએ તો અર્હતોની આ વાણીને પાણીની નીક કે પાણીના ધોરિયા જેવી જ ગણવી જોઈએ, કારણ કે પાણીનો ધોરિયો જેમ બગીચામાં રહેલી સર્વ વનરાજિને પુષ્ટ કરે છે, તેમ અર્હત્‌ની વાણી ભવ્યજનોમાં રહેલા સુરુચિ અને સદાચારના સંસ્કારોને પુષ્ટ કરે છે.

છટ્ઠા શ્લોકમાં શ્રીઅભિનંદન પ્રભુને અનેકાંતમત-રૂપી સમુદ્રમાં ભરતી આણવા માટે ચંદ્રમા-સમાન કહીને તથા તેઓ અતિ આનંદ આપનારા છે, તેવી ભાવના વ્યક્ત કરીને અર્હતોની દેશનામાં રહેલી અનેકાંત શૈલીનું તથા સર્વ પ્રાણીઓને અમંદ આનંદ આપવાની તેમની અપૂર્વ શક્તિનું સૂચન કર્યું છે. અર્હતોની વાણી સદા સાપેક્ષ હોય છે અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ તથા ભાવને જોઈને યોજાયેલી હોય છે. વળી તેમની પુણ્ય-પ્રકૃતિ અત્યંત બલવતી હોઈને જે કોઈ તેમનાં દર્શન કરે છે, તેમનો ઉપદેશ સાંભળે છે કે તેમનાં નામમાત્રનું સ્મરણ કરે છે, તેને પરમ આનંદ થાય છે.

સાતમા શ્લોકમાં શ્રીસુમતિનાથ ભગવાનની સ્તુતિ કરતાં જણાવ્યું છે કે 'જેમના ચરણ-નખો દેવોના મુગટ ઘસાવાથી અત્યંત ઉજ્જવલ થયા છે, તે તમને મનો-વાંછિત ફલ આપો.' તાત્પર્ય કે અર્હતો દેવાધિદેવ હોય છે, અસંખ્ય દેવો તેમના ચરણમાં નમે છે અને એ રીતે તેઓ દેવોના પણ તારક છે. એમની ભક્તિ કરવાથી પ્રાણીઓનાં મનો-વાંછિત પૂર્ણ થાય છે.

આઠમા શ્લોકમાં શ્રીપદ્મપ્રભસ્વામીની સ્તુતિ કરતાં તેમના શરીરના રક્તવર્ણ સંબંધી ઉત્પ્રેક્ષા કરીને જણાવ્યું છે કે તેઓ અંતરંગ શત્રુનું મથન કરવામાં જાણે એટલા બધા કોપાયમાન (લાલચોળ) થયા હતા કે તેમનું આખું શરીર એ કોપથી રક્તવર્ણનું થઈ ગયું. તાત્પર્ય કે સર્વ અર્હતો પોતાના આંતર-શત્રુને જીતવા માટે પ્રબળ પુરુષાર્થ ફોરવનારા હોય છે. જેમણે પોતાની શુદ્ધિ કરેલી નથી તે જગતને શુદ્ધ કેમ કરી શકે?

નવમા શ્લોકમાં શ્રીસુપાર્શ્વનાથ ભગવાનને નમસ્કાર કરતાં જણાવ્યું છે કે મહેન્દ્રોએ પણ તેમના ચરણોની પૂજા કરેલી છે અને તેઓ ચતુર્વર્ણ-સંઘરૂપી ગગન-મંડળમાં દેદીપ્યમાન સૂર્ય જેવા છે. સારાંશ કે અર્હંતોને સામાન્ય દેવો જ નહિ, પરંતુ મોટા મોટા ઇંદ્રો પણ પૂજે છે અને તેઓ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપી ચતુર્વર્ણથી બનેલા ધર્મ-સંઘની સ્થાપના કરીને તેને પૂરેપૂરા જ્ઞાન-પ્રકાશ આપનારા હોય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ વર્ણો જન્મ-અનુસાર યોજાયેલા છે, ત્યારે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર વર્ણો ગુણ-પ્રમાણે યોજાયેલા છે. બીજા શબ્દોમાં કહીએ તો ધર્મ-સંઘમાં જન્મ-જાતિની શ્રેષ્ઠતા કરતાં ગુણની શ્રેષ્ઠતા ઉપર ભાર હોય છે.

દશમા શ્લોકમાં શ્રીચન્દ્રપ્રભસ્વામીની સ્તુતિ દ્વારા જણાવ્યું છે કે અર્હંતોની આકૃતિ-મૂર્તિ જાણે શુક્લધ્યાન સાકાર થયું હોય તેવી સત્ત્વ-ભરપૂર હોય છે.

અગિયારમા શ્લોકમાં શ્રીસુવિધિનાથ ભગવાનની સ્તુતિ દ્વારા જણાવ્યું છે કે અર્હંતો કેવલજ્ઞાન વડે વિશ્વની તમામ વસ્તુઓને હસ્તામલકવત્ જોનારા હોય છે તથા અચિંત્ય માહાત્મ્યથી ભરેલા હોય છે. આવા અર્હંતોની ઉપાસનાનું ફલ બોધિ-બીજની પ્રાપ્તિ છે.

બારમા શ્લોકમાં શ્રીશીતલનાથ ભગવાનની સ્તુતિ દ્વારા જણાવ્યું છે કે અર્હંતો પરમાનંદ-રૂપી કંદને પ્રકટાવવા માટે નૂતન-મેઘ જેવા હોય છે અને તેમાંથી સ્યાદ્વાદ-રૂપી અમૃત

વરસ્યા કરે છે. તાત્પર્ય કે જ્યાં જ્યાં અર્હતોનાં પવિત્ર પગલાં પડે છે, ત્યાં ત્યાં આનંદ-મંગલ વરતાય છે અને તેઓ લોકોને ધર્મનો જે કંઈ ઉપદેશ આપે છે, તે સદા સ્યાદ્વાદ-મુદ્રાથી અંકિત હોય છે.

તેરમા શ્લોકમાં શ્રીશ્રેયાંસનાથ ભગવાનની સ્તુતિ કરતાં એ વાત સ્પષ્ટ કરી છે કે દરેક અર્હતો ભવ-રૂપી રોગનો નાશ કરનારા હોવાથી ભવ-વૈદ્ય કહેવાય છે અને તેમનું દર્શન પ્રાણી-માત્રને અત્યંત પ્રસન્ન કરનારું હોય છે.

ચૌદમા શ્લોકમાં શ્રીવાસુપૂજ્ય સ્વામીની સ્તુતિ કરતાં જણાવ્યું છે કે તીર્થંકરનામ-કર્મ જગત્ પર મહાઉપકાર કરનારું હોય છે. તેના ઉદય વખતે દરેક તીર્થંકર વડે જગત્ પર મહાન્ ઉપકાર થાય છે, અને તે જ કારણે સુરો, અસુરો અને મનુષ્યો વડે તે પૂજાય છે.

પંદરમા શ્લોકમાં શ્રીવિમલનાથ પ્રભુની સ્તુતિ કરતાં અર્હતોની વાણીમાં રહેલી અદ્ભુત તાકાતનું દર્શન કરાવ્યું છે. એ તાકાત છે લોકોનાં ચિત્તને અત્યંત નિર્મળ કરવાની; જેમ કતકવૃક્ષના ફલોનું (નિર્મળીનાં બીજનું) ચૂર્ણ ગમે તેવા ગંદા પાણીને નિર્મલ બનાવી દે છે, તેમ અર્હતોની વાણી ગમે તેવી મલિન ચિત્ત-વૃત્તિઓને પણ નિર્મલ બનાવી દે છે. સંશય-રહિતતા, હૃદયંગમતા, પ્રસ્તાવોચિતતા વગેરે વાણીના અતિશયો તેમાં કારણભૂત બને છે.

સોળમા શ્લોકમાં શ્રીઅનંતનાથ જિનેશ્વરની સ્તુતિદ્વારા

જણાવ્યું છે કે અર્હંતોની કરુણા સ્વયમ્ભૂરમણ-સમુદ્રની પણ સ્પર્ધા કરે છે, એટલે કે તેમનું હૃદય કરુણાથી છલોછલ ભરેલું હોય છે.

સત્તરમા શ્લોકમાં શ્રીધર્મનાથ-પ્રભુની સ્તુતિદ્વારા જણાવ્યું છે કે અર્હંતો કલ્પવૃક્ષની જેમ પ્રાણીઓના ઇચ્છિત મનોરથને પૂરા કરનારા તથા ધર્મનું સ્વરૂપ દાન, શીલ, તપ અને ભાવના ભેદથી ચાર પ્રકારે પ્રકાશનારા હોય છે. તાત્પર્ય કે અર્હંતોનું શરણુ સ્વીકારનારમાં મોક્ષની ઇચ્છા જ પ્રકટે છે અને તેમના પ્રભાવે તે પરિપૂર્ણ થાય છે. તેને પૂર્ણ કરવા માટે દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ સાધન તરીકે રજૂ કરવામાં આવે છે.

અઢારમા શ્લોકમાં શ્રીશાંતિનાથ ભગવાનની સ્તુતિદ્વારા અર્હંતોની વાણીને સુધા-સમાન મધુર, દરેક દિશાને ઉજ્જ્વલ કરનારી એટલે ત્રિભુવનને ઉપકારી અને હૃદય-પટમાં રહેલા અંધકારનો ધ્વંસ કરનારી જણાવી છે.

ઓગણીસમા શ્લોકમાં શ્રીકુંથુનાથ ભગવાનની સ્તુતિ-દ્વારા અર્હંતોની અતિશય-લક્ષ્મીનો નિર્દેશ કર્યો છે અને સુરો, અસુરો તથા મનુષ્યોના જો કોઈ સાચા નાથ હોય તો તેઓ જ છે-એમ સ્પષ્ટતયા જણાવ્યું છે.

વીસમા શ્લોકમાં શ્રીઅરનાથ ભગવાનની સ્તુતિ-નિમિત્તે ચોથા આરાનો નિર્દેશ કરીને છ આરા, ઉત્સર્પિણી-અવસર્પિણી આદિ અવસ્થાઓ અને કાલ-ચક્રનું સૂચન કર્યું છે તથા ચતુર્થ પુરુષાર્થનો ઉલ્લેખ કરીને તેની સિદ્ધિમાં અર્હંતોના અનુ-ગ્રહની અપેક્ષા જણાવી છે.

એકવીસમા શ્લોકમાં શ્રીમલ્લિજિનની સ્તુતિદ્વારા અર્હતોને સુરેન્દ્રો, અસુરેન્દ્રો અને નરેન્દ્રો-રૂપી મયૂરોને માટે નૂતન-મેઘ-સમાન જણાવ્યા છે. એટલે કે અર્હતોનું અસ્તિત્વ સ્વર્ગમાં રહેનારા, પાતાળમાં રહેનારા અને પૃથ્વી પર રહેનારા સર્વ કોઈને પરમ પ્રમોદનું કારણ હોય છે. વળી તેમને કર્મ-રૂપી વૃક્ષનું ઉન્મૂલન કરવામાં હસ્તિ-મલ્લ જણાવીને તેમના અદ્વિતીય પુરુષાર્થની પ્રતિષ્ઠા પણ કરેલી છે. અનેક વિભૂતિઓ-થી યુક્ત હોવા છતાં દરેક અર્હતો અહિંસા, સંયમ અને તપનાં સાધન વડે કર્મોનો પૂરેપૂરો ઉચ્છેદ કરવા માટે પુરુષાર્થ ફોરવે છે ને એ પુરુષાર્થના પ્રતાપે જ તેઓ જગદ્-વંદ્ય આર્હન્ત્યના અધિકારી બને છે.

બાવીસમા શ્લોકમાં શ્રીમુનિસુવ્રત-સ્વામીની સ્તુતિદ્વારા એ વાત પ્રકટ કરવામાં આવી છે કે અર્હતોની ધર્મદેશના જગજ્જીવોની મહામોહરૂપ નિદ્રાનો નાશ કરનારી હોય છે. તાત્પર્ય કે અર્હતોની વાણીમાં વૈરાગ્યરસ એટલો ઉત્કટ હોય છે કે તે વિષય-લાલસાના ગમે તેવા કઠિન પડોને ભેદી નાખે છે અને તેના સ્થાને શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય વગેરેનું વિમલ વાતાવરણ ખડું કરી દે છે.

તેવીસમા શ્લોકમાં શ્રીનમિનાથ ભગવાનની સ્તુતિ-દ્વારા અર્હતોના નખની દિવ્યતાનું દર્શન કરાવવામાં આવ્યું છે અને એ રીતે તેમનાં ચરણ-કમલ તથા સમસ્ત દેહમાં રહેલી એક પ્રકારની અલૌકિક શક્તિનો નિર્દેશ કરવામાં આવ્યો છે. અર્હતોનાં ચરણ-કમલનો સ્પર્શ કરવાથી અને તેમાંથી પ્રકટી

રહેલાં કિરણો મસ્તક પર પડવાથી મનુષ્યનાં મનની ગમે તેવી મલિનતાનો પણ નાશ થાય છે, એ આ સ્તુતિનો પ્રધાન સૂર છે.

ચોવીસમા શ્લોકમાં શ્રીઅરિષ્ટનેમિ ભગવાનની સ્તુતિદ્વારા અર્હંતોની કર્મ-વિધ્વંસક શક્તિનો તથા અરિષ્ટનો સંહાર કરવાની અદ્ભુત લબ્ધિનો નિર્દેશ કરવામાં આવ્યો છે. અર્હતો ગમે તેવા નિબિડ કર્મનો તે જ ભવમાં ક્ષય કરે છે અથવા તો ભક્તોના ગમે તેવા નિબિડ કર્મોનો નાશ કરવામાં સહાયભૂત થાય છે. વળી તેઓ અપાયાપગમ અતિશયથી યુક્ત હોવાને લીધે જ્યાં જ્યાં તેમનો વિહાર થાય છે, ત્યાં ત્યાંથી સાતે પ્રકારની ઈતિઓ દૂર ભાગે છે અને એ રીતે સર્વે અરિષ્ટો નાશ પામે છે.

પચીસમા શ્લોકમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની સ્તુતિ દ્વારા અર્હંતોના સમભાવનું સુંદર ચિત્ર દોરવામાં આવ્યું છે. એક બાજુ કમઠાસુર ભયંકર ઉપદ્રવો કરી રહ્યો છે, બીજી બાજુ ધરણેન્દ્ર સહાયભૂત થવાની પૂરેપૂરી કોશીશ કરી રહ્યો છે. એમ છતાં કમઠાસુર પર દ્વેષ નથી કે ધરણેન્દ્ર પર રાગ નથી. તાત્પર્ય કે સહુ પોતપોતાની ભૂમિકા-અનુસાર કાર્યની પ્રવૃત્તિ કરી રહ્યા હોય ત્યાં દ્વેષ કેવો અને રાગ પણ કેવો ? એટલે અર્હંતો ગમે તેવી પ્રતિકૂળ કે અનુકૂળ સ્થિતિમાં પણ સમભાવમાં જ સ્થિર રહેનારા હોય છે.

છવ્વીસમા શ્લોકમાં શ્રીમહાવીરપ્રભુની સ્તુતિદ્વારા અર્હંતોની અદ્ભુત લક્ષ્મી એટલે અનંતજ્ઞાન વગેરે ચતુષ્ટયનું સૂચન કરવામાં આવ્યું છે અને તેઓ સદા મહાનંદ-સરોવરમાં ઝીલતા હોય છે, એવું જણાવીને તેમની ચિદાનંદઘન અવસ્થાનું ચિત્ર પણ દોરવામાં આવ્યું છે.

સત્તાવીસમા શ્લોકમાં શ્રીવીરજિનની સ્તુતિ-દ્વારા અર્હતોનું ગમે તેવા પ્રતિકૂળ અને અનુકૂળ ઉપસર્ગોમાં પણ સચવાઈ રહેતું અચલપણું દર્શાવવામાં આવ્યું છે અને તે સાથે અપકાર કરનાર પર પણ ઉપકાર કરવાની વૃત્તિ કેટલી સતેજ હોય છે, તેનો ખ્યાલ આપવામાં આવ્યો છે. છ છ માસ સુધી વિવિધ પ્રકારના ઉપસર્ગો કરીને સાધનામાંથી ભ્રષ્ટ કરવાની કોશિશ કરી રહેલા સંગમદેવ પ્રત્યે શ્રીવીરપ્રભુના હૃદયમાં અપૂર્વ કરુણા ભરેલી છે. જિનનો સંગ થવા છતાં સંગમદેવ અભવ્ય હોવાથી તેને કોઈ પણ પ્રકારે લાભ થયો નહિ, તેથી 'અહો! આ જીવનું શું થશે?' એવી કરુણાથી જ તેમનાં નેત્રોની કીકીઓ સહજ ભીની થાય છે. ક્ષમા અને કરુણાનું આવું વિરલ દૃશ્ય બીજે ક્યાં જોવા મળશે?

અટ્ઠાવીસમા શ્લોકમાં અર્હતોના કેટલાક સામાન્ય ગુણોનું વર્ણન કરતાં જણાવ્યું છે કે તેઓ પોતાના અપૂર્વ પ્રભાવથી અન્ય તીર્થિકોના તેજને ઝાંખું પાડી દે છે, સુરો અને અસુરોથી સેવાયેલા હોય છે, અનંતજ્ઞાનાદિ-લક્ષ્મીથી યુક્ત હોય છે, તમામ દૂષણોથી રહિત હોય છે, સર્વ પ્રકારના ભયોથી મુક્ત હોય છે અને ત્રિભુવનના મુકુટ-મણિ હોય છે.

ઓગણત્રીસમા શ્લોકમાં શ્રીવીર પરમાત્માની સ્તુતિ વીર શબ્દને સાતે વિભક્તિ લગાડીને કરવામાં આવી છે અને એ રીતે અર્હતોના સર્વ સુરાસુર-પૂજ્યપણાને, વિદ્વાનોને પણ આશ્રય લેવો પડે તેવી પરમપ્રજ્ઞાને, કર્મનો ઘાત કરવાની

અપૂર્વ શક્તિને, અતુલ તીર્થનું સ્થાપન કરવાની પ્રવૃત્તિને, ઘોર તપશ્ચર્યાને તથા શ્રી, ધૃતિ, કીર્તિ, કાંતિ અને ભદ્ર આપવાની સિદ્ધિને વખાણવામાં આવી છે.

ત્રીસમા શ્લોકમાં પરમ પુનિત અર્હદ્-દેવોનાં ચૈત્યોને (પ્રતિમાઓને) ભાવ-પૂર્વક વંદના કરવામાં આવી છે, પછી તે ચૈત્યો સ્વર્ગમાં હોય, પાતાળમાં હોય કે મૃત્યુલોકમાં હોય અથવા શાશ્વત હોય કે અશાશ્વત હોય. ટૂંકમાં મનુષ્યો અને દેવો એ બંનેથી પૂજાયેલાં ચૈત્યોને આ શ્લોકમાં અભિવંદના કરવામાં આવી છે.

એકત્રીસમા શ્લોકમાં શ્રીવીર-પ્રભુની સ્તુતિ-દ્વારા અર્હંતોને સર્વ જ્ઞાતાઓમાં તથા સર્વ પરમેષ્ઠિઓમાં પ્રથમ જણાવ્યા છે અને તેમના દેવાધિદેવત્વ તથા સર્વજ્ઞત્વને પણ અંજલિ આપવામાં આવી છે.

બત્રીસમા શ્લોકમાં વીતરાગ અને જિન એવા અર્હદ્-દેવોનું વિવિધ ઉપમાઓથી વર્ણન કરવામાં આવ્યું છે. જેમ કે અર્હદ્દેવ અનેક ભવો-દ્વારા ઉપાર્જન કરેલાં તીવ્ર કર્મોને બાળવા માટે અગ્નિ-સમાન છે, મુક્તિરૂપી સ્ત્રીની વિશાળ છાતીને અલંકૃત કરવા માટે હાર-સમાન છે તથા દેવના શુદ્ધ સ્વરૂપને મલિન કરનારા અઢાર દૂષણો-રૂપી હાથીઓના સમૂહને હણવા માટે સિંહ-સમાન છે. આવા વીતરાગ જિન અર્હદ્દેવ જ ભવ્ય જીવોને વાંછિત ફલ એટલે મુક્તિ-ફલ આપી શકે છે.

તેત્રીસમા શ્લોકમાં અર્હતોના પરમ-પવિત્ર બિંબથી વિભૂષિત થયેલાં અષ્ટાપદ, ગજપદ, સંમેતશિખર, ગિરનાર, શત્રુંજય, માંડવગઢ, વૈભારગિરિ, કનકાચલ, અર્બુદગિરિ વગેરે તીર્થોનો નિર્દેશ કરવામાં આવ્યો છે અને તેમાં શ્રીઋષભદેવ વગેરે જે જે અર્હતો મૂર્તિરૂપે વિરાજમાન છે, તે સર્વે પ્રાણીઓનું કલ્યાણ કરે એવી ભાવના પ્રદર્શિત કરવામાં આવી છે.

આ રીતે તેત્રીસ શ્લોકમાં અર્હદ્દેવોના સદ્ભૂત ગુણોનું શક્ય તેટલું વર્ણન કરવામાં આવ્યું છે અને તેમની ઉપાસના-આરાધનાની સાર્થકતા દર્શાવવામાં આવી છે.

આ સ્તોત્રની ૧ થી ૨૫ અને ૨૭મી ગાથા પર શ્રીવિજયસેનસૂરિના શિષ્ય શ્રીકનકકુશળગણિએ એક ટીકા વિ. સં. ૧૬૫૪માં રચેલી છે અને બીજી ટીકા તે જ સમયમાં શ્રીગુણવિજયજીએ રચેલી છે.

## (૮) આધાર-સ્થાન

આ સ્તોત્રના ૧ થી ૨૫ અને ૨૭મા શ્લોકોનું આધાર-સ્થાન કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરીશ્વર–વિરચિત ત્રિષષ્ટિ-શલાકા-પુરુષ-ચરિત્ર છે, ૨૬મા અને ૩૧મા શ્લોકોનું આધાર-સ્થાન તેમણે રચેલ પરિશિષ્ટપર્વનું મંગલાચરણ છે. ૨૮મા શ્લોકનું આધાર-સ્થાન શ્રીહરિભદ્રસૂરિકૃત અનેકાંતજયપતાકાનું મંગલાચરણ છે અને ૩૩મા શ્લોકનું આધાર-સ્થાન શ્રીધર્મ-(ધર્મઘોષ)સૂરિ-કૃત મંગલ-સ્તોત્ર શ્લો. ૮મો છે.[1] ૨૯મો, ૩૦મો તથા ૩૧મો શ્લોક અન્ય કવિઓની કૃતિ છે.

૧ જુઓ નિ. સા. પ્રકાશિત સ્તોત્ર-સમુચ્ચય.

# ૫૫ अजिय-संति-थओ ।

## [ अजित-शान्ति-स्तवः ]

## અજિત-શાંતિ-સ્તવ

### ( ૧ ) મૂલપાઠ*

{ मंगलादि- }

अजियं जिय-सव्व-भयं, संतिं च पसंत-सव्व-गय-पावं ।
जयगुरू संति-गुणकरे, दो वि जिणवरे पणिवयामि ॥ १ ॥

—गाहा ॥

---

*—મૂલપાઠમાં ખંડનો નિર્દેશ કરતા શબ્દો { } કૌંસમાં દર્શાવ્યા છે, છંદની દૃષ્ટિએ વધારાના શબ્દો [ ] કૌંસમાં દર્શાવ્યા છે અને ખૂટતા કે હોવા જોઈતા શબ્દો ( ) કૌંસમાં દર્શાવ્યા છે.

—૨૩મી પછીની સઘળી ગાથાઓને બે ક્રમાંક અપાયેલા છે, તેમાં પ્રચલિત ક્રમ [ ] કૌંસમાં દર્શાવેલો છે.

—અક્ષર પર મુકાયેલું આવું ˘ અર્ધચંદ્રાકાર ચિહ્ન ગુરુને લઘુ ગણવાનું સૂચન કરે છે, જ્યારે આવું — રેખાચિહ્ન લઘુને ગુરુ ગણવાનું સૂચન કરે છે.

—આ સૂત્રમાં છંદનાં નામો ગાથાના છેડે આપેલાં છે, જે બોલવાનો રિવાજ પ્રચલિત છે.

ववगय-मंगुल-भावे, ते हं विउल-तव-निम्मल-सहावे ।
निरुवम-महप्पभावे, थोसामि सुदिट्ठ-सब्भावे ॥ २ ॥

—गाहा ॥

सव्व-दुक्ख-प्पसंतीणं, सव्व-पाव-प्पसंतीणं[1] ।
सया अजिय-संतीणं, नमो अजिय-संतीणं[2] ॥ ३ ॥

—सिलोगो ॥

{ विशेषकेन श्रीअजित-शान्ति-संयुक्त-स्तुतिमाह— }

अजियजिण ! सुह-प्पवत्तणं, तव पुरिसुत्तम ! नाम-कित्तणं ।
तह य धिइ-मइ-प्पवत्तणं, तव य जिणुत्तम ! संति ! कित्तणं ॥ ४ ॥

—मागहिआ ॥

किरिआ-विहि-संचिय-कम्म-किलेस-विमुक्खयरं,
अजियं निचियं च गुणेहिँ महामुणि-सिद्धिगयं ।
अजियस्स य संतिमहामुणिणो वि य संतिकरं,
सययं मम निव्वुइ-कारणयं च नमंसणयं ॥ ५ ॥

—आलिंगणयं ॥

पुरिसा ! जइ दुक्ख-वारणं, जइ य विमग्गह सुक्ख-कारणं ।
अजियं संतिं च भावओ, अभयकरे सरणं पवज्जहा ॥ ६ ॥

—मागहिआ ॥

---

१-२. ज्ञ. A. B 'C तीणं A C V तीणं। संतिणं એવો પાઠ પણ ઘણી પ્રતિઓમાં મળે છે.

{ मुक्तकेन श्रीअजितनाथ-स्तुतिमाह— }

अरइ-रइ-तिमिर-विरहियमुवरय-जर-मरणं,
सुर-असुर-गरुल-भुयगवइ-पयय-पणिवइयं ।
अजियमहमवि य सुनय-नय-निउणमभयकरं,
सरणमुवसरिय भुवि-दिविज-महियं सययमुवणमे ॥ ७ ॥

—संगययं ॥

{ द्वितीयमुक्तकेन श्रीशान्तिनाथ-स्तुतिमाह— }

तं च जिणुत्तममुत्तम-नित्तम-सत्त-धरं,
अज्जव-मद्दव-खंति-विमुत्ति-समाहि-निहिं ।
संतिकरं पणमामि दमुत्तम-तित्थयरं,
संतिमुणी ! मम संति-समाहि-वरं दिसउ ॥ ८ ॥

—सोवाणयं ॥

{ सन्दानितकेन श्रीअजितनाथ-स्तुतिमाह— }

सावत्थि-पुव्व-पत्थिवं च वरहत्थि-मत्थय-पसत्थ-वित्थिन्न[3]-संथियं थिर-सरिच्छ-वच्छं,

मयगल-लीलायमाण-वरगंधहत्थि-पत्थाण-पत्थियं संथवारिहं ।

हत्थि-हत्थ-बाहुं धंत-कणग-रुअग-निरुवहय-पिंजरं पवर-लक्खणोवचिय-सोम-चारु-रूवं,

[3] પાઠાં. विच्छिन्न—

सुइ-सुह-मणाभिराम-परम-रमणिज्ज-वर-देवदुंदुहि-निनाय-महुरयर-सुहगिरं ॥ ९ ॥

—वेड्ढओ (वेढो) ॥

अजियं जियारिगणं, जिय-सव्व-भयं भवोह-रिउं ।
पणमामि अहं पयओ, पावं पसमेउ मे भयवं ॥ १० ॥

—रासालुद्धओ ॥

{ द्वितीयसन्दानितकेन श्रीशान्तिनाथ-स्तुतिमाह— }

कुरु-जणवय-हत्थिणाउर-नरीसरो य[4] पढमं तओ महा-चक्कवट्टि-भोए महप्पभावो,

जो बावत्तरि-पुरवर-सहस्स-वर-नगर-निगम-जणवय-वई बत्तीसा-रायवर-सहस्साणुयाय मग्गो[5] ।

चउदस-वररयण-नव-महानिहि-चउसट्ठि-सहस्स-पवर-जुवईण सुंदरवई,

चुलसी-हय-गय-रह-सयसहस्स-सामी छन्नवइ-गामकोडि-सामी य[6] आसी जो भारहंमि भयवं ॥ ११ ॥

—वेड्ढओ (वेढो) ॥

---

૪ ભાં. હ. $\frac{२६६}{१८७१-७२}$ અજિત-શાંતિસ્તવ ગોવિંદાચાર્યટીકા.

૫ ભગવતીસૂત્રના બારમા શતકના પાંચમા ઉદ્દેશમાં बत्तीसं राय० એવો પાઠ મળે છે.

૬ ગ. ધ.

तं संतिं संतिकरं, संतिण्णं सव्वभया ।
संतिं थुणामि जिणं, संतिं (च)[7] विहेउ[8] मे ॥ १२ ॥
—रासाणदिययं ॥

{ मुक्तकेन श्रीअजितनाथ-स्तुतिमाह— }

इक्खाग ! विदेह ! नरीसर ! नर-वसहा ! मुणि-वसहा !,
नव-सारय-ससि-सकलाणण ! विगय-तमा ! विहुय-रया ! ।
अजि-उत्तम-तेअ ! [ गुणेहिं ] महामुणि ! अमिय-बला !
विउल-कुला ![9]
पणमामि ते भव-भय-मूरण ! जग-सरणा ! मम सरणं ॥१३॥
—चित्तलेहा ॥

{ द्वितीयमुक्तकेन श्रीशान्तिनाथ-स्तुतिमाह— }

देव-दाणविंद-चंद-सुर-वंद ! हट्ठतुट्ठ ! जिट्ठ ! परम-लट्ठ-रूव !
धंत[10]-रुप्प-पट्ट-सेय-सुद्ध-निद्ध-धवल-दंत-पंति ! ।
संति ! सत्ति-कित्ति-( दित्ति )[11]-मुत्ति-जुत्ति-गुत्ति-पवर !
दित्त-तेअ-वंद-धेय !
सव्व-लोअ-भाविय-प्पभाव ! णेय ! पइस मे समाहिं ॥१४॥
—नारायओ ( १ ) ॥

---

૭ ग.

૮ शुद.

૯ ધ. જ. આ. જૈ. તાડપત્રીય પ્રતિ નં. ૪૬, ડે. ભં. ડા. ૪૧-પ્રતિ ૧૩૩ વગેરેમાં विउल-कला પાઠ મળે છે.

૧૦ કેટલીક પ્રતિઓમાં धंतधोअ એવો પાઠ મળે છે. આગમોમાં પણ धंतधोअ એવો પાઠ આવે છે.

૧૧ ક. ગ. कित्ति-दित्ति-जुत्ति-गुत्ति-मुत्ति-पवर.

{ सन्दानितकेन श्रीअजितनाथ-स्तुतिमाह– }

विमल-ससि-कलाइरेअ-सोमं,
वितिमिर-सूर-कराइरेअ-तेअं ।
तिअस-वइ-गणाइरेअ-रूवं,
धरणिधर-प्पवराइरेअ-सारं ॥ १५ ॥

—कुसुमलया ॥

सत्ते अ सया अजियं, सारीरे अ बले अजियं ।
तव संजमे अ अजियं, एस थुणामि जिणं अजियं ॥ १६ ॥

—भुअगपरिरिंगियं ॥

{ द्वितीयसन्दानितकेन श्रीशान्तिनाथ-स्तुतिमाह– }

सोम-गुणेहिं पावइ न तं नव-सरय-ससी,
तेअ-गुणेहिं पावइ न तं नव-सरय-रवी ।
रूव-गुणेहिं पावइ न तं तिअस-गण-वई,
सार-गुणेहिं पावइ न तं धरणि-धर-वई ॥ १७ ॥

—खिज्जिययं ॥

तित्थवर-पवत्तयं तम-रय-रहियं,
धीर-जण-थुयच्चियं चुय-कलि-कलुसं ।
संति-सुह-पवत्तयं तिगरण-पयओ,
संतिमहं महामुणिं सरणमुवणमे ॥ १८ ॥

—ललिययं ॥

{ विशेषकेन श्रीअजितनाथ-स्तुतिमाह– }

विणओणय-सिर-रइअंजलि-रिसिगण-संथुयं थिमियं,
विबुहाहिव-धणवइ-नरवइ-थुय-महियच्चियं बहुसो ।

જેમની ચાલ મદ ગળતા અને લીલાએ ચાલતા ઉત્તમ ગંધ-હસ્તીની ગતિ જેવી મનોહર હતી, જે સર્વ રીતે પ્રશંસાને યોગ્ય હતા, જેમની ભુજાઓ હાથીની સૂંઢ જેવી દીર્ઘ અને ઘાટીલી હતી, જેમનાં શરીરનો વર્ણ તપાવેલા સુવર્ણની કાંતિ જેવો સ્વચ્છ પીળો હતો, જેમની વાણી કાનને પ્રિય, સુખકારક, મનને આનંદદાયક, અતિરમણીય અને શ્રેષ્ઠ એવા દેવદુંદુભિના નાદથી પણ અતિમધુર અને મંગલમય હતી.* જેઓ

* અન્ય સંપ્રદાયમાં શ્રીપુરુષોત્તમનું વિગ્રહ-સ્વરૂપ નીચે પ્રમાણે માનવામાં આવ્યું છે :

" चारु-प्रसन्नवदनं, चारु – हासनिरीक्षणम् ।
सुभ्रून्नसं चारु-कर्णं, सत्कपोलारुणमधरम् ॥ ४७ ॥
प्रलम्ब-पीवर-भुजं. तुंगांगांसोरसस्थलम् ।
कंबुकण्ठं निम्ननाभिं, वलिमत्पल्लवोदरम् ॥ ४८ ॥
भ्राजमानं पद्म-करं, शङ्ख-चक्र-गदा-धरम् ।
श्रीवत्सवक्षसं भ्राजत्कौस्तुभं वनमालिनम् ॥ ५२ ॥"

જેમનું વદન પ્રસન્ન અને મનોહર છે, જેમનું હાસ્ય અને નિરીક્ષણ પણ મનોહર છે, જેમની ભ્રૃકુટિ સુન્દર છે, જેમની નાસિકા ઉન્નત છે, જેમના કાન સુંદર છે, જેમના કપોલ અને અધર રક્ત વર્ણના છે, જેમની ભુજાઓ પ્રલંબ અને પુષ્ટ છે, જેમનો દેહ, ખભા તથા ઉરસ્થલ—છાતી ઉઠાવદાર છે, જેમની ડોક શંખ જેવી છે, જેમની નાભિ ગંભીર છે, જેમનું ઉદર વલિવાળું અને પલ્લવ-સમાન છે, જેમના હાથ શંખ, ચક્ર, ગદા અને પદ્મથી શોભે છે, જેમની છાતીમાં શ્રીવત્સનું ચિહ્ન છે, જેઓ કૌસ્તુભ રત્નવડે શોભી રહ્યા છે, જે વનમાલાને ધારણ કરી રહેલા છે, તેમને—

અંતરના શત્રુઓ પર જય મેળવનારા હતા, જેઓ સર્વ ભયોને જિતનારા હતા, જેઓ ભવ-પરંપરાનાં પ્રબળ શત્રુ હતા, એવા શ્રીઅજિતનાથ ભગવાનને હું મન, વચન અને કાયાના પ્રણિધાન-પૂર્વક નમસ્કાર કરું છું અને વિજ્ઞપ્તિ કરું છું કે 'હે ભગવન્! તમે મારાં અશુભ કર્મોનું શમન કરો.'

(૧૧-૧૨-૪) कुरु - जणवय - हत्थिणाउर - नरीसरो - [ कुरु-जनपद - हस्तिनापुर - नरेश्वर : ] - કુરુદેશના હસ્તિનાપુરના રાજા.

कुरु નામનો जनपद ते कुरुजनपद, तेनुं हस्तिनापुर ते कुरु-जनपद-हस्तिनापुर, तेना नरेश्वर ते कुरु-जनपद-हस्तिनापुर - नरेश्वर. जनपद - દેશ, રાષ્ટ્ર, પુર સિવાયનો વિસ્તાર. 'जनाः पद्यन्ते गच्छन्ति यत्र जनपद :- જનો જાય છે જ્યાં તે જનપદ.' અથવા 'जनानां लोकानां पदान्यवस्थानानि येषु ते जनपदाः- જનોનાં એટલે લોકોનાં, પદો એટલે અવસ્થાનો કે રહેઠાણો, જ્યાં આવેલાં હોય છે તે જનપદ.' એટલે 'જનપદ' એ લોકોની વસ્તીવાળા પ્રદેશ માટે મુકરર થયેલી સંજ્ઞા છે.

સાહિત્યમાં કુરુ-દેશના ઉલ્લેખો અનેક સ્થળે આવે છે. જેમ કે—

"आकरः सर्ववस्तूनां, देशोऽस्ति कुरुनामकः ।
समुद्र इव रत्नानां, गुणानामिव सज्जनः ॥"

સજ્જન જેમ ગુણોનો ભંડાર હોય છે, સમુદ્ર જેમ

રત્નોનો ભંડાર હોય છે, તેમ કુરુ નામે દેશ સર્વ વસ્તુઓનો ભંડાર છે.*

કુરુદેશ અને હસ્તિનાપુરના સંબંધમાં શ્રીજિનપ્રભસૂરિએ હસ્તિનાપુર-કલ્પમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છે:

"शतपुत्र्यामभूत् नाभिसूनोः सूनुः कुरुर्नृपः।
कुरुक्षेत्रमिति ख्यातं, राष्ट्रमेतत् तदाख्यया ॥ २ ॥

कुरोः पुत्रोऽभवद् हस्ती, तदुपज्ञमिदं पुरम्।
हस्तिनापुरमित्याहुरनेकाश्चर्यसेवधिम् ॥ ३ ॥"

શ્રીઋષભદેવ ભગવાનને સો પુત્રો હતા, તેમાં કુરુ નામનો પણ પુત્ર હતો, તેણે જે પ્રદેશ પર રાજ્ય કર્યું તે કુરુક્ષેત્ર કહેવાયું અને તેના નામ પરથી રાષ્ટ્ર પણ કુરુ તરીકે પ્રસિદ્ધ થયું. આ કુરુનો પુત્ર હસ્તી થયો, તેના નામ પરથી આ શહેરનું નામ હસ્તિનાપુર પડ્યું કે જે અનેક આશ્ચર્યોનો ભંડાર છે.

नरेश्वर – મહારાજા.

य – [ च ] – અને.

**पढमं** – [ प्रथमम् ] – **પહેલાં, પ્રથમાવસ્થામાં, દીક્ષા પહેલાં.**

---

* ઇતિહાસવિદોના મત અનુસાર કુરુજનપદ પાંચાલ દેશની પશ્ચિમમાં અને મત્સ્ય દેશની ઉત્તરમાં આવેલો હતો કે જે હાલ કુરુક્ષેત્ર ( થાણેશ્વર ) તરીકે ઓળખાય છે.

કુરુદેશની રાજધાની હસ્તિનાપુરમાં હતી, જે આજ-કાલ ગયપુરના નામથી ઓળખાય છે અને મેરઠની બાવીસ માઈલ પૂર્વોત્તર તથા બીજનોરની નૈઋત્ય દિશામાં બૂઢી ગંગાના જમણા કિનારે આવેલું છે.

**तओ** – [ ततः ] – પછી.

**महाचक्कवट्टि-भोए** – [ महाचक्रवर्ति-भोगः ] – મહાન્ ચક્રવર્તીના ભોગવાળા—રાજ્યવાળા.

महान् એવો चक्रवर्ती તે महाचक्रवर्त्ती, તેના भोगવાળા તે महाचक्रवर्तिभोगः. महान् – મોટો. चक्रवर्ती – રાજરાજેશ્વર. જેની પાસે ચક્ર એટલે મોટું સૈન્ય અથવા તે નામનું વિશિષ્ટ શસ્ત્ર હોય અને તે વડે દેશોને જિતે તે ચક્રવર્તી કહેવાય. भोग – રાજ્ય. ( આ. સં. ટી. ). કેટલાક भोए નો સંસ્કાર भोगान् કરે છે અને ત્યાં बुभुजे પદ અધ્યાહાર છે એમ માને છે.

**महप्पभावो** – [ महाप्रभावः ] – મોટા પ્રભાવવાળા, ઘણા પ્રતાપી.

महान् છે प्रभाव જેનો તે महाप्रभावः.

**बावत्तरि-पुरवर-सहस्स-वरनगर-निगम-जणवय-वई** – [ द्विसप्तति-पुरवर-सहस्र-वरनगर-निगम-जनपद-पतिः ] – **બોંતેર હજાર મુખ્ય શહેરો અને હજારો** ઉત્તમ નગર-નિગમવાળા દેશના અધિપતિ.

द्वि-सप्तति એવાં पुरवर-सहस्र – તે द्वि-सप्तति-पुरवर, सहस्र તથા वरनगर અને निगम તે द्वा-सप्तति-पुरवर-सहस्र-वरनगर-निगम, તેનાથી યુક્ત जनपदના पति તે द्वा-सप्तति-पुरवर-सहस्र-वरनगर-निगम-जनपद-पति. द्वा-सप्तति – બોંતેર. पुरवर – રાજધાનીનું શહેર. 'पुरवराणां-राजधानीरूपाणाम्' ( પ્ર. વ્યા. ટી. પૃ. ૬૯ ). અથવા કિલ્લા અને ખાઈવાળું કોઈ પણ શહેર કે જેનો વિસ્તાર ઓછામાં ઓછો એક કોશમાં હોય: वीर-

મિત્રોદયમાં 'पुरं मुख्यनगरम् – પુર એટલે મુખ્યનગર' એવો અર્થ કરવામાં આવ્યો છે. કવિકલ્પલતામાં પુરનું વર્ણન આ પ્રમાણે કરેલું છેઃ

" पुरे हट्ट-प्रतोली च, परिखा-तोरण-ध्वजाः ।
प्रासादाध्व-प्रपाऽऽराम-वापी-वेश्या-सतीत्वरी ॥ "

પુરમાં હાટ, શેરીઓ, ખાઈ, તોરણ, ધ્વજાઓ, મોટા મહેલો (મંદિરો), માર્ગો, પરબો, બગીચાઓ, વાવ, વેશ્યા, સતી અને બીજી સ્ત્રીઓ હોય છે.

વર એવાં નગર અને निगम તે વર-નગર-નિગમ. નગર – શહેર. તે પુર કરતાં નાનું હોય છે અને કિલ્લા વગેરેથી રહિત હોય છે. તેનાં બીજાં લક્ષણો નીચે પ્રમાણે સમજવાંઃ—

" पण-प्रक्रियादिनिपुणैश्चातुर्वर्ण्यजनैर्युतम् ।
अनेक-जाति-सम्बद्धं, नैक-शिल्पि-समाकुलम् ॥
सर्व-दैवत-सम्बद्धं, नगरं त्वभिधीयते ॥ "

ક્રય-વિક્રય-આદિમાં કુશલ ચારે વર્ણના માણસોથી યુક્ત, અનેક જાતિના લોકોવાળું, અનેક શિલ્પીઓથી ભરપૂર અને સર્વ પ્રકારના દેવોથી યુક્ત હોય, તે નગર કહેવાય છે.

નિગમ – વેપારીની વસ્તીવાળું ગામ. 'णिगमं णिगम-वग्गो वसइ जहिं'—'જ્યાં વણિક-વર્ગની વસતિ વધારે હોય તે નિગમ.'

**बत्तीस-रायवर-सहस्साणुयाय-मग्गो** – [ द्वात्रिंशद्-राजवर-सहस्रानुयातमार्गः ] – જેના માર્ગને બત્રીસ હજાર ઉત્તમ રાજાઓ અનુસરે છે.

द्वात्रिंशद्-सहस्र એવા राजवर તે द्वात्रिंशद्-राजवर-सहस्र, તેના વડે अनुयात છે मार्ग જેનો તે द्वात्रिंशद्-राजवर-सहस्रानुयात-मार्गः. द्वात्रिंशद् – બત્રીસ. सहस्र – હજાર. राजवर – ઉત્તમ રાજાઓ. अनुयात – અનુગત, પછવાડે ચાલતા. मार्ग – રસ્તો, નીતિ. જેના માર્ગને બત્રીસ હજાર ઉત્તમ રાજાઓ અનુસરે છે.

**चउद्दस-वररयण-नवमहानिहि-चउसट्ठिसहस्स-पवरजुवईण सुंदरवई** – [ चतुर्दश-वररत्न-नव - महानिधि - चतुःषष्टिसहस्र-प्रवर-युवतीनां सुन्दरपतिः ] – ચૌદ ઉત્તમ રત્નો, નવ મહાનિધિ અને ચોસઠ હજાર શ્રેષ્ઠ સ્ત્રીઓના સુંદર સ્વામી.

चतुर्दश-वररत्न તથા नव-महानिधि તથા चतुःषष्टि-सहस्र એવી प्रवर युवती, તેના सुन्दर એવા पति તે चतुर्दश-वररत्न-नव-महानिधि-चतुःषष्टि-सहस्र-प्रवर-युवतीनां सुन्दरपति. चतुर्दश–ચૌદ. वररत्न – ઉત્તમ રત્ન. ચક્રવર્તીને ચૌદ રત્નો હોય છે. તે નીચે મુજબ :

' सेणावई[1] गाहावइ,[2] पुरोहिय[3] तुरय[4] गय[5] वड्ढइ[6] इत्थी[7] ।
चक्कं[8] छत्तं[9] चम्मं,[10] मणि[11]-कागिणि[12]-खग्ग[13]-दंडा[14] य ॥ '

( ૧ ) સેનાપતિ, ( ૨ ) ગાથાપતિ( ગૃહપતિ ), ( ૩ ) પુરોહિત, ( ૪ ) અશ્વ, ( ૫ ) ગજ, ( ૬ ) વર્ધકિ, ( ૭ ) સ્ત્રી, ( ૮ ) ચક્ર, ( ૯ ) છત્ર, ( ૧૦ ) ચર્મ, ( ૧૧ ) મણિ, ( ૧૨ ) કાકિણી, ( ૧૩ ) ખડ્ગ અને ( ૧૪ ) દંડ.

**સેનાપતિરત્ન** એટલે સમસ્ત સૈન્યનો કુશલ નાયક, જે ચક્રવર્તીની સહાય વિના પણ કેટલાક દેશો જિતે છે. **ગાથા-**

**પતિ(ગૃહપતિ)રત્ન** એટલે ભોજનસામગ્રી તથા ફળ-ફૂલ વગેરે ખાદ્ય વસ્તુઓ પૂરી પાડનાર. **પુરોહિતરત્ન** એટલે શાંતિકર્મ તથા અન્ય ધાર્મિક વિધિઓ કરાવનાર. **અશ્વરત્ન** એટલે અતિ ઉત્તમ જાતિનો ઘોડો. **ગજરત્ન** એટલે અતિ ઉત્તમ જાતિનો હાથી. **વર્ધકિરત્ન** એટલે દરેક જાતનું બાંધ-કામ કરનાર તથા પૂલો વગેરે બનાવનાર. **સ્ત્રીરત્ન** એટલે ચક્રવર્તીની પટ્ટરાણી થવાને યોગ્ય સ્ત્રી. **ચક્રરત્ન** એટલે સર્વ આયુધોમાં શ્રેષ્ઠ અને દુર્જેય શત્રુનો પરાજય કરનારું શસ્ત્ર. **છત્રરત્ન** એટલે મસ્તક પર ધારણ કરવાનું અતિ મનોહર છત્ર. **ચર્મરત્ન** એટલે ચામડાનું એક પ્રકારનું વિશિષ્ટ સાધન, જે નદી, સરોવર વગેરે જલાશયોને પાર કરવામાં ઉપયોગી થાય છે. **મણિરત્ન** એટલે દૂર સુધી પ્રકાશ આપનારો અથવા રોગને હરનારો એક પ્રકારનો અદ્ભુત મણિ. **કાકિણીરત્ન** એટલે ખડકને પણ કોરી શકે તેવી એક પ્રકારની વસ્તુ. **ખડ્ગરત્ન** એટલે ઉત્તમ પ્રકારની તલવાર અને **દંડરત્ન** એટલે વિષમભૂમિને સમ કરનાર તથા અદ્ભુત ત્વરાથી જમીન ખોદી આપનારું એક પ્રકારનું હથિયાર.

આ રત્નો વડે ચક્રવર્તી રાજ્યનો વિસ્તાર તથા તેની રક્ષા ઉત્તમ પ્રકારે કરવાને સમર્થ થાય છે.

નવમહાનિધિ – નવ જાતિના મહાનિધિઓ. તેનાં નામો આ પ્રમાણે સમજવાં:

"णेसप्पे[1] पंडुयए,[2] पिंगलते[3] सव्वरयण[4] महापउमे[5] ।
काले[6] य महाकाले,[7] माणवग[8] महानिहि संखे[9] ॥"

(૧) નૈસર્પ, (૨) પાંડુક, (૩) પિંગલક, (૪) સર્વ-રત્ન, (૫) મહાપદ્મ, (૬) કાલ, (૭) મહાકાલ, (૮) માણવક અને (૯) શંખ.

પ્રવચનસારોદ્ધારની ટીકામાં કહ્યું છે કે આ નવ નિધિઓને વિષે શાશ્વત કલ્પનાં પુસ્તકો હોય છે અને તેમાં વિશ્વ-સ્થિતિનું કથન કરેલું હોય છે.

**નૈસર્પનિધિ**ના કલ્પોમાં ગ્રામ, આકર, નગર, પાટણ, દ્રોણમુખ, મડંબ, સ્કંધાવાર, ગૃહ વગેરેની સ્થાપનાનો વિધિ દર્શાવેલો હોય છે. **પાંડુકનિધિ**ના કલ્પોમાં ગણિત, ગીત, ચોવીસ પ્રકારનાં ધાન્યનાં બીજ તથા તેની ઉત્પત્તિના પ્રકાર વર્ણવેલા હોય છે. **પિંગલકનિધિ**ના કલ્પોમાં પુરુષ, સ્રી, હાથી, ઘોડા વગેરેનાં આભરણો બનાવવાનો વિધિ વર્ણવેલો હોય છે. **સર્વરત્નનિધિ**ના કલ્પોમાં ચક્રવર્તીનાં ચૌદ રત્નોનું વિગતવાર વર્ણન હોય છે; **મહાપદ્મનિધિ**ના કલ્પોમાં વસ્ત્ર તથા રંગની ઉત્પત્તિ, તેના પ્રકાર, તેને ધોવાની રીતો તથા સાત ધાતુઓનું વર્ણન હોય છે; **કાલનિધિ**ના કલ્પોમાં સમગ્રકાલનું જ્ઞાન (જ્યોતિષ), તીર્થંકરાદિના વંશનું કથન, તથા સો પ્રકારના શિલ્પોનું વર્ણન હોય છે; **મહાકાલનિધિ**ના કલ્પોમાં લોહ, સુવર્ણ, મુક્તા, મણિ, સ્ફટિક, પરવાળાં વગેરેના વિવિધ ભેદો અને તેની ઉત્પત્તિ વગેરેનું વર્ણન હોય છે; **માણવકનિધિ**ના કલ્પોમાં યોદ્ધાઓની ઉત્પત્તિ, શસ્ત્ર-સામગ્રી, યુદ્ધનીતિ તથા દંડનીતિ વગેરેનું વર્ણન હોય છે; તથા **શંખનિધિ**ના કલ્પોમાં ગદ્ય, પદ્ય, નૃત્ય, નાટક વગેરેનું વિગતવાર વર્ણન હોય છે.

ચક્રવર્તી છખંડ જિતતાં જ્યારે ગંગા નદીના પશ્ચિમ તટે જાય છે, ત્યારે આ નવનિધિઓ પ્રગટ થાય છે, જેમાં ઉપર જણાવ્યા પ્રમાણે કલ્પો સાથે અઢળક સંપત્તિ ભરેલી હોય છે.

ચક્રવર્તી નાના-મોટા ૩૨૦૦૦ દેશોને જિતે છે, ત્યારે તેને દરેક દેશના રાજાની પુત્રી તથા તે દેશના આગેવાનની પુત્રી, એમ બે કન્યાઓ અર્પણ થાય છે, એટલે તે ૬૪૦૦૦ સ્ત્રીઓનો સ્વામી બને છે.

**चुलसी-हय-गय-रह-सयसहस्स-सामी**–[चतुरशीति-हय-गज-रथ-शतसहस्र-स्वामी]–ચોરાશી લાખ ઘોડા, ચોરાશી લાખ હાથી અને ચોરાશી લાખ રથના સ્વામી.

चतुरशीति-शतसहस्र એવા हय અને गज અને रथ તેના સ્વામી તે चतुरशीति-हय-गज-रथ-शत-सहस्र-स्वामी. चतुरशीति = ચોરાશી. शत-सहस्र – લાખ. हय – ઘોડો. गज – હાથી. रथ – વાહન-વિશેષ.

**छन्नवइ-गाम-कोडि-सामी**–[षण्णवति-ग्राम-कोटि-स्वामी]–છન્નુ ક્રોડ ગામોના સ્વામી.

षण्णवति-कोटि એવા ग्राम ના સ્વામી તે षण्णवति-ग्राम-कोटि-स्वामी. षण्णवति – છન્નુ. कोटि – ક્રોડ. ग्राम – ગામ.

**य** – [च] – અને.

**आसी** – [आसीत्] – હતા.

**जो** – [यः] – જે.

**भारहंमि** – [भारते] – ભરતક્ષેત્રમાં.

**भयवं** – [ भगवान् ] – ભગવાન.

**तं** – [ तम् ] – તે.

**संतिं** – [ शान्तिम् ] – સાક્ષાત્ શાંતિ જેવા, મૂર્તિમાન્ ઉપશમ જેવા.

'शान्तिरिव शान्तिस्तं मूर्तिमन्तमुपशममिवेत्यर्थः।' (બો. દી.) –' શાંતિ જેવા શાંતિ, તેમને. અર્થાત્ મૂર્તિમંત ઉપશમને. ભગવાન્ પ્રશમરસથી ભરેલા હોય છે, એટલે તે સાક્ષાત્ શાંતિ જેવા કે મૂર્તિમંત ઉપશમ જેવા લાગે છે.

**संतिकरं** – [ शान्तिकरम् ] – શાંતિ કરનારા.

શાંતિ-શબ્દથી અહીં સલિલાદિ દ્રવ્ય-ઉપદ્રવ અને મિથ્યા-ત્વાદિ ભાવ-ઉપદ્રવનું નિવારણ સમજવાનું છે. શ્રીશાંતિનાથ ભગવાન્ આવી શાંતિને કરનારા હોવાથી તેમને शान्तिकर કહ્યા છે.

**संतिण्णं** – [ संतीर्णम् ] – સારી રીતે તરી ગયેલા.

'सम्यक् तीर्णं संतीर्णम्'—સારી રીતે તરી ગયેલા તે સંતીર્ણ.

**सव्वभया** – [ सर्वभयात् ] – સર્વ પ્રકારના ભયોથી, મૃત્યુથી.

सर्व એવો ભય તે सर्वभय. અથવા सर्वને જેનો ભય છે, તે सर्वभय. જગતમાં સર્વ પ્રાણીઓને મૃત્યુનો ભય છે, તેથી તે सर्वभय કહેવાય છે, તેનાથી.

**संतिं** – [ शान्तिम् ] – શ્રીશાંતિનાથ ભગવાનને.

**थुणामि** – [ स्तौमि ] – સ્તવું છું.

जिणं – [ जिनम् ] – રાગાદિ જિતનારને.

संतिं – [ शान्तिम् ] – શાંતિ.

च – [ च ] – અને.

विहेउं – [ विधातुम् ] – આપવાને. [ विहेउ-विदधातु – કરો. ]

मे – [ मे ] – મને.

(૧૧-૧૨-૫) थुणामि – સ્તવું છું. શા માટે? संतिं च विहेउं मे – મને શાંતિ આપવાને. કોને? तं संतिं – તે શાંતિનાથ ભગવાનને. जो भयवं भारहम्मि आसी – જે ભગવાન્ ભરતક્ષેત્રમાં હતા. કેવા હતા? पढमं कुरुजणवय-हत्थिणाउर-नरीसरो – પ્રથમ કુરુદેશના હસ્તિનાપુરના મહારાજા હતા; य – અને. तओ – પછી, महाचक्कवट्टि-भोए – મહાચક્રવતિના રાજ્યને ભોગવનાર. महप्पभावो – મહાપ્રભાવથી યુક્ત હતા; તથા जो – જે. बावत्तरि-पुरवर-सहस्स-वर-नगर-निगम-जणवय-वई – બોંતેર હજાર મુખ્ય શહેરો તથા બીજા ઉત્તમ નગર અને નિગમવાળા દેશના સ્વામી હતા; તથા बत्तीसा-रायवर-सहस्साणुयाय-मग्गो – જેમના માર્ગને બત્રીસ હજાર ઉત્તમ રાજાઓ અનુસરતા હતા; તથા चउद्दस-वररयण-नवमहानिहि-चउसट्ठि-सहस्स-पवर-जुवईण सुंदरवइ – જે ચૌદ ઉત્તમરત્નો, નવ મહાનિધિઓ અને ચોસઠ હજાર શ્રેષ્ઠ સ્ત્રીઓના સ્વામી હતા; તથા चुलसी-हय-गय-रह-सयसहस्स-सामी – જે ચોરાશી લાખ ઘોડા, ચોરાશી લાખ હાથી અને ચોરાશી લાખ રથના સ્વામી હતા, તથા જે छन्नवइ-गाम-कोडिसामी – છન્નુ ક્રોડ ગામના અધિપતિ હતા; તથા संति – જે મૂર્તિમાન્ ઉપશમ જેવા હતા, તથા संतिकरं –

શાંતિ કરનારા હતા, તથા सव्वभया संतिण्णं – જે સર્વ ભયોને તરી ગયેલા હતા—અથવા સર્વને ભય આપનાર એવા મૃત્યુનો પાર પામી ગયેલા હતા; તથા जिणं – જે રાગાદિ શત્રુઓને જિતનારા હતા.

આ સંદાનિતકમાં પણ પ્રભુનું રાજ-રાજેશ્વરપણું દર્શાવવામાં આવ્યું છે.

(૧૧-૧૨-૬) જે ભગવાન્ પ્રથમ ભરતક્ષેત્રમાં કુરુદેશના હસ્તિનાપુરના રાજા હતા અને પછીથી મહાચક્રવર્તીના રાજ્યને ભોગવનારા મહાપ્રભાવવાળા થયા, તથા બોંતેર હજાર મુખ્ય શહેરો અને હજારો નગર તથા નિગમવાળા દેશના પતિ બન્યા કે જેમને બત્રીસ હજાર ઉત્તમ રાજાઓ અનુસરતા હતા, તેમ જ જે ચૌદ રત્નો, નવ મહાનિધિઓ, ચોસઠ હજાર સ્ત્રીઓના સ્વામી બન્યા હતા, તથા ચોરાશી લાખ ઘોડા, ચોરાશી લાખ હાથી, ચોરાશી લાખ રથ અને છન્નુ ક્રોડ ગામોના અધિપતિ બન્યા હતા, તથા જે મૂર્તિમાન્ ઉપશમ જેવા, શાંતિ-કરનારા, સર્વ ભયોને તરી ગયેલા અને રાગાદિ શત્રુઓને જિતનારા હતા, તે શાંતિનાથ ભગવાનનું શાંતિ-નિમિત્તે હું સ્તવન કરું છું.

(૧૩-૪) **इक्खाग** ! – [ऐक्ष्वाक !] – હે ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા !

'इक्ष्वाकोरपत्यं ऐक्ष्वाकः' – ઇક્ષ્વાકુનું અપત્ય તે ઐક્ષ્વાક. શ્રીઋષભદેવજીનો વંશ ઇક્ષ્વાકુ કહેવાય છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે 'सक्को वंस-ट्ठवणे, इक्खु-आगू तेण होंति इक्खागा' – વંશ-

સ્થાપન વખતે શક્ર ઈક્ષુ( શેરડી ) લાવ્યા, ભગવાને તેની ઇચ્છા કરી, તેથી ઈક્ષ્વાકુ કહેવાય છે.' આ પ્રસંગની સ્પષ્ટતા ત્રિષષ્ટિ-શલાકા-પુરુષ-ચરિત્રનાં પ્રથમ પર્વના બીજા સર્ગમાં આ પ્રમાણે છેઃ '( શ્રીઋષભદેવ ) પ્રભુને જન્મ થયાને એક વર્ષ થવા આવ્યું, એટલે સૌધર્મેન્દ્ર વંશ-સ્થાપન કરવાને માટે ત્યાં આવ્યા. 'સેવકે ખાલી હાથે સ્વામીનું દર્શન કરવું ન જોઈએ,' એવી બુદ્ધિથી જ જાણે હોયની તેમ ઇંદ્રે એક મોટી ઈક્ષુ-યષ્ટિ ( શેરડીનો સાંઠો ) સાથે લીધી. પછી ઇંદ્ર ઈક્ષુદંડ-સહિત નાભિરાજાના ઉત્સંગમાં બેઠેલા પ્રભુ પાસે આવ્યા, એટલે પ્રભુએ અવધિજ્ઞાનવડે ઇંદ્રનો સંકલ્પ જાણી લઈ, હસ્તીની પેઠે તે ઇક્ષુ-દંડ લેવાને પોતાનો કર લાંબો કર્યો. સ્વામીના આ ભાવને જાણનારા ઇંદ્રે મસ્તકવડે પ્રણામ કરીને ભેટ તરીકે તે ઈક્ષુદંડ પ્રભુને અર્પણ કર્યો. પ્રભુએ ઇક્ષુની અભિલાષા કરી, તેથી તેમનો 'ઈક્ષ્વાકુ' એવા નામનો વંશ સ્થાપન કરી, ઇંદ્ર સ્વર્ગમાં ગયા.'

**विदेह !** – [ विदेह ! ] – વિશિષ્ટ દેહવાળા !

**नरीसर !** – [ नरेश्वर ! ] – નરેશ્વર ! મનુષ્યોના સ્વામી !

**नर-वसहा !** – [ नर-वृषभ ! ] – હે નરશ્રેષ્ઠ !

નરમાં વૃષભ સમાન તે નરવૃષભ. અહીં વૃષભ-શબ્દ ઉપમાન તરીકે છેડે આવેલો હોવાથી શ્રેષ્ઠતાનો નિદર્શક છે.

**मुणि-वसहा !** – [ मुनि-वृषभ ! ] – હે મુનિ-શ્રેષ્ઠ !

મુનિમાં વૃષભ સમાન તે મુનિવૃષભ. અહીં પણ વૃષભ-શબ્દ શ્રેષ્ઠતાનો સૂચક છે.

પર્યાયજ્ઞાની હતા, ૯૪૦૦ અવધિજ્ઞાની હતા, ૩૭૫૦ ચૌદ-પૂર્વી હતા; ૧૨૪૦૦ વાદી હતા, ૨૦૪૦૦ વૈક્રિયલબ્ધિવાળા હતા, ૧૦૦૦૦૦ સાધુઓ હતા, ૩૩૦૦૦૦ સાધ્વીઓ હતી, ૨૯૮૦૦૦ શ્રાવકો હતા, અને ૫૪૫૦૦૦ શ્રાવિકાઓ હતી.* અહીં विपुल-कला એવો પાઠ પણ મળે છે, તેનો અર્થ વિશાલ કલાવાળા થાય છે.

**पणमामि** – [ प्रणमामि ] – પ્રણામ કરું છું, નમસ્કાર કરું છું.

**तं** – [ त्वाम् ] – તમને.

**भव-भय-मूरण !** – [ भव-भय-भञ्जन ! ] – ભવનો ભય ભાંગનારા !

भवथी ભય તે भव-भय, તેનું भञ्जन કરનાર તે भव-भय-भञ्जन. અહીં भञ्ज् ધાતુનો मूर् આદેશ થયેલો છે અને કર્ત્તરિ-પ્રયોગમાં अनट् પ્રત્યય આવેલો છે.

**जग-सरणा !** – [ जगच्छरण ! ] – જગતને શરણરૂપ ! જગજ્જીવોને શરણ આપનારા !

जगत्‌નું शरण તે जगच्छरण. તીર્થંકર દેવો ધર્મતીર્થનાં પ્રવર્ત્તન વડે જગતના જીવોને અનન્ય-શરણ (રક્ષણ) આપે છે.

**मम** – [ मम ] – મારું.

**सरणं** – [ शरणम् ] – શરણ, રક્ષણ.

અહીં ' त्वं वर्तसे ' એ બે પદો અધ્યાહાર સમજવાનાં છે.

---

* ત્રિ. શ. પર્વ ૨જું, સર્ગ છઠ્ઠો.

(૧૩-૫) આ ગાથામાં શ્રીઅજિતનાથ ભગવાનનું મહા-મુનિપણું ચૌદ વિશેષણો વડે દર્શાવવામાં આવ્યું છે, તે આ રીતેઃ

(१) इक्खाग, (२) विदेह, (३) नरीसर, (४) नर-वसहा, (५) मुणि-वसहा, (६) नव-सारय-ससि-सकलाणण, (७) विगय-तमा, (८) विहुय-रया, (९) उत्तम-तेअ, (१०) महामुणि, (११) अमिय-बला, (१२) विउल-कुला, (१३) भव-भय-मूरण, (१४) जग-सरणा.

(૧૩-૬) હે ઇક્ષ્વાકુકુલમાં ઉત્પન્ન થયેલા! હે વિશિષ્ટ દેહવાળા! હે નરેશ્વર! હે નર-શ્રેષ્ઠ! હે મુનિ-શ્રેષ્ઠ! હે શરદ્-ઋતુના નવીનચંદ્ર જેવા કલા-પૂર્ણ મુખવાળા! હે અજ્ઞાન-રહિત! હે કર્મ-રહિત! હે ઉત્તમ તેજવાળા! (ગુણોથી) હે મહામુનિ! હે અપરિમિત-બલવાળા! હે વિશાળ-કુલવાળા! હે ભવનો ભય ભાંગનારા! હે જગજ્જીવોને શરણ આપનારા અજિતનાથ પ્રભુ! હું તમને પ્રણામ કરું છું; કારણ કે તમે જ મને શરણરૂપ છો.*

---

* અન્ય સંપ્રદાયમાં શરણ-ગમન માટે કહ્યું છે કે—

"तमेव शरणं गच्छ, सर्वभावेन भारत! ।
तत्प्रसादात् परां शान्तिं, स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥"

—ભગવદ્‌ગીતા.

હે અર્જુન! સર્વ ભાવથી તેના જ (ભગવાનના જ) શરણે જા. તેના પ્રસાદથી તને પરમ શાંતિ તથા શાશ્વત સ્થાનની પ્રાપ્તિ થશે.

'सर्व-धर्मान् परित्यज्य, मामेकं शरणं व्रज ।'

—ભગવદ્‌ગીતા.

સર્વ ધર્મો છોડીને મારાં એકલાનાં જ શરણે જા.

(૧૪-૪) देव-दाणविंद-चंद-सूर-वंद – [ देव-दानवेन्द्र-चन्द्र-सूर्य-वन्द्य ! ] – હે દેવેન્દ્ર, દાનવેન્દ્ર, ચંદ્ર અને સૂર્યો વડે વંદન કરવા યોગ્ય !

देव અને दानव તે देव-दानव, તેના इन्द्र તે देव-दानवेन्द्र, તથા चन्द्र તથા सूर्य તે देव-दानवेन्द्र-चन्द्र-सूर्य, તેમના વડે वन्द्य, તે देव-दानवेन्द्र-चन्द्र-सूर्य-वन्द्य.

हट्ठ-तुट्ठ – [ हृष्ट-तुष्ट ! ]–હે આનંદ-સ્વરૂપ ! હે પ્રસન્નતાપૂર્ણ !

हृष्ट – હર્ષ પામેલ. तुष्ट – પ્રસન્ન થયેલ. બધા અર્હતો મુનિપણાનાં ઉત્કૃષ્ટ પાલનથી વીતરાગ થયેલા હોય છે અને મોહનીય કર્મનો સંપૂર્ણ ક્ષય થવાથી હર્ષ-શોક-તૃષ્ણા-રહિત હોય છે. વીતરાગ-દશામાં કોઈ પણ વસ્તુની આકાંક્ષા-અભિલાષા કે ખેદનો અનુભવ થતો નથી; પરંતુ પ્રાપ્ત સ્થિતિથી સંતુષ્ટ રહેવાને કારણે તેઓ સદા પ્રસન્ન હોય છે અને તેવો ભાવ તેમના મુખ પર તરવરતો જોવાય છે. આ કારણે તેમને અહીં हृष्ट-तुष्ट એટલે આનંદ-સ્વરૂપ કે પ્રસન્નતા-પૂર્ણ કહેલા છે.

जिट्ठ !– [ ज्येष्ठ ! ] – હે અત્યંત મહાન્ !

અર્હદ્દેવ તીર્થંકર-નામકર્મરૂપી પુણ્ય પ્રકૃતિના વિપાકોદયને ભોગવતા હોવાથી મહાન્ ગણાય છે. તેમનાથી વધારે મહાન્ આ જગતમાં બીજું કોઈ નથી, તેથી અહીં તેમને જ્યેષ્ઠ–મહાન્ કહ્યા છે.*

* બીજાઓ પણ પોતાના ઇષ્ટદેવની આ રીતે સ્તુતિ કરે છે :–

" ज्येष्ठराजं ब्रह्मणस्पत आन० "–यजुर्वेद ।

परम-लट्ठ-रूव – [परम-लष्ट-रूप !] – હે પરમ સુંદર રૂપવાળા !

परम અને लष्ट એવું रूप ધારણ કરનારા તે परम-लष्ट-रूप. परम – પરમ. लष्ट – કાંતિવાળું, સુંદર. रूप – રૂપ. પરમ સુંદર રૂપવાળા.

धंत-रुप्प-पट्ट-सेय-सुद्ध-निद्ध-धवल-दंत-पंति ! – [ध्मात-रूप्य-पट्ट-श्रेयः(श्वेत)-शुद्ध-स्निग्ध-धवल-दन्तपङ्क्ते !] – હે ધમેલા રૂપાની પાટ જેવી ઉત્તમ, નિર્મળ, ચકચકિત અને ધવલ દંત-પંક્તિવાળા !

ध्मात એવું रूप्य તે ध्मात-रूप्य, તેનો पट्ट તે ध्मात-रूप्य-पट्ट; તેના જેવી श्रेय (श्वेत) અને शुद्ध અને स्निग्ध અને धवल दंत-पंक्ति તે ध्मात-रूप्य-पट्ट-श्रेय-(श्वेत)-शुद्ध-स्निग्ध-धवल-दंत-पंक्ति. ध्मात – ધમેલું, ગરમ કરેલું. रूप्य-રૂપું. पट्ट – પાટ. श्रेय – ઉત્તમ. આકૃતિ અને રચનામાં અતિસુંદર. शुद्ध – નિર્મલ. स्निग्ध – ચીકણી, ચકચકિત. धवल – ઉજ્જ્વલ, શ્વેત. दंत-पंक्ति – દાંતની હાર. ધમેલા રૂપાની પાટ જેવી ઉત્તમ, નિર્મળ, ચકચકિત અને શ્વેત દંત-પંક્તિવાળા.

संति ! – [शान्ते !] – હે શાંતિનાથ !

सत्ति-कित्ति-(दित्ति)-मुत्ति-जुत्ति-गुत्ति-पवर ! – [शक्ति-कीर्ति-(दीप्ति)-मुक्ति-युक्ति-गुप्ति-प्रवर !] – હે શક્તિ-પ્રવર ! હે કીર્તિ-પ્રવર ! (હે દીપ્તિ-પ્રવર !) હે મુક્તિ-પ્રવર ! હે યુક્તિ-પ્રવર ! હે ગુપ્તિ-પ્રવર !

શક્તિ અને कीर्ति અને (दीप्ति) અને मुक्ति અને युक्ति અને गुप्तिમાં प्रवर તે शक्ति-कीर्ति-(दीप्ति)-मुक्ति-युक्ति-गुप्ति-प्रवर. અહીં प्रवर વિશેષણ દરેક પદ સાથે સંબંધ ધરાવે છે. शक्ति-प्रवर - શક્તિમાં શ્રેષ્ઠ, સર્વ શક્તિમાન્. कीर्ति-प्रवर - કીર્તિમાં શ્રેષ્ઠ, કીર્તિશાળી. दीप्ति-प्रवर - દીપ્તિમાં શ્રેષ્ઠ, અત્યંત તેજોમય. मुक्ति-प्रवर - મુક્તિનો માર્ગ બતાવવામાં શ્રેષ્ઠ, અથવા સંપૂર્ણ ત્યાગી. युक्ति-प्रवर - યુક્તિમાં શ્રેષ્ઠ. જે વચન ન્યાય-યુક્ત હોય છે, તેને યુક્તિ કહેવામાં આવે છે. 'युक्तिः न्यायोपपन्नवचनम्।' (બો. દી.) અર્હદ્દેવનાં વચનો સદા સાપેક્ષ હોય છે, પણ નિરપેક્ષ હોતાં નથી; તેથી તેનું ખંડન થઈ શકતું નથી; માટે તેમને युक्ति-प्रवर કહેવામાં આવ્યા છે. गुप्ति-प्रवर - ગુપ્તિનું પાલન કરવામાં શ્રેષ્ઠ, યોગીશ્વર. ગુપ્તિનું યથાર્થ પાલન કરનાર યોગીશ્વર કહેવાય છે.

**दित्त-तेअ-वंद-धेअ** - [ दीप्त-तेजो-वृन्द-ध्येय ! ] - દેવ-સમૂહને પણ ધ્યાન કરવા યોગ્ય.

दीप्त છે तेजस् જેનું તે दीप्ततेजः, તેમનું वृन्द તે दीप्त-तेजो-वृन्द, તેને માટે ध्येयરૂપ તે दीप्त-तेजो-वृन्द-ध्येय. दीप्त - પ્રકાશમાન. तेजः- કાંતિ. वृन्द - સમૂહ. ध्येय - ધ્યાન કરવાને યોગ્ય. दीप्त-तेजः શબ્દથી અહીં દેવોને ગ્રહણ કરવા ઘટે છે, કારણ કે તેઓના દેહ દીપ્તિમાન્ હોય છે. આ સામાસિક પદનો दित्त-तेअ, वंद અને धेअ એવો પદચ્છેદ પણ થઈ શકે છે, જેનો અર્થ અનુક્રમે દીપ્ત તેજવાળા, વંદ્ય અને ધ્યેય થાય છે.

**सव्व-लोअ-भाविय-प्पभाव**–[सर्व लोक-भावित-प्रभाव !]–સમસ્ત વિશ્વ પર પ્રભાવ પાડનારા.

सर्व એવો लोक તે सर्व-लोक, તેમાં भावित છે प्रभाव જેનો, તે सर्व-लोक-भावित-प्रभाव. सर्व – સમસ્ત. लोक – વિશ્વ. भावित– પ્રસારિત, પાડેલો. प्रभाव – પ્રભાવ. જેણે સમસ્ત વિશ્વમાં પોતાનો પ્રભાવ પાડ્યા છે તેવા.

**णेअ** ! – [ ज्ञेय ! ] – હે જાણવા યોગ્ય !

અર્હત્ જેમ ધ્યેય છે, તેમ જ્ઞેય પણ છે. જ્યાં સુધી તેમનું સ્વરૂપ જાણવામાં આવે નહિ, ત્યાં સુધી ભવ-સાગરનું ભ્રમણ અટકતું નથી.

**पइस** – [ प्रदिश ] – આપો.

**मे** – [ मे ] – મને.

**समाहिं** – [ समाधिम् ] – સમાધિ, ચિત્તની સ્વસ્થતા.

( ૧૪-૫ ) संति ! पइस मे समाहिं – હે શાંતિનાથ ભગવન્ ! મને સમાધિ આપો. કેવા છે શાંતિનાથ ભગવાન્ ? ચૌદ વિશેષણોએ કરીને સહિત. તે આ પ્રમાણેઃ ( ૧ ) देव-दाणविंद-चंद-सूर-वंद, ( ૨ ) हट्ठ-तुट्ठ, ( ૩ ) जिट्ठ, ( ૪ ) परम-लट्ठ-रूव, ( ५ ) धंत-रुप्प-पट्ट-सेय-सुद्ध-निद्ध-धवल-दंत-पंति, ( ૬ ) सत्ति-पवर, ( ७ ) कित्ति-पवर, ( ८ ) दित्ति-पवर, ( ९ ) मुत्ति-पवर, ( १० ) जुत्ति-पवर, ( ११ ) गुत्ति-पवर, ( १२ ) दित्त-तेअ-वंद-धेअ, ( १३ ) सव्व-लोअ-भाविअ-प्पभाव, ( १४ ) णेअ. આ ક્ષુલ્લકમાં પણ શ્રી-શાંતિનાથ ભગવાનનું મહામુનિપણું દર્શાવવામાં આવ્યું છે.

(૧૪-૬) (૧) હે દેવેન્દ્ર, દાનવેન્દ્ર, ચંદ્ર તથા સૂર્યવડે વંદન કરવા યોગ્ય! (૨) હે આનંદ-સ્વરૂપ! (પ્રસન્નતા-પૂર્ણ!) (૩) હે અતિશય મહાન! (૪) હે પરમ સુંદર રૂપવાળા! (૫) હે ધમેલા રૂપાની પાટ જેવી ઉત્તમ, નિર્મળ; ચકચકિત અને ધવલ દંતપંક્તિવાળા! (૬) હે સર્વશક્તિમાન્! (૭) હે કીર્તિશાળી! (૮) હે અત્યંત તેજોમય! (૯) હે મુક્તિ-માર્ગને બતાવવામાં શ્રેષ્ઠ! (અથવા પરમ ત્યાગી!) (૧૦) હે યુક્તિ-યુક્ત વચન બોલવામાં ઉત્તમ! (૧૧) હે યોગીશ્વર! (૧૨) હે દેવ-સમૂહને પણ ધ્યાન કરવાને યોગ્ય! (૧૩) હે સમસ્ત વિશ્વમાં પ્રભાવ પાડનારા અને (૧૪) જાણવાને યોગ્ય એવા શ્રીશાંતિનાથ ભગવન્! મને સમાધિ આપો.

(૧૫-૧૬-૪) **विमल-ससि-कलाइरेअ-सोमं** – [ विमल-शशि-कलाऽतिरेक-सौम्यम् ]–નિર્મળ ચંદ્રકલાથી પણ અધિક સૌમ્ય.

વિમલ એવી શશિકલા તે विमल-शशि-कला, તેના કરતાં अतिरेक सौम्य તે विमल-शशि-कलाऽतिरेक-सौम्य. विमल–નિર્મલ. शशिकला – ચંદ્રની કલા. अतिरेक – અતિશય, અધિક. सौम्य – શાંતિ, નિર્મલતા, આહ્લાદકતા આદિ ગુણોથી યુક્ત.

**वितिमिर-सूर-कराइरेअ-तेअं** – [ वितिमिर-सूर-करातिरेक-तेजसम् ] – આવરણ-રહિત સૂર્યનાં કિરણોથી પણ અધિક તેજવાળા.

वितिमिर એવાં सूर-कर તે वितिमिर-सूर-कर, તેનાથી अतिरेक છે तेजस् જેનું તે वितिमिर-सूर-करातिरेक-तेज:, તેને – वितिमिर-सूर-करातिरेक-तेजसम्. वितिमिर – આવરણ-રહિત. 'विगतं तिमिरं यस्मात् वितिमिरम्.' तिमिर – અંધકાર, આવરણ. सूरનાં कर તે सूर-कर. सूर – સૂર્ય. कर – કિરણો, સૂર્યનાં કિરણો. अतिरेक – અધિક. तेजस् – તેજ. આવરણ-રહિત સૂર્યનાં કિરણોથી અધિક તેજવાળા.

**तिअसवइ-गणाइरेअ-रूवं**–[त्रिदशपति-गणातिरेक-रूपम्]– ઇંદ્રોના સમૂહથી પણ અધિક રૂપવાળા.

त्रिदशपतिનો गण તે त्रिदशपति-गण, તેનાથી अतिरेक છે रूप જેનું તે त्रिदशपति-गणातिरेक-रूप. त्रिदश – દેવ, તેનો पति – સ્વામી, તે ઇંદ્ર. गण – સમૂહ.

**धरणिधर-प्पवराइरेअ-सारं** – [धरणिधर-प्रवरातिरेक-सारम्] – મેરુ પર્વતથી પણ અધિક દઢતાવાળા.

धरणिधरમાં प्रवर તે धरणिधर-प्रवर, તેનાથી अतिरेक છે सार જેનો તે धरणिधर-प्रवरातिरेक-सार. धरणिधर – પર્વત. प्रवर – શ્રેષ્ઠ. धरणिधर-प्रवर – મેરુ પર્વત. अतिरेक – અધિક. सार – સત્ત્વ, દઢતા. મેરુ પર્વતથી પણ અધિક દઢતાવાળા.

**सत्ते** – [सत्त्वे] – આત્મ-બળમાં.

સત્ત્વ એટલે બલ કે પરાક્રમ. તે વીર્યાન્તરાયકર્મના ક્ષયોપશમ વગેરેથી ઉત્પન્ન થતો આત્માનો એક પ્રકારનો પરિણામ છે. અહીં તે ક્ષાયિક ભાવે પ્રાપ્ત થયેલો છે.

**अ** – [ च ] – અને.

**सया** – [ सदा ] – નિરંતર.

**अजियं** – [ अजितम् ] – અજિત, અન્યથી નહિ જિતાયેલા.

**सारीरे** – [ शारीरे ] – શારીરિક.

शरीरसंबंधी ते शारीर. આ પદ वલેનું વિશેષણ છે.

**अ** – [ च ] – અને.

**वले** – [ वले ] – બલને વિષે.

**अजियं** – [ अजितम् ] – અજિત.

**तव-संजमे** – [ तपः-संयमयोः ] – તપ અને સંયમને વિષે.

तपः અને संयम તે तपः-संयम, તેના વિષે – तपः-संयमयोः. તપ બાર પ્રકારનું છે, સંયમ સત્તર પ્રકારનો છે, તે બંનેને વિષે.

**अ** – [ च ] – અને.

**अजियं** – [ अजितम् ] – અજિત.

**एस** – [ एषः ] – આ.

**थुणामि** – [ स्तौमि ] – હું સ્તવું છું.

**जिणं** – [ जिनम् ] – જિનને.

**अजिअं** – [ अजितम् ] – શ્રીઅજિતનાથને.

(૧૫-૧૬-૫) સરલ છે. આ સંદાનિતકમાં પ્રભુનું જિનેશ્વરપણું – તીર્થંકરપણું દર્શાવવામાં આવ્યું છે.

(૧૫-૧૬-૬) નિર્મલ ચંદ્રકલાથી પણ અધિક સૌમ્ય, આવરણ-રહિત, સૂર્યનાં કિરણોથી પણ વધારે તેજવાળા,

ઇંદ્રોના સમૂહથી પણ અધિક રૂપવાળા, મેરુ પર્વત કરતાં પણ વધારે દૃઢતાવાળા, તથા નિરંતર આત્મ-બલમાં અજિત, શારીરિક-બલમાં પણ અજિત અને તપ તથા સંયમમાં પણ અજિત, એવા શ્રીઅજિતજિનને હું સ્તવું છું.

(૧૭-૧૮-૪) **सोमगुणेहिं**-[सौम्यगुणैः]-આહ્‌લાદકતા વગેરે ગુણો વડે.

સૌમ્ય એ જ ગુણ તે સૌમ્યગુણ. અહીં તેની જાતિના બીજા ગુણો પણ અભિપ્રેત હોવાથી બહુવચનનો પ્રયોગ કરેલો છે, એટલે सौम्यगुणैः નો અર્થ 'આહ્‌લાદકતા વગેરે ગુણો વડે' થાય છે. 'सोमस्य आहूलादकस्य भावः सौम्यम्' (બો. દી.)-'સોમ એટલે આહ્‌લાદક, તેનો ભાવ તે સૌમ્ય કે આહ્‌લાદકતા.'

**न पावइ**-[न प्राप्नोति]-પામતો નથી.

**तं**-[तम्]-તેને.

नव-सरय-ससी-[नव-शरत्-शशी]-શરદ્‌ઋતુનો પૂર્ણચંદ્ર.

नव એવો शरत्‌નો शशी તે नव-शरत् शशी. नव-નવીન, યુવાન. शरत्-શરદ્ ઋતુ. કન્યા અને તુલા રાશિમાં સૂર્ય જેટલો સમય રહે તેટલા કાળને શરદ્-ઋતુ કહે છે.

तेअ-गुणेहिं-[तेजो-गुणैः]-તેજ વગેરે ગુણોવડે.

तेजस् એ જ ગુણ તે तेजोगुण. તેની પ્રમુખતાવાળા ગુણો તે तेजो-गुणाः, તેના વડે-तेजो-गुणैः.

**नव-सरय-रवी** – [ नव-शरद्-रविः ] – શરદ્ ઋતુનો પૂર્ણ-કલાએ* પ્રકાશતો સૂર્ય.

**रूव-गुणेहिं** – [ रूप-गुणैः ] – રૂપ વગેરે ગુણોવડે.

रूप એ જ ગુણ તે रूपगुण. તેની પ્રમુખતાવાળા ગુણો તે रूप-गुणाः, તેના વડે रूप-गुणैः.

**तिअस-गण-वई** – [ त्रिदश-गण-पतिः ] – ઇંદ્ર.

**सार-गुणेहिं** – [सार-गुणैः] – અત્યંત દૃઢતા વગેરે ગુણવડે.

सार એ જ ગુણ તે सारगुण. અહીં ગૌરવના અર્થમાં બહુ-વચનનો પ્રયોગ છે, તેથી सारगुणैःનો અર્થ 'અત્યંત દૃઢતા વગેરે ગુણવડે' કરવો સમુચિત છે.

---

* तथा चोक्तं लौकिकशास्त्रेषु—

"ऋतुभेदात् पुनस्तस्यातिरिच्यन्तेऽपि रश्मयः ।
शतानि द्वादश मधौ, त्रयोदश तु माधवे ॥
चतुर्दश पुनर्ज्येष्ठे, नभो-नभस्ययोस्तथा ।
पञ्चदशैव त्वाषाढे, षोडशैव तथाऽऽश्विने ॥
कार्तिके त्वेकादश च, शतान्येवं तपस्यपि ।
मार्गे च दश सार्धानि, शतान्येवं च फाल्गुने ॥
पौष एव परं मासि, सहस्रं किरणा रवेः"

—ઋતુના ભેદથી તેનાં કિરણોમાં વૃદ્ધિ થાય છે. ચૈત્ર માસમાં ૧૨૦૦, વૈશાખમાં ૧૩૦૦, જેઠમાં ૧૪૦૦, શ્રાવણ તથા ભાદરવામાં ૧૪૦૦, આષાઢમાં ૧૫૦૦, આસોમાં ૧૬૦૦, કાર્તિકમાં ૧૧૦૦, માહમાં ૧૧૦૦, માગશરમાં ૧૦૫૦, ફાગણમાં ૧૦૫૦ અને પોષ માસમાં સૂર્યનાં કિરણો ૧૦૦૦ હોય છે.

—કલ્પસૂત્ર-સુબોધિકા, સૂત્ર ૪૦.

**धरणिधर-वई** – [ धरणिधरपतिः ] – મેરુ પર્વત.

**तित्थवर-पवत्तयं** – [ तीर्थवर-प्रवर्त्तकम् ] – ઉત્તમ તીર્થને પ્રવર્તાવનાર.

वर એવું तीर्थ તે तीर्थवर, તેના प्रवर्तक તે तीर्थवर-प्रवर्त्तक. वर – ઉત્તમ. तीर्थ – ચતુર્વિધ શ્રમણુસંઘ. 'तीर्थं चतुर्विध-श्रमण-सङ्घः' (બો. દી.). प्रवर्त्तक – પ્રવર્ત્તન કરનાર, પ્રવ-ર્ત્તાવનાર.

**तम-रय-रहियं** – [ तमो-रजो-रहितम् ] – અજ્ઞાન અને મોહથી રહિત.

तमः અને रजः તે तमो-रजः, તેનાથી रहित તે तमो-रजो-रहित. तमः – અંધકાર, અજ્ઞાન. रजः – રજ, મોહરૂપી ધૂળ.

**धीर-जण-थुयच्चियं** – [ धीर-जन-स्तुतार्चितम् ] – પ્રાજ્ઞ પુરુષોવડે સ્તવાયેલા અને પૂજાયેલા.

धीर એવા जन તે धीर-जन, તેના વડે स्तुत અને अर्चित તે धीर-जन-स्तुतार्चित. धीर – સ્થિર-ચિત્તવાળા, પંડિત, પ્રાજ્ઞ. जन – મનુષ્ય. स्तुत – સ્તવાયેલા-વાણી વડે. अर्चित-પૂજાયેલા-પુષ્પાદિ વડે.

**चुअ-कलि-कलुसं** – [ च्युत-कलि-कलुषम् ] – કલિના કાલુષ્યથી રહિત, કલહની કાળાશથી રહિત.

च्युत થયું છે कलिनुं कलुष જેનું તે च्युत-कलि-कलुष. 'कलिर्वैरं कलहो वा।' कलि એટલે વૈર કે કલહ. અથવા તામસિક ગુણોનો સમૂહ એ જ કલિ છે. કહ્યું છે કે :—

" यदा मायाऽनृतं तन्द्रा, निद्रा हिंसा विषादनम् ।
शोक-मोहौ भयं दैन्यं, स कालिस्तामसः स्मृतः ॥ "

જ્યારે કપટ, જૂઠ, તંદ્રા, નિદ્રા, હિંસા, વિષાદ, શોક, મોહ, ભય અને દીનતા જણાય; ત્યારે તામસિક વૃત્તિવાળો કલિ સમજવો.

कलुष – કાળાશ.

**संति-सुह-प्पवत्तयं** – [ शान्ति-शुभ-( सुख )-प्रवर्त्तकम् ] – શાંતિ અને શુભ( સુખ )ને ફેલાવનાર.

शान्ति અને शुभ( सुख ) તે शान्ति-शुभ( सुख ), તેના प्रवर्त्तक તે शान्ति-शुभ( सुख )-प्रवर्त्तक. અહીં શાંતિ શબ્દથી ઉપદ્રવ-રહિત અવસ્થા અને શુભ શબ્દથી મંગલ કે કલ્યાણ અભિપ્રેત છે.

**तिगरण-पयओ** – [ त्रिकरण-प्रयतः ] – ત્રણ કરણથી પ્રયત્નવાન્, મન, વચન અને કાયાના પ્રણિધાન-પૂર્વક.

त्रिकरण વડે प्रयत તે त्रिकरण-प्रयत. त्रिकरण – મન, વચન અને કાયા. प्रयत – પ્રયત્નશીલ, સાવધાન.

**संतिं** – [ शान्तिम् ] – શ્રીશાંતિનાથ ભગવાનને.

**अहं** – [ अहम् ] – હું.

**महामुणिं** – [ महामुनिम् ] – મહામુનિને.

**सरणं उवणमे** – [ शरणम् उपनमामि ] – શરણે જાઉં છું.

( ૧૭-૧૮-**५** ) अहं सरणं उवणमे – હું શરણે જાઉં છું. કેવો હું? तिगरण-पयओ – મન, વચન અને કાયાનાં પ્રણિ-

ધાનવાળો. કોનાં શરણે જાઉં છું? नव-सरय-ससी सोमगुणेहिं न पावइ तं संतिं – જેમને શરદ્‌ઋતુનો પૂર્ણચંદ્ર આહ્‌લાદકતા આદિ ગુણો વડે પહોંચી શકતો નથી, તે શાંતિનાથનાં શરણે. नव-सरय-रवी तेअ-गुणेहिं न पावइ तं संतिं – જેમને શરદ્‌ઋતુનો પૂર્ણ-કિરણોએ પ્રકાશતો સૂર્ય તેજ વગેરે ગુણો વડે પહોંચી શકતો નથી તે શાંતિનાથનાં શરણે. तिअस-गण-वई रूव-गुणेहिं न पावइ तं संतिं – જેમને ઇંદ્ર રૂપ વગેરે ગુણો વડે પહોંચી શકતો નથી, તે શાંતિનાથનાં શરણે અને धरणिधरवई सार-गुणेहिं न पावइ तं संतिं – જેમને મેરુપર્વત અત્યંત દૃઢતા વગેરે ગુણો વડે પહોંચી શકતો નથી, તે શાંતિનાથનાં શરણે. વળી કેવા શાંતિનાથનાં શરણે? तित्थवर-पवत्तयं – જે ઉત્તમ તીર્થના પ્રવર્તક છે; તથા तम-रय-रहिय – જે મોહનીય વગેરે કર્મોથી રહિત છે; તથા धीर-जण-थुयच्चियं – જે પ્રાજ્ઞ પુરુષો વડે સ્તવાયેલા અને પૂજાયેલા છે; તથા चुय-कलि-कलुसं – જે કલેશ અને કાલુષ્યથી રહિત છે; તથા संति-सुह-पवत्तय – જે શાંતિ અને શુભ(સુખ)ને ફેલાવનારા છે; તે महामुणि – શાંતિનાથનાં શરણે.

(૧૭-૧૮-૬) જેમને શરદ્‌ઋતુનો પૂર્ણ ચંદ્ર આહ્‌લાદકતા આદિ ગુણો વડે પહોંચી શકતો નથી, જેમને શરદ્‌ઋતુનો પૂર્ણ કિરણોથી પ્રકાશતો સૂર્ય તેજ વગેરે ગુણો વડે પહોંચી શકતો નથી, જેમને ઇંદ્ર રૂપ વગેરે ગુણો વડે પહોંચી શકતો નથી, જેમને મેરુપર્વત દૃઢતા વગેરે ગુણો વડે પહોંચી શકતો નથી, જેઓ શ્રેષ્ઠ તીર્થના પ્રવર્તક છે, મોહનીય વગેરે કર્મોથી રહિત છે, પ્રાજ્ઞ પુરુષો વડે સ્તવાયેલા અને પૂજાયેલા છે,

જેઓ કલિ-કલહની કલુષતાથી રહિત છે, જેઓ શાંતિ અને શુભ(સુખ)ને ફેલાવનારા છે, તેવા મહામુનિ શ્રીશાંતિનાથનાં શરણને હું મન, વચન અને કાયાની એકાગ્રતા-પૂર્વક અંગીકાર કરું છું.

(૧૯-૨૦-૨૧-૪) **विणओणय-सिर-रइ-अंजलि-रिसि-गण-संथुयं** -- [ विनयावनत-शिरो-रचित-अञ्जलि-ऋषिगण-संस्तुतम् ]- ભક્તિથી નમેલા અને મસ્તક પર બે હાથ જોડનારા ઋષિઓના સમૂહથી સારી રીતે સ્તવાયેલા.

विनय વડે अवनत તે विनयावनत, એવું शिरस् તે विनयावनत-शिरस्, તેના પર रचित अञ्जलि જેણે તે विनयावनत-शिरो-रचित-अञ्जलि, એવો જે ऋषिगण, તેના વડે संस्तुत. તે विनयावनत-शिरो-रचित-अञ्जलि-ऋषिगण-संस्तुत. विनय - ભક્તિ, अवनत - નમેલું. शिर - મસ્તક. विनयावनत-शिर:- વિનયથી નમેલું મસ્તક. रचिताञ्जलि - તેના પર અંજલિ રચનાર, તેના પર બે હાથ જોડનાર. ऋषि-गण - ઋષિઓનો સમૂહ. જે (પુરુષ) જ્ઞાન વડે સંસારનો પાર પામે, તે ઋષિ કહેવાય છે. 'ऋषति ज्ञानेन संसार-पारमिति ऋषि:।' સમવાયાંગસૂત્રની ટીકામાં કહ્યું છે કે 'गणधर-व्यतिरिक्ता: शेषा: जिनशिष्या ऋषय: इति' - ગણધર સિવાયના બાકીના જિન-શિષ્યોને ઋષિ જાણવા.'

संस्तुत - સારી રીતે સ્તવાયેલા. તાત્પર્ય કે મોટા મોટા ઋષિઓ પણ મસ્તક પર બે હાથ જોડીને તેમને વિનય-પૂર્વક નમે છે અને ગંભીર અર્થ-રહસ્યવાળી સ્તુતિઓ વડે તેમની સ્તવના કરે છે.

**थिमियं** – [ स्तिमितम् ] – સ્થિર, નિશ્ચલતા-પૂર્વક.

**विबुहाहिव-धणवइ-नरवइ-थुअ-महि-अच्चिअं** – [ विबुधाधिप-धनपति-नरपति-स्तुत-महित-अर्चितम् ] – ઇંદ્રો, કુબેર આદિ લોકપાલ દેવો અને ચક્રવર્તી રાજાઓ વડે સ્તવાયેલા, વંદાયેલા અને પૂજાયેલા.

विबुधाधिप અને धनपति અને नरपति તે विबुधाधिप-धनपति-नरपति, તેમના વડે स्तुत અને महित અને अर्चित તે विबुधाधिप-धनपति-नरपति-स्तुत-महित-अर्चित. विबुधाधिप – ઇંદ્ર. धनपति – કુબેર. नरपति – નરપતિ, રાજા. स्तुत – વચનો વડે સ્તવાયેલા. महित – પ્રણામ કરાયેલા, વંદાયેલા. अर्चित – અર્ચાયેલા, પૂજાયેલા.

**बहुसो** – [ बहुशः ] – ઘણીવાર.

**अइरुग्गय-सरय-दिवायर-समहिय-सप्पभं** – [ अचिरोद्गत-शरद्-दिवाकर-समधिक-सत्प्रभम् ] – તત્કાલ ઉદય પામેલા શરદ્ઋતુના સૂર્યથી પણ ઘણી વધારે કાંતિવાળા.

अचिर उद्गत એવો शरद्‌નો दिवाकर તે अचिरोद्गत-शरद्-दिवाकर, તેનાથી समधिक એવી प्रभासहित તે अचिरोद्गत-शरद्-दिवाकर-समधिक-सत्प्रभ. अचिर–તત્કાલ. उद्गत–ઉદય પામેલો, शरद्-दिवाकर – શરદ્ઋતુનો સૂર્ય. समधिक – વધારે. सत्प्रभ – પ્રભાવાળા કાંતિવાળા. શરદ્ઋતુમાં સૂર્ય વધારે સારી રીતે પ્રકાશે છે.

**तवसा** – [ तपसा ] – તપવડે.

**गयणंगण-वियरण-समुइय-चारण-वंदियं** – [ गगनाङ्गण-विचरण-समुदित-चारण-वन्दितम् ] – આકાશમાં વિચરતાં એકઠા થઈ ગયેલા ચારણ મુનિઓથી વંદાયેલા.

ગગનરૂપી अङ्गण તે ગગનાङ्गણ, તેમાં થતું विचरण તે ગગનાङ्गण-विचरण, તેના વડે समुदित થયેલા चारण તે ગગનાङ्गण-विचरण-समुदित-चारण, તેમના વડે वन्दित તે ગગનાङ्गण-विचरण-समुदित-चारण-वान्दित. ગગનાङ्गण – આકાશ. विचरण – વિચરવાની ક્રિયા. समुदित – એકત્ર થયેલા. चारण – ચારણ મુનિઓ. वन्दित – વંદાયેલા. જે મુનિઓ તપનાં બળથી પ્રાપ્ત થયેલી ચારણ-લબ્ધિ વડે આકાશમાં વિચરી શકે છે, તેઓ ચારણ-મુનિઓ કહેવાય છે. તેમનો પરિચય પ્રવચનસારોદ્ધારની સંગ્રાહક ગાથાઓમાં આ રીતે આપવામાં આવ્યો છે:

“ अइसयचरण-समत्था, जंघाविज्जाहिं चारणा मुणओ ।
जंघाहिं जाइ पढमे, निस्सं काउं रविकरे वि ॥ ५९७ ॥

एगुप्पाएण गओ, रुयगवरंमि य तओ पडिनियत्तो ।
बीएणं नंदीसरंमि, एइ तइएण समएणं ॥ ५९८ ॥

पढमेण पंडुगवणं, बीउप्पाएण नंदणं एइ ।
तइउप्पाएण तओ, इह जंघाचारणो एइ ॥ ५९९ ॥

पढमेण माणुसोत्तरनगं तु नंदीसरं तु बीएणं ।
एइ तओ तइएणं, कय-चेइयवंदणो इहयं ॥ ६०० ॥

पढमेण नंदणवणे, बीउप्पाएण पंडुगवणंमि ।
एइ इहं तइएणं, जो विज्जाचारणो होइ ॥ ६०१ ॥”

અતિશયવાળી ગતિવડે ચાલવામાં સમર્થ એવા જંઘા-ચારણ અને વિદ્યાચારણ મુનિઓ સૂર્યનાં કિરણોનો આશ્રય લઈને જ્યાં જવું હોય ત્યાં જાય છે. ૫૯૭.

જંઘાચારણ મુનિ રુચકવર દ્વીપ સુધી એક ડગલામાં પહોંચી શકે છે અને એક જ ડગલામાં પાછા પણ આવી શકે છે. બીજાં ડગલામાં નંદીશ્વરદ્વીપ સુધી જઈ શકે છે અને ત્રીજે ડગલે પાછા પોતાના સ્થાને આવી શકે છે. ૫૯૮.

જો મેરુપર્વત પર જવાની ઇચ્છા હોય તો એક જ ડગલામાં પાંડુકવનમાં પહોંચી શકે છે અને પાછા વળતાં એક ડગલે નંદનવન અને બીજે ડગલે પોતાનાં સ્થાને આવી શકે છે. જંઘાચારણ મુનિ ચારિત્રાતિશય પ્રભાવવાળા હોય છે. ૫૯૯.

વિદ્યાચારણ મુનિ પ્રથમ ડગલામાં માનુષોત્તર પર્વતે જાય છે, બીજાં ડગલામાં નંદીશ્વરદ્વીપે જાય છે અને ત્યાં રહેલાં ચૈત્યોને વાંદીને પાછા વળતાં એક જ ડગલામાં પોતાના સ્થાને આવે છે. અથવા મેરુપર્વત જતાં પ્રથમ ડગલાવડે નંદનવન, બીજાથી પાંડુકવન અને ત્યાં રહેલાં ચૈત્યોને વાંદીને વળતાં એક જ ડગલામાં પોતાનાં સ્થાને પહોંચે છે." ૬૦૦-૬૦૧.

શાસ્ત્રોમાં ચારણમુનિઓના બીજા પ્રકારો પણ વર્ણવેલા છે.

**सिरसा** – [ शिरसा ] – મસ્તક વડે.

**असुर-गरुल-परिवंदियं** – [ असुर-गरुड-परिवन्दितम् ] – અસુરકુમાર અને સુપ(વ)ર્ણકુમાર વગેરે ભવનપતિ દેવતાઓ વડે ઉત્કૃષ્ટ પ્રણામ કરાયેલા.

असुर અને गरुड ते असुर-गरुड, तेनाथी परिवन्दित ते असुर-गरुड-परिवन्दित. असुर – અસુરકુમાર દેવો. गरुड – સુપ(વ)ર્ણકુમાર દેવો. ઉપલક્ષણથી બીજા પણ ભવનપતિ દેવો. परिवन्दित – ઉત્કૃષ્ટ વંદન કરાયેલા. 'असुरैरसुरकुमारैस्तथा गरुडैः सुप(व)र्णकुमारैरुपलक्षणत्वादन्यैरपि भवनवासिदेवैः परि-समन्ताद्-वन्दितं प्रणतम्।' (બો. દી.).

**किन्नरोरग-नमंसिअं** – [ किन्नरोरग-नमस्यितम् ] – કિન્નરો અને નાગકુમારો વડે પૂજાયેલા.

किन्नर અને उरग ते किन्नरोरग, तेना વડે नमस्यित ते किन्नरोरग-नमस्यित. किन्नर – વ્યંતરજાતિના એક પ્રકારના દેવ. उरग – મહોરગ. તે પણ વ્યંતરજાતિના એક દેવ છે. ઉપ-લક્ષણથી બીજા પણ દેવો વડે. नमस्यित – નમસ્કાર કરાયેલા, પૂજાયેલા.

**देव-कोडि-सय-संथुयं** – [ देव-कोटि-शत-संस्तुतम् ] – શત કોટિ ( અબજ ) દેવો વડે સારી રીતે સ્તવાયેલા.

देवनी कोटि-शत સંખ્યા તે देव-कोटि-शत, तेना વડે संस्तुत ते देव-कोटि-शत-संस्तुत. देव – વૈમાનિક દેવો. कोटि-शत – શતકોટિ, સો ક્રોડ, અબજ. संस्तुत – સારી રીતે સ્તવાયેલા.

**समण-संघ-परिवंदियं** – [ श्रमण-सङ्घ-परिवन्दितम् ] – શ્રમણ-પ્રધાન ચતુર્વિધ સંઘ વડે વિધિ-પૂર્વક વંદાયેલા.

શ્રમણનો सङ्घ તે શ્રમણ-सङ्घ, તેનાથી परिवन्दित તે શ્રમણ-सङ्घ-परिवन्दित. શ્રમણ-सङ्घ – શ્રમણ-પ્રધાન ચતુર્વિધ સંઘ. परिवन्दित – સમસ્ત પ્રકારે વંદાયેલા, વિધિ-પૂર્વક વંદાયેલા.

अभयं – [ अभयम् ] – ભય-રહિત.

अणहं – [ अनघम् ] – પાપ-રહિત.

જેને अघ નથી તે अनघ. अघ – પાપ.

अरयं – [ अरजसम् ] – બધ્યમાન-કર્મથી રહિત.

' अरतं अनासक्तम् ' ( બો. દી. ).

अरुयं – [ अरुजम् ] – રોગ-રહિત.

' अरुजं नीरोगम्. ' ( બો. દી. )

अजियं – [ अजितम् ] – કોઈથી ન જિતાયેલા, પરાભવ-રહિત.

अजियं – [ अजितम् ] – શ્રીઅજિતનાથને.

पयओ – [ प्रयतः ] પ્રણિધાન પૂર્વક.

पणमे – [ प्रणमामि ] – પ્રણામ કરું છું.

( ૧૯-૨૦-૨૧-૫ ) સરલ છે. આ વિશેષક વડે તીર્થંકરનું દેવાધિદેવપણું દર્શાવવામાં આવ્યું છે.

( ૧૯-૨૦-૨૧-૬ ) વિનમ્રતાપૂર્વક અંજલિથી નમેલા મસ્તક પર બે હાથ જોડનારા ઋષિઓના સમૂહથી સારી રીતે સ્તવાયેલા; ઇંદ્ર-કુબેરાદિ લોકપાલ દેવો, અને ચક્રવર્તીઓ વડે ઘણી વાર સ્તવાયેલા, વંદાયેલા અને પૂજાયેલા; તપ વડે

તત્કાલ ઉદય પામેલા શરદ્‌ઋતુના સૂર્યથી ઘણી વધારે કાંતિવાળા, આકાશમાં વિચરતાં વિચરતાં એકઠા થઈ ગયેલા ચારણ મુનિઓથી મસ્તક વડે વંદાયેલા, અસુરકુમાર, સુપ(વ)ર્ણ-કુમાર વગેરે ભવનપતિ દેવો વડે ઉત્કૃષ્ટ પ્રણામ કરાયેલા; કિન્નર અને મહોરગ વગેરે વ્યંતર દેવો વડે પૂજાયેલા; શત-કોટિ વૈમાનિક દેવો વડે સ્તવાયેલા, શ્રમણ-પ્રધાન ચતુર્વિધ-સંઘ વડે વિધિ-પૂર્વક વંદાયેલા, ભય-રહિત, પાપ-રહિત, કર્મ-રહિત, રોગ-રહિત અને કોઈથી પરાભવ ન પામેલા શ્રી-અજિતનાથ દેવાધિદેવને હું મન, વચન અને કાયાનાં પ્રણિધાન-પૂર્વક પ્રણામ કરું છું.

(૨૨-૨૩-૨૪-૪) **आगया** – [ आगताः ] – આવેલા.

**वर-विमाण-दिव्व-कणगरह-तुरय-पहकर-सएहिं** – [ वर-विमान-दिव्य-कनकरथ-तुरग-प्रकर-शतैः ] – સેંકડો શ્રેષ્ઠ વિમાન, સેંકડો દિવ્ય મનોહર સુવર્ણમય રથ અને સેંકડો ઘોડાઓના સમૂહ વડે.

वर એવું विमान તે वरविमान તથા दिव्य એવો कनकरथ અને तुरग તે वर-विमान-दिव्य-कनकरथ-तुरग, તેનો प्रकर તે वर-विमान-दिव्य-कनकरथ-तुरग-प्रकर, તેનું शत તે वर-विमान-दिव्य-कनकरथ-तुरग-प्रकर-शत. वर – શ્રેષ્ઠ. विमान – આકાશમાં પ્રવાસ કરવાનું વાહન. વિમાનો ત્રણ પ્રકારનાં હોય છે: (૧) અવસ્થિત, (૨) વિકુર્વિત અને (૩) પારિયાનિક. તેમાં અવસ્થિત વિમાનો કાયમ પોતાનાં સ્થાને જ રહે છે, વિકુર્વિત વિમાનો દેવોએ ક્રીડા-નિમિત્તે વૈક્રિય શક્તિથી બનાવેલાં હોય

છે અને પારિયાનિક વિમાનો દેવોએ ઊર્ધ્વલોકમાંથી તિર્યગ્-લોકમાં આવવા માટે સ્વશક્તિથી બનાવેલાં હોય છે. તેના પાલક, પુષ્પક વગેરે અનેક પ્રકારો શાસ્ત્રોમાં વર્ણવેલા છે. અહીં જે વિમાનોનો નિર્દેશ કરવામાં આવ્યો છે, તે ત્રીજા પ્રકારનાં પાલકાદિ વિમાનો સમજવાં. दिव्य – મનોહર. कनकरथ – સુવર્ણમય રથ. तुरग – ઘોડો. पहकर-पहयर એ દેશ્ય શબ્દ છે. તેનો પર્યાયવાચી શબ્દ प्रकर છે. प्रकर–સંઘાત, સમૂહ. शत – સેંકડો. એટલે સેંકડો શ્રેષ્ઠ વિમાનો, સેંકડો મનોહર સુવર્ણમય રથ અને સેંકડો ઘોડાઓના સમૂહોવડે.

हुलियं – [ शीघ्रम् ] – શીઘ્ર.

આ શબ્દ દેશ્ય છે.*

**ससंभमोअरण-खुभिअ-लुलिअ-चल-कुंडलंगय-तिरीड-सोहंत-मउलि-माला**-[ससंभ्रमावतरण-क्षुभित-लुलित-चल-कुण्डल-अङ्गद-किरीट-शोभमान-मौलि-मालाः ]–ઉતાવળે ઊતરવાથી ક્ષોભ પામેલાં ડોલતાં અને ચંચલ એવાં કુંડલ, બાજુબંધ, મુગટ તથા મસ્તક પર સુંદર માળાઓ ધારણ કરનારા.

ससंभ्रम થી થતું अवतरण તે ससंभ्रमावतरण, તેના વડે क्षुभित અને लुलित અને चल એવાં कुण्डल અને अङ्गद અને किरीट તથા शोभमान એવી मौलिमालावाळा તે ससंभ्रमावतरण-क्षुभित-लुलित-चल-कुण्डल-अङ्गद-किरीट-शोभमान-मौलि-माला. ससंभ्रम–

* 'हत्थे हत्थप्फलिअं, हुलिअं खिप्पम्मि ॥ ५६ ॥'

—દેશીનામમાલા, અષ્ટમ વર્ગ.

સંભ્રમથી સહિત. ઉતાવળથી. अवतरण–નીચે ઊતરવાની ક્રિયા. क्षुभित – ક્ષોભ પામેલા. लुलित ડોલાયમાન થયેલાં, ડોલતાં. चल – ચંચળ. कुण्डल – કાનમાં પહેરવાનું આભૂષણ-વિશેષ. अङ्गद – બાજુબંધ. किरीट – મુગટ. शोभमान–શોભતી. સુંદર, मौलि-माला – મસ્તક પરની માળાઓ.

जं – [ यम् ] – જે.

આ પદ ચોવીસમી ગાથામાં આવેલાં जिनं પદનું વિશેષણ છે.

**सुर-संघा** – [ सुर-सङ्घाः ] – દેવતાઓના સમૂહો.

સુરનો સઙ્ઘ તે सुरसङ्घ. सुर – દેવતા. सङ्घ-સમૂહ.

**सासुर-संघा** – [ सासुर-सङ्घाः ] – અસુરોના સંઘ-સહિત.

असुरના सङ्घथी સહિત તે सासुर-सङ्घ. असुर – ભવનપતિ વગેરે દેવો. सङ्घ – સમૂહ. આ પદ सुर-सङ्घाःનું વિશેષણ છે. એટલે વૈમાનિક દેવોની સાથે ભવનપતિ તથા વ્યંતર દેવો પણ આવે છે.

**वेर-विउत्ता** – [ वैर-वियुक्ताः ] – વૈર-વૈમનસ્યથી રહિત.

वैरथी वियुक्त ते वैर-वियुक्त. वैर – વૈમનસ્ય. वियुक्त – રહિત. દેવોમાં પણ એકબીજા સાથે વૈમનસ્ય હોય છે. તે વૈમનસ્ય આ પ્રસંગે ભૂલી જાય છે, એટલે તેમને वैर-वियुक्ताः કહ્યા છે.

**भत्ति-सुजुत्ता** – [ भक्ति-सुयुक्ताः ] – ભક્તિથી સારી રીતે યુક્ત; ઘણી ભક્તિવાળા.

भक्ति વડે सुयुक्त તે भक्ति-सुयुक्त. અહીં भक्ति પદ આંતર-બહુમાનનું સૂચક છે. 'भत्तयाऽऽन्तरबहुमानेन' (બો. દી.) सुयुक्त – સારી રીતે જોડાયેલા. તાત્પર્ય કે ઘણી ભક્તિવાળા.

**आयर-भूसिय-संभम-पिंडिय-सुट्ठु-सुविम्हिय-सव्व-वलोघा** – [आदर-भूषित-सम्भ्रम-पिण्डित-सुष्ठु-सुविस्मित-सर्व-बलौघाः] – સન્માનની ભાવનાથી યુક્ત, ઉતાવળથી એકઠા થયેલા, અત્યંત આશ્ચર્ય પામેલા અને સકલ પરિવારથી યુક્ત.

आदर-भूषित અને सम्भ्रम-पिण्डित અને सुष्ठु-सुविस्मित અને सर्वबलौघ, તે आदर-भूषित-सम्भ्रम-पिण्डित-सुष्ठु-सुविस्मित-सर्व-बलौघ. आदरથી भूषित તે आदर-भूषित. आदर – સન્માનની ભાવના. भूषित – અલંકૃત, યુક્ત. બાહ્યોપચારને પણ આદર કહેવામાં આવે છે, એટલે ભક્તિ-નિમિત્તે જે કાંઈ બાહ્ય ઉપચારો કરવા ઘટે તે કરી રહેલા એવો અર્થ પણ સંગત છે. संभ्रमથી पिण्डित તે संभ्रम-पिण्डित. संभ्रम – ઉતાવળ. 'બધા દેવો જાય છે, માટે આપણે પણ જલદી ચાલો' એ ભાવનાથી ઉત્પન્ન થયેલી ઉતાવળ. पिण्डित–એકઠા થયેલા. सुष्ठु-सुविस्मित તે सुष्ठु-सुविस्मित. सुष्ठु – સારી રીતે, ઘણા. सुविस्मित – વિસ્મય પામેલા. દેવોનો જે પ્રચંડ સમૂહ એકઠો થયેલો છે તથા તેમની ઋદ્ધિ-સિદ્ધિથી જે દેખાવ થઈ રહ્યો છે, તેથી ઘણા વિસ્મય પામેલા. सर्व એવું बल તે सर्वबल, તેનો ओघ તે सर्व-बलौघ. सर्व – બધું. बल – સૈન્ય, પરિવાર. ओघ – સમૂહ. દેવોને પણ હાથી, ઘોડા વગેરેનો વિસ્તૃત પરિવાર હોય છે, તે સઘળા પરિવારથી યુક્ત.

**उत्तम-कंचण-रयण-परूविय-भासुर-भूसण-भासुरियंगा-**
[ उत्तम-काञ्चन-रत्न-प्ररूपित-भासुर-भूषण-भासुरिताङ्गाः ] – શ્રેષ્ઠ જાતિના સુવર્ણ તથા રત્નથી બનેલા તેજસ્વી અલંકારો વડે દેદીપ્યમાન શરીરવાળા.

उत्तम એવાં काञ्चन અને रत्न તે उत्तम-काञ्चन-रत्न, તેનાથી प्ररूपित તે उत्तम-काञ्चन-रत्न-प्ररूपित, તથા भासुर એવાં भूषण તે उत्तम-काञ्चन-रत्न-प्ररूपित-भासुर-भूषण, તેના વડે भासुरित એવા અંગવાળા તે उत्तम-काञ्चन-रत्न-प्ररूपित-भासुर-भूषण-भासुरिताङ्गाः.

उत्तम-काञ्चन – જાંબૂનદ-જાતિનું સુવર્ણ કે જેનો ઉપયોગ દેવતાઓનાં ભૂષણ માટે થાય છે. 'जम्बूद्वीपे जम्बूफलरसोत्थनद्यां जातं जाम्बूनदम् ।' (અ. ચિ. ૪ ભૂમિકાંડ) જંબૂદ્વીપમાં (સુદર્શન નામનું એક મહાન્ જંબૂવૃક્ષ છે, તેના) જાંબૂના રસમાંથી ઉત્પન્ન થયેલી નદીમાં તૈયાર થયેલું હોવાથી તે (સુવર્ણ) જાંબૂનદ કહેવાય છે.' પુરાણોમાં પણ કહ્યું છે કે 'तत्र जाम्बूनदं नाम कनकं देवभूषणम् । – ત્યાં જાંબૂનદ નામનું સુવર્ણ થાય છે, જે દેવોનું ભૂષણ છે.' उत्तमरत्न – હીરા, મણિ, મોતી વગેરે.

તેના વજ્ર, ઇન્દ્રનીલ, મરકત, કર્કેતન, પદ્મરાગ, વૈદૂ(ડૂ)ર્ય, પુલક, વિમલ, કરરાજ, સ્ફટિક, શશિકાન્ત, સૌગન્ધિક, ગોમેદક, શંખ, મહાનીલ, પુષ્પરાગ, બ્રહ્મમણિ, શસ્યક, મુક્તા વગેરે ભેદો પ્રસિદ્ધ છે.

प्ररूपित – નિર્મિત, બનેલાં. भासुर – તેજસ્વી. भूषण – અલંકાર. भासुरित – દેદીપ્યમાન. अङ्ग – શરીર.

**गाय-समोणय** – [ गात्र-समवनता: ] – શરીરથી, સમ્યક્ પ્રકારે નમેલા, અર્ધાવનત-મુદ્રા કરી રહેલા.

આ પદ પ્રથમાનાં બહુવચનમાં છે, તેથી તેનો સંસ્કાર गात्र-समवनता: કરેલો છે. ગાત્રથી સમવનત તે ગાત્ર-સમવનત. गात्र – શરીર. समवनत – સમ્યક્ પ્રકારે નમેલા. કેડથી ઉપરના ભાગને નમાવવો તે અર્ધાવનત-મુદ્રા કહેવાય છે. આ મુદ્રા ઇષ્ટદેવ અને ગુરુને વંદન કરતી વખતે ઉપયોગી છે. અહીં દેવો આ પ્રકારની મુદ્રા કરી રહેલા છે.

**भत्ति-वसागय** – [ भक्ति-वशागता: ] – ભક્તિને વશ થઈને આવેલા, ભક્તિને આધીન થયેલા.

भक्तिने वश તે भक्तिवश, તેથી आगत તે भक्तिवशागत. भक्ति – આદર કે બહુમાનની વૃત્તિ. वश – કાબૂ, કબજો. आगत – આવેલા. ભક્તિને વશ થઈને આવેલા, ભક્તિને આધીન થયેલા. આ પદ પણ પ્રથમાનાં બહુવચનમાં છે.

**पंजलि-पेसिय-सीस-पणामा** – [प्राञ्जलि-प्रेषित-शीर्ष-प्रणामा:] – અંજલિ-પૂર્વક મસ્તકથી નમસ્કાર કરી રહેલા.

प्राञ्जलिथी प्रेषित તે प्राञ्जलि-प्रेषित, એવું જે शीर्ष તે प्राञ्जलि-प्रेषित-शीर्ष, તેના વડે प्रणाम કરી રહેલા તે प्राञ्जलि-प्रेषित-शीर्ष-प्रणामा:. प्राञ्जलि – અંજલિ. प्रेषित – કરેલ. 'प्रेषित: कृत इत्यर्थ: ।' ( બો. દી. ). शीर्ष – મસ્તક. प्रणाम – નમસ્કાર.

**वंदिऊण** – [ वन्दित्वा ] – વંદીને.

**थोऊण** – [ स्तुत्वा ] – સ્તુતિ કરીને.

तो - [ ततः ] - પછી.

जिणं - [ जिनम् ] - જિનને.

तिगुणमेव - [ त्रिगुणम् एव ] - ખરેખર ત્રણ વાર.

य - [ च ] - અને.

पुणो - [ पुनः ] - વળી.

पयाहिणं - [ प्रदक्षिणम् ] - પ્રદક્ષિણા દઈને.

पणमिऊण - [ प्रणम्य ] - પ્રણામ કરીને.

य - [ च ] - અને.

जिणं - [ जिनम् ] - જિનને.

सुरासुरा - [ सुरासुराः ] - સુર અને અસુરો.

સુર અને असुर તે सुरासुर.

पमुइया - [ प्रमुदिताः ] - પ્રમોદ પામેલા, હર્ષિત થયેલા.

सभवणाइं - [ स्वभवनानि ] - પોતાનાં સ્થાન પ્રત્યે.

तो - [ ततः ] - પછી.

गया - [ गताः ] - ગયા.

तं - [ तम् ] - તે.

महामुणिं [ महामुनिम् ] - મહામુનિને.

अहं पि - [ अहम् अपि ] - હું પણ.

पंजली - [ प्राञ्जलिः ] - અંજલિ-પૂર્વક.

राग-दोस-भय-मोह-वज्जियं - [ राग-द्वेष-भय-मोह-वर्जितम् ] - રાગ, દ્વેષ, ભય અને મોહથી રહિત.

राग અને द्वेष અને भय અને मोह તે राग-द्वेष-भय-मोह, તેનાથી वर्जित તે राग-द्वेष-भय-मोह-वर्जित.

**देव-दाणव-नरिंद-वंदियं** – [ देव-दानव-नरेन्द्र-वन्दितम् ] – દેવ, દાનવ અને નરના ઇંદ્રો–અધિપતિઓના વડે વંદાયેલા.

**संतिं** – [ शान्तिम् ] – શ્રીશાંતિનાથને.

**उत्तमं** – [ उत्तमम् ] – ઉત્તમ, શ્રેષ્ઠ.

**महातवं** – [ महातपसम् ] – મહાતપવાળાને.

महत् છે तपस् જેનું તે महातपाः, તેને

**नमे** – [ नमामि ] – નમસ્કાર કરું છું.

(૨૨-૨૩-૨૪-૫) આ વિશેષકમાં सुर-संघा :– સુર-સંઘોનું આગમન થાય છે, તેનું વર્ણન કરતાં જણાવ્યું છે કે– वरविमाण-दिव्व-कणगरह-तुरय-पहकर-सएहिं हुलियं आगया–દેવતાઓના સમૂહ સેંકડો શ્રેષ્ઠ વિમાનોમાં બેસીને તથા મનોહર સુવર્ણમય રથોમાં બેસીને તથા (ઉત્તમ જાતિના) સેંકડો અશ્વો પર સવાર થઈને શીઘ્ર આવેલા છે. અને ससंभमोयरण-खुभिय-लुलिय-चल-कुंडलंगय-तिरीड-सोहंत-मउलिमाला – ઉતાવળે નીચે ઊતરવાથી જેમનાં કાનનાં કુંડલો, બાજુબંધો, મુગટ તથા સુંદર મસ્તકની માલા વગેરે क्षुभित – ક્ષોભ પામેલાં છે, लुलित – ડોલાયમાન થયેલાં છે તથા चल – ચંચળ બનેલાં છે. વળી તે સુર-સંઘો કેવા છે? ससुर-संघा – અસુરોના સંઘોથી સહિત છે;–તથા वेर-विउत्ता – વૈર-વૈમનસ્યથી રહિત છે. તથા भत्ति-सुजुत्ता – ભક્તિથી સારી રીતે યુક્ત છે, તથા आयर-

भूसिय-संभम-पिंडिय-सुट्ठु-सुविम्हिय-सव्वबलोघा–સન્માનની ભાવનાથી યુક્ત છે, ઉતાવળથી એકઠા થયેલા છે, અત્યંત આશ્ચર્ય પામેલા છે અને પોતાના સકલ સૈન્ય-પરિવારથી યુક્ત છે. વળી કેવા છે? उत्तम-कंचण-रयण-परूविय-भासुर-भूसण-भासुरिअंगा – શ્રેષ્ઠ જાતિનાં સુવર્ણ તથા રત્નથી બનેલા તેજસ્વી અલંકારોવડે દેદીપ્યમાન શરીરવાળા છે. તથા भत्ति-वसागय-गाय-समोणय – पंजलि-पेसिय-सीस-पणामा – ભક્તિને આધીન થઈને અર્ધાવનત મુદ્રા કરી રહેલા તથા મસ્તક પર અંજલિ કરીને પ્રણામ કરી રહેલા છે. આ સુર-સંઘો અને અસુર-સંઘો દેવાધિદેવની ભક્તિ કેવી રીતે કરે છે, તે દર્શાવતાં કહે છે કે–

जं – જે. जिणं – જિનેશ્વરને. वंदिऊण – વાંદીને. तो – પછી. थोऊण – સ્તુતિ કરીને. य – તથા. तिगुणमेव य पुणो पयाहिणं – બરાબર ત્રણ વાર પ્રદક્ષિણા દઈને. य – તથા. જતી વખતે ફરીથી. जं जिणं – જે જિનેશ્વરને. पणमिऊण– પ્રણામ કરીને. तो – પછી. सुरासुरा–તે સુર અને અસુરો पमुइया – હર્ષ પામીને. सभवणाइं – પોતાના ભવન વિષે. गया – ગયા.

तं संतिं अहं पि पंजली नमे – તે શાન્તિનાથને હું અંજલિપૂર્વક નમસ્કાર કરું છું. કેવા શાન્તિનાથને? महामुणिं – જેઓ મહામુનિ છે; તથા राग-दोस-भय-मोह-वज्जियं – રાગ, દ્વેષ, ભય અને મોહથી વર્જિત છે; તથા देव-दाणव-नरिंद-वंदियं – દેવેંદ્રો અને દાનવેંદ્રોથી વંદાયેલા છે; તથા उत्तमं – ઉત્તમ છે અને महातवं – મહાતપસ્વી છે, તેમને.

(૨૨-૨૩-૨૪-૬) ઉત્તમ વિમાનોમાં બેસીને, સોનાના દિવ્ય રથોમાં આરૂઢ થઈને તથા સેંકડો ઘોડાના સમૂહ પર સવાર થઈને જેઓ શીઘ્ર આવેલા છે અને ઝડપથી નીચે ઊતરવાને લીધે જેમનાં કાનનાં કુંડલ, બાજુબંધ અને મુગટ ક્ષોભ પામીને ડોલી રહ્યા છે તથા ચંચલ બન્યા છે; તથા મસ્તક પર ખાસ પ્રકારની સુંદર માળાઓ ધારણ કરેલી છે; જેઓ (અરસપરસ) વૈર-વૃત્તિથી મુક્ત અને ઘણી ભક્તિવાળા છે; જેઓ ત્વરાથી એકઠા થયેલા છે, અને ઘણો વિસ્મય પામેલા છે તથા સકલ સૈન્ય-પરિવારથી યુક્ત છે; જેમનાં અંગો ઉત્તમ જાતિનાં સુવર્ણ અને રત્નોથી બનેલા પ્રકાશિત અલંકારો વડે દેદીપ્યમાન છે; જેઓનાં ગાત્ર ભક્તિભાવથી નમેલાં છે તથા બે હાથ મસ્તકે જોડી અંજલિ-પૂર્વક પ્રણામ કરી રહેલા છે તેવા સુરોના અને અસુરોના સંઘો જે જિનેશ્વર પ્રભુને વંદીને, સ્તવીને, ત્રણ વાર પ્રદક્ષિણા દેવા-પૂર્વક ફરીને, નમીને અત્યંત હર્ષ-પૂર્વક પોતાનાં ભવનોમાં પાછા ફરે છે, તે રાગ-દ્વેષ-ભય-મોહ-વર્જિત અને દેવેંદ્રો, દાનવેંદ્રો અને નરેંદ્રોથી વંદિત શ્રેષ્ઠ મહાન્ તપસ્વી અને મહામુનિ શ્રીશાંતિનાથ ભગવાનને હું પણ અંજલિ-પૂર્વક નમસ્કાર કરું છું.

**(૨૫-૨૬-૨૭-૨૮-૪) – अंबरंतर-विआरणिआहिं – [अम्बरान्तर-विचारणिकाभिः] – આકાશના અંતરમાં વિચરનારી, આકાશમાં વિચરનારી.**

अम्बरના अन्तरમાં विचारणिका તે अम्बरान्तर-विचारणिका।

अम्बर – આકાશ. अन्तर – મધ્ય ભાગ. विचारणिका–વિચરનારી. આ પદથી લઈને ૨૮મી ગાથાના भत्ति-संनिविट्ठ-वंदणागयाहिं સુધીનાં બધાં પદો તૃતીયાનાં બહુવચનમાં છે.

**ललिय-हंस-वहु-गामिणिआहिं**–[ललित-हंस-वधू-गामिनिकाभिः]– મનોહર હંસલીના જેવી સુંદર ગતિએ ચાલનારી.

ललित એવી हंस-वधू તે ललित-हंसवधू, તેના જેવી गामिनिका તે ललित-हंसवधू-गामिनिका. ललित – મનોહર. हंसवधू – હંસલી. गामिनिका – ગમન કરનારી, ચાલનારી. મનોહર હંસલીના જેવી સુંદર ગતિએ ચાલનારી.

**पीण - सोणि - थण - सालिणिआहिं** – [पीन-श्रोणि-स्तन-शालिनिकाभिः] – પુષ્ટ નિતંબ અને ભરાવદાર સ્તનવડે શોભી રહેલી.

पीन એવી श्रोणि તથા स्तन તે पीन-श्रोणि-स्तन, તેના વડે शालिनिका તે पीन-श्रोणि-स्तन-शालिनिका. पीन – ભરાવદાર, પુષ્ટ. આ વિશેષણ श्रोणि તથા स्तन બંનેને માટે યોજાયેલું છે. श्रोणि – નિતંબ, કમરની નીચેનો ભાગ. स्तन – સ્તન, પયોધર. शालिनिका – શોભી રહેલ. પુષ્ટ નિતંબ અને ભરાવદાર સ્તનવડે શોભી રહેલી.

**सकल-कमलदल-लोअणिआहिं** – [सकल-कमलदल-लोचनिकाभिः] – કલા-યુક્ત કમલપત્રનાં જેવાં નયનવાળી.

सकल એવું कमलदल તે सकल-कमलदल, તેનાં જેવાં लोचन –વાળી તે सकल-कमलदल-लोचनिका. सकल – કલા-યુક્ત, વિકસિત. कमलदल – કમલપત્ર. लोचनिका – નયનવાળી.

**पीण-निरंतर-थण-भर-विणमिअ-गाय-लयाहिं** – [ पीन-निरन्तर-स्तनभर-विनत-गात्र-लताभिः ] – પુષ્ટ અને અંતર-રહિત સ્તનના ભારવડે વિશેષ નમી ગયેલી ગાત્ર-લતાવાળી.

पीन અને निरन्तर એવો જે स्तनभर તે पीन-निरन्तर-स्तनभर, તેનાથી विनत છે गात्रलता જેની, તે पीन-निरन्तर-स्तनभर-विनत-गात्रलता. पीन – પુષ્ટ. निरन्तर – અંતર-રહિત. स्तनभर–સ્તનનો ભાર. विनत – વિશેષ નમેલી, વિશેષ નમી ગયેલી. गात्र-लता – શરીરરૂપી લતાઓ. સુકુમાર ગાત્રોને લતાની ઉપમા અપાય છે.

**मणि-कंचण-पसिढिल-मेहल-सोहिअ-सोणि-तडाहिं** – [ मणि-काञ्चन-प्रशिथिल-मेखला-शोभित-श्रोणि-तटाभिः ] – રત્ન અને સુવર્ણની ઝૂલતી મેખલાઓથી શોભાયમાન નિતંબ-પ્રદેશ-વાળી.

मणि અને काञ्चनની प्रशिथिल એવી मेखला તે मणि-काञ्चन-प्रशिथिल-मेखला, તેના વડે शोभित એવા श्रोणि-तट વાળી તે मणि-काञ्चन-प्रशिथिल-मेखला-शोभित-श्रोणि-तटा. मणि – રત્ન. काञ्चन – સુવર્ણ. प्रशिथिल – ગાઢ નહિ તેવી, ઝૂલતી. मेखला– કેડનું ભૂષણ, કટિસૂત્ર. शोभित – શોભાયમાન. श्रोणितट – નિતંબ-પ્રદેશ.

**वर-खिंखिणि-नेउर-सतिलय-वलय-विभूसणिआहिं**–[ वर-किङ्किणी-नूपुर-सतिलक-वलय-विभूषणिकाभिः ]–ઉત્તમ પ્રકારનાં ઘૂઘરીવાળાં નૂપુરો અને ટપકીવાળાં કંકણ-કડાં વગેરે વિવિધ આભૂષણોને ધારણ કરનારી.

વર એવાં किङ्किणी-नूपुर અને सतिलक-वलय તે वर-किङ्किणी-नूपुर-सतिलक-वलय, એવાં ભૂષણને ધારણ કરનારી, તે वर-किङ्किणी-नूपुर-सतिलक-वलय-विभूषणिका. वर–શ્રેષ્ઠ. किङ्किणी-ઘૂઘરી. नूपुर – પગમાં પહેરવાનું ઘરેણું. किङ्किणी-नूपुर એટલે ઘૂઘરીવાળાં નૂપુર. तिलकથી સહિત તે सतिलक. तिलक – ચાંદલા કે ટીપકી. वलय – હાથમાં પહેરવાનાં કંકણ-કડાં વગેરે વલયાકાર ઘરેણાં. सतिलक-वलय એટલે ટીપકીવાળાં કંકણ-કડાં વગેરે વલયાકાર ઘરેણાં. તે કલા-કારીગરીના ભેદથી અનેક પ્રકારનાં હોય છે. विभूषणिका – વિવિધ ભૂષણોને ધારણ કરનારી.

**रइकर-चउर-मणोहर-सुंदर-दंसणिआहिं** – [ रतिकर-चतुर-मनोहर-सुन्दर-दर्शनिकाभिः ] – પ્રીતિ ઉપજાવનારી, ચતુરનાં મનનું હરણ કરનારી અને સુંદર તથા દર્શનીય.

रतिकर અને चतुरमनोहर અને सुन्दर-दर्शनिका તે रतिकर-चतुर-मनोहर-सुन्दर-दर्शनिका. रतिकर – રતિને કરનારી, પ્રીતિને ઉપજાવનારી. चतुर-मनोहर–ચતુરના મનનું પણ હરણ કરનારી. सुन्दर-दर्शनिका – જેનું દર્શન સુંદર છે એવી.

**देवसुंदरीहिं** – [ देवसुन्दरीभिः ] – દેવસુંદરીઓ વડે, દેવાંગનાઓ વડે.

**पाय-वंदियाहिं** – [ पाद-वन्दिकाभिः ] – ચરણને નમનારી, ચરણને નમવા માટે તત્પર થયેલી.

पादને वन्दन કરનારી, તે पाद-वन्दिका. पाद – ચરણ.

**वन्दिया** – [ वन्दितौ ] – વંદાયા છે.

**य** – [ च ] – અને.

**जस्स** – [ यस्य ] – જેના.

**ते** – [ तौ ] – તે.

**सुविक्कमा** – [ सुविक्रमौ ] – ઘણા પરાક્રમવાળા.

**कमा** – [ क्रमौ ] – બે ચરણો.

**अप्पणो** – [ आत्मनः ] – પોતાના.

**निडालएहिं** – [ ललाटकैः ] – લલાટ વડે, કપાળ વડે.

**मंडणोड्डुण-प्पगारएहिं** – [ मण्डन-दीर्घ-प्रकारकैः ] – શણગારના મોટા પ્રકારો વડે.

मण्डननो दीर्घ એવો प्रकारक ते मण्डन-दीर्घ-प्रकारक. मण्डन – શણગાર. दीर्घ – મોટા. प्रकारक – પ્રકાર. 'उड्डुण' એ દેશ્યશબ્દ છે. તે દીર્ઘ અને બળદનો અર્થ બતાવે છે. 'उड्डुणो दीह-उसहेसु' ( દે. ના. મા. ૧૨૩ ).

**केहिं केहिं वि** – [ कैः कैः अपि ] – કૈં કૈં, વિવિધ.

**अवंग-तिलय-पत्तलेह-नामएहिं**– [ अपाङ्ग-तिलक-पत्रलेखा-नामकैः ] – અપાંગ, તિલક તથા પત્રલેખા-નામક.

अपाङ्ग અને तिलक અને पत्रलेखा આદિ नामक ते अपाङ्ग-तिलक-पत्रलेखा-नामक. अपाङ्ग – નેત્રના છેડાનો બાહ્ય ભાગ. લક્ષણથી તેમાં લગાડેલું કાજળ. 'अपाङ्गा नेत्रप्रान्तास्तेषु या अञ्जनरचना साऽत्रापाङ्ग-शब्देन गृह्यते ( બો. દી. ) – ' અપાંગ

એટલે નેત્રનો પ્રાંત-ભાગ. તેમાં આંજવામાં આવતું કાજળ, તે અહીં अपाङ्ग-શબ્દથી ગ્રહણ કરવામાં આવે છે.' तिलक-ચંદન વગેરે પદાર્થો વડે કપાળમાં કરવામાં આવતું એક પ્રકારનું ચિહ્ન, ટીકો, ચાંદલો. पत्रलेखा-કપોલ તથા સ્તન-મંડળ પર કસ્તૂરી વગેરે સુગંધી પદાર્થો વડે રચવામાં આવતી આકૃતિઓ. नामक - નામવાળી.

**चिल्लएहिं** - [ दे‌दीप्यमानैः ] - દેદીપ્યમાન.

चिल्लअ દેશ્ય-શબ્દ છે; તેનો અર્થ ચમકતું કે દેદીપ્યમાન થાય છે. ( પા. સ. મ. )

**संगयंगयाहिं** - [ संगताङ्गकाभिः ] - પ્રમાણોપેત અંગવાળી અથવા નાટ્ય કરવા સજ્જ થયેલી.

संगत છે अङ्ग જેનાં તે संगताङ्गका. संगत - સુંદર, પ્રમાણોપેત અથવા નાટ્ય-વિધિ માટે તત્પર. 'संगताः नाट्यविधौ उपपन्नाः'। ( રા. પ. ટીકા, સૂત્ર ૫૭ ). अङ्ग - ગાત્ર. જેના અવયવો પ્રમાણોપેત છે એવી, અથવા જેમનાં અંગો નાટ્ય કરવાને યોગ્ય છે એવી, નાટ્ય કરવા સજ્જ થયેલી.

**भत्ति-सन्निविट्ठ-वंदणागयाहिं** - [ भक्ति-सन्निविष्ट-वन्दनागताभिः ] - ભક્તિ-પૂર્ણ વંદન કરવાને આવેલી.

भक्तिथी सन्निविष्ट ते भक्ति-सन्निविष्ट, तेवुं જે वन्दन ते भक्ति-सन्निविष्ट-वन्दन, ते માટે आगता ते भक्ति-सन्निविष्ट-वन्दनागता. भक्ति - ભક્તિ. सन्निविष्ट - વ્યાપ્ત, ભરેલું. 'सन्निविष्टं व्याप्तम्'

(બો. દી.). आगता - આવેલી. ભક્તિથી ભરેલું-ભક્તિ-પૂર્ણ વંદન કરવાને આવેલી.

हुंति - [ भवतः ] - થાય છે.

ते - [ तौ ] - તે બંને.

वंदिया - [ वन्दितौ ] - વંદાયેલા.

पुणो पुणो - [ पुनः पुनः ] - ફરી ફરીને.

तं - [ तम् ] - તે.

जिणचंदं - [ जिनचन्द्रम् ] - જિનચંદ્રને, જિનેશ્વરને.

अजियं - [ अजितम् ] - શ્રીઅજિતનાથને.

जिय-मोहं - [ जित-मोहम् ] - જિતેલા મોહવાળાને, જેમણે મોહને જિત્યો છે તેમને.

धुय-सव्व-किलेसं - [ धूत सर्व क्लेशम् ] - સર્વ ક્લેશનો નાશ કરનારને.

धूत सर्व क्लेश જેનો તે धूत-सर्व-क्लेश. धूत - ખરી ગયેલું, નાશ પામેલું. सर्व - સમસ્ત. क्लेश - દુઃખ. જેમનું સમસ્ત દુઃખ નાશ પામેલું છે. સમસ્ત દુઃખનો નાશ કરનાર.

पयओ - [ प्रयतः ] - પ્રણિધાન-પૂર્વક.

पणमामि - [ प्रणमामि ] - પ્રણમું છું, નમસ્કાર કરું છું.

(૨૫-૨૬-૨૭-૨૮-૫) આ કલાપકમાં દેવીઓ દ્વારા કરાતાં વંદનનું વર્ણન કરવામાં આવ્યું છે.

तं अजियं पयओ पणमामि – તે અજિતનાથને હું મન, વચન, કાયાના પ્રણિધાન-પૂર્વક પ્રણામ કરું છું. કેવા અજિત-નાથને? जिय-मोहं – જેમણે મોહને સંપૂર્ણ જિતેલ છે, તથા धुय सव्व-किलेसं – જેમણે સર્વ ક્લેશનો નાશ કરેલો છે, તથા जिण-चंदं – જે જિનોમાં શ્રેષ્ઠ છે તથા जस्स सुविक्कमा कमा वंदिया य – જેના સમ્યક્ પરાક્રમવાળા ચરણો વંદાયેલા છે, તથા ते य वंदिया पुणो पुणो हुंति – તે પુનઃ પુનઃ વંદાયેલા છે. કોના વડે? अंबरंतर-वियारणिआहिं ललिय-हंस-वहु-गामिणि-आहिं पीण-सोणि-थण-सालिणिआहिं सकल-कमल-दल-लोअणि-आहिं पीण-निरंतर-थणभर-विणमिय-गाय-लयाहिं मणि-कंचण-पसि-ढिल-मेहल-सोहिय-सोणितडाहिं वर-खिंखिणि-नेउर-सतिलय-वलय-विभूसणिआहिं रइकर-चउर-मणोहर-सुंदर-दंसणिआहिं पाय-वंदि-याहिं केहिं केहिं वि? अवंग-तिलय-पत्तलेह-नामएहिं मंडणोड्डण-प्पगारएहिं चिल्लएहिं संगयंगयाहिं भत्ति-सन्निविट्ठ-वंदणागयाहिं देवसुंदरीहिं – આકાશમાં વિચરનારી વગેરે વિશેષણોથી યુક્ત દેવસુંદરીઓ વડે. કેવી રીતે? अप्पणो निडालएहिं – પોતાનાં લલાટો વડે.

( ૨૫-૨૬-૨૭-૨૮-૬ ) આકાશમાં વિચરનારી, મનોહર હંસલીના જેવી સુંદર ગતિએ ચાલનારી, પુષ્ટ નિતંબો અને ભરાવદાર સ્તનો વડે શોભતી, કલાયુક્ત—ખીલેલાં કમલપત્રનાં જેવાં નયનોવાળી, પુષ્ટ અને અંતર-રહિત સ્તનોના ભાર વડે વિશેષ નમી ગયેલી ગાત્ર-લતાઓવાળી, રત્ન અને સુવર્ણની ઝૂલતી મેખલાઓથી શોભાયમાન નિતંબ-પ્રદેશવાળી, ઉત્તમ

પ્રકારનાં ઘુઘરીવાળાં નૂપુરો-ઝાંઝરો અને ટપકીવાળાં કંકણ-કડાં વગેરે વિવિધ આભૂષણો ધારણ કરનારી, પ્રીતિ ઉપજાવનારી, ચતુરોનાં મન હરનારી, સુંદર દર્શનવાળી, જિન-ચરણોને નમવા માટે તત્પર થયેલી, આંખમાં કાજળ, કપાળમાં તિલક તથા સ્તન-મંડલ પર પત્રલેખા એમ વિવિધ પ્રકારનાં મોટાં આભૂષણોવાળી, દેદીપ્યમાન, પ્રમાણોપેત અંગવાળી અથવા વિવિધ નાટ્ય કરવાને તત્પર થયેલી તથા ભક્તિ-પૂર્ણ વંદન કરવાને આવેલી દેવાંગનાઓએ પોતાનાં લલાટો વડે જેમના સમ્યક્ પરાક્રમવાળા ચરણો વાંદેલા છે તથા ફરી ફરીને વાંદેલા છે, તે મોહને સંપૂર્ણ જિતનાર, સર્વ ક્લેશોનો નાશ કરનાર એવા જિનેશ્વર શ્રીઅજિતનાથને મન, વચન અને કાયાના પ્રણિધાન-પૂર્વક હું નમસ્કાર કરું છું.

(૨૯-૩૦-૩૧-૩૨-૪) थुय-वंदियस्सा-[स्तुत-वन्दितस्य]- સ્તવાયેલા અને વંદન કરાયેલા.

स्तुत અને वन्दित તે स्तुत-वन्दित. स्तुत – સ્તુતિ કરાયેલા, સ્તવાયેલા. वन्दित – વંદન કરાયેલા. આ પદ આગલી ગાથામાં આવેલાં कमा પદનું વિશેષણ છે. અહીં वंदियस्स ને બદલે वंदियस्सा એવો પ્રયોગ છે, તે આર્ષત્વથી દીર્ઘ થયેલો છે. પછીનાં પદોમાં પણ તેમ જ સમજવું.

रिसि-गण-देव-गणेहिं – [ऋषि-गण-देव-गणैः] – ઋષિઓના સમુદાયો અને દેવતાઓના સમૂહોવડે.

ऋषि-गण અને देव-गण તે ऋषि-गण-देव-गण. ऋषि-गण– ઋષિઓનો સમુદાય. देव-गण – દેવતાઓનો સમૂહ.

**तो** – [ ततः ] – પછી.

**देववहुहिं** – [ देव-वधूभिः ] – દેવાંગનાઓ વડે.

**पयओ** – [ प्रयतः ] – પ્રણિધાન-પૂર્વક.

**पणमियअस्सा** – [ प्रणतकस्य ] – પ્રણામ કરાયેલા.

**जस्स-जगुत्तम-सासणअस्सा** – [ जास्य - जगदुत्तम - शासनस्य ] – મોક્ષ આપવાને યોગ્ય તથા સમસ્ત જગતમાં ઉત્તમ શાસનવાળા.

जास्य અને जगदुत्तम છે शासन જેનું તે जास्य-जगदुत्तम-शासन. जास्य – મુક્તિ આપવાને યોગ્ય. जस् – મુક્ત કરવું, તે પરથી जास्य પદ બનેલું છે. जगदुत्तम – સમસ્ત જગતમાં ઉત્તમ. शासन – આજ્ઞા, પ્રવચન કે ઉપદેશ.

**भत्ति-वसागय-पिंडियआहिं** – [ भक्ति-वशागत-पिण्डित-काभिः ] – ભક્તિને આધીન થઈને એકત્ર થયેલી.

भक्ति ના वशथी आगत તે भक्ति-वशागत, અને पिण्डित થયેલી એવી તે भक्ति-वशागत-पिण्डितका. भक्ति-वशागत – ભક્તિને વશ થઈને આવેલી. पिण्डितका – એકત્ર થયેલી.

**देव-वरच्छरसा-वहुआहिं** – [ देव-वराप्सरो-बहुकाभिः ] – દેવલોકની અનેક શ્રેષ્ઠ અપ્સરાઓ વડે.

देवની वर એવી अप्सरसः તે देववराप्सरसः, તેની बहुलता છે જેમાં તે देववराप्सरो-बहुका. देव – વિમાનવાસી દેવો. वर – શ્રેષ્ઠ. अप्सरसः– અપ્સરા, દેવસુંદરી, દેવગણિકા કે દેવનર્તિકા.

'आप्यन्ते पुण्यैरप्सरसः' (અ. ચિ. ૨)–'જે પુણ્યો વડે પમાય છે તે અપ્સરા.' પુણ્ય કરવાથી સ્વર્ગનાં સુખો મળે છે અને તેમાં મુખ્યતા દેવસુંદરીઓની હોય છે, એટલે તે અપ્સરા કહેવાય છે. અન્ય મતમાં 'अद्भ्यः सरन्ति उद्गच्छन्तीति अप्सरसः– પાણીમાંથી ઉત્પન્ન થાય તે અપ્સરા' એવી વ્યુત્પત્તિ કરવામાં આવે છે, કારણ કે તે ક્ષીરસાગરમાંથી ઉત્પન્ન થયેલી મનાય છે.

**सुर-वर-रइगुण-पंडियआहिं** – [सुर-वर-रति-गुण-पण्डितकाभिः] – દેવોને ઉત્તમ પ્રકારની પ્રીતિ ઉપજાવવામાં કુશલ, અથવા સુરવરોને–ઇંદ્રોને પ્રીતિ ઉપજાવવામાં કુશલ.

सुरनो वर એવો रति નામે गुण તે सुर-वर-रति-गुण, તેમાં पण्डितका તે सुर-वर-रति-गुण-पण्डितका. सुर અથવા सुरમાં वर તે सुरवर, તેમને रति નામે गुण ઉત્પન્ન કરવામાં पण्डितका તે सुर-वर-रति-गुण-पण्डितका. सुर–દેવ. वर – ઉત્તમ. रतिगुण – પ્રીતિ. पण्डितका – કુશલ.

દેવોની રતિ-ક્રીડા સંબંધમાં શાસ્ત્રોમાં કહ્યું છે કે ભવન-પતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને પહેલા તથા બીજા દેવલોકના દેવો મનુષ્યની જેમ શરીરથી કામ-સુખનો અનુભવ કરનારા હોય છે, એટલે પહેલા અને બીજા સ્વર્ગમાં દેવીઓ હોય છે. તેથી ઉપરના સ્વર્ગમાં દેવીઓ હોતી નથી. પરંતુ આ દેવીઓ ઉપરના દેવલોકના દેવોને પોતાના પ્રત્યે અનુરાગવાળા જાણતાં તેમની પાસે જાય છે. તેમાં ત્રીજા અને ચોથા દેવલોકના દેવો તેમના હસ્તાદિના સ્પર્શમાત્રથી કામ-શાંતિને પામનારા

હોય છે. પાંચમા અને છઠ્ઠા દેવલોકના દેવો તેમનો મનોહર શૃંગાર જોઈને કામ-શાંતિને પામનારા હોય છે, સાતમા અને આઠમા દેવલોકના દેવો તેમના વિવિધ શબ્દો સાંભળીને કામ-શાંતિ પામનારા હોય છે. આ દેવલોકથી આગળ દેવીઓની ગતિ હોતી નથી, કારણ કે નવમા, દશમા, અગિયારમા અને બારમા દેવલોકના દેવો તો દેવીઓનાં ચિંતનમાત્રથી કામ-શાંતિ મેળવનારા હોય છે. એથી ઉપરના ગ્રૈવેયક અને અનુત્તરના દેવો વિષય-સુખથી રહિત હોય છે. काय-प्रवीचारा आ ऐशानात् ॥ ८ ॥ शेपा: स्पर्श-रूप-शब्द-मन:-प्रवीचारा द्वयोर्द्वयो: ॥ परेऽप्रवीचारा: ॥ १० ॥ (ત. સૂ. અ. ૪).

**वंस-सद्द-तंति-ताल-मेलिए**-[वंश-शब्द-तन्त्री-ताल-मेलिते]-વાંસળી વગેરેના શબ્દમાં વીણા અને તાલ વગેરેના અવાજને મેળવતી.

વંશના શબ્દમાં તન્ત્રી અને તાલનો શબ્દ મેલિત તે વંશ-શબ્દ-તન્ત્રી-તાલ-મેલિત.

વાદ્યો ચાર પ્રકારનાં હોય છે: (૧) તત, (૨) વિતત, (૩) શુષિર અને (૪) ઘન. કહ્યું છે કે-

"ततं वीणाऽऽदिकं वाद्यम्, आनद्धं मुरजादिकम् ।
वंशादिकं तु शुषिरं, कांस्यतालादिकं घनम् ॥"

(૧) **તતવાદ્ય**, તે વીણાદિક તારવાળાં વાજિંત્રો. (૨) **આનદ્ધ** અથવા **વિતતવાદ્ય**, તે મુરજ-મૃદંગ આદિ ચામડે મઢેલાં વાજિંત્રો. (૩) **શુષિરવાદ્ય**, તે વંશ (વાંસળી)

વગેરે પવનથી વાગતાં વાજિંત્રો અને (૪) ઘનવાદ્ય, તે કાંસ્ય-તાલ આદિ આઘાતથી વાગતાં વાજિંત્રો.

દેવો આ ચારે પ્રકારનાં વાદ્યો વગાડે છે.* वंश-शब्द – ફૂંક વડે વાગતાં વાંસળી, પાવા, મુરલી વગેરે શુષિર વાદ્યોનો અવાજ. तन्त्री – વીણા. તે અનેક પ્રકારની હોય છે. જેમ કે બે તારવાળી તે નકુલા, ત્રણ તારવાળી તે ત્રિતંત્રી, ચાર તારવાળી તે રાજધાની, પાંચ તારવાળી તે વિપંચી, છ તારવાળી તે શાર્વરી અને સાત તારવાળી તે પરિવાદિની. વળી તેનાં નાલંબી, કચ્છપી, મહતી, પ્રભાવતી, બૃહતી, કલાવતી, કંડોલ, ચાંડાલિકા વગેરે ભેદો પણ મનાય છે. તેમ જ રાયપ્પસેણિય – સૂત્રમાં વલ્લિકા, ચિત્રવીણા વગેરે ભેદો પણ જણાવેલા છે. અહીં તન્ત્રી-પદથી આ તત વાદ્યો સમજવાં. ताल – કાંસીજોડા. તે માટે કહ્યું છે કે :—

"षडङ्गुलप्रमाणेन, कांस्यताल: सुवर्तुल: ।
अंगुलद्वयमानेन, भवेद् गम्भीरमध्यवान् ॥"

છ આંગળ પ્રમાણનું બરાબર ગોળ અને વચ્ચેથી બે આંગળ જેટલા ઊંડા ખાડાવાળું જે વાદ્ય (કાંસાનું બનેલું હોય છે) તે કાંસ્યતાલ કહેવાય છે.

એટલે ताल–શબ્દથી ઘન-વાદ્યો સમજવાં. હાથથી અમુક પ્રકારે તાલીઓ પાડવી તથા પગનો ઠમકો આપવો તેને પણ તાલ કહેવાય છે. આ તાલનો (૧) કાલ, (૨) માર્ગ,

* "देवा चउव्विहं वाइत्तं वाएंति, तं जहा ततं विततं घणं झुसिरं"– જીવાભિગમસૂત્ર પૃ. ૨૪૧.

(૩) પિંડ, (૪) અંગ (વિભાગ), (૫) ગ્રહ, (૬) જાતિ, (૭) કલા, (૮) લય, (૯) યતિ અને (૧૦) પ્રસ્તાર-એ દસ અંગો વડે વિશદ બોધ થાય છે.

**तिउक्खराभिराम-सद्द-मीसए कए**-[ त्रिपुष्कर-अभिराम-शब्द-मिश्रके कृते ]- આનન્દ વાજિંત્રોના નાદનું મિશ્રણ કરતી.

त्रिपुष्करनो अभिराम એવો शब्द ते त्रिपुष्कर-अभिराम-शब्द, તેનાથી मिश्र ते त्रिपुष्कर-अभिराम-शब्द-मिश्र, कृते કર્યે છતે. પુષ્કર-વાદ્ય એટલે ચામડાથી મઢેલું વાદ્ય. તેના મુખ્ય ભેદો ત્રણ છે: મૃદંગ, પણવ અને દર્દુર; એટલે તે ત્રિપુષ્કર કહેવાય છે. ભરત-નાટ્યશાસ્ત્રના ૩૪મા અધ્યાયમાં કહ્યું છે કે:-

" यावन्ति चर्मनद्धानि, ह्यातोद्यानि द्विजोत्तमाः ! ।
तानि त्रिपुष्कराद्यानि, त्ववनद्धमिति स्मृतम् ॥ २३ ॥"

હે દ્વિજોત્તમો ! જેટલાં વાદ્યો ચામડાંથી મઢેલાં હોય છે, તે બધાંને ત્રિપુષ્કરાદિ કે અવનદ્ધ કહે છે.

" पौष्करस्य तु वाद्यस्य, मृदङ्ग-पणवाश्रयम् ।
विधानं तु प्रवक्ष्यामि, दर्दुरस्य तथैव च ॥ ३९ ॥"

-મૃદંગ, પણવ અને દર્દુરનો આશ્રય કરીને રહેલાં એવાં પૌષ્કરવાદ્યનું વિધાન હું કહું છું.*

* (१) " मृदङ्गस्य लक्षणम्--

अतालज्ञमकालज्ञमशास्त्र( ज्ञं ? ) च कण्टकम् ।
चर्मघातकमित्येवं, प्रवदन्ति मनीषिणः ॥ २०७ ॥

सुइ-समाणणे अ – [ श्रुति समानयने च ] – અને શ્રુતિઓને સમાન કરતી.

श्रुतिनुं समानयन ते श्रुति-समानयन. श्रुति – સ્વરનો સૂક્ષ્મ ભેદ. ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એ સાત સ્વરોની વચ્ચે જે વિભાગો રહેલા છે, તે શ્રુતિ

अनेनैव विधानेन, वाद्यं कार्यं प्रयत्नतः ।
अत ऊर्ध्वं प्रवक्ष्यामि, आतोद्यानां तु लक्षणम् ॥ २०८ ॥
त्रिधा क्रिया मृदङ्गानां, हरीतकियवाश्रया ।
तथा नेपथ्यगोपुच्छ-आकृत्या संप्रकीर्तितः ( ता ) ॥ २०९ ॥
तालत्रयं तथा तच्च, मृदङ्गेऽङ्किक इष्यते ।
मुखं तस्य च कर्तव्यं, द्वादशाङ्गुलयोजितम् ॥ २१० ॥
तथोर्ध्वकश्च कर्तव्यश्चतुस्तालप्रमाणतः ।
मुखं तस्य प्रकर्तव्यमङ्गुलानि चतुर्दश ॥ २११ ॥
आलिङ्गश्चैव कर्तव्यो, लयमात्रमथापि च ।
मुखं तस्याङ्गुलानि, स्युरष्टावेव समासतः ॥ २१२ ॥

(२) पणवस्य लक्षणम्—

पणवस्यापि कर्तव्यो, दीर्घत्वं षोडशाङ्गुलः ।
कृशा( शो ? ) मध्याङ्गुलान्यष्टौ पद्माङ्गुलमुखस्तथा ॥ २१३ ॥
अष्टौ तस्य तु कर्तव्यो ? तज्ज्ञैरध्यर्धचा(म ?)ङ्गुलम् ॥
मध्यं च शुषिरं तस्य, चत्वार्येवाङ्गुलानि च ॥ २१४ ॥

(३) दर्दु(र्द)रस्य लक्षणम्—

दर्दु(र्द)रस्य घटाकारो, नवाङ्गुलीमुखस्तथा ॥
मुखं तस्य च कर्तव्यं, घटस्य सदृशः (शं) बुधैः ॥ २१५ ॥

કહેવાય છે. સંગીત-વિશારદોના મતથી આવી શ્રુતિઓ બાવીસ છે. તે આ પ્રમાણે: ષડ્જની શ્રુતિ ચાર, તેમાં ત્રીજી તથા ચોથી શ્રુતિએ ઋષભનું મિશ્રણ થાય છે. ઋષભની શ્રુતિઓ ત્રણ, તેમાં ત્રીજી શ્રુતિએ ગાંધારનું મિશ્રણ થાય છે. ગાંધારની શ્રુતિઓ બે, તેમાં બીજી શ્રુતિએ કોમળ અથવા શુદ્ધ મધ્યમનું મિશ્રણ થાય છે. મધ્યમની શ્રુતિઓ ચાર, તેમાં બીજી શ્રુતિએ તીવ્ર મધ્યમનું અને ચોથી શ્રુતિએ પંચમનું મિશ્રણ થાય છે. પંચમની ચાર, તેમાં ચોથી શ્રુતિએ ધૈવતનું મિશ્રણ થાય છે અને ધૈવતની શ્રુતિઓ ત્રણ, તેમાં ત્રીજી શ્રુતિએ નિષાદનું મિશ્રણ થાય છે. નિષાદની શ્રુતિઓ બે છે, તેમાં બીજી શ્રુતિએ બીજા સપ્તકના ષડ્જ-સાનું મિશ્રણ થાય છે. આ બાવીસ શ્રુતિઓનાં નામ અનુક્રમે નીચે પ્રમાણે સમજવાં:—

---

द्वादशाङ्गुलविस्तीर्णं, पीनोष्ठं( ष्टं ) च समन्ततः ।
अतः परं प्रवक्ष्यामि, चर्मलक्षणनुत्तमम् ॥ २१६ ॥ ”

—ભરત નાટ્યશાસ્ત્ર, અ. ૩૪

શ્રીજમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિની ટીકામાં મૃદંગ, પણવ અને દર્દરિકનો પરિચય આ પ્રમાણે આપેલો છે:–

“ ‘मृदङ्गो लघुमर्द्दलः पणवो भाण्डपटहो लघुपटहो वा पटहः स्पष्टः ।
दर्दरिको यस्य चतुर्भिश्चरणैरवस्थानं भुवि स गोधाचर्मावनद्धो
वाद्यविशेषः ।” ५-१०१

મૃદંગ એટલે નાનું માદલ ( તબલા ), પણવ એટલે ભાંડ-પટહ કે લઘુ-પટહ ( નાનું નગારું ) અને દર્દરિક એટલે ઘોના ચામડાથી મઢેલું ચાર પાયા વડે જમીન પર મૂકાતું આનદ્ધ વાદ્ય-વિશેષ.

| સ્વર | શ્રુતિઓની સંખ્યા | શ્રુતિઓનાં નામો |
|---|---|---|
| ષડ્જ | ૪ | તીવ્રા, કુમુદ્વતી, મન્દા, છંદોવતી. |
| ઋષભ | ૩ | દયાવતી, રંજની, રતિકા. |
| ગાંધાર | ૨ | રૌદ્રી, ક્રોધા. |
| મધ્યમ | ૪ | વજ્રિકા, પ્રસારિણી, પ્રીતિ, માર્જની. |
| પંચમ | ૪ | ક્ષિતિ, રક્તા, સાંદીપિની, આલાપિની. |
| ધૈવત | ૩ | મદન્તી, રોહિણી, રમ્યા. |
| નિષાદ | ૨ | ઉગ્રા, ક્ષોભિણી. * |

સમાનયન—સમમાં લાવવાની ક્રિયા. સ્વર-શ્રુતિનો તાલની સાથે જ આરંભ કરવો તેને સમ કહેવાય છે.+ અથવા સ રિ ગ મનો આરોહ કરી, ફરી અવરોહ કર્યા પછી પાછું જે આરોહણ કરવામાં આવે છે તે સમ કહેવાય છે.× તે આ રીતે:—

* "तीव्रा कुमुद्वती मन्दा, छन्दोवत्यस्तु षड्जगाः ।
दयावती रञ्जनी च, रतिका ऋषभे स्थिता ॥
रौद्री क्रोधा च गान्धारे, वज्रिका च प्रसारिणी ।
प्रीतिश्च मार्जनीत्येताः, श्रुतयो मध्यमाश्रिताः ॥
क्षितिरक्ता च सान्दीपिन्यालापी चैव पञ्चमे ।
मदन्ती, रोहिणी रम्येत्येता धैवत-संश्रयाः ।
उग्रात्र क्षोभिणीति द्वे, निषादे वसतः श्रुती ॥"

+ સંગીતશાસ્ત્ર પૃ. ૧૪૬.

× સંગીતશાસ્ત્ર પૃ. ૮૧.

सरिगम मगरिस सरिगम।
रिगमप पमगरि रिगमप।
गमपध धपमग गमपध।
पधनिस सनिधप पधनिस॥

શ્રીરાયપ્પસેણિય-સૂત્રમાં સંગીતના વર્ણનાધિકારે 'महुरं समं सललियं मणोहरं' આદિ વિશેષણો વપરાયેલાં છે. ત્યાં 'समं'નો અર્થ ટીકાકાર શ્રીમલયગિરિ મહારાજે 'तालवंश-स्वरादिसमनुगतं समम् – તાલ અને વાંસળી વગેરેના સ્વરોને અનુસરતું તે સમ' એવો અર્થ કરેલો છે.

**सुद्ध-सज्ज-गीय-पायजाल-घंटिआहिं** – [ शुद्ध-सज्ज-गीत-पादजाल-घण्टिकाभिः ] – દોષ-રહિત અને પ્રગુણ ગીત ગાતી અને પાદજાલની ઘૂઘરીઓ બજાવતી.

શુદ્ધ અને સજ્જ એવું જે ગીત તે શુદ્ધ-સજ્જ-ગીત, તથા પાદજાલની ઘણ્ટિકાવાળી તે શુદ્ધ-સજ્જ-ગીત-પાદજાલ-ઘણ્ટિકા. શુદ્ધ – નિર્દોષ, દોષ-રહિત. જૈનશાસ્ત્રોમાં કહ્યું છે કે—

"भीअं दुअमुप्पिच्छं, उत्तालं च कमसो मुणेयव्वं ।
काग-स्सरमणुणासं, छद्दोसा होन्ति गेअस्स ॥"

(૧) **ભીત** – બીતાં બીતાં ગાવું તે. (૨) **દ્રુત** – જલદી જલદી ગાવું તે. (૩) **ઉત્પિચ્છ** – રોષે ભરાઈને આવેશ-પૂર્વક ગાવું તે. (૪) **ઉત્તાલ** – અતિતાલ કે અસ્થાન-તાલ-પૂર્વક ગાવું તે. (૫) **કાક-સ્વર** – કાગડાના જેવા કઠોર

સ્વરે ગાવું તે. (૬) **અનુનાસ**-નાકમાંથી ગાવું તે. આ ૭ ગીતના દોષો છે.*

* સંગીત-શાસ્ત્રોમાં ગીતના ચૌદ દોષો કહેલા છે. તે આ રીતેઃ-

(૧) **કંપિત**-અવાજ થથરાવીને ગાવું તે. (૨) **ભીત**-બીતાં બીતાં ગાવું તે. (૩) **ઉદ્‌ઘુષ્ટ**-કઠોર ઉચ્ચાર કરીને ગાવું તે. (૪) **અવ્યક્ત**-અસ્પષ્ટતાથી ગાવું તે. (૫) **અનુનાસિક**-નાકમાંથી ગાવું તે. (૬) **કાક-સ્વર**-કાગડાના જેવો શબ્દ કરીને ગાવું તે. (૭) **શિરસ્સ્થ**-બહુ ઊંચા સ્વરે ગાવું તે. (૮) **સ્થાન-વર્જિત**-સ્વરનાં સ્થાનને છોડી દઈને ગાવું તે. (૯) **વિસ્વર**-અશુદ્ધ સ્વરથી ગાવું તે. (૧૦) **વિરસ**-રસહીન ગાવું તે. (૧૧) **વિશ્લિષ્ટ**-રાગમાં જે સ્વરો નિષિદ્ધ કરેલા હોય, તેનાથી ગાવું તે. જેમ કે માલકોશ રાગમાં અર્ધરાત્રિ પછી ઋષભ અને પંચમ નિષિદ્ધ છે, માલશ્રીમાં સાંઝે ઋષભ અને મધ્યમ નિષિદ્ધ છે, વગેરે. (૧૨) **વિષમ**-લયથી ચૂકીને ગાવું તે. (૧૩) **વ્યાકુલ**-ગભરાઈને ગાવું તે. (૧૪) **તાલ-હીન**-ગાતાં ગાતાં તાલ ચૂકી જવો તે.

કેટલાકના અભિપ્રાયથી નીચેના પચીસ દોષો ન હોય તે શુદ્ધ ગીત કહેવાય છેઃ

(૧) **સંદષ્ટ**-દાંત પીસીને ગાવું તે. (૨) **અદષ્ટ**-જેનો અવાજ મધ્યમાં અટકી રહે તે. (૩) **શંકિત**-સંદેહયુક્ત ગાવું તે. (૪) **કુરાગી**-મોં ફાડી ખરાબ અવાજથી ગાવું તે. (૫) **ભીત**-ડરીને ગાવું ત. (૬) **કંપિત**-અવાજ થથરાવીને ગાવું ત. (૭) **કપાલી**-ઘણા ઊંચા સ્વરે ગાવું તે. (૮) **કાકી**-કાગડાના જેવો સ્વર કરીને ગાવું તે. (૯) **વિતાલ**-તાલ વિના ગાવું તે. (૧૦) **કરભ**-ઊંટના જેવી ગરદન લાંબી કરીને ગાવું તે. (૧૧) **અધર**-

સજ્જ—પ્રગુણ, વિશિષ્ટ ગુણથી યુક્ત. અનુયોગદ્વાર-સૂત્રમાં ગીતના આઠ ગુણો નીચે પ્રમાણે જણાવેલા છે:—

"पुण्णं रत्तमलंकियं च, वत्तं तहेव अविघुट्ठं।
महुरं समं सुललियं, अट्ठ गुणा होन्ति गेअस्स ॥"

—સૂત્ર ૧૨૭.

(૧) **પૂર્ણ**—સ્વરકલાથી યુક્ત, (૨) **રક્ત**—ગેય રાગ અનુસાર ગવાતું, (૩) **અલંકૃત**—અન્યોન્ય સ્વરથી યુક્ત, (૪) **વ્યક્ત**—અક્ષરોમાં સ્ફુટ, (૫) **અવિઘુષ્ટ**—આક્રોશથી રહિત, (૬) **મધુર**, (૭) **સમ**—તાલ, સ્વર વગેરેને અનુકૂલ, અને (૮) **સુલલિત**—સ્વરના સુંદર આરોહ-અવરોહથી યુક્ત. गीत—જે ગવાય તે ગીત. વિશિષ્ટ અર્થમાં પદ, સ્વર અને તાલના અવધારણવાળું હોય તે ગીત

---

ખોટા અને જાડા અવાજથી ગાવું તે. (૧૨) **જંબુક**—શિયાળની માફક માથું ધુણાવીને ગાવું તે. (૧૩) **સ્વર-ભંગ**—ગાતાં ગાતાં સ્વર તૂટી જાય તે. (૧૪) **વક્રી**—વાંકી ગરદન રાખીને ગાવું તે. (૧૫) **પ્રસારી**—હાથ લાંબા કરીને ગાવું તે. (૧૬) **ઉન્મીલક**—આંખો બંધ કરીને ગાવું તે. (૧૭) **વિરસ**—રસ-હીન ગાવું તે. (૧૮) **કૃશ**—ઘણા પાતળા અવાજથી ગાવું તે. (૧૯) **સ્થાન-ભ્રષ્ટ**—સ્વરના અથવા તાલના સ્થાનથી ભ્રષ્ટ થઈને ગાવું તે. (૨૦) **અવિધાન**—સંગીતના મુખ્ય નિયમોને અવગણીને ગાવું તે. (૨૧) **સાનુનાસિક**—નાકમાંથી ગાવું તે. (૨૨) **ભગ્ન**—ભાંગેલા સ્વરથી ખરની જેમ ગાવું તે. (૨૩) **સીત્કારી**—સીત્કાર કરીને ગાવું તે. (૨૪) **અસ્થિત**—સ્વર કાયમ ન રહે તેવું ગાવું તે. (૨૫) **કર્કશ**—કઠોર સ્વરથી ગાવું તે.

કહેવાય. 'पद-स्वर-तालावधानात्मकं गान्धर्वमिति' – (ભ. ના.). તે દેવો ઉત્ક્ષિપ્ત, પાદવૃદ્ધ, મંદ અને રેચિત એ ચાર પ્રકારે ગાય છે. રાયપસેણિય સૂત્રમાં કહ્યું છે કે – 'तए णं ते बहवे देव-कुमारा य देवकुमारियाओ य चउव्विहं गेयं गायंति, तं जहा-उक्खित्त पायंतं मंदायं रो(रे)इयावसाणं च।' (સૂ. ૮૬) पादजाल પગનું એક પ્રકારનું ઘરેણું. घण्टिका – ઘૂઘરી કે ઘૂઘરા.

**वलय-मेहला-कलाव-नेउराभिराम-सद्द-मीसए कए** – [ वलय-मेखला-कलाप-नूपुराभिराम-शब्द-मिश्रके कृते ] – કંકણ, મેખલા-કલાપ અને ઝાંઝરના મનોહર શબ્દોને મિશ્ર કરતી.

वलय તથા मेखला, તથા कलाप તથા नूपुर તે वलय-मेखला-कलाप-नूपुर, તેના अभिराम એવા शब्दनुं मिश्र કરવાપણું તે वलय-मेखला कलाप-नूपुराभिराम-शब्द-मिश्रक. वलय – કંકણ, હાથની ચૂડીઓ. मेखला – કટિસૂત્ર. कलाप – ઘણી સેરવાળું કટિસૂત્ર. नूपुर – ઝાંઝર. शब्द – અવાજ. मिश्रक – મિશ્ર. कए – કરતી.

**अ** [ च ] – અને.

**देव-नट्टिआहिं** – [ देव-नर्तकाभिः ] – દેવનર્તિકાઓ વડે.

દેવલોકમાં નૃત્ય-નાટ્ય વગેરેનું કામ કરનારી દેવનર્તિકા કહેવાય છે.

**हाव-भाव-विब्भम-प्पगारएहिं** – [ हाव-भाव-विभ्रम-प्रकारकैः ] – હાવ, ભાવ અને વિભ્રમના પ્રકારો વડે.

નાટ્ય-વિશારદોના અભિપ્રાયથી તાંડવમાં નીચેના બત્રીસ અંગહારો થાય છે: (૧) સ્થિરહસ્ત, (૨) પર્યસ્તક, (૩) સૂચીવિદ્ધ, (૪) અપવિદ્ધ, (૫) આક્ષિપ્ત, (૬) ઉદ્ઘટ્ટિત, (૭) વિષ્કંભક, (૮) અપરાજિત, (૯) વિષ્કમ્પાપસૃત, (૧૦) મત્તાક્રીડ, (૧૧) સ્વસ્તિક-રેચિત, (૧૨) પાર્શ્વ-

"यदाङ्गिकैकनिर्वर्त्यमुज्झितं वाचिकादिभिः।
नर्तकैरभिधीयेत, प्रेक्ष्यमाक्ष्वेडिकादि तत्॥
तल्लास्यं ताण्डवं चैव, छलिकं सम्पया सह।
हल्लीसकं च रासं च, षट्-प्रकारं प्रचक्षते॥"

આંગિક અભિનયથી યુક્ત અને વાચિકાદિ અભિનયથી વર્જિત જે આક્ષ્વેડિક આદિ નર્તન તે નર્તકો વડે પ્રેક્ષ્ય(દૃશ્ય) કહેવાય છે. તેના (૧) લાસ્ય, (૨) તાંડવ, (૩) છલિક, (૪) સમ્પા, (૫) હલ્લીસક અને (૬) રાસ એવા ૭ ભેદ છે.

અહીં શૃંગારરસ-પ્રધાન નર્તનને 'લાસ્ય' કહ્યું છે; વીરરસ-પ્રધાન નર્તનને 'તાંડવ' કહ્યું છે, શૃંગાર અને વીરરસ-પ્રધાન નર્તનને 'છલિક' કહ્યું છે, એકદમ ઝડપી નર્તનને 'સંપા' કહ્યું છે. ઘણી સ્ત્રીઓનાં નર્તનમાં એક જ નેતા (નાયક) હોય, તેને 'હલ્લીસક' કહ્યું છે અને તાલ, લય આદિથી સંયુક્ત હલ્લીસકને 'રાસ' કહેલ છે.

દશરૂપકમાં નૃત્યના સાત ભેદો જુદી જ રીતે ગણાવ્યા છે:

'डोम्बी श्रीगदितं भाणो, भाणी-प्रस्थान-रासकाः।
काव्यं च सप्त नृत्यस्य, भेदाः स्युस्तेऽपि भाणवत्॥'

(૧) ડોમ્બી, (૨) શ્રીગદિત, (૩) ભાણ, (૪) ભાણિકા, (૫) પ્રસ્થાન, (૬) રાસક અને (૭) કાવ્ય એ સાત નૃત્યના ભેદ છે અને તે ભાણ જેવા જ છે.

સ્વસ્તિક, (૧૩) વૃશ્ચિક, (૧૪) ભ્રમર, (૧૫) મત્ત-સ્ખલિત, (૧૬) મદ-વિલસિત, (૧૭) ગતિમંડલ, (૧૮) પરિચ્છિન્ન, (૧૯) પરિવૃત્ત-રેચિત, (૨૦) વૈશાખ, (૨૧) પરાવૃત્ત, (૨૨) અલાતક, (૨૩) પાર્શ્વચ્છેદ, (૨૪) વિદ્યુદ્ભ્રાન્ત, (૨૫) ઉદ્ધતક, (૨૬) આલીઢ, (૨૭) રેચિત, (૨૮) આચ્છુરિત, (૨૯) આક્ષિપ્ત-રેચિત, (૩૦) સંભ્રાન્ત, (૩૧) અપસર્પ અને (૩૨) અર્ધ-નિકુટ્ટક.

આ અંગહારોની ઉત્પત્તિ ૧૦૮ કરણ અથવા નૃત્ય-માતૃકાના વિવિધ સંયોજનથી થાય છે, જેનો વિસ્તાર ભરત-નાટ્યશાસ્ત્ર વગેરે ગ્રંથોમાં આપેલો છે.

સંગીતરત્નાકરમાં લાસ્યનાં દસ અંગો નીચે પ્રમાણે દર્શાવેલાં છે. (૧) ચાલી (ચારી?), (૨) આલિવડ, (૩) લટિ, (૪) સૂક, (૫) ઉરોંગણ, (૬) ધસક, (૭) અંગહાર, (૮) ઓયરક, (૯) વિહસી અને (૧૦) મનસ્. તેમાં તાલ અને લયની સાથે અનુક્રમે બંને સ્તનોને ધનુષની પેઠે નમાવવા તે અંગહાર છે.

वंदिया – [ वन्दितौ ] – વંદાયેલા.

य – [ च ] – અને.

जस्स – [ यस्य ] – જેના.

ते – [ तौ ] – તે (બે).

सुविक्कमा कमा – [ सुविक्रमौ क्रमौ ] – ઉત્તમ પરાક્રમ-શાલી ચરણો.

પ્રણિધાન-પૂર્વક પ્રણામ કરાય છે. તત્પશ્ચાત્ देवनट्टिआहिं-દેવનતિકાઓ વડે हाव-भाव-विब्भम-प्पगारएहिं अंगहारएहिं नच्चिऊण वंदिया-વિવિધ પ્રકારના હાવ, ભાવ, વિભ્રમ અને અંગહાર વડે નૃત્ય કરવા-પૂર્વક વંદના થાય છે. આમ છતાં तिलोय-सव्व-(सत्त)-संतिकारयं - ત્રિલોકના સર્વ [સત્ત્વોને] શાંતિ કરનારા તેમ જ पसंत-सव्व-पाव-दोसं - સર્વ પાપો અને દોષોનો-રોગોનો નાશ કરનારા એવા संतिं - શ્રીશાંતિનાથ ભગવાન લવલેશ પણ ક્ષોભ પામતા નથી અને उत्तमं जिनं - રાગ અને દ્વેષને જીતનારા ઉત્તમ-સર્વોત્તમ પુરુષ સિદ્ધ થાય છે. तयं - તેમને. एस अहं - આ હું (સ્તવકર્તા મહર્ષિ નંદિષેણ), नमामि - નમસ્કાર કરું છું.

(૨૯-૩૦-૩૧-૩૨-૬) દેવોને ઉત્તમ પ્રકારની પ્રીતિ ઉત્પન્ન કરવામાં કુશલ એવી સ્વર્ગની અનેક સુંદરીઓ ભક્તિ-વશાત્ એકત્ર થાય છે. તેમાંની કેટલીક વાંસળી વગેરે શુષિર વાદ્યો વગાડે છે; કેટલીક તાલ વગેરે ઘન વાદ્યો વગાડે છે અને કેટલીક નૃત્ય કરતી જાય છે અને પગમાં પહેરેલા જાલબંધ ઘૂઘરાના અવાજને કંકણ, મેખલા-કલાપ અને નૂપુરના અવાજમાં મેળવતી જાય છે. તે વખતે જેનાં મુક્તિ આપવાને યોગ્ય, જગતમાં ઉત્તમ શાસન કરનારા તથા સુંદર પરાક્રમ-શાળી ચરણો પ્રથમ ઋષિઓ અને દેવતાઓના સમૂહ વડે સ્તવાય છે તથા વંદાય છે, પછી દેવીઓ વડે પ્રણિધાન-પૂર્વક પ્રણમાય છે અને તત્પશ્ચાત્ હાવ, ભાવ, વિભ્રમ અને અંગહાર કરતી દેવનતિકાઓ વડે વંદાય છે, તે ત્રિલોકના સર્વ જીવોને શાંતિ કરનારા, સર્વ પાપો અને દોષથી રહિત ઉત્તમ જિન ભગવાન્ શ્રીશાંતિનાથને હું પણ નમસ્કાર કરું છું.

(૩૩-૩૪-૩૫-૪) **छत्त-चामर-पडाग-जूअ-जव-मंडिया**–
[ छत्र-चामर-पताका-यूप-यव-मण्डिताः ] – છત્ર, ચામર, પતાકા, સ્તંભ અને જવવડે શોભતા.

छत्र અને चामर અને पताका અને यूप અને यवथी मण्डित તે छत्र-चामर-पताका-यूप-यव-मण्डित. આ પદ ચોત્રીસમી ગાથામાં આવેલા अजिय-संति-पायया પદનું વિશેષણ હોવાથી પ્રથમાના બહુવચનમાં છે. छत्र – માથા પર રાખવાનું છત્ર. चामर – ચામર. पताका – ધજા, વાવટો. यूप – સ્તંભ-વિશેષ. यव – જવ નામનું ધાન્ય. मण्डित – શોભિત.

**झयवर-मगर-तुरय-सिरिवच्छ-सुलंछणा** – [ ध्वजवर-मकर-तुरग-श्रीवत्स-सुलाञ्छनाः ] – શ્રેષ્ઠ ધ્વજ, મગર, અશ્વ અને શ્રીવત્સરૂપ સુંદર લાંછનવાળા.

ध्वजवर અને मकर અને तुरग અને श्रीवत्सરૂપ सुलाञ्छन-વાળા તે ध्वजवर-मकर-तुरग-श्रीवत्स-सुलाञ्छन. ध्वजवर – શ્રેષ્ઠ ધ્વજ. मकर – મગર. જલચર-પ્રાણિ-વિશેષ. तुरग – અશ્વ. श्रीवत्स – ચિહ્ન-વિશેષ.

**दीव-समुद्द-मंदर-दिसागय-सोहिआ** – [द्वीप-समुद्र-मन्दर-दिग्गज-शोभिताः ] – દ્વીપ, સમુદ્ર, મંદરપર્વત અને ઐરાવત હાથીનાં લંછન ( લક્ષણ ) વડે શોભતા.

द्वीप અને समुद्र અને मन्दर અને दिग्गज વડે शोभित તે द्वीप-समुद्र-मन्दर-दिग्गज-शोभित. मंदर–પર્વત-વિશેષ. दिग्गज– ઐરાવતાદિ હાથી. 'दिक्षु स्थिता गजाः दिग्गजाः– દિશામાં

રહેલા હાથી તે દિગ્ગજ. તેના પ્રકારો વિષે અભિધાન-ચિન્તામણિના બીજા કાંડમાં કહ્યું છે કે–

"ऐरावतः पुण्डरीको, वामनः कुमुदोऽञ्जनः ।
पुष्पदन्तः सार्वभौमः, सुप्रतीकश्च दिग्गजाः ॥ ४ ॥"

ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદન્ત, સાર્વભૌમ અને સુપ્રતીક એ દિગ્ગજો છે.

शोभित – શોભતા.

**सत्थिअ-वसह-सीह-रह-चक्कवरंकिया** – [ स्वस्तिक-वृषभ-सिंह-रथ-चक्रवराङ्किताः ] – સ્વસ્તિક, બળદ, સિંહ, રથ અને શ્રેષ્ઠ ચક્રના ચિહ્નવાળા.

स्वस्तिक અને वृषभ અને सिंह અને रथ અને चक्रवरथी अङ्कित તે स्वस्तिक-वृषभ-सिंह-रथ-चक्रवराङ्कित. स्वस्तिक – સાથીઓ. वृषभ – બળદ. सिंह – પ્રાણિવિશેષ. रथ – રથ. चक्रवर – શ્રેષ્ઠ ચક્ર. अङ्कित – ચિહ્નવાળા.

અષ્ટ મહાનિમિત્તોમાં લક્ષણની ગણના થાય છે. જેમ કે 'अट्ठविहे महानिमित्ते पण्णत्ते, तं जहा – भोमे उप्पाते सुविणे अंतलिक्खे अंगे सरे लक्खणे वंजणे' (સ્થા. સૂ. સ્થા. ૮, ઉ. ૩). મહાનિમિત્તો આઠ પ્રકારનાં કહેલાં છે. તે આ પ્રમાણે–ભૌમ, ઉત્પાત, સ્વપ્ન, અંતરિક્ષ, અંગ, સ્વર, લક્ષણ અને વ્યંજન.' તેમાં ભૂકંપાદિ ભૂમિ-વિકારનાં ફલો બતાવનારું શાસ્ત્ર ભૌમ-નિમિત્ત કહેવાય છે, સહજ રુધિરની વૃષ્ટિ વગેરેનાં ફલ બતાવનારું શાસ્ત્ર ઉત્પાત-નિમિત્ત કહેવાય છે, સ્વપ્નોનાં

સારાં-માઠાં ફલોનું વર્ણન કરનારું શાસ્ત્ર સ્વપ્ન-નિમિત્ત કહેવાય છે, આકાશમાં થતાં ગાન્ધર્વનગર વગેરેનાં ફલોનું વર્ણન કરનારું શાસ્ત્ર અંતરિક્ષ-નિમિત્ત કહેવાય છે, શરીરનાં અંગ-સ્ફુરણ વગેરેનું ફલ બતાવનારું શાસ્ત્ર અંગ-નિમિત્ત કહેવાય છે, સ્વરોદયનું જ્ઞાન સૂચવનારું શાસ્ત્ર સ્વર-નિમિત્ત કહેવાય છે, સ્ત્રી-પુરુષનાં લક્ષણોનું ફલ બતાવનારું શાસ્ત્ર લક્ષણ-નિમિત્ત કહેવાય છે અને વ્યંજન એટલે શરીર પર થતા મસા, તલ, વગેરેનાં ફલને બતાવનારું શાસ્ત્ર વ્યંજન-નિમિત્ત કહેવાય છે.

લક્ષણ-શાસ્ત્ર અનુસાર જે પુરુષ (૧) છત્ર, (૨) કમલ, (૩) ધનુષ્ય, (૪) રથ, (૫) વજ્ર, (૬) કાચબો, (૭) અંકુશ, (૮) વાવ, (૯) સાથીઓ, (૧૦) પતાકા, (૧૧) ચામર, (૧૨) સિંહ, (૧૩) વૃક્ષ, (૧૪) ચક્ર, (૧૫) શંખ, (૧૬) હાથી, (૧૭) સમુદ્ર, (૧૮) કલશ, (૧૯) મહેલ, (૨૦) મત્સ્ય, (૨૧) યવ, (૨૨) યૂપ, (૨૩) સ્તૂપ, (૨૪) કમંડલુ, (૨૫) પર્વત, (૨૬) દેવાલય, (૨૭) દર્પણ, (૨૮) વૃષભ, (૨૯) ધ્વજા, (૩૦) અભિષેક કલશ, (૩૧) પુષ્પમાલા અને (૩૨) મોર એ બત્રીસ લક્ષણવાળો હોય છે, તે ઘણો લક્ષ્મીવાન કે પુણ્યના પ્રકર્ષવાળો ગણાય છે.*

* "छत्र तामरसं धनू रथवरो दम्भोलि कूर्माङ्कुशाः,
वापी-स्वस्तिक-तोरणानि च शरः पञ्चाननः पादपः ।
चक्रं शङ्ख-गजौ समुद्र कलशौ प्रासाद-मत्स्यौ यवाः,
यूप-स्तूप कमण्डलून्यवनिभृत्सच्चामरो दर्पणः ॥ १५६ ॥
वृषभः पताका कमलाभिषेकः,
सुदाम-केकी घनपुण्यभाजाम् ।"—હસ્તસંજીવની

તેમાંનાં ઘણાંખરાં લક્ષણો અહીં દર્શાવેલાં છે. છત્ર (૧), ચામર (૧૧), પતાકા-વાવટો (૧૦), યૂપ-સ્તંભ-વિશેષ, (૨૨), જવ (૨૧), ધ્વજ (૨૯), સમુદ્ર (૧૭), મંદર-પર્વત (૨૫), દિગ્ગજ-હાથી (૧૬), સ્વસ્તિક (૯), વૃષભ (૨૮), સિંહ (૧૨), રથ (૪) અને ચંદ્ર (૧૪).

મગર માટે કહ્યું છે કે—

"शफरो मकरः शङ्खः, पत्रं (? पद्मं) पाणौ स्वसम्मुखः ।
फलदः सर्वदैवान्त्यकाले पुनरसम्मुखः ॥ १७६ ॥"

—હસ્તસંજીવની.

મત્સ્ય, મગર, શંખ, પત્ર (? પદ્મ) વગેરે જો હાથમાં ઊર્ધ્વ મુખવાળાં હોય તો તેમનું શુભ ફલ સદાકાલ મળે છે અને જો સંમુખ ન હોય તો અંત્યાવસ્થામાં શુભ ફલ મળે છે. તાત્પર્ય કે મગર એ શુભ લક્ષણ છે.

તુરગ (અશ્વ) માટે કહ્યું છે કે—

"वरपउम-संख-सत्थिय-भद्दासण-कुसुम-मच्छ-जलकुंभं ।
वसह-गय-छत्त-चामर-दाम-हय-वज्जमपरं च ॥ १९४ ॥
तोमर-विमाण-केऊ जस्सेए हुंति करतले पयडा ।
तस्स धण-धन्न-लाहो, होही अचिरेण कालेणं ॥ १९९ ॥"

—હસ્તસંજીવનીમાં 'કરરેહા'ની ઉદ્ધૃત ગાથાઓ.

જેના હાથમાં શ્રેષ્ઠ પદ્મ, શંખ, સ્વસ્તિક, ભદ્રાસન, પુષ્પ, મત્સ્ય, કુંભ, વૃષભ, ગજ, છત્ર, ચામર, પુષ્પમાળા, **અશ્વ**, વજ્ર, તોમર (બાણ-વિશેષ), ગદા, વિમાન અને ધ્વજા પ્રકટ-રૂપે હોય છે, તેને ધન, ધાન્યાદિનો લાભ શીઘ્ર થાય છે.

શ્રીવત્સ માટે કહ્યું છે કે–" सिरिवच्छे इच्छिया भोगा " ॥

શ્રીવત્સના ચિહ્નવાળો ઇચ્છિત ભોગો પામે છે.

શ્રીતીર્થંકરદેવ કેવાં કેવાં શુભ લક્ષણોથી યુક્ત હોય છે, તેનો આ ઇશારો માત્ર છે, બાકી તેઓ ૧૦૦૮ શુભ લક્ષણોથી યુક્ત હોય છે. કહ્યું છે કે:

'तत्र लक्षणानि छत्र-चामरादीनि चक्रि-तीर्थकृताम् अष्टोत्तर-सहस्त्रं सहस्रं, बलदेव-वासुदेवानाम् अष्टोत्तरशतम्, अन्येषां तु भाग्यवतां द्वात्रिंशत् ।'

તેમાં લક્ષણોથી છત્ર, ચામર વગેરે સમજવાં. તે ચક્રવર્તી અને તીર્થંકરોને ૧૦૦૮ હોય છે, બલદેવ તથા વાસુદેવોને ૧૦૮ હોય છે અને અન્ય ભાગ્યશાલીઓને ૩૨ હોય છે.

—કલ્પસૂત્ર-સુબોધિકા, સૂત્ર ૮.

**सहाव-लट्ठा** – [ स्वभाव-लष्टाः ] – સ્વરૂપથી સુંદર.

સ્વભાવથી लष्ट તે स्वभाव-लष्ट. स्वभाव – સ્વરૂપ. लष्ट – શોભનીય, સુંદર.

**सम-प्पइट्ठा** – [ सम-प्रतिष्ठाः ] – સમભાવમાં સ્થિર થયેલા.

સમમાં प्रतिष्ठ તે सम-प्रतिष्ठ. सम – સમભાવ. प्रतिष्ठ – સ્થિર થયેલા. समनो સંસ્કાર शम પણ થાય છે, એટલે શમરસમાં સ્થિર એવો અર્થ પણ સંગત છે.

**अदोस-दुट्ठा** – [ अदोष-दुष्टाः ] – દોષ-રહિત.

दोषथी दुष्ट ते दोष-दुष्ट. न दोष-दुष्ट ते अदोष-दुष्ट. दोष-दुष्ट – દોષથી દૂષિત થયેલા. अदोष-दुष्ट – દોષથી દુષ્ટ નહિ થયેલા, દોષ-રહિત.

**गुणेहिं जिट्ठा** – [ गुणैः ज्येष्ठाः ] – ગુણો વડે અત્યંત મહાન.

**पसाय-सिट्ठा** – [ प्रसाद-श्रेष्ठाः ] – કૃપા કરવામાં ઉત્તમ.

प्रसादમાં श्रेष्ठ ते प्रसाद-श्रेष्ठ. प्रसाद – પ્રસાદ કરવામાં, કૃપા કરવામાં. श्रेष्ठ – ઉત્તમ. તીર્થંકરો કેવી રીતે પ્રસાદ કરે છે, તે માટે જુઓ સૂત્ર ૮-૭.

**तवेण पुट्ठा** – [ तपसा पुष्टाः ] – તપવડે પુષ્ટ. ઘણાં તપ કરનારા.

**सिरीहिं इट्ठा** – [ श्रीभिः इष्टाः ] – લક્ષ્મીથી પૂજાયેલા.

**रिसीहिं जुट्ठा** – [ऋषिभिः जुष्टाः] – ઋષિઓથી સેવાયેલા.

**ते** – [ ते ] – તેઓ.

**तवेण** – [ तपसा ] – તપવડે.

**धुय-सव्व-पावया** – [ धूत-सर्व-पापकाः ] – સર્વ પાપોને દૂર કરનારા, સર્વ પાપોનો નાશ કરનારા.

धूत – દૂર કર્યાં છે, सर्व એવાં पाप જેણે તે धूत-सर्व-पाप. क અહીં સ્વાર્થમાં છે.

सव्व-लोअ-हिय-मूल-पावया – [ सर्व-लोक-हित-मूल-प्रापकाः ] – સમગ્ર લોકોને હિતનું મૂળ પમાડનારા, સર્વ પ્રાણીઓને હિતનો માર્ગ દર્શાવનારા.

सर्व એવો लोक તે सर्वलोक, તેનું हित તે सर्वलोक-हित, તેનું मूल તે सर्व-लोक-हित-मूल, તેના प्रापक તે सर्व-लोक-हित-मूल-प्रापक. सर्व – સમસ્ત, સમગ્ર. लोक – પ્રાણિ-સમૂહ. हित – કલ્યાણ. मूल – મૂળ. प्रापक – પમાડનાર. તાત્પર્ય કે સમગ્ર પ્રાણીઓને હિતનો માર્ગ દર્શાવનારા.

संथुया – [ संस्तुताः ] – સારી રીતે સ્તવાયેલા.

अजिय-संति-पायया – [ अजित-शान्ति-पादकाः ] – પૂજ્ય શ્રીઅજિત અને શ્રીશાંતિનાથ.

अजित-पाद અને शान्ति-पाद તે अजित-शान्ति-पादाः. क અહીં સ્વાર્થમાં છે. અંતમાં રહેલો पाद–શબ્દ પૂજ્યતાનો સૂચક છે અને માનાર્થે બહુવચનમાં આવે છે.'

'पादा भट्टारको देवः, प्रयोज्यः पूज्यनामतः ॥ २९० ॥'

( અ. ચિ. દેવકાંડ )

हुंतु – [ भवन्तु ] – હો.

मे – [ मे ] – મને.

सिव-सुहाण – [ शिव-सुखानाम् ] – મોક્ષ-સુખોના.

दायया – [ दायकाः ] – દેનારા.

( ૩૩-૩૪-૩૫-૫ ) સરલ છે. આ વિશેષકમાં જિનેશ્વરનાં પરમપુરુષત્વનું વર્ણન કરવામાં આવ્યું છે.

(૩૩-૩૪-૩૫-૬) જેઓ છત્ર, ચામર, પતાકા, સ્તંભ, જવ, શ્રેષ્ઠ ધ્વજ, મગર, અશ્વ, શ્રીવત્સ, દ્વીપ, સમુદ્ર, મંદર પર્વત અને ઐરાવત હાથી વગેરેનાં શુભ લક્ષણો વડે શોભી રહ્યા છે, જે સ્વરૂપથી સુંદર, સમભાવથી સ્થિર, દોષથી રહિત, ગુણ-શ્રેષ્ઠ, ઘણું તપ કરનારા, લક્ષ્મીથી પૂજાયેલા, ઋષિઓથી સેવાયેલા, તપવડે સર્વ પાપોને દૂર કરનારા અને સમગ્ર પ્રાણિ-સમૂહને હિતનો માર્ગ દર્શાવનારા છે, તે સારી રીતે સ્તવાયેલા પૂજ્ય શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથ મને મોક્ષ-સુખના દાયક હો.

(૩૬-૩૭ ૩૮-૪) **एवं** – [ एवम् ] – આ પ્રકારે.

**तव-बल-विउलं** –[ तपो-बल-विपुलम् ]–તપોબળથી મહાન.

तपोबलथी विपुल ते तपोबल-विपुल. तपोबल – દસ પ્રકારનાં બલોમાંનું એક બલ. 'दसविहे बले पण्णत्ते, तं जहा-सोतिंदिय-बले जाव फासिंदिय-बले णाण-बले दंसण-बले चरित्त-बले तव-बले वीरिय-बले।' (સ્થા. સૂ. સ્થા. ૧૦) બલો દસ પ્રકારનાં કહેલાં છે. તે આ રીતે: 'શ્રોત્રેન્દ્રિય-બલથી લઈને સ્પર્શનેન્દ્રિય-બલ સુધી (પાંચ પ્રકાર), જ્ઞાન-બલ, દર્શન-બલ, ચારિત્ર-બલ, **તપો-બલ** અને વીર્ય-બલ.' તેમાં તપોબલવડે અનેક ભવમાં ઉપાર્જન કરેલી અનેક દુઃખનાં કારણરૂપ નિકાચિત કર્મ-ગ્રન્થિનો છેદ થાય છે. 'तपोबलं यदनेकभवार्जितमनेकदुःखकारणं निकाचितकर्मग्रन्थिं क्षपयति' (સ્થા. ટી. સ્થા. ૧૦મું. સૂ.-૭૪૦). विपुल – મોટું.

**थुयं** – [ स्तुतम् ] – સ્તવાયું.

**मए** – [ मया ] – મારાવડે.

**अजिय-संति-जिण-जुअलं** – [ अजित-शान्ति-जिन-युगलम् ] – અજિત અને શાંતિજિનનું યુગલ.

अजित અને शान्ति ते अजित-शान्ति, તે જ जिन ते अजित-शान्ति-जिन, તેનું युगल ते अजित-शान्ति-जिन-युगल. युगल – જોડકું.

**ववगय-कम्म-रय-मलं** – [ व्यपगत-कर्म-रजो-मलम् ]–કર્મ-રૂપી રજ અને મલથી રહિત.

व्यपगत – દૂર થયો છે, कर्मरूपी रजस् ને मल જેમનો તે व्यपगत-कर्म-रजो-मल. અહીં रजस् – શબ્દથી બધ્યમાન કર્મ અને मल – શબ્દથી બદ્ધ કર્મો સમજવાં.

**गइं गयं** – [ गतिं गतम् ] – ગતિને પ્રાપ્ત થયેલું.

**सासयं** – [ शाश्वतीम् ] – શાશ્વત.

આ પદ ગતિનું વિશેષણ છે.

( ૩૫-૫ ) **विउलं** – [ विपुलम् ] – વિશાલ.

एवं मए थुअं – આ રીતે મારા વડે સ્તવાયું. શું? अजिय-संति-जिण-जुअलं – અજિત અને શાંતિજિનનું યુગલ. કેવું છે તે યુગલ? तव-बल-विउल – તપોબલથી મહાન્, તથા ववगय-कम्म-रय-मलं – કર્મરૂપી રજ અને મલથી રહિત, તથા सासयं विउलं गइं गयं – શાશ્વત અને વિપુલ ગતિને–સિદ્ધિ ગતિને પ્રાપ્ત થયેલું.

**तं** – [ तम् ] – તે.

આ પદ अजिय-संति-जिण-जुअलનું વિશેષણ છે.

**बहु-गुण-प्पसायं** – [ बहु-गुण-प्रसादम् ] – ઘણા ગુણોના પ્રસાદવાળું, ઘણા ગુણોથી યુક્ત.

बहु એવા गुण તે बहु-गुण, તેના प्रसादવાળું તે बहु-गुण-प्रसाद. बहुगुण – ઘણા ગુણો–જ્ઞાનાદિ. પ્રસાદનો એક અર્થ પ્રસક્તિ પણ થાય છે, એટલે बहु-गुण-पसायंનો અર્થ ઘણા ગુણોથી યુક્ત સમજવો ઘટે છે.

**मुक्ख-सुहेण** – [ मोक्ष-सुखेन ] – મોક્ષ-સુખવડે.

**परमेण** – [ परमेण ] – પરમ.

**अविसायं** – [ अविषादम् ] – ક્લેશ-રહિત.

न विषाद તે अविषाद. विषाद – ખેદ, શોક, દિલગીરી, ક્લેશ.

**नासेउ** – [ नाशयतु ] – નાશ પમાડો.

**मे** – [ मे ] – મારા.

**विसायं** – [ विषादम् ] –ક્લેશને.

**कुणउ** – [ करोतु ] – કરો.

**अपरिसाविअ** – [ अपरिस्राविकम् ] – परिस्राव – આસ્રવ. अपरिस्राव – અનાસ્રવ. अपरिस्राविक – અનાસ્રવી, કર્મનો આસ્રવ દૂર કરનારો.

**पसायं** – [ प्रसादम् ] – પ્રસાદ, કૃપા.

**तं** – [ तत् ] – તે ( યુગલ ).

**दिसउ** – [ दिशतु ] – આપો.

**संजमे** – [ संयमे ] – સંયમમાં.

**नंदिं** – [ नन्दिम् ] – વૃદ્ધિ.

( ૩૬-૩૭-૩૮-૫ ) સરલ છે.

( ૩૬-૩૭-૩૮-૬ ) તપો-બળથી મહાન, કર્મરૂપી રજ અને મળથી રહિત, શાશ્વત અને પવિત્ર ગતિને પ્રાપ્ત થયેલું શ્રીઅજિતનાથ અને શ્રીશાન્તિનાથનું યુગલ મેં આ રીતે સ્તવ્યું; તે ઘણા ગુણોથી યુક્ત અને પરમ મોક્ષ-સુખને લીધે સકલ ક્લેશોથી રહિત ( શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથનું યુગલ ) મારા વિષાદનો નાશ કરો અને કર્મોને દૂર કરનારો પ્રસાદ–કૃપા કરો, અને તે યુગલ આ સ્તવને સુંદર રીતે ભણનારને હર્ષ પમાડો, તેના કર્તા નંદિષેણને અતિ આનંદ આપો અને તેના સાંભળનારા સર્વેને પણ સુખ તથા સમૃદ્ધિ આપો; અને અંતિમ અભિલાષા એ જ છે કે મારા ( નંદિ-ષેણના ) સંયમમાં વૃદ્ધિ કરો.

( ૩૯-૪ ) **पक्खिअ - चाउम्मासिअ - संवच्छरिए** – [ पाक्षिक-चातुर्मासिक-सांवत्सारिके ] – પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં.

पाक्षिक અને चातुर्मासिक અને सांवत्सरिक તે पाक्षिक-चातुर्मासिक-सांवत्सरिक. पाक्षिक – પંદર દિવસના અંતે કરવામાં આવતું ખાસ પ્રતિક્રમણ. चातुर्मासिक – ચાર મહિનાના અંતે કરવામાં આવતું ખાસ પ્રતિક્રમણ. सांवत्सरिक – વર્ષના અંતે કરવામાં આવતું ખાસ પ્રતિક્રમણ.

अवस्स - [ अवश्यम् ] - અવશ્ય, જરૂર.

भणिअव्वो - [ भणितव्यः ] - ભણવો, બોલવો.

सोअव्वो - [ श्रोतव्यः ] - સાંભળવો.

सव्वेहिं - [ सर्वैः ] - સર્વેએ.

उवसग्ग-निवारणो - [ उपसर्ग-निवारणः ] - ઉપસર્ગનું નિવારણ કરનારો.

एसो - [ एषः ] - આ ( સ્તવ ).

( ૩૯-૫ ) સરલ છે.

( ૩૯-૬ ) ઉપસર્ગનું નિવારણ કરનારો આ ( અજિત-શાંતિ-સ્તવ ) પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં અવશ્ય ભણવો અને સર્વેએ સાંભળવો.

( ૪૦-૪ ) जो - [ यः ] - જે.

पढइ - [ पठति ] - ભણે છે.

जो - [ यः ] - જે.

अ - [ च ] - અને.

निसुणइ - [ निशृणोति ] - નિત્ય સાંભળે છે.

उभओ-कालं पि - [ उभय-कालम् अपि ] - ઉભય-કાળ પણ, સવાર અને સાંજ.

अजिय-संति-थयं - [ अजित-शान्ति-स्तवम् ] - અજિત-શાંતિ-સ્તવને.

अजित અને शान्ति તે अजित-शान्ति, તેનો स्तव તે अजित-शान्ति-स्तव.

**न हु हुंति** – [ न खलु भवन्ति ] – નથી જ થતા.

**तस्स** – [ तस्य ] – તેને.

**रोगा** – [ रोगाः ] – રોગો.

**पुव्वुप्पन्ना** – [ पूर्वोत्पन्नाः ] – પૂર્વે ઉત્પન્ન થયેલા.

**वि** – [ अपि ] – પણ.

**नासंति** – [ नश्यन्ति ] – નાશ પામે છે.

( ૪૦-૫ ) સરલ છે.

( ૪૦-૬ ) આ અજિત-શાંતિ-સ્તવ જે માણસ સવાર અને સાંઝ ભણે છે કે બીજાની પાસેથી સાંભળે છે, તેને રોગો થતા નથી અને પૂર્વે ઉત્પન્ન થયા હોય, તે પણ નાશ પામે છે.

( ૪૧-૪ ) **जइ** – [ यदि ] – જો.

**इच्छह** – [ इच्छथ ] – તમે ઇચ્છતા હો.

**परमपयं** – [ परमपदम् ] – પરમપદને, મોક્ષને.

**अहवा** – [ अथवा ] – અથવા.

**कित्तिं** – [ कीर्तिम् ] – કીર્તિને.

**सुवित्थडं** – [ सुविस्तृताम् ] – સુવિસ્તૃત, અત્યંત વિશાલ.

**भुवणे** – [ भुवने ] – જગતમાં.

**ता** – [ तदा ] – તો.

**तेलुक्कुद्धरणे** – [ त्रैलोक्योद्धरणे ] – ત્રણે લોકનો ઉદ્ધાર કરનાર.

त्रैलोक्यनुं उद्धरण કરનાર તે त्रैलोक्योद्धरण. त्रैलोक्य – ત્રણુ લોકોનો સમૂહ. उद्धरण – ઉદ્ધાર. ત્રણે લોકોનો ઉદ્ધાર કરનાર. આ પદ जिण-वयणेनुं વિશેષણુ છે.

**जिण-वयणे** – [ जिन-वचने ] – જિન-વચનમાં.

**आयरं** – [ आदरम् ] – આદર.

**कुणह** – [ कुरुत ] – કરો.

( ૪૧-૫ ) સરલ છે.

( ૪૧-૬ ) જો પરમપદને ઇચ્છતા હો અથવા આ જગતમાં અત્યંત વિશાલ કીર્તિ મેળવવા ઇચ્છતા હો તો ત્રણે લોકોનો ઉદ્ધાર કરનારાં જિન-વંચન પ્રત્યે આદર કરો.

## સૂત્ર-પરિચય

બૃહત્-કલ્પસૂત્રનાં લઘુભાષ્યમાં 'मंगल-संति-निमित्तं, थओ तओ अजित संतीणं' – એવા શબ્દો આવે છે અને સ્તવની ચાલીસમી ગાથામાં પણ 'जो पढइ जो अ निसुणइ, उभओ कालं पि अजिय-संति-थयं' એવો ઉલ્લેખ નજરે પડે છે. એટલે આ સૂત્ર अजिय-संति-थओ [ अजित-शान्ति-स्तवः ] તરીકે પ્રસિદ્ધિ પામ્યું છે.

સમ્યગ્દર્શનની વિશુદ્ધિ માટે ચોવીસ તીર્થંકરોની સામાન્ય તથા વિશેષ સ્તુતિ-સ્તવના કરવામાં આવે છે, પરન્તુ તેમાંના કોઈ પણુ બે તીર્થંકરોની યુગલરૂપે કરાયેલી સ્તુતિ ભાગ્યે જ જોવાય છે. તેથી આ સ્તવની ગણના એક વિરલ કૃતિ તરીકે કરી શકાય, કારણુ કે તેમાં શ્રીઅજિતનાથ અને શ્રી-

શાંતિનાથ એ બે તીર્થંકરોની યુગલરૂપે સ્તુતિ કરવામાં આવી છે.* 'एवं तव-बल-विउलं, थुयं मए अजिय-संति-जिण-जुयलं' એ શબ્દોમાં સ્તવ-કર્તાનો આ મનોભાવ સ્પષ્ટતયા વ્યક્ત થાય છે. વળી આ સ્તવનું બંધારણ સંવાદી છે, ભાવ-નિરૂપણ અત્યંત ગૂઢ છે અને સમસ્ત દેહ વિવિધ છંદો તથા અલંકારોથી વિભૂષિત છે; તે સાથે તેમાં ચિત્ર-બંધોની ચમત્કૃતિ પણ છે, એટલે આ સ્તવને અર્હદ્-ભક્તિનાં એક અપૂર્વ કાવ્ય તરીકેની પ્રતિષ્ઠા પ્રાપ્ત થયેલી છે. સ્તવની આ વિશિષ્ટતાઓનો પરિચય અહીં ક્રમશઃ આપવામાં આવે છે—

## (૧) સ્તવનું બંધારણ

સ્તુતિ-ક્રમને ધ્યાનમાં લેતાં આ સ્તવ ૧૬ ખંડોમાં વહેંચાયેલો જણાય છે. તે આ રીતે:—

| ખંડ | વિષય | ગાથાઓ | વિશિષ્ટ સંજ્ઞા |
|---|---|---|---|
| ૧ | મંગલાદિ. | ૧-૨-૩ | મુક્તકો |
| ૨ | શ્રીઅજિત-શાંતિ-સંયુક્ત-સ્તુતિ | ૪-૫-૬ | વિશેષક |
| ૩ | શ્રીઅજિતનાથની સ્તુતિ | ૭ | મુક્તક |
| ૪ | શ્રીશાંતિનાથની સ્તુતિ | ૮ | મુક્તક |
| ૫ | શ્રીઅજિતનાથની સ્તુતિ | ૯-૧૦ | સંદાનિતક |

* અન્ય દર્શનોમાં પણ યુગલરૂપે સ્તુતિ કરાયેલી નજરે પડે છે. વેદોમાં તથા અન્યત્ર મિત્ર અને વરુણ, અશ્વિનીકુમારો, સૂર્ય અને ચંદ્ર વગેરેની યુગલરૂપે સ્તુતિ કરાયેલ છે.

| ખંડ | વિષય | ગાથાઓ | વિશિષ્ટ સંજ્ઞા |
|---|---|---|---|
| ૬ | શ્રીશાંતિનાથની સ્તુતિ | ૧૧-૧૨ | સંદાનિતક |
| ૭ | શ્રીઅજિતનાથની સ્તુતિ | ૧૩ | મુક્તક |
| ૮ | શ્રીશાંતિનાથની સ્તુતિ | ૧૪ | મુક્તક |
| ૯ | શ્રીઅજિતનાથની સ્તુતિ | ૧૫-૧૬ | સંદાનિતક |
| ૧૦ | શ્રીશાંતિનાથની સ્તુતિ | ૧૭-૧૮ | સંદાનિતક |
| ૧૧ | શ્રીઅજિતનાથની સ્તુતિ | ૧૯-૨૦-૨૧ | વિશેષક |
| ૧૨ | શ્રીશાંતિનાથની સ્તુતિ | ૨૨-૨૩-૨૪-૨૫ | કલાપક× |
| ૧૩ | શ્રીઅજિતનાથની સ્તુતિ | ૨૬-૨૭-૨૮-૨૯ | કલાપક |
| ૧૪ | શ્રીશાંતિનાથની સ્તુતિ | ૩૦-૩૧ | સંદાનિતક× |
| ૧૫ | શ્રીઅજિત-શાંતિ-સંયુક્ત-સ્તુતિ | ૩૨-૩૩-૩૪ | વિશેષક |
| ૧૬ | ઉપસંહાર (અંતિમ-મંગલ | ૩૫-૩૬-૩૭ | મુક્તકો |
| | સ્તવ-મહિમા) | ૩૮-૩૯-૪૦ | અન્ય-કર્તૃક |

આ સ્તુતિ-ક્રમ સંપૂર્ણ સંવાદી છે, એટલે તેમાં ત્રણ ગાથાથી મંગલરૂપ ઉપક્રમ કરવામાં આવ્યો છે, તેમ ત્રણ ગાથાથી ઉપસંહાર કરવામાં આવ્યો છે; સ્તુતિનો પ્રારંભ શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથની સંયુક્ત સ્તુતિ વડે કરવામાં આવ્યો છે, તેમ અંત પણ બંનેની સંયુક્ત સ્તુતિ વડે જ (ગા-૩૨-૩૩-૩૪) કરવામાં આવ્યો છે; વળી વચ્ચેની સ્તુતિમાં પણ પ્રથમ શ્રીઅજિતનાથની સ્તુતિ અને પછી શ્રીશાન્તિનાથની સ્તુતિ એ ક્રમને બરાબર જાળવ્યો છે. આમ સ્તુતિના ક્રમને વ્યવસ્થિત અનુસરનાર સ્તવ-કર્તા ગાથાઓના

સંબંધમાં પણ તે જ રીતે વર્ત્યા હોય, એ સ્વાભાવિક છે; એટલે મુક્તકની પછી મુક્તક,* સંદાનિતકની પછી સંદાનિતક, વિશેષકની પછી વિશેષક અને કલાપકની પછી કલાપક આવવું ઘટે. આવો ક્રમ દસમા ખંડ સુધી બરાબર જળવાયેલો જણાય છે, પણ અગિયારમા ખંડમાં વિશેષક પછી બારમા ખંડમાં વિશેષક આવવાને બદલે કલાપક આવેલું જણાય છે અને તેરમા ખંડમાં કલાપક આવ્યા પછી ચૌદમા ખંડમાં કલાપક આવવાને બદલે સંદાનિતક આવેલું જણાય છે. અહીં એ પ્રશ્ન થવા સંભવ છે કે દસ ખંડો સુધી સંવાદ જળવાયા પછી અગિયાર-બારમા અને તેરમા-ચૌદમા ખંડોમાં સંવાદ કેમ જળવાયો નહિ હોય ? એનો ઉત્તર એ ભાસે છે કે સ્તવના પ્રારંભથી અંત સુધી બરાબર સંવાદ જળવાયેલો હોવો જોઈએ, પણ કાલ-દોષને લઈને ગાથાના ક્રમાંકમાં ભૂલ થતાં આમ બનવા પામ્યું હોય. તાત્પર્ય કે બારમા ખંડમાં ચાર ગાથાઓ જણાય છે, ત્યાં ત્રણ ગાથાઓ જોઈએ અને ચૌદમા ખંડમાં બે ગાથાઓ છે, ત્યાં ચાર ગાથાઓ જોઈએ. છંદનું બંધારણ અને પ્રાચીન પ્રતિઓ આપણને આ પ્રશ્નનો ઉકેલ કરવામાં મદદ કરે છે. તે આ રીતેઃ ચાલુ ક્રમમાં જેને ચોવીસમી અને પચીસમી ગાથા માનવામાં આવે છે તે વાસ્તવિક રીતે ચોવીસમી ગાથા સંભવે છે, અને તેનો છંદ

---

* શ્રીહેમચંદ્રાચાર્યે કાવ્યાનુશાસનના આઠમા અધ્યાયના અગિયારમા સૂત્રમાં જણાવ્યું છે કે – एक-द्वि-त्रि-चतुश्छन्दोभिर्मुक्तक-सन्दानितक-विशेषक-कलापकानि ॥' એક છંદ( -ગાથા )થી મુક્તક, બે છંદોથી સંદાનિતક, ત્રણ છંદોથી વિશેષક અને ચાર છંદોથી કલાપક બને છે.

ખિત્તયં છે. જેમ ત્રેવીસમી ગાથાને રયણમાલા નામની એક ગાથા માનવામાં આવી છે, તેમ આ ગાથાને ખિત્તયં નામની એક ગાથા માનવામાં કશી જ હરકત નથી. ચૌદમા ખંડમાં આવેલી ત્રીસમી અને એકત્રીસમી ગાથા તો સ્પષ્ટરૂપે બે ગાથાઓનું મિશ્રણ છે, જે આ વિભાગમાં કરેલી છંદોની ચર્ચા પરથી સ્પષ્ટતયા સમજી શકાશે. +

---

+ આ સંબંધમાં પ્રાચીન પ્રતિઓનું પ્રમાણ પણ ઉપલબ્ધ થાય છે. તે આ પ્રમાણે:—

| વડોદરાની તાડ-પત્રીય પ્રતિ | ડેલાના ભંડારની ડા. ૪૧ નં. ૧૨૭ વાળી પ્રતિ | હાલનો ક્રમ | હોવો જોઇતો ક્રમ, કે જે અહીં દર્શાવવામાં આવ્યો છે. |
|---|---|---|---|
| ૧ થી ૨૨ | ૧ થી ૨૨ | ૧ થી ૨૨ | ૧ થી ૨૨ |
| ૨૩ | ૨૩–૨૪× | ૨૩ | ૨૩ |
| ૨૪× | ૨૫× | ૨૪× | ૨૮ |
| ૨૫ | ૨૬ | ૨૫ | |
| ૨૬ | ૨૭ | ૨૬ | ૨૫ |
| ૨૭ | ૨૮ | ૨૭ | ૨૬ |
| ૨૮ | ૨૯ | ૨૮ | ૨૭ |
| ૨૯ | ૩૦ | ૨૯ | ૨૮ |
| ૩૦ | ૩૧ | ૩૦× (૩૦–૩૧) | ૨૯ |
| ૩૧ | ૩૨ | | ૩૦ |
| ૩૨ | ૩૩ | ૩૧× (૩૨–૩૩) | ૩૧ |
| ૩૩ | ૩૪ | | ૩૨ |
| ૩૪ | ૩૫ | ૩૨ | ૩૩ |
| ૩૫ | ૩૬ | ૩૩ | ૩૪ |

આ પરથી એ વાત સ્પષ્ટ થાય છે કે મૂળ સ્તવ સોળ ખંડોમાં વહેંચાયેલ છે. તેમાં આડત્રીસ ગાથાઓ આવેલી છે, જેમાં ચાર મુક્તકો છે, ચાર સન્દાનિતકો છે, ચાર વિશેષકો છે, બે કલાપકો છે અને છ પ્રકીર્ણ છે.

પછીની ત્રણ ગાથાઓ અન્યકર્તૃક હોવામાં નીચેનાં પ્રમાણો ઉપલબ્ધ છે. તેમાં પ્રથમ પ્રમાણ એ છે કે પ્રાચીન પદ્ધતિ પ્રમાણે સ્તવ-કર્તાનું નામ સ્તવના છેડે આવતું કે જે પ્રમાણે શાંતિ-સ્તવમાં આવેલું છે. આ સ્તવની આડત્રીસમી ગાથામાં नंदिसेणमभिनंदि એ શબ્દો આવે છે. તેનું બીજું પ્રમાણ એ છે કે શ્રીગોવિંદાચાર્યે કરેલી ટીકામાં આટલી જ ગાથાઓ લેવાયેલી છે. તેનું ત્રીજું પ્રમાણ એ છે કે બોધ-દીપિકામાં શ્રીજિનપ્રભસૂરિએ આ વાતનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે. તે આ પ્રમાણે:

'मूलवृत्तावेतावानेवाजित-शान्तिस्तवो व्याख्यातः। संप्रति पुनस्तस्यैव माहात्म्य-प्रख्यापकं गाथाद्वयमन्यदप्यधीयते, तच्चान्य-कर्तृकमप्यातिप्रसिद्धत्वाद् व्याचक्ष्महे'–'મૂલવૃત્તિમાં આટલા જ

| | | | |
|---|---|---|---|
| ૩૬ | ૩૭ | ૩૪ | ૩૫ |
| ૩૭ | ૩૮ | ૩૫ | ૩૬ |
| ૩૮ | ૩૯ | ૩૬ | ૩૭ |
| ૩૯ | ૪૦ | ૩૭ | ૩૮ |
| ૪૦ | ૪૧ | ૩૮ | ૩૯ |
| ૪૧ | ૪૨ | ૩૯ | ૪૦ |
| ૪૨ | નથી | ૪૦ | ૪૧ |

અજિત-શાંતિસ્તવની વ્યાખ્યા કરેલી છે, પરંતુ વર્તમાન-કાલમાં તેનું માહાત્મ્ય દર્શાવનારી બે ગાથાઓ' ('पक्खिअ-चाउम्मासिअ' તથા 'जो पढइ') બોલાય છે, તે અન્યની કરેલી હોવા છતાં અતિપ્રસિદ્ધ હોવાથી અમે તેનું વ્યાખ્યાન કરીએ છીએ. એટલે શ્રીજિનપ્રભસૂરિના સમયમાં (હાલના ક્રમ પ્રમાણે) ૩૯ ગાથાનો પ્રચાર હતો.* ચોથું પ્રમાણ એ છે કે શ્રીકુલમંડનસૂરિએ વિચારામૃતસંગ્રહમાં જણાવ્યું છે કે 'यतोऽन्यत्रापि बहुश्रुतकृतभाष्य-चूर्ण्यादिमिश्रितानां पठनं वाचनं च अजित-शान्ति-स्तवान्ते 'पक्खिअ-चाउम्मासे(-सिअ)' इत्यादि कियद्-गाथा-भणनं च न विरुद्धमुच्यते'–' જેથી બીજા પણ બહુશ્રુતોએ કરેલા ભાષ્ય, ચૂર્ણિ આદિ મિશ્રિત પાઠોનું પઠન અને વાચન અને અજિત-શાંતિ-સ્તવના અંતે આવતી 'पक्खिय-चाउम्मासे(-सिअ)' ઇત્યાદિ કેટલીક ગાથા બોલવી એ શાસ્ત્ર-વિરુદ્ધ નથી.' તાત્પર્ય કે અજિત-શાંતિ-સ્તવના અંતે 'पक्खिअ-चाउम्मासे(-सिअ)'થી શરૂ થતી ગાથા મૂળમાં નથી, પણ બીજા શ્રુતધરોએ બનાવેલી છે.

અજિત-શાંતિ-સ્તવ-વાર્તિક(ભાષા-ટબો) કે જેની રચના સં. ૧૬૦૧માં થયેલી છે, તેમાં જણાવ્યું છે કે—'नंदिषेणइ कीधउ श्रीशांतिकर अजित-शांति-स्तव संपूर्ण थयउ ॥ इह आगली गाथा पाछलि आचार्यनी कीधी छइ ॥' ×

* ૮૩, ૯૧, ૯૨, ૯૩ ક્રમાંકની પોથીઓમાં ૩૯ ગાથાઓ છે. ઉપાધ્યાય શ્રીશાંતિચંદ્રે આ સ્તવનું અનુકરણ કરીને જે ઋષભવીર-સ્તવ બનાવ્યો છે, તેમાં પણ ૩૯ ગાથાઓ છે.

× દે. લા. ડા. ૪૧, પ્રતિ ૧૨૭.

આ સ્તવ પર કરેલાં બીજાં એક વાર્તિકમાં अथ क्षेपक-ગાથા એવું જણાવીને 'पक्खिअ-चाउम्मासिअ' વગેરે ગાથાઓ આપી છે.*

અજિત-શાંતિ-સ્તવની ગાથાઓ અને અક્ષરોનું પ્રમાણ દર્શાવતી ગાથાઓ કેટલીક પ્રતિઓમાં જોવામાં આવે છે, તેમાં પણ છેલ્લી ત્રણ ગાથાઓ અન્યકર્તૃક જણાવેલી છે.

કેટલીક પ્રતિઓમાં ૪૨, ૪૪, ૪૫, ૪૬ કે ૪૮ ગાથાઓ પણ નજરે પડે છે, પણ અત્યારે તે પ્રચલિત નથી.

(૨) ભાવ-નિરૂપણ

સ્વ-સમય અને પર-સમયના જાણકાર, મંત્ર અને વિદ્યાનું પૂરેપૂરું રહસ્ય પીછાણનાર, અધ્યાત્મ-રસનું ઉત્કૃષ્ટ પાન કરનાર અને કાવ્ય-કલામાં અત્યંત કુશલ એવા ત્યાગી-વિરાગી-મહર્ષિ નંદિષેણ એક વાર ગરવા ગિરિરાજ શ્રીશત્રુંજયની યાત્રાએ પધારે છે અને ત્યાં ગગનચુંબી ભવ્ય જિન-પ્રાસાદોમાં રહેલી જિન-પ્રતિમાઓનાં દર્શન કરીને કૃતકૃત્યતા અનુભવતા એક રમણીય સ્થાનમાં આવે છે કે જ્યાં શ્રીઅજિતનાથ અને શ્રી-શાંતિનાથનાં મનોહર ચૈત્યો આવેલાં છે. અહીં તેમને આ બંને તીર્થંકરોની સાથે સ્તવના કરવાનો અભિલાષ જાગે છે અને તેમનું હૃદય ભક્તિનાં પ્રબળ સંવેદનો અનુભવવા લાગે છે; પરિણામે મુખમાથી આ કાવ્યની પંક્તિઓ સરી પડે છેઃ

તેમનાં મુખમાંથી નીકળેલો પહેલો શબ્દ अजियं છે, જે તીર્થંકરદેવનું વિશેષનામ હોઈ પરમપવિત્ર છે અને મંગલતાનો

* દે. ભં. ડા. ૪૧, પ્રતિ ૧૩૪.

પણ સૂચક છે. શ્રીઅજિતનાથમાં નામ તેવા જ ગુણ છે, એટલે કે તે કોઈથી જિતાતા નથી. પરંતુ અહીં એવો પ્રશ્ન ઊઠવાનો સંભવ છે કે 'તેઓ કોઈથી જિતાતા નથી, એ વાત તો ઠીક, પણ તેઓ કોઈને જિતીને પોતાના પરાક્રમનો પરિચય આપે છે ખરા?' એટલે તેનાં સમાધાનરૂપે તેમણે 'जिय-सव्व-भयं' એ વિશેષણ મૂકીને તેમનાં પરાક્રમનો પરિચય આપ્યો છે. શાસ્ત્રકારોએ ઇહલોક-ભય, પરલોક-ભય, આદાન-ભય, અકસ્માત્-ભય, વેદના-ભય, મરણ-ભય અને અશ્લોક-ભય—એ સાત પ્રકારના ભયો માનેલા છે, તે સાતે ભયોને તેમણે જિતેલા છે. અધ્યાત્મ-માર્ગના અખંડ પ્રવાસીઓનો એવો અનુભવ છે કે હિંસાથી વૈરની વૃદ્ધિ થાય છે અને વૈરની વૃદ્ધિ થતાં ભયો આવીને ઊભા રહે છે; એટલે અહિંસાની અનન્ય ઉપાસના એ જ સર્વ ભયોને જિતવાનું અમોઘ શસ્ત્ર છે અને તેનો શ્રીઅજિતનાથ ભગવાને સફલ પ્રયોગ કર્યો હતો, એવો અર્થ અભિપ્રેત છે.*

શ્રીઅજિતનાથનાં સુખદ સ્મરણ પછી મહર્ષિ નંદિષેણે તરત જ संतिं કહીને શ્રીશાંતિનાથ ભગવાનનું સ્મરણ કર્યું છે અને તેઓ पसंत-सव्व-गय-पाव હતા એમ જણાવીને યોગ્ય ગુણોનું યથાર્થ અભિવાદન કર્યું છે. રોગો કેટલા છે? તેનો આખરી ઉત્તર પ્રાચીન કે આધુનિક શરીર-વિજ્ઞાન હજી સુધી આપી શક્યું નથી, પણ જ્ઞાનીઓ કહે છે કે 'આ ઔદારિક

* 'अहिंसा-प्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः।'

—મહર્ષિ પતંજલિ.

શરીરમાં સાડા ત્રણ ક્રોડ રૂંવાડાં છે અને તે પ્રત્યેક રૂંવાડે પોણા બે રોગો રહેલા છે,* તે અશાતા-વેદનીય કર્મના ઉદય પ્રમાણે પ્રકટ થાય છે અને સત્ત્વ-શુદ્ધિ પ્રમાણે શાંત થઈ જાય છે. એટલે જેની સંપૂર્ણ સત્ત્વ-શુદ્ધિ થયેલી હોય તેના સર્વ રોગો પ્રશાંત થાય તેમાં કોઈ આશ્ચર્ય નથી. વળી પાપને પગ મૂકવાની જગા ત્યાં જ મળે છે કે જ્યાં મિથ્યાત્વ છે, અવિરતિ છે, કષાય છે, પ્રમાદ છે કે અપ્રશસ્ત યોગોનું પ્રવર્ત્તન છે; પરંતુ જ્યાં ક્ષાયિક સમ્યક્ત્વનું સામ્રાજ્ય હોય, વીતરાગતાનું વિમલ વાતાવરણ હોય, કષાયની કોઈ કાલિમા રહેલી ન હોય, પ્રમાદનો પૂરેપૂરો પરાભવ થયેલો હોય અને મન, વચન અને કાયાના તમામ યોગો પ્રશસ્ત ભાવે જ પ્રવર્ત્તતા હોય ત્યાં પાપને પ્રશાંત થયા સિવાય બીજો કોઈ રસ્તો જ નથી.

શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથનું પૃથક્ પૃથક્ સ્મરણ કર્યા પછી મહર્ષિ નંદિષેણ પંચાંગ-પ્રણિપાત કરતાં જણાવે છે કે 'जय-गुरू संति-गुणकरे दो वि जिणवरे पणिवयामि'—જગત્‌ને તત્ત્વનો ઉપદેશ આપીને અજ્ઞાનનો નાશ કરનારા અને વિશિષ્ટ અતિશયોવડે વિઘ્નોનું ઉપશમન કરનારા એવા બંને જિનવરોને હું પ્રણિપાત કરું છું.

---

* "रोयाणं कोडीओ, हवंति पंचेव लक्ख अडसट्ठी ।
नवनवइ-सहस्साइं, पंच सया तह य चुलसी अ ॥ ७ ॥"

—રિષ્ટસમુચ્ચય-શાસ્ત્ર

રોગો પાંચ ક્રોડ, અડસઠ લાખ, નવાણું હજાર, પાંચસો ચોરાશી પ્રકારના છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે જેણે પોતાના સર્વભયોને ન જિત્યા હોય તે આપણા ભયોને કેવી રીતે દૂર કરે? પોતે જ વિવિધ રોગોનાં ભોગ બનતા હોય, તે આપણને આરોગ્યનો લાભ કેવી રીતે આપે? જે પોતે પાપ-પંકથી ખરડાયેલા હોય તે આપણને પાવન કેમ કરે? અથવા બીજી રીતે વિચારીએ તો અહિંસાની આરાધના વડે અભય મેળવી શકાય છે, વિવિધ તપનાં અનુષ્ઠાન વડે નીરોગી પણ થઈ શકાય છે અને સંયમની સાધના વડે પાપને પ્રશાંત પણ કરી શકાય છે, પરંતુ જગતના તમામ જીવોનું હિત ઈચ્છી તેમને આત્મ-કલ્યાણનો સાચો રસ્તો બતાવવો અને વિશિષ્ટ અતિશયો વડે શાંતિનો ઉત્કર્ષ કરી વાતાવરણને ઉપદ્રવ-રહિત બનાવવું, એ કામ તો કોઈક વિરલ વિભૂતિઓ વડે જ—જગદ્ગુરુઓ વડે જ કરી શકાય છે; અને તેવા જગદ્ગુરુઓ તે અરિહંત પરમાત્માઓ છે--ચોવીસ તીર્થંકરો છે—શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથ ભગવાન છે, તેમને હું **પંચાંગ-પ્રણિપાત** કરું છું.

નિર્ગ્રંથ-પ્રવચનમાં મુક્તિ-સાધક યોગો અનેક પ્રકારના વર્ણવેલા છે, તેમાંનો એક પ્રકાર તે ભક્તિ છે. 'भत्तीइ जिण-वराणं खिज्जंति पुव्व-संचिआ कम्मा'—'જિનેશ્વરની ભક્તિ પૂર્વ-સંચિત કર્મોને ખપાવે છે' ઇત્યાદિ વચનો તેનું પ્રતિ-પાદન કરનારાં છે..

(ગા. ૨) પંચાંગ-પ્રણિપાત કર્યા પછી મહર્ષિ નંદિષેણ ઉભય અર્હંતોની સ્તુતિ કરવાને તત્પર થાય છે. તેમાં જિનેશ્વરનું

સ્વરૂપ યાદ કરતાં પહેલી વાત એ કહે છે કે– 'ववगय-मंगुल-भावे'– આ ઉભય તીર્થંકરો 'मंगुलभाव'થી એટલે મોહ-જન્ય ભાવોથી સદંતર રહિત છે, માટે હું તેમની સ્તુતિ કરું છું. વાત સાચી છે, જે દેવોએ મોહરાજ સાથેનાં મહાયુદ્ધમાં વિજય પ્રાપ્ત કર્યો હોય તેઓ જ ખરેખર સ્તુતિને પાત્ર છે. વળી ઉભય તીર્થંકરો 'विउलतव-निम्मल-सहावे'– વિપુલ તપ કરીને પોતાના નિર્મળ સ્વભાવને એટલે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર (વીતરાગતા) તથા અનંત વીર્યને પ્રાપ્ત થયેલ છે, તે પણ તેમની સ્તુતિ કરવાનું એક કારણ છે. અનંત જ્ઞાનીની સ્તુતિ કરતાં અનંત જ્ઞાન પ્રકટે છે, અનંત ચારિત્રની અથવા વીતરાગતાની સ્તુતિ કરતાં વીતરાગતા પ્રકટે છે અને અનંત વીર્યશાલીની સ્તુતિ કરતાં અનંત વીર્ય પ્રકટે છે. વળી ઉભય તીર્થંકરો 'निरुवम-महप्पभावे'– ચોત્રીસ અતિશયરૂપી અપૂર્વ માહાત્મ્યવાળા છે– અપૂર્વ પ્રભાવવાળા છે, તે પણ તેમની સ્તુતિ કરવાનું એક કારણ છે. અને 'सुदिट्ठ-सब्भावे'– તેઓ સત્‌નું–તત્ત્વનું સ્વરૂપ સમ્યક્ પ્રકારે જાણનારા છે, એ વાત સહુથી અધિક છે. જે તત્ત્વનું સ્વરૂપ સમ્યક્ પ્રકારે જાણતા નથી, તે વિશ્વ-વ્યવસ્થા કે તેની ઘટ-માળનું સ્વરૂપ યથાર્થપણે પ્રકાશી શકતા નથી. એટલે સ્તુતિ તો એવાની જ કરવા યોગ્ય છે કે જે મોહ-જન્ય ભાવો દૂર થવાથી વીતરાગ થયેલા હોય, કર્મરૂપી મલ ટળવાથી પૂર્ણ પવિત્ર બનેલા હોય અને અપૂર્વ માહાત્મ્યની સાથે સર્વજ્ઞ તથા સર્વદર્શી પણ હોય.

શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથ આવા વીતરાગ, પૂર્ણ પવિત્ર, અપૂર્વ માહાત્મ્યવાળા અને સર્વજ્ઞ તથા સર્વદર્શી હોવાથી હું તેમની સ્તુતિ કરું છું.'

**સ્તુતિ, સ્તવન કે ગુણાનુવાદ** એ ભક્તિનું એક પરમ આવશ્યક અંગ છે. તેનો આશ્રય લેવાથી ઇષ્ટ દેવના ગુણો આપણામાં આવે છે અને એક કાળે આપણે પણ તેમના જેવા થઈ શકીએ છીએ.

(ગા. ૩) પંચાંગ-પ્રણિપાત અને સ્તુતિ કર્યા પછી મહર્ષિ નંદિષેણનાં મુખમાંથી 'सव्वदुक्ख-प्पसंतीणं, सव्वपाव-प्पसंतीणं। सया अजिय-संतीणं, नमो अजिय-संतीण ' આદિ વાક્યો પ્રકટે છે, જે મંત્ર-સ્વરૂપ છે અને યોગ્ય રીતે જપાય તો સર્વ દુઃખ, સર્વ પાપ અને સર્વ પ્રકારની અશાંતિ કે સર્વ પ્રકારના અંતરાયોને દૂર કરનાર છે. આ શબ્દોમાં ત્રણ ષોડશાક્ષર-મંત્રો કેવી રીતે વ્યવસ્થિત થયેલા છે, તે આ ગાથાના અર્થ-નિર્ણય-પ્રસંગે જણાવેલું છે.

આમ તો કોઈ અક્ષર એવો નથી કે જે મંત્ર-સ્વરૂપ ન હોય, પણ મહર્ષિઓનાં મુખમાંથી જે વચનો પ્રકટે છે તે રહસ્યમય અને ચમત્કારિક હોય છે તથા તે ગમે તેવું સાદું કે સરલ દેખાતું હોય, છતાં અપૂર્વ ફલને આપે છે. પ્રાચીન કાલમાં નિર્ગ્રંથ ગુરુઓ મુમુક્ષુઓને જે મંત્રો આપતા હતા, તે આવા જ પ્રકારના આપતા હતા અને તેનો જપ કરતાં મુમુક્ષુઓને સત્વર સિદ્ધિ પ્રાપ્ત થતી હતી. ગુરુએ આપેલા

આ જ નમસ્યન વડે પ્રાપ્ત થાય છે. આમ આ નમસ્યન સઘળી ઇચ્છાઓને પૂરી કરનારું છે, પણ મારા મનમાં તો નિર્વૃતિ-મોક્ષ સિવાય બીજી કોઈ ઇચ્છા નથી, તેથી એટલું જ માગું છું કે શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથને કરેલું આ નમસ્યન મને 'सययं निव्वुइ-कारणयं' – સદા નિર્વૃતિ–મોક્ષનું કારણ થાઓ.

આ શબ્દો બોલતી વખતે મહર્ષિ નંદિષેણ પુનઃ પંચાંગ-પ્રણિપાત કરતા જણાય છે અને પોતાનું મસ્તક કેટલાક વખત સુધી ભૂમિ સાથે અડાડી રાખતા જણાય છે. આમ કરવામાં તેમનો હેતુ ઉભય તીર્થંકરોને સદ્વિચારોરૂપી માનસ-પુષ્પો ચડાવવાનો હશે, એમ કલ્પવું અનુચિત નથી, કારણ કે નમસ્યન કે નમસ્યાનો એ પ્રધાન હેતુ છે.

(ગા. ૬) મહાત્મા નંદિષેણનું હૃદય ભક્તિથી ભરપૂર છે. તેમ છતાં એ ભક્તિનો પ્રવાહ આગળ વધે છે અને શરણાગતિ કે શરણ-સ્વીકાર સુધી પહોંચે છે. તેનું મહત્ત્વ પ્રકાશતાં તેઓ જણાવે છે કે 'पुरिसा!' – હે પુરુષો! હે જગતના લોકો! તમારી સર્વ પ્રવૃત્તિમાં બે જ હેતુઓ મુખ્ય હોય છે: (૧) દુઃખનું વારણ કેમ કરવું? (૨) અને સુખનાં સાધનોની પ્રાપ્તિ કેમ કરવી? આ હેતુઓની પૂર્તિ માટે તમે માર્યા માર્યા ફરો છો અને ન કરવાનાં કાર્યો પણ કરો છો, તેમ છતાં તમારા એ હેતુઓ પાર પડે છે ખરા? જન્મ તમને સતાવે છે, જરા તમને પીડે છે, મરણ કેડો મૂકતું નથી; વળી અનેક પ્રકારની આધિ, વ્યાધિ અને ઉપાધિઓનું આક્રમણ ચાલુ જ

હોય છે. તમે એક સાંધો છો ત્યાં તેર તૂટે છે. આ સ્થિતિમાં તમે તમારી ચાલુ પ્રવૃત્તિઓથી દુઃખનું વારણ કરી શકો એ સર્વથા અશક્ય છે. વળી તમે એમ માનો છો કે સારાં ખાન-પાનથી, સુંદર વસ્ત્રાલંકારો વાપરવાથી, વિશાલ ઘરમાં રહેવાથી કે ઉત્તમ રાચરચીલું વાપરવાથી સુખ મળશે, પણ એ માન્યતા કેટલી ભ્રામક છે? એ રીતે મળતું સુખ કેટલો વખત રહે છે? અને માન-પાન તથા અધિકારનું સુખ પણ એવું જ પોકળ છે. એ માનેલાં માન-પાનમાં ક્યારે-ક્યાંથી ગાબડું પડશે? અને અધિકાર ક્યારે ચાલ્યો જશે? તે જાણી શકાતું નથી. માટે દુઃખ નિવારવાના અને સુખ શોધવાના આવા પ્રકારના પ્રયાસો છોડીને 'अभयकरे' – અભય આપનારા એવા 'अजियं संतिं च सरणं' – શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથનું શરણ 'भावओ पवज्जहा' – ભાવથી અંગીકાર કરો, કારણ કે તેમનું શરણ સર્વ દુઃખોનો નાશ કરી અક્ષય, અવ્યાબાધ, અનંત સુખને આપનારું છે. શું તમે એ નથી સાંભળ્યું કે મહા-નિર્ગ્રંથો પણ સંસાર-સાગરનો પાર પામવા માટે "जावज्जीवं मे भगवंतो, परमतिलोगनाहा, अणुत्तर-पुन्न-संभारा, खीण-राग-दोस-मोहा, अचिंत-चिंतामणी, भव-जलहि-पोआ, एगंत सरणा अरहंता सरणं"–(પં. ૨૨.) 'પરમ ત્રિલોકીનાથ, શ્રેષ્ઠ પુણ્યના ભંડાર, રાગ, દ્વેષ અને મોહથી સર્વથા રહિત, અચિન્ત્ય ચિંતામણિ-રૂપ, ભવ-સાગરમાં પોત(વહાણ)-સમાન અને એકાંત શરણ કરવા યોગ્ય એવા અરહંત ભગવંતોનું મને જીવન-પર્યન્ત શરણ હો!' એવી ભાવના-પૂર્વક અરહંતોને શરણે જતા અને દુઃખથી ભરેલા આ સંસારનો પાર પામી જતા.'

શરણ-ગમન પરમશ્રદ્ધા વિના થતું નથી, માટે તમે તમારાં હૃદયમાં એવી દૃઢ શ્રદ્ધા રાખો કે દુઃખના દાવાનળ સમા આ સંસારમાં જો કોઈ પણ સાચું શરણ આપી શકે તેમ હોય, સર્વ ભયોથી રક્ષણ કરી શકે તેવા હોય તો તે તીર્થંકરો છે, અર્હંતો છે, જગદ્-વત્સલ જિનેશ્વરો છે. એ કોઈ પણ વાર આપણને તરછોડે તેમ નથી, આપણો તિરસ્કાર કરે તેમ નથી, આપણાં હિતની વિરુદ્ધ વર્તે તેમ નથી. નિતાંત કરુણાવંત છે, દયાળુ છે, હિતસ્વી ને હિત-કારક છે; માટે નિર્ભયપણે–નિઃસંકોચપણે તેમનું શરણ સ્વીકારો અને સર્વ દુઃખોથી મુક્ત થાઓ.

(ગા. ૭) આ રીતે અભયકર અર્હંતોનું શરણ સ્વીકાર્યા પછી તેમને ઉપનમન કરવું એટલે કે તેમનાં ચરણોની સતત સેવા કરવી – ઉપાસના કરવી, એ અર્હદ્ભક્તનું એક આવશ્યક કર્તવ્ય છે. તેથી જ મહર્ષિ નંદિષેણ એ શબ્દો ઉચ્ચારતા જણાય છે કે 'હે લોકો! 'अहमवि' – હું પણ 'अजियं सरणं उवसरिय सययं उवणमे' – શ્રીઅજિતનાથ ભગવાનનું શરણ સ્વીકારીને તેમની સતત ઉપાસના કરું છું.' તમે પૂછશો કે શ્રી-અજિતનાથ ભગવાનનું શરણ શા માટે સ્વીકારો છો? અને તેમની સતત ઉપાસના શા માટે કરો છો? તો હું જણાવું છું કે 'તેઓનું શરણ સ્વીકારવા યોગ્ય છે અને તેમની ઉપાસના સતત કરવા જેવી છે, કારણ કે તેઓ 'अरइ-रइ-तिमिर-विरहिय'–એટલે વિષાદ અને હર્ષરૂપી અજ્ઞાન-ચેષ્ટાથી સર્વથા રહિત છે, અને 'उवरय-जर-मरणं' એટલે જરા અને મરણથી વિરામ પામેલા

છે. બીજા શબ્દોમાં કહું તો તેઓ **પરમ વીતરાગ** અને અજરામર છે. વળી તેઓ દેવના પણ દેવ એટલે **દેવાધિદેવ** છે, કારણ કે 'सुर-असुर-गरुल-भुयग' વગેરેના પતિઓ પણ તેમને અત્યંત ભાવથી પ્રણામ કરે છે. વળી તેઓ સુનય કે અનેકાંતનું પ્રતિપાદન કરવામાં અત્યંત નિપુણ છે, એટલે **સન્નીતિના સ્રષ્ટા** છે; અને અભય આપનારા હોવાથી **અભયકર** પણ છે. તે ઉપરાંત 'मुविदिविजमहिय' એટલે મનુષ્યો અને દેવોવડે પૂજાયેલા હોવાથી **પરમપૂજ્ય, પરમારાધ્ય** તથા **પરમ ઉપાસ્ય** પણ છે. તેથી શ્રીઅજિત-નાથ પ્રભુનું શરણ સ્વીકારવું અને તેમની સતત ઉપાસના કરવી, એ સંસાર-સાગરને તરી જવાનો ઉત્તમ ઉપાય છે. ઉપનમન-સતત ઉપાસના એ ભક્તિનું એક પરમ અંગ છે.

(ગા. ૮) મહર્ષિ નંદિષેણનું હૃદય ભક્તિથી ભરપૂર બન્યું છે અને તેનો પુનિત પ્રભાવ વાણીમાં અનેરો વેગ આણી રહ્યો છે, તેથી જ તેઓ 'पणिवयामि' પદ વડે સ્તુતિ-સત્કાર કરીને, 'नमो'– પદ વડે મંત્રોચ્ચાર કરીને, 'नाम-कित्तणं' પદ વડે નામ-સ્મરણનો મહિમા ગાઈને, 'नमंसणयं' પદ વડે નમસ્યાનું ગૌરવ ઉચ્ચારીને, 'सरणं उवसरिय' પદો વડે શરણનો સ્વીકાર કરીને 'सययं उवणमे' પદો વડે સતત સાન્નિધ્યની ભાવના પ્રકટ કરીને પ્રણામ અને પ્રાર્થના કરતાં જણાવે છે કે 'તે જિનોત્તમ શાંતિનાથને હું પ્રણામ કરું છું કે જે 'उत्तम-नित्तम-सत्त-धर' છે, એટલે કે ઉત્તમ કોટિનું પવિત્ર પરાક્રમ કરનારા છે; વળી 'अज्जव-मद्दव-खंति-विमुत्ति-समाहि-निहि' છે;

એટલે સરલતા, મૃદુતા, ક્ષમા અને નિર્લોભતા વડે સમાધિના સાગર બનેલા છે; 'संतिकर' છે, એટલે સર્વત્ર શાંતિનું વાતાવરણ ફેલાવનારા છે; 'दमुत्तम' છે, એટલે ઇંદ્રિયોને દમવામાં ઉત્તમ છે અને 'तित्थयर' છે; એટલે ધર્મરૂપી તીર્થની સ્થાપના કરનારા છે કે જેનો આશ્રય લઈને લાખો-ક્રોડો આત્માઓએ મંગલમય મુક્તિ મેળવી છે. આવા અદ્ભુત ગુણોવાળા શ્રીશાંતિનાથ ભગવાનને મારી એક જ પ્રાર્થના છે કે 'તેઓ મને ઉત્તમ પ્રકારની શાંતિ અને સમાધિ આપો.'

અહીં એટલું સ્પષ્ટીકરણ કરવું જરૂરી ગણાશે કે અરિહંતો વીતરાગ છે, એટલે અનુગ્રહ અને નિગ્રહ કરવાથી પર છે; પરંતુ એક ભક્ત હૃદય પોતાને શું જોઈએ છે, તેની પોતાના ઇષ્ટદેવ આગળ અભિવ્યક્તિ કરે છે અને તેમાં હાથી, ઘોડા, રથ, પાલખી, દ્રવ્ય, દારા, સુત, સમૃદ્ધિ, અધિકાર કે અવનિનું આધિપત્ય ન માગતાં માત્ર બે જ વસ્તુઓની માગણી કરે છે અને તે **શાંતિ**ની તથા **સમાધિ**ની. અહીં શાંતિથી કષાયનું ઉપશમન અને સમાધિથી ચિત્તની સમાહિત અવસ્થા અભિપ્રેત છે, જે વીતરાગના પવિત્ર આલંબનવડે ભક્તને અવશ્ય પ્રાપ્ત થાય છે.

(ગા. ૯-૧૦) મહર્ષિ નંદિષેણ અહીં ત્રીજો પ્રણિપાત કરતા જણાય છે અને તેમ કરીને ભાવનાના ભવ્ય પ્રદેશમાં દાખલ થતા હોય તેમ જણાય છે. ભાવનાનો આશ્રય લીધાવિના અંતરનાં આસન ઉપર ઇષ્ટદેવની મૂર્તિ યથાર્થપણે વિરાજિત થઈ શકતી નથી, એ એક સર્વાનુભૂત સત્ય છે અને

તેથી જ મહર્ષિ નંદિષેણુ તેને અનુસરે છે. પ્રથમ પિંડસ્થ, પછી પદસ્થ અને છેવટે રૂપ-રહિત અવસ્થાની ભાવના કરવાનો સંપ્રદાય અતિ પ્રાચીન છે.* તેથી મહર્ષિ નંદિષેણુ પ્રથમ પિંડસ્થ ભાવના ભાવતાં ઉભય તીર્થંકરની **રાજરાજેશ્વર-અવસ્થાનું ચિંતન** કરે છે: શ્રીઅજિતનાથ ભગવાન્ ઊંચા ક્ષત્રિય-કુલમાં જન્મ્યા હતા અને સાવત્થી નગરીના રાજા હતા. તેમનું સંઘયણુ શ્રેષ્ઠ હાથીનાં કુંભસ્થલ જેવું પ્રશસ્ત અને વિસ્તીર્ણ હતું, તેમની છાતી સ્થિર અને સમાન હતી અથવા શ્રીવત્સના લક્ષણથી સુશોભિત હતી અને જાણે મદગલ હસ્તી ચાલતો હોય તેવી ચાલે તેઓ ચાલતા હતા. તેમના હાથ હાથીની સૂંઢ જેવા લાંબા અને ઘાટીલા હતા તથા શરીરનો વર્ણ ધમેલા સોના જેવો સ્વચ્છ પીળો હતો. વળી તેઓ અનેક શુભ લક્ષણોથી યુક્ત હતા અને સૌમ્ય તથા ચારુ રૂપવાળા હતા. તેમની વાણી દેવ-દુંદુભિના જેવી અત્યંત મધુર અને સુખકારક હતી. આવા શ્રીઅજિતનાથ પ્રભુ

* "भाविज्ज अवत्थ-तियं, पिंडत्थ-पयत्थ-रूवरहियत्तं ।
छउमत्थ-केवलित्तं, सिद्धत्तं चेव तस्सत्थो ॥ ११ ॥"

—શ્રીચૈત્યવંદનભાષ્ય.

પિંડસ્થ, પદસ્થ અને રૂપ-રહિત એ ત્રણુ અવસ્થાની ભાવના કરવી. તેનો પરમાર્થ છદ્મસ્થતા, કેવલજ્ઞાનદશા અને સિદ્ધદશા છે. તાત્પર્ય કે તીર્થંકર ભગવાન્ કેવળજ્ઞાન પામે તે પહેલાંની તેમની સઘળી અવસ્થાનું ચિંતન તે પિંડસ્થ ભાવના છે, સર્વજ્ઞ-સર્વદર્શી થયા પછીના સ્વરૂપનું ચિંતન એ પદસ્થ ભાવના છે અને સકલ કર્મ-રહિત થઈને સિદ્ધ-બુદ્ધ થયા, તેનું ચિંતન એ રૂપ-રહિત ભાવના છે.

'जिआरिगण' એટલે અંતરના અરિગણને જિતનારા થયા, અને 'जिय-सव्व-भय' એટલે સર્વ ભયોને જિતનારા થયા. વળી ભવોની પરંપરાને માટે પ્રબલ શત્રુ પુરવાર થયા. આમ રાજ-રાજેશ્વરનું પદ તેમણે ઉભય રીતે સાર્થક કર્યું. આવા રાજ-રાજેશ્વર શ્રીઅજિતનાથ ભગવાનને હું પ્રણિધાન-પૂર્વક પ્રણામ કરું છું અને તેઓ મારાં પાપોનું પ્રશમન કરે તેવું ઇચ્છું છું.

(ગા. ૧૧-૧૨) શ્રીશાંતિનાથ ભગવાન પણ ઊંચા ક્ષત્રિય-કુલમાં જન્મ્યા હતા અને તેઓ સંસારી અવસ્થામાં કુરુ નામના જનપદની રાજધાની હસ્તિનાપુરના નરેશ્વર હતા. પછી છ ખંડ જિતીને ચક્રવર્તીના રાજ્ય-વિસ્તારવાળા થયા કે જેમાં બોતેર હજાર મુખ્ય શહેરો, હજારો સુંદર નગરો અને નિગમો હતા, તથા બત્રીસ હજાર રાજાઓ તેમના માર્ગને અનુસરતા હતા. વળી ચૌદ મહારત્ન, નવ મહાનિધિ અને ચોસઠ હજાર સ્ત્રીઓના તેઓ સ્વામી હતા અને ચોરાશી લાખ હાથી, ચોરાસી લાખ ઘોડા, ચોરાશી લાખ રથ તથા છન્નુ ક્રોડ ગામોના અધિપતિ હતા. આવી અતુલ સમૃદ્ધિ છોડીને તેઓ શ્રમણ થયા, અણગાર થયા, પ્રવ્રજિત થયા અને 'सव्व-भय-संतिण्ण' – સર્વ-ભય-સંતીર્ણ થઈને 'संतिकर' – શાંતિકર થયા. આવા રાજ-રાજેશ્વર શ્રીશાંતિનાથ પ્રભુનું હું સ્તવન કરું છું. તેઓ મને શાંતિ આપો.

(ગા. ૧૩) આ પ્રમાણે રાજ-રાજેશ્વરની ભાવના કર્યા પછી મહર્ષિ નંદિષેણ શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથ

ભગવાનની મહામુનિ તરીકે ભાવના કરે છે, જે પિંડસ્થ-ભાવનાનો જ એક પ્રકાર છે. આ ભાવના કરતાં તેમની પ્રજ્ઞાનો પ્રકાશ અનેરી આભાથી ચમકી ઊઠે છે અને ચૌદ સુંદર વિશેષણો વડે પ્રત્યેકની સ્તવના કરે છે. શ્રીઅજિતનાથને ઉદ્દેશીને તેઓ કહે છે :

'इक्खाग'!' – હે ઇક્ષ્વાકુ-કુલોત્પન્ન! તમે વિશિષ્ટ દેહ-વાળા છો! એટલે 'विदेह' છો! અને હે 'विदेह'!' તમે નરીસર છો! કારણ કે સમસ્ત જનતાના હૃદય પર તમારું આધિપત્ય છે. વળી! 'नरीसर'!' તમે 'नर-वसह' છો, કારણ કે ઋષભનારાચ-સંઘયણના ધણી છો, સમચતુરસ્ર સંસ્થાનના સ્વામી છો તથા અપાર રૂપ, અનુપમ કાંતિ, અદ્ભુત ગુણો ને અપૂર્વ યશના સ્વામી છો. વળી હે 'नर-वसह'!' તમે 'मुणि-वसह' પણ છો, કારણ કે તમે મુનિપણાનું ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ પાલન કર્યું છે, અને હે 'मुणि-वसह'!' જ્યારે હું તમારા મુખ પર દૃષ્ટિપાત કરું છું, ત્યારે એમ લાગે છે કે શરદ્ઋતુની પૂર્ણિમાનો ચંદ્ર જ ઊગ્યો છે! વળી હે 'नवसारय-ससि-सक-लाणण'!' તમારું મુખ પ્રકાશવંતું છે, તેમ તમારો આત્મા પણ પ્રકાશવંતો જ છે, એટલે કે તેમાંથી અજ્ઞાનરૂપી તમસ્ મોહરૂપી રજસ્ નીકળી ગયેલ છે. અને હે 'विगय-तम'!' હે 'विहुय-रय'!' તમે જેમ અજ્ઞાન અને મોહથી રહિત છો તેમ જ્ઞાનના ઉત્તમ તેજવાળા પણ છો. અને હે 'उत्तम-तेज'!' પુનરુક્તિનો દોષ વહોરીને પણ હું કહું છું કે તમે આ જગતના 'महामुणि'' છો, કારણ કે તમે અમિત આત્મ-બલનો પરિચય

આપ્યો છે, અને હે 'अमिय-वल[11] !' તમારું કુલ પણ વિશાળ છે. એટલે તમે 'विपुल-कुल' છો અને હે 'विपुल-कुल[12] !' તમે જ ભવનો ભય ભાંગો તેવા છો, એટલે 'भव-भय-मूरण' છો. અને હે 'भव-भय-मूरण[13] !' આ અશરણ જગતમાં પ્રાણીઓને તમે જ એક શરણભૂત હોવાથી 'जग-सरण' છો. અને હે 'जग-सरण[14] !' તમે જગત્‌ને શરણરૂપ છો, તો મને શરણરૂપ કેમ નહિ થાઓ? અવશ્ય થશો, એવો આત્મ-વિશ્વાસ છે. માટે કહું છું કે 'मम सरणं' (भव) મને શરણ-રૂપ થાઓ. હે નાથ! તમે મને શરણરૂપ છો, માટે જ 'ते पणमामि' – તમને પ્રણામ કરું છું! આટલા શબ્દો બોલીને જાણે મહર્ષિ નંદિષેણ 'भव-भय-मूरण ! जग-सरणा ! मम सरणं' એ પદોના ભાવની સાથે તન્મયતા અનુભવી રહ્યા હોય તેમ જણાય છે.

(ગા. ૧૪) પછી તેઓ શ્રીશાંતિનાથની મહામુનિ તરીકે ભાવના કરતાં જણાવે છે કે 'હે શાંતિનાથ!' તમે મહામુનિ છો, દેવ, દાનવ, ચંદ્ર અને સૂર્ય તમને વાંદે – પૂજે છે. અને હે 'देव-दाणविंद-चंद-सूर-वंद[1] !' બીજા દેવો જ્યારે ક્રોધની કાલિ-માને ધારણ કરે છે, દ્વેષથી દાઝેલા હોય છે કે માન-માયા-લોભથી ખરડાયેલા હોય છે, ત્યારે તમે સદા हृष्ट-तुष्ट – આનંદી અને સંતોષી છો. વળી હે 'हट्ठ-तुट्ठ[2] !'* ગુણની જયેષ્ઠતા-

* નિર્ગ્રંથ-પ્રવચનમાં ગુરુને हट्ठ-तुट्ठ વગેરે વિશેષણો અપાય છે. તે પાક્ષિક ક્ષમાપના વખતે બોલાતાં સૂત્ર પરથી જાણી શકાય છે. તેમાંનું પહેલું ક્ષમાપના-સૂત્ર આ પ્રમાણે છે. "इच्छामि खमासमणो !

માં કોઈ તમારી બરાબરી કરી શકતું નથી, એટલે તમે સાચા અર્થમાં જ્યેષ્ઠ છો. વળી હે 'जिट्ठ!' તમારું રૂપ પરમસુંદર છે, એટલે તમે 'परम-लट्ठ-रूव' છો, અને હે 'परमलट्ठ-रूव'!' વધારે વર્ણન શું કરું? એક તમારી દંત-પંક્તિનું જ વર્ણન કરવા ઇચ્છું તો પણ કરી શકું તેમ નથી, છતાં મારી સ્થૂલ વાણીમાં કહું તો તમારી દંત-પંક્તિ ધમેલા રૂપાની પાટ જેવી ઉત્તમ, નિર્મળ, ચકચકિત અને શ્વેત છે. આ પ્રમાણે તમારા શરીરના સર્વ અવયવો અત્યંત મનોહર અને પ્રમાણોપેત છે. હે 'धंत-रुप्प-पट्ट-सेय-सुद्ध-निद्ध-धवल-दंत-पंति!'[*] તમે જેમ શરીરમાં પ્રવર છો, તેમ બીજી પણ અનેક બાબતોમાં પ્રવર છો. જેમ કે તમારી શક્તિને સીમા નથી; એટલે તમે શક્તિ-પ્રવર છો. તમારી કીર્તિને કોઈ પ્રતિબંધ નથી; એટલે તમે કીર્તિ-પ્રવર છો; તમારી દીપ્તિને કોઈ હદ નથી, એટલે દીપ્તિ-પ્રવર છો; તમારી મુક્તિ-માર્ગ બતાવવાની શૈલી અનોખી અને અદ્‌ભુત છે, એટલે તમે મુક્તિ-પ્રવર છો; વળી તમારી પ્રતિપાદન-શૈલી અનેકાંતવાળી કે સ્યાદ્વાદ-મુદ્રાથી અંકિત હોઈને તમે યુક્તિ-પ્રવર છો અને મન-વચન-કાયાના નિગ્રહમાં અજોડ છો, એટલે ગુપ્તિ-પ્રવર પણ છો. હે 'सत्ति'-कित्ति'-दित्ति'-मुत्ति'-जुत्ति'-गुत्ति''-पवर!' તમે દીપ્તતેજ એવા

पियं च मे जं मे, हट्ठाणं तुट्ठाणं अप्पायंकाणं अभग्ग-जोगाणं, सुसीलाणं, सुव्वयाणं, सायरिय-उवज्झायाणं नाणेणं, दंसणेणं, चरित्तेणं, तवसा, अप्पाणं भावेमाणेणं बहुसुभेण मे दिवसो पक्खो वइक्कंतो अन्नो य जं मे कल्लाणेणं पज्जुवट्ठिओ सिरसा मणसा मत्थएण वंदामि ॥"

દેવોનાં વૃંદને પણ ધ્યાન કરવાને યોગ્ય છો, એટલે 'दित्त-तेअ-वंद-धेअ' છો. અને હે 'दित्त-तेअ-वंद-धेय[१२]!' તમારું કયા શબ્દોમાં વર્ણન કરું? આ લોકનો કોઈ પણ ભાગ એવો નથી કે જ્યાં તમારો પ્રભાવ પડતો ન હોય! એટલે તમે 'सव्व-लोअ-माविअ-प्पमाव' છો. અને હે 'सव्व-लोअ-माविअ-प्पमाव[१३]!' દાર્શનિકો જ્ઞેય પદાર્થોની ગણના ગમે તે રીતે કરતા હોય, પણ હું તો મારા અનુભવથી કહું છું કે 'તમે એક જ આ વિશ્વમાં 'णेय[१४]' છો, જાણવા યોગ્ય છો. 'जे एगं जाणइ, से सव्वं जाणइ' એ આગમ-વચનથી પણ હું કહું છું કે જે તમને એકને બરાબર જાણે છે, તે સમસ્ત વિશ્વને બરાબર જાણે છે; અથવા તો તમને બરાબર જાણ્યા પછી બીજું જાણવાની જરૂર પણ શું છે? આટલું કહીને મહર્ષિ નંદિષેણ બંને હાથની અંજલિ રચી કપાલે અડાડે છે અને અત્યંત વિનમ્ર સ્વરે કહે છે – 'संति! पइस मे समाहिं' – 'હે શાંતિનાથ! તમે મને સમાધિ આપો.'

પિંડસ્થ ભાવના કર્યા પછી મહર્ષિ નંદિષેણ ઉભય અરિહંતોની પદસ્થ-ભાવના ભાવે છે અને તેમાં તેમના અલૌકિક રૂપનો ચિતાર ખડો કરે છે.

(ગા. ૧૫-૧૬) ચંદ્ર સૌમ્ય છે, શીતલ છે; પણ શ્રી-અજિતનાથની સૌમ્યતા, વિમલતા, શીતલતા આગળ તેની કોઈ ગણના નથી! સૂર્ય ઘણો તેજસ્વી છે, દીપ્તિમાન છે અને પ્રકાશવંત છે, છતાં તેનું એ તેજ, તેની એ દીપ્તિ, તેનો એ પ્રકાશ શ્રીઅજિતનાથનાં તેજ-દીપ્તિ-પ્રકાશ આગળ સંપૂર્ણ

પરાભવ પામે છે.. ઇંદ્રો અધિક રૂપવંત હોય છે અને દિવ્ય વસ્ત્રાલંકારોથી વિભૂષિત થતાં તેમનું રૂપ આંખોને આંજી નાખે છે, પણ શ્રીઅજિતનાથનાં રૂપ આગળ તેમની કોઈ વિસાત નથી. મેરુ પર્વત નિશ્ચલ અને નિષ્કંપ જણાય છે, પણ શ્રીઅજિતનાથ તેના કરતાં અનેકગણા નિશ્ચલ અને નિષ્કંપ છે! વળી આશ્ચર્યની વાત તો એ છે કે આત્મ-બળમાં જે અજિત હોય તે શારીરિક બળમાં અજિત હોય તેવો નિયમ નથી અને શારીરિક બળમાં અજિત હોય તે આત્મ-બળમાં અજિત હોય તેવો નિયમ નથી; છતાં શ્રીઅજિતનાથ બંને બાબતમાં અજિત છે! વળી તીક્ષ્ણતા અને કોમળતા કદી સાથે વસે ખરી? તે પણ શ્રીઅજિતનાથમાં એક સાથે વસેલી છે. તેમનાં તપમાં તીક્ષ્ણતા છે, તેમના સંયમમાં કોમળતા છે! (સંયમ એટલે દયા–કરુણા–યતના.) આમ દરેક રીતે શ્રીઅજિતનાથ અલૌકિક હોવાથી મહર્ષિ નંદિષેણ તેમની તીર્થંકર તરીકે સ્તુતિ કરી કૃતાર્થતા અનુભવે છે.

(ગા. ૧૭-૧૮) પછી તેઓ શ્રીશાંતિનાથ પ્રભુ પ્રત્યે ભક્તિપૂર્ણ દૃષ્ટિ કરે છે, અને તેમનાં **તીર્થંકરત્વને** યાદ લાવીને પોતાની કલ્પનાને ઠપકો આપતા હોય તેમ કહેતા જણાય છે કે 'અરે કલ્પના! તેં હમણાં રાજ-રાજેશ્વર મહા-મુનિની ચંદ્રની સાથે સરખામણી શા માટે કરી? ચંદ્ર ગમે તેવો સૌમ્ય હોય અને શરદ્ઋતુમાં ઊગેલો હોય તો પણ સૌમ્યતાના ગુણમાં શું એમની બરાબરી કરી શકે ખરો? વળી તારે સૂર્યને શા માટે યાદ કરવો પડ્યો? શરદ્ઋતુનો

સૂર્ય ઘણો તેજવાળો હોય છે, છતાં તે જિનપ્રભુના તેજની સરખામણીમાં ઊભો રહી શકે ખરો ? અને ઓ કલ્પના ! તું ઇંદ્રનું રૂપ અધિક માને છે અને તેનો એક ઉપમાન તરીકે ઉપયોગ કરવા ઇચ્છે છે, પણ એ વાત કેમ ભૂલી જાય છે કે આ તો અનુપમ રૂપના સ્વામી છે, એટલે કોઈ પણ ઉપમા તેમને લાગુ પડે જ નહિ ! વળી ઓ કલ્પના ! તને હમણાં મેરુ પર્વતની સ્મૃતિ થઈ આવી અને તેની દૃઢતા સાથે જિન-પ્રભુની દૃઢતાને સરખાવવાનું મન થયું, તો હું જણાવું છું કે મેરુ પર્વત ગમે તેવો દૃઢ, સ્થિર કે ધીર હોય તો પણ તે તીર્થંકર પ્રભુને પહોંચી શકે નહિ ! ક્યાં એ મહાકાય જડ અને ક્યાં આ આત્મશક્તિનો ભંડાર ! ! અહો ! આ તો તે મહામુનિ શ્રીશાંતિનાથ છે કે જેમણે ઉત્તમ તીર્થનું પ્રવર્ત્તન કરેલું છે, જે અજ્ઞાન અને મલ-રહિત છે, ધીર-જનો વડે સ્તવાયેલા અને અર્ચાયેલા છે, વળી કલિના કાલુષ્યથી સર્વથા મુક્ત છે અને શાંતિ તથા સુખના પ્રવર્ત્તક છે; તેથી ત્રિકરણ-શુદ્ધિ-પૂર્વક હું તેમના શરણે જાઉં છું. તેમનાં શરણ વિના મારો ઉદ્ધાર નથી.'

(ગાથા ૧૯-૨૦-૨૧) આ શબ્દો સાંભળીને કલ્પનાને જાણે માઠું લાગ્યું હોય અને તેણે પોતાનો પ્રભાવ દર્શાવવાનો નિશ્ચય કર્યો હોય તેમ તે વધારે વેગવંત થાય છે અને રાજ-રાજેશ્વર તથા મહામુનિ એવા તીર્થંકરનું દેવાધિદેવત્વસંબંધી અભિનવ દૃશ્ય ખડું કરે છે. પ્રભુને કેવલજ્ઞાન થયું છે અને તેઓ તીર્થનું પ્રવર્ત્તન કરી રહ્યા છે, એ સમાચારો ફેલાતાં જ

ઋષિઓનો સમૂહ ત્યાં આવે છે અને વિનયાવનત થઈને નિશ્ચલતા-પૂર્વક અંજલિ-બદ્ધ પ્રણામ કરે છે. પછી ઇંદ્રો, કુબેરાદિ દેવો અને નરેન્દ્રો વગેરે આવે છે તથા તેમની સ્તુતિ, પૂજા અને અર્ચા કરીને કૃતકૃત્યતા અનુભવે છે. આ વખતે પ્રભુ અલૌકિક તેજ વડે તત્કાલ ઉદય પામેલા સૂર્યથી પણ ઘણી વધારે કાંતિવાળા દેખાય છે. પછી ગગનાંગણમાં વિચરતાં વિચરતાં એકત્ર થઈ ગયેલા ચારણ-મુનિઓનો સમુદાય આવે છે અને તેઓ મસ્તક નમાવીને વંદના કરે છે. પછી અસુર-કુમારો આવે છે, સુપર્ણકુમારો આવે છે, કિન્નરો અને નાગ-કુમારો આવે છે તથા બીજા પણ અનેક પ્રકારના ભવનપતિ-દેવો આવે છે અને તીર્થંકર પ્રભુને નમસ્કાર કરી પરમ આહ્લાદ અનુભવે છે. પછી દેવો આવે છે, જેમની સંખ્યા ગણી શકાય તેવી હોતી નથી, એટલે શત-કોટિ કહીને સંતોષ માનવો પડે છે; અને છેલ્લે આવે છે શ્રમણસંઘ, તે વિધિ-પૂર્વક વંદન કરીને તેમનો પરમ ગુરુ તરીકે સ્વીકાર કરે છે અને પોતાનાં સમસ્ત જીવન તેમનાં ચરણે ધરે છે. આ અભિનવ દૃશ્ય જોઈને મહર્ષિ નંદિષેણ 'अभय' – ભય-રહિત, 'अणह' – પાપ-રહિત, 'अरय' – કર્મ-રહિત, 'अरुअ' – રોગ-રહિત, 'अजित' – રાગ અને દ્વેષ-રહિત એવા શ્રીઅજિત-નાથ પ્રભુને પ્રણિધાન-પૂર્વક પ્રણામ કરે છે.

(ગા. ૨૨-૨૩-૨૪) આ રીતે મહર્ષિ નંદિષેણ શ્રીશાંતિ-નાથ ભગવાનની પદસ્થ ભાવના ભાવે છે અને જાણે સર્વ બનાવ નજર સમક્ષ જ બનતો હોય તેવી રીતે તેનું ચિત્ર ખડું કરે

છે. આકાશમાં દેવો ખૂબ મોટી સંખ્યામાં એકત્ર થયા છે. તેમાંના કોઈ ઉત્તમ વિમાનોમાં બેઠેલા છે, કોઈ દિવ્ય રથમાં આરૂઢ થયેલા છે, તો કોઈએ ઉત્તમ જાતિના અશ્વો પર આરોહણ કરેલું છે. સહુને દેવાધિદેવનાં દર્શન કરવાના કોડ છે, સર્વેને અલૌકિક અર્હત્‌નાં અર્ચન કરવાની અભિલાષા છે; તેથી ઉત્તમ કંચન અને રત્નનાં આભૂષણો પહેરેલાં છે કે જે તેમની સ્વાભાવિક દ્યુતિમાં અનેરો ઉમેરો કરે છે. વળી તેઓ ભક્તિના પૂર્ણ રંગમાં છે, એટલે પરસ્પરના વૈરભાવને ભૂલી ગયા છે અને જલદી નીચે ઊતરવાના એક માત્ર વિચારથી ઝડપી પ્રયાણ કરે છે.

આકાશનો માર્ગ સાંકડો થતો જણાય છે, પણ તેની તેઓ પરવા કરતા નથી. ગમે તે પ્રકારે માર્ગ કાઢીને તેઓ સત્વર અવનિ પર ઊતરે છે. તે વખતે તેમનું દૃશ્ય જોવા જેવું હોય છે. કાનનાં કુંડલ, બાહુ પરના બાજુબંધ અને માથા પરના મુગટો ખુભિય-લુલિય-ચલ – એટલે ક્ષુભિત, લોલિત અને ચલ બને છે. આવા દેવો ભક્તિવશાત્ અર્ધાવનત બનીને તથા બે હાથની અંજલિ મસ્તકે જોડીને અર્હત્‌પ્રભુની સમીપે આવે છે અને તેમને મસ્તક નમાવીને પ્રણામ કરે છે. પ્રણામનું—નમસ્કારનું આવું અનેરું દૃશ્ય જોઈને કોને નમસ્કાર કરવાનું દિલ ન થાય? મહર્ષિ નંદિષેણનું દિલ આ જ વખતે નમસ્કાર કરવા તત્પર બને છે અને તેઓ રાગ, દ્વેષ, ભય અને મોહથી વર્જિત, દેવ, દાનવ અને નરેંદ્રોથી વંદિત, શ્રેષ્ઠ તપસ્વી તથા મહામુનિ એવા શ્રીશાંતિનાથ ભગવાનને ભાવ-પૂર્વક નમસ્કાર કરે છે.

• (ગા. ૨૫-૨૬-૨૭-૨૮) જેમ દેવોએ વિશિષ્ટતા-પૂર્વક નમસ્કાર કર્યો, તેમ દેવીઓ પણ પ્રભુને વિશિષ્ટ વંદન કરવાને આવે છે. એ વખતનું દૃશ્ય કેવું અપૂર્વ હોય છે? આકાશમાં વિચરનારી, પુષ્ટ નિતંબો અને ભરાવદાર સ્તનો વડે શોભતી, કલા-યુક્ત-સકલ કમલ-પત્રનાં જેવાં નયનોવાળી, દેવાંગનાઓ રૂમઝૂમ કરતી અવનિ પર ઊતરે છે! તેમના દેહ દેદીપ્યમાન છે અને તેઓ મનોહર વસ્ત્રાભરણોથી અલંકૃત છે. કપાલમાં તિલક છે, આંખમાં કાજલ છે, કપોલ અને સ્તન-પ્રદેશ પર પત્રલેખાઓ ચીતરેલી છે, હાથમાં ટીપકીવાળાં કંકણ છે, કમ્મર પર કટિ-મેખલા તથા કલાપ છે અને પગમાં ઘૂઘરીવાળાં નૂપુર છે. તેમની ચાલમાં મનોહર હંસલીની ગતિ છે. એ હંસ-ગતિએ ચાલતી તેઓ અર્હત્ સમીપે આવે છે અને અત્યંત ભક્તિભાવથી પોતાનાં લલાટને ભૂમિએ લગાડીને વંદન કરે છે. આ અતિ મોહક દૃશ્ય છે, પરંતુ શ્રીઅજિત-નાથ ભગવાને મોહને જિતેલો હોવાથી તથા કર્મના સર્વ ક્લેશોનો નાશ કરેલો હોવાથી તેઓ સ્વ-ભાવમાં જ મગ્ન રહે છે. આવા અચલ, અકંપ, સ્વભાવ-મગ્ન ભગવાનને નમવાનું દિલ કોને ન થાય? એટલે મહર્ષિ નંદિષેણ તેમને મન, વચન અને કાયાના પ્રણિધાન-પૂર્વક નમસ્કાર કરે છે અને 'ધન્ય દેવાધિદેવ! ધન્ય વીતરાગપ્રભુ!' એવી અવ્યક્ત વાણી ઉચ્ચારે છે.

(ગા. ૨૯-૩૦-૩૧-૩૨) આ શબ્દો ઉચ્ચારતાં જ તેમના અંતઃપ્રદેશમાં પ્રકાશ થાય છે અને તે પ્રકાશમાં તેઓ

વીતરાગતાનું અપૂર્વ અને અનુપમ દૃશ્ય જોવા લાગે છેઃ સ્વર્ગલોકની શ્રેષ્ઠ સુંદરીઓ – અપ્સરાઓ રંભા, રામા, તારા, તિલોત્તમા, મેનકા, મહાચિત્તા, સુરસા, સુવાતા, સહજન્યા, સુવપુ, અદ્રિકા, ઉર્વશી જે હમણાં સુધી દેવતાઓને ઉત્તમ પ્રકારની પ્રીતિ ઉપજાવવા માટે શૃંગાર-ભાવનાથી ભરપૂર હતી, તેમનાં હૃદયમાં પણ વીતરાગ મહાપ્રભુ પ્રત્યે ભક્તિ-ભાવ જાગ્રત થાય છે અને તે એટલા જોરથી જાગ્રત થાય છે કે સ્વર્ગ-લોકના સર્વ સુખ-ભોગોને બાજુએ મૂકીને સપાટાબંધ અવનિ પર ઉતરી આવે છે અને પોતાને અત્યંત પ્રિય એવા સંગીત વડે સ્તવનાની શરૂઆત કરે છે. સંગીતમાં વાદન હોય, ગાયન હોય, નૃત્ય હોય; એટલે કેટલીક અપ્સરાઓ વાદન કરે છે. તેમાં વંશ, પાવ, પાવિકા, મુરલી વગેરે શુષિર-વાદ્યો છે; નકુલા, ત્રિતંત્રી, રાજધાની, શાર્વરી વગેરે તત-વાદ્યો છે. તાલ, કાંસ્યતાલ, ઘંટા, ક્ષુદ્રઘંટિકા વગેરે ઘન-વાદ્યો છે અને ત્રિપુષ્કર – પટહ, મર્દલ, મૃદંગ વગેરે અવનદ્ધ કે વિતત વાદ્યો છે.* કેટલીક અપ્સરાઓ અત્યંત મધુર સ્વરે

* આ નામો ભરતાદિ-નાટ્યશાસ્ત્રો વગેરેમાં આપેલાં છે. આધુનિક સમયમાં નીચેનાં વાજિંત્રોનો પ્રચાર છે.

(૧) **તત-વાદ્ય**—વીણા, બીન, સીતાર, સારંગી, તાઉસ, દીલરૂબા, દિલ-પસંદ, અસરબીન, રૂબાબ (કચ્છપી વીણા), સરોદ (સ્વરોદય), તંબુરો (નારદી વીણા), કાનૂન અથવા શ્રીમંડળ (બ્રાહ્મી વીણા), સુરબીન, કડાયચા, ચિકારા, સુરસોટા, તરસબાજ, ફીડલ, ગીટાર વગેરે.

(૨) **આનદ્ધ** અથવા **વિતત-વાદ્ય**—મુરજ, મૃદંગ, ડમરુ, પખાજ, ઢોલક, ખંજરી, ઢક્ક, દાયરો, નોબત, તાંસા વગેરે.

શ્રુતિ, ગ્રામ, મૂર્છના, લય, તાન, રાગ આદિના નિયમોને સાચવી શુદ્ધ ગીત ગાય છે અને વાગી રહેલાં વાજિંત્રોના સૂર સાથે બરાબર મેળ સાધે છે. કેટલીક અપ્સરાઓ કે જેમણે પગે જાલબંધ ઘૂઘરાઓ પહેરેલા છે, હાથમાં કંકણ, કટિ પર કટિ-મેખલા અને પગમાં નૂપુર પહેરેલાં છે તથા વસ્ત્ર-વિભૂષા પણ તે જ અનુસાર કરેલી છે, તે નૃત્ય કરવા લાગે છે. તેમાં હાવ હોય છે, ભાવ હોય છે, વળી વિભ્રમ અને વિવિધ પ્રકારના અંગહારો પણ હોય છે. તેઓ પ્રથમ સ્વસ્તિકાભિનય, શ્રીવત્સાભિનય, નન્દ્યાવર્તાભિનય વગેરે આઠ મંગળ આકારોવાળા અભિનય કરે છે અને પછી વિવિધ પ્રકારનાં નૃત્ય કરે છે. આવું સંગીતમય વાતાવરણ ભોગીઓનાં મનમાં ભોગની ભાવના જાગ્રત કરે, પરંતુ જેઓ વીતરાગ છે તેમને એવી કોઈ પણ અસર થતી નથી. બ્રહ્માજી રૂપ જોઈને પોતાની પુત્રી સરસ્વતી પર મોહી પડ્યા, વિષ્ણુ રાધા નામની ગોપીના હાવ-ભાવ પર લટ્ટુ બની ગયા અને શંકર ભીલડીનાં નૃત્યથી ચલી ગયા, પણ આ વીતરાગ મહામુનિને રૂપ, હાવ, ભાવ, કે નૃત્યના મનોહર અભિનયો—અંગહારો કંઈ પણ અસર ઉપજાવી શકતા નથી! આવા વીતરાગ મહાપ્રભુને ફરીફરીને મસ્તક નમાવવાનું મન કોને ન થાય? એ વખતે હાજર થએલા ઋષિઓ, દેવો, દેવીઓ, સહુ કોઈ અત્યંત ભક્તિથી

(૩) શુષિર-વાદ્ય—વાંસળી, પાવો, શરણાઈ, પુંગી, મુખચંગ, કરના, શંખ, સિંગી, તુરઈ, ભેરી, હારમોનિયમ વગેરે.

(૪) ઘન-વાદ્ય—કાંસ્ય, તાલ, મંજીરા, કરતાલ, ઝાલર, ઘંટા, ઘંટિકા વગેરે.

વીતરાગ પ્રભુને નમે છે, પછી પ્રણિધાન-પૂર્વક સ્તુતિ-સ્તવના કરે છે અને છેવટે ત્રણ પ્રદક્ષિણા દઈ વંદન-વિધિ સમાપ્ત કરે છે. સ્વર્ગલોકની શ્રેષ્ઠ સુંદરીઓ કે જે અપ્સરાઓ અથવા દેવનર્તિકાઓ કહેવાય છે, તે પણ એ જ રીતે વીતરાગ મહાપ્રભુને વંદન કરે છે, તેમની સ્તવના કરે છે અને ત્રણ પ્રદક્ષિણા દઈ સ્વ-સ્થાને જાય છે.

અને આ અપૂર્વ દૃશ્યથી ચમત્કાર પામેલા મહર્ષિ નંદિષેણના મુખમાંથી કેટલાંક શબ્દ-ફૂલો ઝરી પડે છે: 'तिलोय-सव्व-सत्त-संतिकारयं' – ત્રિલોકના સર્વ સત્ત્વોને શાંતિ કરનાર, 'पसंत-सव्व-पाव-दोसं'—સર્વ પાપ અને દોષો-રોગોને પ્રશાંત કરનાર, 'संतिमुत्तमं जिणं' – ઉત્તમ જિન એવા શાંતિનાથને 'एस अहं नमामि' – આ હું વંદન કરું છું.

(ગા. ૩૩-૩૪-૩૫) પછી **પરમપુરુષ**ની ભાવના કરતાં મહર્ષિ નંદિષેણ વીતરાગ મહાપ્રભુના દેહ પર નજર કરે છે, ત્યાં અનેક ઉત્તમ લક્ષણો જોવામાં આવે છે. જેમ કે છત્ર, ચામર, પતાકા, યૂપ, યવ, ધ્વજ, મકર, તુરગ, શ્રીવત્સ, દ્વીપ, સમુદ્ર, મંદર પર્વત, દિગ્ગજ, સ્વસ્તિક, વૃષભ, સિંહ, રથ, ચંદ્ર વગેરે. પછી તેમનું આંતરિક સ્વરૂપ ચિંતવતાં છેલ્લી ભાવના ભાવે છે. તેઓ 'सहाव-लट्ठा' – સ્વભાવથી સુંદર જણાય છે. 'सम-प्पइट्ठा' – સમભાવમાં સ્થિર થયેલા જણાય છે. 'अदोस-दुट्ठा' – કોઈ પણ દોષથી દુષ્ટ થયેલા જણાતા નથી. 'गुणेहिं जिट्ठा' – ગુણોમાં શ્રેષ્ઠ જણાય છે. અને 'पसाय-सिट्ठा' – પ્રસાદમાં પણ શ્રેષ્ઠ જણાય છે, એટલે કે અત્યંત પ્રસન્નાવસ્થામાં

રહેલા છે. આ પરમપુરુષ 'तवेण पुट्ठा'–તપથી પુષ્ટ છે, 'सिरीहिं इट्ठा'–શ્રીઓને ઇષ્ટ છે એટલે કે—દર્શનશ્રી, જ્ઞાનશ્રી, ચારિત્રશ્રી વગેરે જુદી જુદી અનેક શ્રીઓ તેમનાંમાં રહેલી છે. અને આ જ કારણે તેઓ જગતના સર્વ ઋષિ-મહર્ષિઓમાં શ્રેષ્ઠ છે. પૂજ્ય શ્રીઅજિતનાથ અને પૂજ્ય શ્રીશાંતિનાથ આવા પરમપુરુષો છે, સિદ્ધો છે, બુદ્ધો છે. તેમણે બાહ્ય અને અભ્યંતર તપશ્ચર્યા વડે પોતાનાં સર્વ પાપો ધોઈ નાખેલાં છે અને તેઓ સર્વ લોકોને હિતનું મૂલ બતાવનારા છે.' આ રીતે બંને તીર્થંકરોની પરમપુરુષ તથા સિદ્ધ તરીકેની ભાવના કર્યા પછી તેઓ જણાવે છે કે આ રીતે મેં શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથની અનેકવિધ ભક્તિ અને ભાવના વડે સ્તવના કરી છે અને તેનાં ફલરૂપે એક જ વસ્તુ ઇચ્છું છું કે તે બંને તીર્થંકરો મને શિવ-સુખ આપનારા થાઓ.

ભક્તિનો વેગ હોય છે, ત્યાં ભાષા પણ આવે છે અને તે અનેક પ્રકારની સુંદરતાને પોતાની સાથે લેતી આવે છે; તેથી જ મહર્ષિ નંદિષેણની ભાષામાં યમકો અને અનુપ્રાસો સ્થળે સ્થળે ગોઠવાઈ ગયેલા છે અને છંદોએ પણ પોતાને યોગ્ય સ્થાન લઈ લીધેલું છે. રસની ધારા પહેલેથી જ વહેવા લાગી છે અને તે અખંડપણે ચાલી આવી છે. તે વખતે નિર્ગ્રંથ મહામુનિઓ અર્હદ્-ભક્તિનું સ્વરૂપ જે રીતે સમજ્યા હતા અને તેનું આચરણ કરતા હતા, તેનો કેટલોક ખ્યાલ મહર્ષિ નંદિષેણનાં આ કાવ્ય દ્વારા આપણને મળી રહે છે.

(ગા. ૩૬-૩૭-૩૮) તેમણે સ્તવની પ્રતિજ્ઞા કરતાં જણાવ્યું હતું કે હું 'ववगय-मंगुल-भावे' – અશોભન-ભાવથી રહિત-મંગલમય 'विउल-तव-निम्मल-सहावे' – વિપુલ તપથી નિર્મલ સ્વભાવને પ્રાપ્ત થયેલા અને 'निरुवम-महप्पभावे' – નિરુપમ માહાત્મ્યવાળા 'सुदिट्ठ-सब्भावे' – સર્વજ્ઞોનું સ્તવ કરીશ. આ પ્રતિજ્ઞા તેમણે બરાબર પાળી છે. તેમણે 'सव्व-दुक्ख-प्पसंतीणं,' 'सव्व-पाव-प्पसंतीणं,' 'अभयं,' 'अणहं,' 'अरयं' વગેરે પદો વડે તેમનાં મંગલ સ્વરૂપને દર્શાવ્યું છે. 'महामुणी,' 'जिणुत्तम,' 'उत्तम-नित्तम-सत्त-धरं,' 'दमुत्तम' વગેરે વિશેષણો વડે તેમનાં વિપુલ તપને દર્શાવ્યું છે. 'अज्जव-मद्दव-खंति-विमुत्ति-समाहि-निहिं,' 'विगय-तमा,' 'विहुय-रया' વગેરે પદો વડે તેમના નિર્મલ સ્વભાવને દર્શાવ્યો છે, તથા 'देव-दाणविंद-चंद-सूर-वंद' આદિ અનેક વિશેષણો વડે તેમના નિરુપમ પ્રભાવનું વર્ણન કર્યું છે. આ રીતે તેમણે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરેલી હોવાથી જણાવે છે કે તપો-લક્ષણથી વિપુલ, કર્મના રજ-મલથી રહિત અને વિપુલ એટલે મોક્ષ ગતિને પામેલા શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથનાં યુગલનું મેં આ રીતે સ્તવન કર્યું છે, તે યુગલ બહુ-ગુણવાળું છે અને પરમ મોક્ષ-સુખ આપીને સર્વ વિષાદને દૂર કરનારું છે, તેથી હું ઇચ્છું છું કે તે મારો સર્વ વિષાદ દૂર કરો અને મને अपरिसाविअ – અપરિસ્રાવિક એટલે કર્મ-બંધનથી રહિત કરનારો પ્રસાદ આપો, જેથી હું શિવ-સુખનો અનુભવ કરી શકું. છેવટે તેઓ જણાવે છે કે શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથનું તે યુગલ આ સ્તવનને સુંદર રીતે ભણનારા

ભક્તોને હર્ષ પમાડો, તેના રચયિતા નંદિષેણને (મને) અત્યંત આનંદ આપો ને તેના સાંભળનારા શ્રોતાગણને સુખ અને સમૃદ્ધિ આપો અને અંતિમ અભિલાષા એ છે કે આ સ્તવ મારા (નંદિષેણના) સંયમમાં વૃદ્ધિ કરનારો થાઓ.'

આમ છેલ્લી ગાથામાં સ્તવ-કર્તાએ આ સ્તવને સુંદર રીતે ગાઈ શકાય તેવો, અત્યંત આનંદ આપે તેવો અને સુખ-સમૃદ્ધિમાં વધારો કરનારો જણાવ્યો છે, તથા પરમાર્થથી સંયમની વૃદ્ધિ કરનારો જણાવી તેનો છેલ્લો શબ્દ નંદિ લાવી અંત્ય મંગલ પણ કર્યું છે.

આ અદ્ભુત સ્તવની પૂર્ણાહુતિ કરી મહર્ષિ નંદિષેણ ધીર, ગંભીર ભાવે ગરવા ગિરિરાજની સોપાનમાળા ઊતરે છે અને તેના પાઠકોને અદ્ભુત ભાવ-સાગરમાં તરતા મૂકી દે છે.

(ગા. ૩૯-૪૦-૪૧) અંતમાં બોલાતી અન્યકર્તૃક ગાથાઓ સ્તવનો મહિમા દર્શાવનારી છે.

ચાળીસમી ગાથામાં જણાવ્યું છે કે જે કોઈ આ અજિત-શાંતિ-સ્તવ પ્રતિદિન સવાર અને સાંઝ ભણે છે, કે સાંભળે છે તેને રોગો થતા નથી અને પૂર્વે થયા હોય તે પણ નાશ પામે છે. આ સ્તવ પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણ-પ્રસંગે બોલાય છે. પણ દૈવસિક અને રાત્રિક પ્રતિક્રમણ વખતે બોલાતું નથી, એટલે અહીં સવાર-સાંઝ ભણવાનું—સાંભળવાનું કહ્યું છે, તે એની મંત્રમયતાને કારણે સ્મરણરૂપે કહ્યું છે, તે સ્પષ્ટ છે. મંગલાચરણની ગાથામાં જિનેશ્વરોને

જે વિશેષણો લગાડેલાં છે, તે બધાં ફલને પણ દર્શાવનારાં છે. એટલે જિનેશ્વર જેમ સર્વભયનો નાશ કરનારા છે, સર્વ રોગ અને પાપને શાંત કરનારા છે, તેમ આ સ્તવ પણ સર્વ ભય, સર્વ રોગ અને સર્વ પાપોનો નાશ કરનારો છે. વળી જિનેશ્વર જેમ જગદ્‌ગુરુ અથવા જયવંત ગુરુ છે અને અમોઘ શાંતિ કરનારા છે, તેમ આ સ્તવ પણ અભીષ્ટ જય અને શાંતિને કરનારો છે. ટૂંકમાં આ સ્તવ **ઉપસર્ગ-હર, રોગ-હર, પાપ-હર, જય-કર** અને **શાંતિ-કર** પણ છે.

એકતાળીસમી ગાથામાં જિનવચનનો મહિમા દર્શાવતાં કહ્યું છે કે 'હે લોકો! જો તમે પરમપદ એટલે મુક્તિને ઇચ્છતા હો અથવા વિશાલ કીર્તિને ઇચ્છતા હો; તો ત્રૈલોક્યનો ઉદ્ધાર કરનારા જિન-વચનનો આદર કરો.'

(૩) છંદો.

આ સ્તવમાં નીચે મુજબ ૨૮ છંદો વપરાયેલા છે.

| નામ | કાવ્ય-ક્રમાંક |
|---|---|
| १ **गाहा** [गाथा-आर्या] | १, २, ३६, ३७, ३८, ३९, ४०, ४१. |
| २ **सिलोगो** [श्लोकः] | ३. |
| ३ **मागहिआ** [मागधिका] | ४, ६. |
| ४ **आलिंगणयं** [आलिङ्गनकम्] | ५. |
| ५ **संगययं** [सङ्गतकम्] | ७. |
| ६ **सोवाणयं** [सोपानकम्] | ८. |
| ७ **वेड्डओ-वेढो** [वेष्टकः] | ९, ११, २२. |

८ रासालुद्धओ [ रासालुब्धकः ] १०.
९ रासाणंदियं [ रासानन्दितकम् ] १२.
१० चित्तलेहा [ चित्रलेखा ] १३.
११ नारायओ १-२-३-४ [ नाराचकः ] १४, २७, ३१, ३२.
१२ कुसुमलया [ कुसुमलता ] १५.
१३ भुअगपरिरिंगियं [ भुजगपरिरिङ्गितम् ] १६.
१४ खिज्जियं [ खिद्यतकम् ] १७.
१५ ललियं (१) [ ललितकम् ] १८.
१६ किसलयमाला [ किसलयमाला ] १९.
१७ सुमुहं [ सुमुखम् ] २०.
१८ विज्जुविलसियं [ विद्युद्विलसितम् ] २१
१९ रयणमाला [ रत्नमाला ] २३.
२० खित्तयं [ क्षिप्तकम् ] २४.
२१ दीवयं [ दीपकम् ] २५.
२२ चित्तक्खरा [ चित्राक्षरा ] २६.
२३ नंदिययं [ नन्दितकम् ] २८.
२४ ......... [ माङ्गलिका ] २९.
२५ भासुरयं [ भासुरकम् ] ३०.
२६ ललिययं (२) [ ललितकम् ] ३३.
२७ वाणवासिआ [ वानवासिका ] ३४.
२८ अपरांतिआ [ अपरान्तिका ] ३५.

આ છંદો નામ પરથી મોટા ભાગે અપરિચિત હોય તેવા જણાય છે, પણ છંદઃશાસ્ત્રના વિવિધ ગ્રંથોને સન્મુખ રાખતાં તેનું સ્વરૂપ નક્કી કરી શકાય તેવું છે અને તે દૃષ્ટિએ જ અહીં તેની વિચારણા કરવામાં આવી છે. સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યમાં એક જ છંદને વિવિધ નામોથી ઓળખવાનો સંપ્રદાય એટલો બધો પ્રચલિત છે કે તે સંબંધી ખાસ પ્રમાણો આપવાની કોઈ આવશ્યકતા નથી.

છંદોની વિચારણા કરવામાં કેટલાક પારિભાષિક શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે, તેનો અર્થ નીચે મુજબ સમજવો ઘટે :—

**માત્રા** – છંદોને માપવાનો એક પ્રકારનો ઘટક. હ્રસ્વની માત્રા એક ગણાય છે અને દીર્ઘની માત્રા બે ગણાય છે.

**ગણ** – અક્ષર કે માત્રાના સમુદાયને ગણ કહે છે. આવા ગણો બે પ્રકારના છે. અક્ષર-ગણ અને માત્રા-ગણ. તેમાં અક્ષર-ગણ ત્રણ અક્ષરનો હોય છે અને લઘુ-ગુરુના સંયોજનથી આઠ પ્રકારનો બને છે. તે માટે નીચેનું સૂત્ર યાદ રાખવું ઘટે :

य-मा-ता-रा-ज-भा-न-स-ल-गा ।

| | |
|---|---|
| યગણ – यमाता – લઘુ, ગુરુ, ગુરુ | । ऽ ऽ |
| મગણ – मातारा – ગુરુ, ગુરુ, ગુરુ | ऽ ऽ ऽ |
| તગણ – ताराज – ગુરુ, ગુરુ, લઘુ | ऽ ऽ । |
| રગણ – राजभा – ગુરુ, લઘુ, ગુરુ | ऽ । ऽ |
| જગણ – जभान – લઘુ, ગુરુ, લઘુ | । ऽ । |

| | | | |
|---|---|---|---|
| ભગણ | માનસ | ગુરુ, લઘુ, લઘુ | S I I |
| નગણ | નસલ | લઘુ, લઘુ, લઘુ | I I I |
| સગણ | સલગા | લઘુ, લઘુ, ગુરુ | I I S |
| લઘુ | લ | | I એક માત્રા |
| ગુરુ | ગા | | S બે માત્રા |

માત્રા-ગણ પાંચ પ્રકારનો છે. ક-ગણ, ચ-ગણ, ટ-ગણ, ત-ગણ અને પ-ગણ, જે અનુક્રમે બે, ત્રણ, ચાર, પાંચ અને છ માત્રા બતાવે છે. તેના વિકલ્પો નીચે પ્રમાણે થાય છે:

| ક-ગણ (બે માત્રા બે વિકલ્પ) | ચ-ગણ (ત્રણ માત્રા ત્રણ વિકલ્પ) | ટ-ગણ (ચાર માત્રા પાંચ વિકલ્પ) | ત-ગણ (પાંચ માત્રા આઠ વિકલ્પ) | પ-ગણ (છ માત્રા તેર વિકલ્પ) |
|---|---|---|---|---|
| I I | I I I | I I I I | I I I I I | I I I I I I |
| S | I S | I I S | I I I S | I I I I S |
| | S I | I S I | I I S I | I I S I I |
| | | S I I | I S I I | I I I S I |
| | | S S | I S S | I I S S |
| | | | S S I | I S I S |
| | | | S I S | I S I I I |
| | | | S I I I | I S S I |
| | | | | S I I I I |
| | | | | S I S I |
| | | | | S I I S |
| | | | | S S I I |
| | | | | S S S |

ત્રિકલ – ત્રણ માત્રા.

ચતુષ્કલ – ચાર માત્રા.

પંચકલ – પાંચ માત્રા.

ષટ્કલ – છ માત્રા.

સપ્તકલ – સાત માત્રા.

અષ્ટકલ – આઠ માત્રા.

દલ – અર્ધો ભાગ.

પાદ – ચરણ, પદ્યનો ચોથો ભાગ.

પૂર્વાર્દ્ધ – ઉપરનો અર્ધો ભાગ.

ઉત્તરાર્દ્ધ – નીચેનો અર્ધો ભાગ.

વિપ્રગણ – ચાર લઘુ.

ઉત્થાપનિકા – છંદ જાણવા માટે અક્ષર-ગણ કે માત્રા-ગણનો મેળ કેવી રીતે બેસે છે, તે દર્શાવનારી રીતિ.

˘ જ્યાં અક્ષર ઉપર આવું ˘ અર્ધચંદ્રાકાર ચિહ્ન કર્યું હોય, ત્યાં તેને ગુરુને બદલે લઘુ ગણવો.

– જ્યાં હ્રસ્વ ઇ કે ઉ ઉપર – આવી રેખા કરી હોય, ત્યાં તે લઘુને ગુરુ ગણવો.

## ગાહા

[ ગાથાંક ૧, ૨, ૩૬, ૩૭, ૩૮, ૩૯, ૪૦ અને ૪૧. ]

**ગાહા** એ પ્રાકૃત ભાષાનો અતિપ્રાચીન છંદ છે અને જૈનાગમોમાં તથા અન્ય સૂત્રાદિમાં મહર્ષિઓ દ્વારા વિપુલ પ્રમાણમાં વપરાયેલો હોવાથી પવિત્ર મનાય છે. સંસ્કૃત

સાહિત્યમાં તેણે આર્યાનું નામ ધારણ કરેલું છે, જેનો આશય —આર્ય મહર્ષિઓ દ્વારા બોલાતી એક પ્રકારની ગાથા—એમ સમજવો સમુચિત છે. આ છંદનું લક્ષણ મહર્ષિ નંદિતાઢ્યે 'ગાહા-લક્ખણ' નામના ગ્રંથમાં નીચે પ્રમાણે દર્શાવ્યું છે :

"सव्वाए गाहाए, सत्तावन्ना हवंति मत्ताओ ।
अग्गद्धंमि य तीसा, सत्तावीसा य पच्छद्धे ॥ ६ ॥
सव्वाए गाहाए, सोलस अंसा अवस्स कायव्वा ।
तेरस चउरो मत्ता, दो य दुमत्तेगमत्तो य ॥ ७ ॥
सत्त सरा कमलंता, नहगण छट्ठा विमेहया विसमे ।
तह बीयद्धे गाहा, छट्ठसो एगमत्तो य ॥ ८ ॥ *"

સર્વ પ્રકારની ગાહા-ગાથાઓની માત્રા સત્તાવન હોય છે. (તે આ રીતે:) અગ્રાર્ધ એટલે પૂર્વાર્ધમાં ત્રીસ અને પશ્ચાર્દ્ધ એટલે ઉત્તરાર્ધમાં સત્તાવીસ.

સર્વ ગાહા-ગાથાઓના સોળ અંશ (ભાગ) અવશ્ય કરવા. તેમાં તેર અંશ ચતુર્માત્રાવાળા, બે અંશ બેમાત્રાવાળા અને એક અંશ એકમાત્રાવાળો કરવો.

---

* सर्वस्याः गाथायाः, सप्तपञ्चाशद् भवन्ति मात्राः ।
अग्रार्धे च त्रिंशत्, सप्तविंशतिश्च पश्चार्द्धे ॥ ६ ॥
सर्वस्याः गाथायाः, षोडशांशा अवश्यं कर्त्तव्याः ।
त्रयोदश चतुर्मात्राः, द्वौ च द्विमात्रावेकमात्रश्च ॥ ७ ॥
सप्तशराः कमलान्ताः, नभोगण-षष्ठाः विमेघा विषमे ।
तथा द्वितीयार्धे गाथा-षष्ठांश एकमात्रश्च ॥ ८ ॥

સાત શરો* ( ચતુર્માત્રાવાળા અંશો કે ગણો ) ક્રમલાંત એટલે દીર્ઘાન્ત કરવા. + છટ્ઠો શર નભગણ એટલે જગણ (।ऽ।) અથવા સર્વલઘુઅક્ષરવાળો કરવો અને વિષમ એટલે પહેલો, ત્રીજો, પાંચમો તથા સાતમો ગણ જગણ-રહિત કરવો. ગાહાના બીજા અર્દ્ધમાં છટ્ઠો અંશ લઘુ હોવો જોઈએ.×

ગાહાનાં આ લક્ષણને ધ્યાનમાં લેતાં તેમાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્દ્ધ એવા બે વિભાગો જણાય છે,‡ પરંતુ પાછળના છંદઃશાસ્ત્રીઓએ તેનાં ચાર ચરણો કલ્પીને તેનું લક્ષણ આ પ્રમાણે આપ્યું છે:

"पढमं(मे) बारह मत्ता, वीँए अट्ठार होहीं संजुत्ता ।
जह पढमं तह तीअं, दह-पञ्च-विहूसिआ गाहा ॥"

—પ્રા. પિં. સૂ. ૪૯.

* પિંગલ તથા વિરહાંક પાંચમાત્રાવાળા ગણોને શરની સંજ્ઞા આપે છે.

+ આગળના સમયમાં આ નિયમ વૈકલ્પિક હતો તેમ જણાય છે. અન્ય છંદઃશાસ્ત્રીઓએ પણ આ નિયમને અનિવાર્ય જણાવેલો નથી.

× સરખાવો પ્રાકૃતપિઙ્ગલસૂત્રની નીચેની ગાથા:

"सत्त गणा दीहन्ता, जो ण-लहू छट्ठ णेह जो विसमे ।
तह गाहे बिअअद्धे, छट्ठं लहुअं विआणेहु(ह) ॥ ५० ॥"

પિંગલાચાર્યે પણ છંદઃશાસ્ત્રમાં 'षष्ठो ज् । ४ । १६ ॥ न्लौ वा । ४ ॥ १७ ॥' એ બે સૂત્રો વડે આ નિયમને માન્ય રાખેલો છે.

‡ પિંગલાચાર્યે પણ આર્યાના પૂર્વદલ અને ઉત્તરદલ એમ બે ભાગો માનેલા છે, પણ પાદ ઠરાવેલા નથી.

પહેલા ચરણમાં બાર માત્રા, બીજા ચરણમાં અઢાર માત્રા, ત્રીજા ચરણમાં પહેલા જેટલી જ એટલે બાર માત્રા અને ચોથા ચરણમાં પંદર માત્રા એ ગાથાનું લક્ષણ છેઃ

ગાહા – છંદનું આ લક્ષણ ઉપર જણાવેલી તમામ ગાથાઓને કેવી રીતે લાગુ પડે છે તે જોઈએઃ

(૧) अ जि यं जि य स व्व भ यं।

લ લ ગા લ લ ગા લ લ ગા
ચતુષ્કલ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩

सं तिं च प सं त स व्व ग य पा वं।

ગા ગા લ લ ગા લ ગા લ લ લ ગા ગા
ચતુ૦ ૪ ચતુ૦ ૫ ચતુ૦ ૬ ચતુ૦ ૭ ગુરુ

ज य गु रु सं ति गु ण क रे,

લ લ લ લ ગા લ લ લ લ ગા
ચતુ૦ ૮ ચતુ૦ ૯ ચતુ૦ ૧૦

दो वि जि ण व रे प णि व या मि.

ગા લ લ લ લ ગા લ લ લ ગા ગા
ચતુ૦ ૧૧ ચતુ૦ ૧૨ લઘુ ચતુ૦ ૧૩ ગુ૦

આ ગાથામાં તેર ચતુષ્કલો છે, બે ગુરુ છે ( અંતે આવેલો

લઘુ ગુરુ ગણાય છે. *) અને એક લઘુ છે, એટલે સોળ અંશો બરાબર સચવાયેલા છે. તેમાંના ૯ ચતુષ્કલો દીર્ઘાન્ત છે. છટ્ઠો અંશ લગાલ એટલે જગણ (મધ્યગુરુવાળો) છે. ઉત્તરાર્દ્ધનો છટ્ઠો અંશ લઘુ છે. આ ગાથામાં ૨૭ લઘુ અને ૧૫ ગુરુ છે, એટલે તે '**શુદ્ધા**' નામની ગાહા છે.+

(૨) व व ग य मं गु ल भा वे

ल ल ल ल गा ल ल गा गा

ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩

ते हं वि उ ल त व निं म्म ल स हा वे।

गा गा ल ल ल ल ल गा ल ल ल गा गा

ચતુ૦ ૪ ચતુ૦ ૫ ચતુ૦ ૬ ચતુ૦ ૭ ગુ૦

---

* "दीहं साणुस्सारं, संजोय-परं च अंतिमेल्लं च ।
एयाइं जाण गुरु-अक्खराइं सेसाइं लहुयाइं ॥ ५ ॥"

—ગાહા-લક્ખણ.

દીર્ઘ, સાનુસ્વાર, સંયોગ-પર (જોડાક્ષરની પહેલાંનો) અને અંતિમ એ સર્વે ગુરુ અક્ષરો જાણવા અને બાકીના લઘુ જાણવા.

**પિંગલાચાર્ય**-કૃત છંદઃશાસ્ત્ર પર **હલાયુધે** રચેલી **મૃત-સંજીવની ટીકા**માં કહ્યું છે કે—

"दीर्घं संयोगपरं, तथा प्लुतं व्यञ्जनान्तमूष्मान्तम् ।
सानुस्वारं च गुरुं, क्वचिदवसानेऽपि लघ्वन्त्यम् ॥"

+ આ નામ ગાહાના છવ્વીસ પ્રકારોમાંનું એક છે. જેની વિગત આગળ આપેલી છે. બીજી ગાહાઓમાં પણ તેમ જ સમજવું.

नि रु व म म ह प्प भा वे

ल ल ल ल ल गा ल गा गा
ચતુ૦ ૮ ચતુ૦ ૯ ચતુ૦ ૧૦

थो सा मि सु दि ह्र स ब्भा वे।

गा गा ल ल गा ल गा गा गा
ચતુ૦ ૧૧ ચતુ૦ ૧૨ લઘુ ચતુ૦ ૧૩ ગુ૦

આ ગાથામાં પણ ૧૩ ચતુષ્કલો, ૨ ગુરુ અને એક લઘુ એ પ્રમાણે ૧૬ અંશો સચવાયેલા છે. તેરમાંના ૭ ચતુષ્કલો દીર્ઘાન્ત છે, પૂર્વાદ્ધનો છટ્ઠો અંશ જગણ અને ઉત્તરાદ્ધનો છટ્ઠો અંશ લઘુ છે. આ ગાથામાં ૨૩ લઘુ છે અને ૧૭ ગુરુ છે, એટલે તે '**શશિલેખા**' નામની ગાહા છે.

(૩૬) ए वं त व व ल वि उ लं

गा गा ल ल ल ल ल ल गा
ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩

थु यं म ए अ जि य सं ति जि ण जु अ लं।

ल गा ल गा ल ल ल गा ल ल ल ल ल गा
ચતુ૦ ૪ ચતુ૦ ૫ ચતુ૦ ૬ ચતુ૦ ૭ ગુરુ

व व ग य क म्म र य म लं

ल ल ल ल गा ल ल ल ल गा
ચતુ૦ ૮ ચતુ૦ ૯ ચતુ૦ ૧૦

ग इं ग यं सा स यं त्ति म लं ॥

— — — — — — — — — —

લ ગા લ ગા ગા લ ગા લ લ ગા

ચતુ૦ ૧૧ ચતુ૦૧૨ લ ચતુ૦ ૧૩ ગુરુ

આ ગાથામાં ૧૩ ચતુષ્કલો, ૨ ગુરુ અને એક લઘુ એ પ્રમાણે ૧૬ અંશો સચવાયેલા છે, પરંતુ તેમાંના ૪ ચતુષ્કલો જ દીર્ઘાન્ત છે. પૂર્વાર્દ્ધનો છટ્ઠો અંશ જગણ છે અને ઉત્તરાર્દ્ધનો છટ્ઠો અંશ લઘુ છે. આ ગાથામાં ૨૯ લઘુ અને ૧૪ ગુરુ છે, એટલે તે '**કાલી**' નામની ગાહા છે.

(૩૭) तं ब हु गु ण प्प सा यं

— — — — — — — —

ગા લ લ લ ગા લ ગા ગા

ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩

मु क्ख सु हे ण प र मे ण अ त्ति सा यं।

— — — — — — — — — — — — —

ગા લ લ ગા લ લ લ ગા લ લ લ ગા ગા

ચતુ૦ ૪ ચતુ૦ ૫ ચતુ૦ ૬ ચતુ૦ ૭ ગુરુ

ना से उ मे त्ति सा यं

— — — — — — —

ગા ગા લ ગા લ ગા ગા

ચતુ૦ ૮ ચતુ૦ ૯ ચતુ૦ ૧૦

कु ण उ अ प रि सा वि अ प सा यं॥

— — — — — — — — — — — —

લ લ લ લ લ લ ગા લ લ લ ગા ગા

ચતુ૦ ૧૧ ચતુ૦ ૧૨ લઘુ ચતુ૦ ૧૩ ગુરુ

આ ગાથામાં ૧૩ ચતુષ્કલો છે, ૨ ગુરુ છે અને એક લઘુ છે, એટલે ૧૬ અંશો સચવાયેલા છે. તેમાંના ૬ ચતુષ્કલો દીર્ઘાન્ત છે. પૂર્વાર્દ્ધનો છઠ્ઠો અંશ જગણ છે અને ઉત્તરાર્દ્ધનો છઠ્ઠો અંશ લઘુ છે. આ ગાથામાં ૨૩ લઘુ અને ૧૭ ગુરુ છે, એટલે તે '**શશિલેખા**' નામની ગાહા છે.

(૩૮) तं मो ए उ अ नं दिं

ગા ગા ગા લ લ ગા ગા
ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩

पा वे उ अ नं दि से ण म भि नं दिं।

ગા ગા લ લ ગા લ ગા લ લ લ ગા ગા
ચતુ૦ ૪ ચતુ૦ ૫ ચતુ૦ ૬ ચતુ૦ ૭ ગુરુ

प रि सा वि अ सु ह नं दिं

લ લ ગા લ લ લ લ ગા ગા
ચતુ૦ ૮ ચતુ૦ ૯ ચતુ૦ ૧૦

म म य दि स उ सं ज मे नं दिं॥

લ લ લ લ લ લ ગા લ ગા ગા ગા
ચતુ૦ ૧૧ ચતુ૦ ૧૨ લઘુ ચતુ૦ ૧૩ ગુરુ

આ ગાથામાં ૧૩ ચતુષ્કલો છે, ૨ ગુરુ છે અને ૧ લઘુ છે, એટલે ૧૬ અંશો સચવાયેલા છે, તેમાંના ૯ ચતુષ્કલો દીર્ઘાન્ત છે. પૂર્વાર્દ્ધનો છઠ્ઠો અંશ જગણ છે અને ઉત્તરાર્દ્ધનો

છટ્ઠો અંશ લઘુ છે. આ ગાથામાં ૨૧ લઘુ અને ૧૮ ગુરુ છે, એટલે તે '**હંસી**' નામની ગાહા છે.

(૩૯) प क्खि अ चा उ म्मा सि अ

— — — — — — — —

ગા લ લ | ગા ગા | ગા લ લ

ચતુ૦ ૧ | ચતુ૦ ૨ | ચતુ૦ ૩

सं व च्छ रि ए अ व स्स म णि अ व्वो।

— — — — — — — — — — — —

ગા ગા | લ લ ગા | લ ગા લ | લ લ ગા | ગા

ચતુ૦ ૪ | ચતુ૦ ૫ | ચતુ૦ ૬ | ચતુ૦ ૭ | ગુરુ

सो अ व्वो स व्वे हिं

— — — — — —

ગા ગા | ગા ગા | ગા ગા

ચતુ૦ ૮ | ચતુ૦ ૯ | ચતુ૦ ૧૦

उ व स ग्ग नि वा र णो ए सो ॥

— — — — — — — — — —

લ લ ગા | લ લ ગા | લ | ગા ગા | ગા

ચતુ૦ ૧૧ | ચતુ૦ ૧૨ | લઘુ | ચતુ૦ ૧૩ | ગુરુ

આ ગાથામાં ૧૩ ચતુષ્કલો, ૨ ગુરુ અને ૧ લઘુ છે. તેરમાંના ૧૦ ચતુષ્કલો દીર્ઘાન્ત છે. પૂર્વાર્દ્ધનો છટ્ઠો અંશ જગણ છે અને ઉત્તરાર્દ્ધનો છટ્ઠો અંશ લઘુ છે. આ ગાથામાં ૧૫ લઘુ અને ૨૧ ગુરુ છે, એટલે તે '**લક્ષ્મી**' નામની ગાહા છે.

(૪૦) जो प ढ इ जो अ नि सु ण इ

– – – – – – – – – –

ગા લ લ લ ગા લ લ લ લ લ

ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩

उ भ ओ का लं पि अ जि य सं ति थ यं

– – – – – – – – – – – – –

લ લ ગા ગા ગા લ લ લ લ ગા લ લ ગા

ચતુ૦ ૪ ચતુ૦ ૫ ચતુ૦ ૬ ચતુ૦ ૭ ગુરુ

न हु हुं ति त स्स रो गा,

– – – – – – – –

લ લ ગા લ ગા લ ગા ગા

ચતુ૦ ૮ ચતુ૦ ૯ ચતુ૦ ૧૦

पु व्वु प न्ना वि ना सं ति ॥

– – – – – – – –

ગા ગા ગા ગા લ ગા ગા ગા

ચતુ૦ ૧૧ ચતુ૦ ૧૨ લઘુ ચતુ૦ ૧૩ ગુરુ

આ ગાથામાં ૧૩ ચતુષ્કલો, ૨ ગુરુ અને ૧ લઘુ છે. તેર ચતુષ્કલોમાંના ૬ દીર્ઘાન્ત છે. પૂર્વાર્દ્ધના છઠ્ઠા અંશમાં લલલલ એટલે વિપ્રગણ છે અને ઉત્તરાર્દ્ધના છઠ્ઠા અંશમાં લઘુ છે. તિ પાદાન્ત હોવાથી ગુરુ ગણાય છે. આ ગાથામાં ૨૧ લઘુ અને ૧૮ ગુરુ છે, એટલે તે 'હંસી' નામની ગાહા છે.

(૪૧) ज इ इ च्छ ह प र म प यं

– – – – – – – – – –

લ લ ગા લ લ લ લ લ લ ગા

ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩

अ ह वा कि त्ति सु वि त्थ डं मु व णे।
– – – – – – – – – – – –
લ લ ગા ગા ગા લ ગા લ ગા લ લ ગા
ચતુ૦ ૪ ચતુ૦ ૫ ચતુ૦ ૬ ચતુ૦ ૭ ગુરુ

ता ते लु क्कु द्ध र णे
– – – – – – –
ગા ગા ગા ગા લ લ ગા
ચતુ૦ ૮ ચતુ૦ ૯ ચતુ૦ ૧૦

जि ण व य णे आ य रं कु ण ह॥
– – – – – – – – – – –
લ લ લ લ ગા ગા લ ગા લ લ ગા
ચતુ૦ ૧૧ ચતુ૦૧૨ લઘુ ચતુ૦ ૧૩ ગુરુ

આ ગાથામાં ૧૩ ચતુષ્કલો, ૨ ગુરુ અને ૧ લઘુ છે. તેરમાંના ૮ ચતુષ્કલો દીર્ઘાન્ત છે. પૂર્વાર્દ્ધનો છટ્ઠો અંશ જગણ છે અને ઉત્તરાર્દ્ધનો છટ્ઠો અંશ લઘુ છે. આ ગાથામાં ૨૩ લઘુ અને ૧૪ ગુરુ છે, એટલે તે '**શશિલેખા**' નામની ગાહા છે.

**કવિ ઉલ્લડ-કૃત ભગવત્-પિંગલ**માં કહ્યું છે કે જે **ગાહા** (આર્યા) અનુસ્વાર-વગરની હોય તેને આંધળી સમજવી, એક અનુસ્વારવાળી હોય, તેને કાણી સમજવી, બે અનુસ્વારવાળી હોય, તેને બે આંખવાળી એટલે 'સુનયના' સમજવી અને વધારે અનુસ્વારવાળી હોય, તેને બહુ આંખવાળી કે 'મનોહરા' સમજવી. આ દૃષ્ટિએ જોઈએ તો પહેલી, આડત્રીસમી,

ઓગણચાળીસમી, ચાળીસમી, બેંતાળીસમી અને તેંતાળીસમી ગાહા 'મનોહરા' છે અને બીજી તથા એકતાળીસમી ગાથા 'સુનયના' છે.

લઘુ-ગુરુના ઓછા-વત્તાપણા ઉપરથી ગાહાના ૨૬ ભેદો પડે છે. જેમ કે-(૧) **કમલા**, (૨) **લલિતા**, (૩) **લીલા**, (૪) **જ્યોત્સ્ના**, (૫) **રંભા**, (૬) **માગધી**, (૭) **લક્ષ્મી**, (૮) **વિદ્યુત્**, (૯) **માલા**, (૧૦) **હંસી**, (૧૧) **શશિલેખા**, (૧૨) **જાહ્નવી**, (૧૩) **શુદ્ધા**, (૧૪) **કાલી**, (૧૫) **કુમારી**, (૧૬) **મેધા**, (૧૭) **સિદ્ધિ**, (૧૮) **ઋદ્ધિ**, (૧૯) **કુમુદિની**, (૨૦) **ધરણી**, (૨૧) **યક્ષિણી**, (૨૨) **વીણા**, (૨૩) **બ્રાહ્મી**, (૨૪) **ગાન્ધર્વી**, (૨૫) **મંજરી** અને (૨૬) **ગૌરી**.* આમાં ૩ લઘુ અને ૨૭ ગુરુવાળી '**કમલા**' ગણાય છે. ૫ લઘુ અને ૨૬ ગુરુવાળી '**લલિતા**' ગણાય છે. એમ બબ્બે લઘુના ચડતા ક્રમે અને એક એક ગુરુના ઊતરતા ક્રમે ૫૫ લઘુ અને ૧ ગુરુવાળી '**ગૌરી**' ગણાય છે.

છંદઃશાસ્ત્રીઓએ **આર્યા**નાં નામો દેશ, જાતિ, અવસ્થા વગેરેથી કરાવેલાં છે, તે છંદઃશાસ્ત્રના અન્ય ગ્રંથોથી જાણી લેવાં.

---

* ગાહા-લકખણ ૪૦-૪૧. **નાગપિંગળમાં** ગાહાના ૨૬ ભેદો આ પ્રમાણે જ આપેલા છે. બીજાં છંદઃશાસ્ત્રોમાં તે નામોમાં થોડો ફેરફાર જોવામાં આવે છે: **સ્વયંભુએ** ૨૬ નામો જુદાં જ આપ્યાં છે. **શ્રીહેમચંદ્રાચાર્યે આર્યાના** ૧૬ ભેદો માનેલા છે.. **પિંગલાચાર્યે** પ્રકારાન્તરે આર્યાના ૮૦ પ્રકારો બતાવેલા છે.

"पञ्चमं लघु सर्वेषु, सप्तमं द्वि-चतुर्थयो: ।
गुरु षष्ठं च सर्वेषामेतत् श्लोकस्य लक्षणम् ॥
असंख्यो भेदसंसर्गादनुष्टुप्-छन्दसां गण: ।
तत्र लक्ष्यानुसारेण, श्रव्यताया: प्रधानता ॥ "

—પ્રથમ વિન્યાસ, શ્લોક ૧૪-૧૫.

સર્વત્ર પાંચમો અક્ષર લઘુ અને છટ્ઠો ગુરુ તથા બીજા અને ચોથા ચરણનો સાતમો અક્ષર લઘુ એ **શ્લોકનું** લક્ષણ છે.

ભેદ-વિશેષથી **અનુષ્ટુપ્**-છંદોનો સમુદાય અસંખ્ય છે. તેમાં લક્ષ્ય અનુસાર શ્રવ્યતાની પ્રધાનતા જાણવી. તાત્પર્ય કે સાંભળવામાં મધુર લાગે તે પ્રમાણે અક્ષર-યોજના કરવી.

**સુવૃત્તતિલક**ના બીજા વિન્યાસમાં તેણે કહ્યું છે કે:

अनुष्टुप्-छन्दसां भेदे, कैश्चित् सामान्यलक्षणम् ।
यदुक्तं पञ्चमं कुर्याल्लघु षष्ठं तथा गुरु ॥ ४ ॥
तत्राप्यनियमो दृष्ट:, प्रबन्धे महतामपि ।
तस्माद्व्यभिचारेण, श्रव्यतैव गरीयसी ॥ ५ ॥
यथा कालिदासस्य—
तदन्वये शुद्धिमति, प्रसूत: शुद्धिमत्तर: ।
दिलीप इति राजेन्दुरिन्दु: क्षीरनिधाविव ॥ "

**અનુષ્ટુપ્**-છંદોના ભેદનું સામાન્ય લક્ષણ એમ કહેવાયું છે કે પાંચમો અક્ષર લઘુ અને છટ્ઠો અક્ષર ગુરુ જોઈએ; પરંતુ

મહાકવિઓની રચનામાં પણ આ નિયમનું યથાર્થ પાલન થયેલું જોવામાં આવતું નથી. તેથી નિઃશંકપણે શ્રવ્યતા એ જ પ્રધાન છે. તે માટે મહાકવિ કાલિદાસનું ઉદાહરણ આપીને જણાવ્યું છે કે તેના પ્રથમ પાદમાં પાંચમો અક્ષર લઘુ નથી અને છટ્ઠો ગુરુ નથી.

આ પ્રમાણે સિલોગો અથવા શ્લોકનું કાલક્રમે પરિવર્તન પામતું સ્વરૂપ ચાર પ્રકારનું જણાય છે:

(૧) ત્રણ ચરણ આઠ અક્ષરનાં, ચોથું ચરણ આઠ કે નવ અક્ષરનું.

(૨) ચારે ચરણ આઠ અક્ષરનાં.

(૩) ચારે ચરણ આઠ અક્ષરનાં, તેમાં પાંચમો અક્ષર લઘુ અને છટ્ઠો ગુરુ.

(૪) ચારે ચરણ આઠ અક્ષરનાં, તેમાં પાંચમો અક્ષર લઘુ, છટ્ઠો અક્ષર ગુરુ, બીજા તથા ચોથા પાદનો સાતમો અક્ષર લઘુ અને પહેલા તથા ત્રીજા પાદનો સાતમો અક્ષર દીર્ઘ.

આ સ્વરૂપમાંથી ત્રીજું સ્વરૂપ ત્રીજી ગાથાને લાગુ પડે છે. તે આ પ્રમાણે:

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| स | व्व | दुक्ख | प्प | सं | ती | णं | |
| – | – | – | – | – | – | – | |
| ગા | લ | ગા | ગા | લ | ગા | ગા | ગા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| स | व्व | पा | व | प्प | सं | ती | णं |
| — | — | — | — | — | — | — | — |
| ગા | લ | ગા | ગા | લ | ગા | ગા | ગા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| स | या | अ | जि | य | सं | ती | णं |
| — | — | — | — | — | — | — | — |
| લ | ગા | લ | લ | લ | ગા | ગા | ગા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| न | मो | अ | जि | य | सं | ती | णं |
| — | — | — | — | — | — | — | — |
| લ | ગા | લ | લ | લ | ગા | ગા | ગા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

બીજા તથા ચોથા ચરણનાં संतीणं પદને संतिणं કરીએ તો ચોથું સ્વરૂપ પણ લાગુ પડી શકે, પરંતુ તેમ કરતાં પાદાન્ત યમકનો તથા ચિત્ર-બંધનો ભંગ થાય છે, એટલે તેને ત્રીજા સ્વરૂપવાળો શ્લોક માનવો એ જ સમુચિત છે.

સંસ્કૃત સાહિત્યમાં અષ્ટાક્ષરી વૃત્તને **અનુષ્ટુપ્**ની જાતિ ગણવામાં આવે છે અને તેના ૨૫૬ ભેદો મનાય છે. આ ભેદો પૈકી **વિદ્યુન્માલા, અનિર્ભાર, ઇન્દ્રફલા, ગોપાવેદી, ભૂમધારી, મૌલિમાલિકા, યુગધારી, વિરાજિકરા,** વગેરે અનેક છંદો અંત્યમાં બે ગુરુવાળા હોય છે, તેમ આ શ્લોક પણ અંત્યમાં બે ગુરુવાળો છે.

## मागहिआ

[ ગાથાંક ૪, ૬ ]

સમવાયાંગસૂત્રનાં ૭૨મા સૂત્રમાં પુરુષની ૭૨ કલાઓનાં નામ આવે છે. તેમાં ૧૯મીથી ૨૩મી કલાનાં નામ આ પ્રમાણે આપેલાં છે: 'अज्जं १९, पहेलिअं २०, मागहिअं २१, गाहं २२, सिलोगं २३.' તાત્પર્ય કે બોંતેર કલા જાણનારા પુરુષને **આર્યા, પ્રહેલિકા, માગધિકા, ગાથા** અને **શ્લોક** આવડવા જોઈએ. ઔપપાતિકસૂત્રનાં ૪૦મા સૂત્રમાં પણ ૭૨ કલાનાં નામો આવે છે. તેમાં આ ક્રમ નીચે પ્રમાણે જણાય છે: 'अज्जं २१, पहेलियं २२, मागहियं २३, गाहं २४, गीइयं २५, सिलोयं २६.' એટલે તેમાં **ગીતિકા** અથવા ગીત વધારે છે. જંબૂદ્વીપ-પ્રજ્ઞપ્તિના બીજા વક્ષસ્કારના ત્રીસમા સૂત્રમાં ૭૨ કલાનાં નામોમાં આ જ ક્રમ સચવાયેલો છે. એટલે પ્રાચીન કાળમાં ગાહા અને **સિલોગોની** જેમ **માગહિઆ** પણ ખૂબ જ લોકપ્રિય છંદ હતો, એવો નિશ્ચય થાય છે.

**ભોજદેવે સરસ્વતીકંઠાભરણમાં માગધિકાનું** ઉદાહરણ આપેલું છે.*

**શ્રીજિનપ્રભસૂરિએ બોધદીપિકામાં** આ છંદનું લક્ષણ નીચે પ્રમાણે જણાવ્યું છે:

* " शद-साणश-मंश-भालके, कुम्भ-शहदश-चशाहि शंचिदे ।
अणिशं च पिआमि शोगिदे, वलिश-शदे शयले हुवीअदि ॥ ३ ॥
पृ. १४४.

"विसमेसु दोन्नि टगणा, समेसु पो टा तओ दुसु वि जत्थ ।
लहुओ कगणो लहुओ, कगणो तं मुणह मागहिअं ॥"

વિષમ પાદમાં એટલે પહેલા અને ત્રીજા પાદમાં પ્રથમ બે ટગણ( ચતુષ્કલ ) હોય અને સમપાદમાં એટલે બીજા અને ચોથા પાદમાં પ્રથમ પગણ( પટ્કલ ) હોય. ત્યારબાદ વિષમ અને સમ બંનેમાં અનુક્રમે લઘુ, કગણ ( ગુરુ ), લઘુ અને કગણ( ગુરુ ) આવે તેને **માગધિકા** છંદ કહે છે.

આ લક્ષણ **કવિદર્પણ**ના પાંચમા ઉલ્લાસમાં **વેયાલિય**નું જે લક્ષણ આપ્યું છે, તેને બરાબર મળતું આવે છે. જેમ કે—

"विसमे छ कला समे, वसु वेयालियं रो-ल-गा तओ ।
अट्ठसु छलहू निरन्तरा, दुसु वि कला न समा पराणुगा ॥"

વિષમ પાદમાં છ કલા અને સમપાદમાં આઠ કલા પછી રગણ તથા લઘુ-ગુરુ આવે. આઠ કલામાં છ કલાઓ નિરંતર લઘુ આવે અને બીજી, ચોથી, છટ્ઠી કલા તેની પછીની કલામાં ભેગી ન આવે. અર્થાત્ બીજી અને ત્રીજી, ચોથી અને પાંચમી, છટ્ઠી અને સાતમી એમ કલાઓ ભેગી ન થાય.

અન્ય છંદઃશાસ્ત્રોમાં વેયાલિય( વૈતાલિક ) અથવા **અપરવક્ત્ર**નું લક્ષણ નીચે પ્રમાણે આપ્યું છે :—

પ્રથમ પાદ ૬ + र ગણ ( ऽ । ऽ ) + ल + ग = ૧૪ માત્રા
બીજું પાદ ૮ + र ગણ ( ऽ । ऽ ) + ल + ग = ૧૬ માત્રા
ત્રીજું પાદ ૬ + र ગણ ( ऽ । ऽ ) + ल + ग = ૧૪ માત્રા
ચોથું પાદ ૮ + र ગણ ( ऽ । ऽ ) + ल + ग = ૧૬ માત્રા

એટલે માગધિકા એ વૈતાલિકનું જ એક પ્રકારનું સ્વરૂપ છે એ નિશ્ચિત છે.

સ્તવની ચોથી અને છઠ્ઠી ગાથાને વૈતાલિકનું આ લક્ષણ બરાબર લાગુ પડે છે, તે નીચેની ઉત્થાપનિકા પરથી જોઈ શકાશે.

(૪) अ जि य जि ण सु ह प्प व त्त णं
ल ल ल ल ल ल गा ल गा ल, गा
પટ્કલ — રગણ — લઘુ ગુરુ

न व पु रि सु त्त म ना म कि त्त णं।
ल ल ल ल गा ल ल गा ल गा ल गा
અષ્ટકલ — રગણ — લઘુ ગુરુ

त ह य धि इ म इ प्प व त्त णं
ल ल ल ल ल ल गा ल गा ल गा
પટ્કલ — રગણ — લઘુ ગુરુ

त व य जि णु त्त म सं ति कि त्त णं॥
ल ल ल ल गा ल ल गा ल गा ल गा
અષ્ટકલ — રગણ — લઘુ ગુરુ

(૬) पु रि सा ज इ दु क्ख वा र णं
ल ल गा ल ल गा ल गा ल गा
પટ્કલ — રગણ — લઘુ ગુરુ

ज इ य त्रि म ग ग ह सु क्ख का र णं ।
– – – – – – – – – – – –
લ લ લ લ ગા લ લ ગા લ ગા લ ગા
અષ્ટકલ રગણ લઘુ ગુરુ

अ जि यं सं तिं च भा व ओ
– – – – – – – – –
લ લ ગા ગા ગા લ ગા લ ગા
ષટ્કલ રગણ લઘુ ગુરુ

अ भ य क रे स र णं प व ज्ज हा ॥
– – – – – – – – – – – –
લ લ લ લ ગા લ લ ગા લ ગા લ ગા
અષ્ટકલ રગણ લઘુ ગુરુ

## आलिंगणयं

[ ગાથાંક ૫ ]

**ક્રીડાચંદ્ર,**[1] **વારણાવૃત્ત,**[1] **ક્રીડગા,**[1] **ચંદ્રિકા,**[1] **ક્રીડાચક્ર,**[2] **ક્રીલાનંદ,**[3] **ચંદ્રક્રીડા,**[4] **મહામોદકારી,**[5] **મહામોદ,**[6] **ક્રીડચક્ર**[7] કે **શ્રી**[8] છંદ જેમ છ યગણનો

૧ **વાગવલ્લભ**માં આ નામો આપેલાં છે.
૨ **પિંગલાદર્શ**માં આ નામ આપેલું છે.
૩-૪ **ભગવત-પિંગળ**માં આ નામ આપેલું છે.
૫ **છંદઃપ્રભાકર**માં આ નામ આપેલું છે.
૬ **છંદોમંજરી**માં આ નામ આપેલું છે.
૭ **શબ્દકલ્પદ્રુમ**માં આ નામ આપેલું છે.
૮ **વૃત્તજાતિ-સમુચ્ચય**માં આ નામ આપેલું છે.

બને છે; **સિન્ધુસૌવીર** જેમ છ રગણનો બને છે, તેમ **આલિંગણય( આલિંગનક )** . છંદ છ સગણનો બને છે. તેનું લક્ષણ **બોધદીપિકા**માં આ પ્રમાણે આપેલું છે:

> " लहु दु गुरु टगण-छक्कं, सव्वेसु पएसु पढम तइयम्मि।
> दुचउत्थे जमियमिणं, आलिंगणयम्मि छंदम्मि ॥ "

**આલિંગનક-છંદ**માં પ્રથમ બે લઘુ અને તૃતીયાક્ષર ગુરું એવા છ ટગણ (ચતુષ્કલ) ચારે પાદમાં આવે છે અને પ્રથમ પાદ તૃતીય પાદ સાથે અને દ્વિતીય પાદ ચતુર્થ પાદ સાથે **અનુપ્રાસવાળું હોય છે.**

છંદનું આ લક્ષણ પાંચમી ગાથાને કેવી રીતે લાગુ પડે છે તે જોઈએ:

कि रि आ वि हि सं चि य क म्म कि ले स [illegible] क्ख य रं,

લ લ ગા | લ લ ગા | લ લ ગા | લ લ ગા | લ લ ગા | લ લ ગા
સગણ ૧ | સગણ ૨ | સગણ ૩ | સગણ ૪ | સગણ ૫ | સગણ ૬

अ जि यं नि चि यं च गु णे हिं म हा मु णि सि द्धि ग यं।

લ લ ગા | લ લ ગા | લ લ ગા | લ લ ગા | લ લ ગા | લ લ ગા
સગણ ૧ | સગણ ૨ | સગણ ૩ | સગણ ૪ | સગણ ૫ | સગણ ૬

अ जि य स्स य सं ति म हा मु णि णो वि य सं ति क रं

લ લ ગા | લ લ ગા | લ લ ગા | લ લ ગા | લ લ ગા | લ લ ગા
સગણ ૧ | સગણ ૨ | સગણ ૩ | સગણ ૪ | સગણ ૫ | સગણ ૬

स य यं म म नि व्वु इ का र ण यं च न मं स ण यं ॥

| ल ल गा | ल ल गा | ल ल गा | ल ल गा | ल ल गा | ल ल गा |
|---|---|---|---|---|---|
| સગણ ૧ | સગણ ૨ | સગણ ૩ | સગણ ૪ | સગણ ૫ | સગણ ૬ |

આ ગાથાનાં પ્રત્યેક પાદમાં ૭ સગણ છે અને પહેલું તથા ત્રીજું ચરણ તેમજ બીજું અને ચોથું ચરણ અંતમાં અનુપ્રાસવાળું છે.

આ છંદને એક રીતે **સાર્દ્ધતોટક** પણ કહી શકાય, કારણ કે **તોટક**માં ચાર સગણ હોય છે અને આ છંદમાં ૭ સગણ છે.

## संगययं

[ ગાથાંક ૭ ]

આ ગાથાનાં પહેલાં ત્રણ ચરણમાં પાંચ (વિપ્રગણ) ચતુષ્કલ અને ગુરુ છે તથા ચોથા ચરણમાં પાંચ (વિપ્રગણ) ચતુષ્કલ અને છેલ્લું અંત્ય ગુરુવાળું ચતુષ્કલ છે, તે આ રીતે:

(૭) अ र इ र इ ति मि र वि र हि य मु व र अ य र म र णं

| લ લ લ લ | લ લ લ લ | લ લ લ લ | લ લ લ લ | લ લ લ લ | ગા |
|---|---|---|---|---|---|
| ચતુ૦ ૧ | ચતુ૦ ૨ | ચતુ૦ ૩ | ચતુ૦ ૪ | ચતુ૦ ૫ | ગુરુ |

सु र अ सु र ग रु ल भु य ग व इ प य य प णि व इ यं

| લ લ લ લ | લ લ લ લ | લ લ લ લ | લ લ લ લ | લ લ લ લ | ગા |
|---|---|---|---|---|---|
| ચતુ૦ ૧ | ચતુ૦ ૨ | ચતુ૦ ૩ | ચતુ૦ ૪ | ચતુ૦ ૫ | ગુરુ |

अ जि य म ह्य म वि य सु न य न य नि उ ण म भ य क रं,
\- - - - - - - - - - - - - - - - - - - - - - -
લ લ લ લલ લ લ લ લ લ લ લ લ લ લ લ લ લ લ લ ગા
ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩ ચતુ૦ ૪ ચતુ૦ ૫ ગુરુ

स र य मु व स रि य भु वि दि वि ज म हि यँ स य य मु व ण मे॥
\- - - - - - - - - - - - - - - - - - - - - - - - -
લલલલ લ લ લ લ લ લ લ લ લલ લલ લલલલલલલ ગા
ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩ ચતુ૦ ૪ ચતુ૦ ૫ ચતુ૦ ૬

**ચલધૃતિ,**[1] **ધવલ,**[2] **કલા**[3] **અને લહરિકા**[4] વગેરે છંદોમાં પણ બધા અક્ષરો લઘુ અને **અંત્ય** અક્ષર ગુરુ હોય છે. *

## सोवाणयं

[ ગાથા ૮ ]

**સોવાણયં** અથવા **સોપાનકનું** લક્ષણ બોધદીપિકામાં આ રીતે આપવામાં આવ્યું છે:

'गुरु-लहु-टगण-पणगं गुरु य सोवाणयं समपएहिं।'

પ્રથમ એક ગુરુ અને પછી બે લઘુ એવા પાંચ ટગણ અને અંતિમ એક ગુરુ. આ પ્રમાણે ચાર સમપાદવાળો છંદ સોપાનક સમજવો. અર્થાત્ પાંચ ભગણ અને અંત્ય ગુરુ એ

* ૧ ૧૧ લઘુ+૧ ગુરુ=ચલધૃતિ (હેમ.છંદોનુશાસન ૨, ૨૬૮)
૨ ૧૮ લઘુ+૧ ગુરુ=ધવલ (પ્રા. પૈં. ૨, ૧૯૨)
૩ ૨૮ લઘુ+૧ ગુરુ=કલા (જયકીર્તિ છંદોનુશાસન ૨, ૨૭૦)
૪ ૩૦ લઘુ+૧ ગુરુ=લહરિકા (જયકીર્તિ છંદોનુશાસન ૨, ૨૬૨)

આ છંદનું મુખ્ય લક્ષણ છે. આવાં લક્ષણવાળા છંદને આચાર્ય શ્રીહેમચંદ્રે છંદોનુશાસનમાં **સંગત** કહ્યો છે (૨, ૨૬૫), **શ્રીજયકીર્તિએ (છંદોનુશાસનમાં) પદ્મમુખી** કહ્યો છે,* **કવિ દર્પણ-કારે અશ્વગતિ** કહ્યો છે (૪, ૭૬), **વૃત્તરત્નાકર-કારે ખગતિ કે સ્વગતિ** કહ્યો છે. (૩, ૮૬, ૪), **વૃત્તજાતિ સમુચ્ચય-કારે અશ્વકાન્તા** કહ્યો છે (૩, ૩૨), **છંદઃકામદુઘાવત્સ-કારે નીલસ્વરૂપ** કહ્યો છે, **છંદઃપ્રભાકર-કારે વિશેષક** કહ્યો છે, **માગધી છંદઃ-શતક-કારે લીલા** કહ્યો છે, **પ્રવીણસાગર-કારે પદનીલ** કહ્યો છે, **પ્રાકૃત-પૈંગલ-કારે નીલ** કહ્યો છે (૨, ૧૭૦) અને પ્રાકૃત પિંગલસૂત્રમાં પણ તેને નીલ કહ્યો છે.

**પ્રાકૃત પૈંગલ** અને **પ્રાકૃત પિંગલસૂત્રમાં** આ છંદનું ઉદાહરણ સમાન પદ્ય વડે આપવામાં આવ્યું છે. તે આ પ્રમાણે :

"सज्जिअ जाहे विब्रड्ढिअ-कोह चलाउ धणू,
पक्खरु वाह चमू-णरणाह[1] फुलन्त-तणू[2] ।
पत्ति चलन्त करे धरि कुन्त सुखग्गकरा,
कण्णणरेन्द सुसज्जिअ विंद[3] चलंत धरा ॥"

છંદનું આ લક્ષણ આઠમી ગાથાને કેવી રીતે લાગુ પડે છે, તે જોઈએ :

---

* "पद्मसुखीह भपञ्चकगै: सुजनावसथम्" । २, १९९ ॥

૧-૨ **પ્રા૦ પૈ.માં** चलू रण्णाह તથા फुरंत-तणू એવો પાઠ છે.

૩ **પિંગલસૂત્રમાં** सुसज्जि चलन्त चलन्ति धरा એવો પાઠ છે.

(૮) तं च जि णु त्त म मु त्त म नि त्त म स त्त ध रं
— — — — — — — — — — — — — — — —
ગા લ લ ગા લ લ ગા લ લ ગા લ લ ગા લ લ ગા
ભગણુ ૧ ભગણુ ૨ ભગણુ ૩ ભગણુ ૪ ભગણુ ૫ ગુરુ

अ ज्ज व म द्द व खं ति वि मु त्ति स मा हि नि हिं।
— — — — — — — — — — — — — — — —
ગા લ લ ગા લ લ ગા લ લ ગા લ લ ગા લ લ ગા
ભગણુ ૧ ભગણુ ૨ ભગણુ ૩ ભગણુ ૪ ભગણુ ૫ ગુરુ

सं ति क रं प ण मा मि द मु त्त म ति त्थ य रं,
— — — — — — — — — — — — — — — —
ગા લ લ ગા લ લ ગા લ લ ગા લ લ ગા લ લ ગા
ભગણુ ૧ ભગણુ ૨ ભગણુ ૩ ભગણુ ૪ ભગણુ ૫ ગુરુ

सं ति मु णी म म सं ति स मा हि व रं दि स उ॥
— — — — — — — — — — — — — — — —
ગા લ લ ગા લ લ ગા લ લ ગા લ લ ગા લ લ ગા
ભગણુ ૧ ભગણુ ૨ ભગણુ ૩ ભગણુ ૪ ભગણુ ૫ ગુરુ

## वेढो [ वेड्डओ ]

[ ગાથા ૯, ૧૧, ૨૨ ]

શ્રીસમવાયાંગસૂત્રના ૧૩૬મા સૂત્રમાં નીચેનો પાઠ આવે છે: "आयारस्स णं परित्ता वायणा, संखेज्जा अणुओगदारा, संखेज्जाओ पडिवत्तीओ, संखेज्जा वेढा, संखेज्जा सिलोगा, संखेज्जाओ निज्जुत्तीओ" – આચારાંગની પર્યાપ્ત વાચના છે, સંખ્યાતાં અનુયોગદ્વારો છે, સંખ્યાતી પ્રતિપત્તિ(પ્રતિપાદ્ય વિષયો) છે, સંખ્યાતા **વેષ્ટકો** છે, સંખ્યાતા શ્લોકો છે અને સંખ્યાતી

ह त्थि ह त्थ वा हुं धं त क ण ग रु अ ग नि रु व ह य पिं

ગા લ ગા લ ગા ગા ગા લ લ લ લ લ લ લ લ લ લ લ લ ગા

અનિયમિત ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦

ज रं प व र ल क्ख णो व चि य सो म चा रु रू वं ।

લ ગા લ લ લ ગા લ ગા લ લ લ ગા લ ગા લ ગા ગા

ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦

सु इ सु ह म णा भि रा म प र म र म णि ज्ज व र दे

લ લ લ લ લ લ લ ગા લ લ લ લ લ લ ગા લ લ લ ગા

અનિયમિત ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦

व दुं दु हि नि ना य म हु र य र सु ह गिं रं ॥

લ ગા લ લ લ ગા લ લ લ લ લ લ લ લ ગા ગા

ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦

(૧૧) कु रु ज ण व य ह त्थि णा उ र न री स रो य प ढ मं

લ લ લ લ લ લ ગા લ ગા લ લ લ ગા લ ગા લ લ લ ગા

ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦

त ओ म हा च क्क व ट्टि भो ए म ह प्प भा वो,

લ ગા લ ગા ગા લ ગા લ ગા ગા લ ગા લ ગા ગા

ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦

जो बा व त्त रि पुं र व र सं ह स्स व र न ग र नि ग म
ગા ગા ગા લ લ લ લ લં લ લં ગા લ લ લં લ લ લ લ લ લ
ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦

ज ण व य व ई ब त्ती सा रा य व र स ह स्सा णु या य म ग्गो।
લ લ લ લ લ લ ગા ગા ગા ગા લ લ લ લ ગા ગા લ ગા લ ગા ગા
ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ અષ્ટકલ

च उ द स व र र य ण न व म हा नि हि च उ स
લ લ લ લ લ લ લ લ લ લ લ લ ગા લ લ લ લ ગા
ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦

ट्ठि स ह स्स प व र जु व ई ण सुं द र व ई,
લ લ ગા લ લ લ લ લ લ ગા લ ગા લ લ લ ગા
ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦

चु ल सी ह य ग य र ह स य स ह स्स सा मी
લ લ ગા લ લ લ લ લ લ લ લ લ ગા લ ગા ગા
ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦

छ न्न व इ गा म को डि सा मीं य आ सी
ગા લ લ લ ગા લ ગા લ ગા ગા લ ગા ગા
ચતુ૦ ચતુ૦ અષ્ટકલ ચતુ૦

जो भा र हं मि भ यं वं ॥
ગા ગા લ ગા લ લ લં ગા
ચતુ૦ ચતુ૦ ચતુ૦

(२२) आ ग या व र त्रि मां ण दि व्व क ण ग र ह तु र य प

ગા લ ગા લ લ લ ગા લ ગા લ લ લ લ લ લ લ લ લ લ
અનિય૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦

ह क र स ए हिं हु लि यं ।

લ લ લ લ ગા ગા લ લ ગા
ચતુ૦ ચતુ૦ ચતુ૦

स सं भ मो य र ण खु भि य लु लि य च ल कुं ड लं ग य

લ ગા લ ગા લ લ લ લ લ લ લ લ લ લ લ લ લ ગા લ લ
અનિય ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦

ति री ड सो हं त म उ लि मा ला ॥

લ ગા લ ગા લ લ લ ગા લ ગા ગા
ચતુ૦ ચતુ૦ ચતુ૦ ચતુ૦

## रासालुद्धओ

[ ગાથા ૧૦ ]

છંદઃશાસ્ત્રોમાં **ઉપગીતિ** છંદનું લક્ષણ આ પ્રમાણે માનવામાં આવ્યું છે:

| | | |
|---|---|---|
| પ્રથમ પાદ | ૪ + ૪ + ૪ | = ૧૨ માત્રા |
| દ્વિતીય પાદ | ૪ + ૪ + લ + ૪ + ગુ | = ૧૫ માત્રા |
| તૃતીય પાદ | ૪ + ૪ + ૪ | = ૧૨ માત્રા |
| ચતુર્થ પાદ | ૪ + ૪ + લ + ૪ + ગુ | = ૧૫ માત્રા |

આથી સમજી શકાય તેમ છે કે **ગાહાનું** ઉત્તર-દલ બેવડાય તો **ઉપગીતિ**-છંદ બને છે.

આ લક્ષણ દશમી ગાથાને કેવી રીતે લાગુ પડે છે, તે જોઈએ :

(૧૦) अ जि यं जि या रि ग णं

લ લ ગા ગા ગા લ લ ગા

ચતુષ્કલ ચતુષ્કલ ચતુષ્કલ

जि य स व्व भ यं भ वो ह रि उं ॥

લ લ ગા લ લ ગા લ ગા લ લ ગા

ચતુષ્કલ ચતુષ્કલ લઘુ ચતુષ્કલ ગુરુ

प ण मा मि अ हं प य ओ

લ લ ગા લ લ ગા લ લ ગા

ચતુષ્કલ ચતુષ્કલ ચતુષ્કલ

पा वं प स मे उ मे भ य वं ॥

ગા ગા લ લ ગા લ ગા લ લ ગા

ચતુષ્કલ ચતુષ્કલ લઘુ ચતુષ્કલ ગુરુ

આ રીતે **રાસાલુબ્ધક** છંદ **ઉપગીતિ**નો એક પ્રકાર હોય તેમ જણાય છે. 'पउमचरिउ'માં **સ્વયંભુએ રાસા-લુબ્ધક** છંદનો ઉલ્લેખ કરેલો છે.*

* चक्कलएहिँ पुल्लएहिँ सम्पएहिं पवणुद्धुअ-रासालुद्धएहिँ ।
मल्लरिय-विलासिणि-मडुक्केहिँ सुइ-छन्देहिँ सद्देहिँ बज्जन्तेहिँ ॥"
—સંધિ ૨૩, કડવક ૧, પંક્તિ ૬-૭.

रासालुद्धएहिं પરના ટિપ્પણમાં रासालुब्धकैः એમ સંસ્કૃત છાયા આપી છે.

## रासानंदिययं

[ ગાથા ૧૨ ]

અને

## नंदिययं

[ ગાથા ૨૮ ]

**રાસાનંદિયયં** અથવા **રાસાનંદિતક** અને **નંદિયયં** અથવા **નંદિતક** એ બંને છંદો સાત સાત અક્ષરોના ચરણ-વાળા છે, છતાં તેમાંનો પહેલો જાતિ (માત્રા) છંદ છે, કારણ કે તેનું બંધારણ ચતુષ્કલ ઉપર થયેલું છે અને બીજો સમ-(વર્ણ)વૃત્ત છે, કારણ કે તેનું બંધારણ સમાન-ગણ ઉપર થયેલું છે.

**રાસાનંદિતકની** દરેક પંક્તિમાં **આર્યાના** પ્રથમ ચરણની જેમ 'દાદા દાદા દાદા' એવાં ત્રણ ચતુષ્કલો આવે છે, એટલે પ્રત્યેક ચરણ બાર-માત્રાનું બને છે. તે લક્ષણ બારમી ગાથાને કેવી રીતે લાગુ પડે છે, તે જોઈએ :

(૧૨) तं सं तिं सं ति क रं

— — — — — — —

ગા ગા ગા ગા લ લ ગા

દાદા ૧ દાદા ૨ દાદા ૩

सं ति ण्णं स व्व भ या ।

— — — — — — —

ગા ગા ગા ગા લ લ ગા

દાદા ૧ દાદા ૨ દાદા ૩

सं तिं थु णा मि जि णं

— — — — — — —

ગા ગા ગા ગા લ લ ગા

દાદા ૧ દાદા ૨ દાદા ૩

सं तिं च त्रि हे तुं (उं) मे ||

— — — — — — — —

ગા ગા લ લ ગા ગા ગા

દાદા ૧ દાદા ૨ દાદા ૩

આ છંદની વિશિષ્ટતા એ છે કે તેનું દરેક ચતુષ્કલ દીર્ઘાન્ત છે, એટલે તેમાં ભગણ કે જગણનો પ્રયોગ નથી. યતિ સિવાય તેની ચાલ **તુરગ** નામના દ્વાદશમાત્રી છંદને મળતી આવે છે.

**નંદિતક** એ સંસ્કૃત ભાષાનો **કરભિત્** કે **રૈરંગ** નામનો છંદ છે,* જેનું પ્રત્યેક પાદ स स गाथी બનેલું હોય છે. આ લક્ષણ અટ્ઠાવીસમી ગાથાને કેવી રીતે લાગુ પડે છે, તે જોઈએ:

(૨૮) त म हे जि ण चं दं

— — — — — — —

લ લ ગા લ લ ગા ગા

स स ગા

अ जि यं जि य मो हं ।

— — — — — — —

લ લ ગા લ લ ગા ગા

स स ગા

* વાગ્વલ્લભ—સમાક્ષરા વૃત્તિઃ સૂત્ર ૨૮, પૃ. ૧૧૬.

धु य स व्व कि ले सं
— — — — — — —
લ લ ગા લ લ ગા ગા
સ સ ગા

प य ओ प ण मा मि ॥
— — — — — — —
લ લ ગા લ લ ગા ગા
સ સ ગા

## चित्तलेहा

[ ગાથા ૧૩ ]

**મહાભાગવત, વિષ્ણુપદ, લઘુઝૂલણા, ગીતા, કામરૂપ** વગેરે છંદો ૨૬ માત્રાના બને છે, તેમ આ **ચિત્તલેહા** કે **ચિત્રલેખા** પણ ૨૬ માત્રાનો બનેલો છે; પરંતુ તેની રચના ક્રમશઃ આવેલા છ ચતુષ્કલો અને અંત્ય ગુરુથી થયેલી છે. તે આ રીતે:

इ क्खा ग वि दे ह न री स र न र व स हा मु णि व स हा,
— — — — — — — — — — — — — — — — — — —
ગા ગા લ લ ગા લ લ ગા લ લ લ લ લ લ ગા લ લ લ લ ગા
ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩ ચતુ૦ ૪ ચતુ૦ ૫ ચતુ૦ ૬ ગુરુ

न व सा र य स सि स कु ला ण ण वि ग
— — — — — — — — — — — — — —
લ લ ગા લ લ લ લ લ લ ગા લ લ લ લ
ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩ ચતુ૦ ૪

य त मा वि हु य र या ।

ल ल गा ल ल ल ल गा
चतु० ५ चतु० ६ गुरु

अ जि उ त्त म ते अ म हा मु णि अ मि

ल ल गा ल ल गा ल ल गा ल ल ल ल
चतु० १ चतु० २ चतु० ३ चतु० ४

अ व ला वि उ ल कु(क) ला

ल ल गा ल ल ल ल गा
चतु० ५ चतु० ६ गुरु

प ण मा मि ते भ व भ य मू र ण ज ग स र णा म म स र णं ॥

ल ल गा ल ल ल ल ल ल गा ल ल ल ल ल ल गा ल ल ल ल गा
चतु० १ चतु० २ चतु० ३ चतु० ४ चतु० ५ चतु० ६ गुरु

## नारायओ

[ ગાથાં ૧૪, ૨૭, ૩૧, ૩૨. ]

સંસ્કૃત સાહિત્યમાં બે નગણ અને ચાર રગણથી નારાચ-છંદ માનેલો છે.* અને પ્રાકૃત પિંગલસૂત્રમાં લઘુ-ગુરુ (।ऽ)-ના બનેલા આઠ સરખા દ્વિકલને नाराउ કે णाराच છંદ કહેલો છે,+ જ્યારે અહીં રજૂ થયેલા નારાયઓ કે નારાચક

* " इह ननरचतुष्कसृष्टं तु नाराचमाचक्षते ॥ " —छन्दोमञ्जरी २.१.

+ રત્નશેખરસૂરિનો છંદઃકોશ (વેલણકર-સંપાદિત, જર્નલ ઑફ ધી યુનિ. ઑફ બૉમ્બે, નવેમ્બર ૧૯૩૩, પૃ. ૫૧)માં ૨૪મા

છંદ ચામર, સમાનિકા, સમાના, 'વાણી' કે 'ગંડકા' છંદની જેમ ગુરુ-લઘુના ત્રિકલથી યોજાયેલા છે.* કેટલાક સ્થળે ત્રણ લઘુનું ત્રિકલ પણ વાપરેલું છે.

ચૌદમી ગાથામાં વપરાયેલો **નારાચક** મુખ્યત્વે ગુરુ-લઘુવાળા ત્રિકલથી બનેલો છે. તેના વિષમપાદમાં બાર ત્રિકલો છે અને સમપાદમાં નવ ત્રિકલો છે. તે આ રીતેઃ

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| (૧૪) | दे | व | दा | ण | विं | द | चं | द | सू | र | वं | द |
| | – | – | – | – | – | – | – | – | – | – | – | – |
| | ગા | લ | ગા | લ | ગા | લ | ગા | લ | ગા | લ | ગા | લ |
| | ત્રિ. ૧ | | ત્રિ. ૨ | | ત્રિ. ૩ | | ત્રિ. ૪ | | ત્રિ. ૫ | | ત્રિ. ૬ | |

શ્લોકમાં લઘુ-ગુરુનાં આઠ આવર્તનવાળા છંદને सोमक्रन्त नाराय કહ્યો છે, જ્યારે ૧૫મા શ્લોકમાં લઘુ-ગુરુનાં દસ આવર્તનવાળા पंचचामर नरायનું લક્ષણ આપેલું છે. 'છંદઃકોપ'ના ૧૪મા શ્લોકની ટીકામાં કહ્યું છે કે नाराचकस्य वहवो भेदास्संति એટલે **નારાચ** એ માત્ર છંદનું નામ નથી પણ છંદઃસમૂહનું નામ છે.

* રગણ જગણ અને ગુરુ એટલે ગાલ ગાલ ગાલગાથી **'ચામર,' 'સમાનિકા,' 'સમાના'** કે **'વાણી'** છંદ બને છે અને રગણ જગણ રગણ જગણ રગણ જગણ તથા ગુરુ-લઘુથી **'ગંડકા'** છંદ બને છે. **પ્રાકૃત પૈંગલ**માં તેનું ઉદાહરણ આ રીતે આપવામાં આવ્યું છે.

"ताव बुद्धि ताव सुद्धि, ताव दाण ताव माण ताव गव्व,
जाव जाव हत्थ णच्च विज्जु-रेह रंगणाइ एक्क दव्व ।
एत्थ अंत अप्प दोस देव होस, होइ णट्ठ सोइ सव्व,
कोइ बुद्धि कोइ सुद्धि, कोइ दाण कोइ माण कोइ गव्व ॥ १९९ ॥"

ह ट्ठ तु ट्ठ जि ट्ठ प र म ल ट्ठ रू व
– – – – – – – – – – – – – –
ગા લ ગા લ ગા લ લ લ લ ગા લ ગા લ
ત્રિ. ૭ ત્રિ. ૮ ત્રિ. ૯ ત્રિ. ૧૦ ત્રિ. ૧૧ ત્રિ. ૧૨

धं त रु प्प प ट्ट सें य सु द्ध नि द्ध ध व ल दं त पं ति
– – – – – – – – – – – – – – – – – –
ગા લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ લ લ લ ગા લ ગા લ
ત્રિ. ૧ ત્રિ. ૨ ત્રિ. ૩ ત્રિ. ૪ ત્રિ. ૫ ત્રિ. ૬ ત્રિ. ૭ ત્રિ. ૮ ત્રિ. ૯

सं ति स त्ति कि त्ति (दि त्ति) मु त्ति जु त्ति गु त्ति प व र,
– – – – – – – – – – – – – – – –
ગા લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ લ લ લ
ત્રિ. ૧ ત્રિ. ૨ ત્રિ. ૩ ત્રિ. ૪ ત્રિ. ૫ ત્રિ. ૬ ત્રિ. ૭ ત્રિ. ૮

दि त्त ते अ वं द धे य
– – – – – – – –
ગા લ ગા લ ગા લ ગા લ
ત્રિ. ૯ ત્રિ. ૧૦ ત્રિ. ૧૧ ત્રિ. ૧૨

स व्व लो अ भा वि अ प्प भा व णे य
– – – – – – – – – – – –
ગા લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ
ત્રિ. ૧ ત્રિ. ૨ ત્રિ. ૩ ત્રિ. ૪ ત્રિ. ૫ ત્રિ. ૬

प इ स मे स मा हिं ॥
– – – – – – –
લ લ લ ગા લ ગા લ
ત્રિ. ૭ ત્રિ. ૮ ત્રિ. ૯

૨૭મી ગાથામાં વપરાયેલો નારાચક બીજો ગુરુલઘુના ત્રિકલથી બનેલો છે. તેના પ્રથમ પાદમાં ૧૨ ત્રિકલ અને

ગુરુ, બીજા પાદમાં ૧૧ ત્રિકલ ને ગુરુ, ત્રીજા પાદમાં ૧૦ ત્રિકલ ને ગુરુ તથા ચોથા પાદમાં ૧૨ ત્રિકલ ને ગુરુ છે. તે આ રીતે :

(૨૭) दे व सुं द री हिं पा य वं दि या हिं वं दि या य
ગા લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ
ત્રિ. ૧ ત્રિ. ૨ ત્રિ. ૩ ત્રિ. ૪ ત્રિ. ૫ ત્રિ. ૬ ત્રિ. ૭ ત્રિ. ૮

ज स्स ते सु वि क्क मा क मा,
ગા લ ગા લ ગા લ ગા લ ગા
ત્રિ. ૯ ત્રિ. ૧૦ ત્રિ. ૧૧ ત્રિ. ૧૨ ગુરુ

अ प्प णो नि डा ल ए हिं मं ड णो ड्डु ण प्प गा र
ગા લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ
ત્રિ. ૧ ત્રિ. ૨ ત્રિ. ૩ ત્રિ. ૪ ત્રિ. ૫ ત્રિ. ૬ ત્રિ. ૭ ત્રિ. ૮

ए हिं के हिं के हिं वि ।
ગા લ ગા લ ગા લ ગા
ત્રિ. ૯ ત્રિ. ૧૦ ત્રિ. ૧૧ ગુરુ

अ वं ग ति ल य प त्त ले ह ना म ए हिं चि ल्ल
લ લ લ લ લ લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ
ત્રિ. ૧ ત્રિ. ૨ ત્રિ. ૩ ત્રિ. ૪ ત્રિ. ૫ ત્રિ. ૬ ત્રિ. ૭

ए हिं सं ग यं ग या हिं (४)
ગા લ ગા લ ગા લ ગા લ ગા
ત્રિ. ૮ ત્રિ. ૯ ત્રિ ૧૦ ત્રિ.૧૧ ગુરુ

भ त्ति स न्नि वि ट्ठ वं द णा ग या हिं हुं ति ते य
ગા લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ ગા લ
ત્રિ. ૧ ત્રિ. ૨ ત્રિ. ૩ ત્રિ. ૪ ત્રિ. ૫ ત્રિ. ૬ ત્રિ. ૭ ત્રિ. ૮
वं दि या पु णो पु णो
ગા લ ગા લ ગા લ ગા
ત્રિ. ૯ ત્રિ.૧૦ ત્રિ.૧૧ ગુરુ

ચોથા ચરણમાં તે પછી ય હોવો જરૂરી છે. તે ન હોય તો ત્રિકલ તૂટે છે અને છંદોભંગ થાય છે.

એકત્રીસમી ગાથામાં વપરાયેલો **નારાચક** ત્રીજો મુખ્યત્વે ગુરુલઘુના દશ ત્રિકલ અને ચતુષ્કલથી બનેલો છે તથા છેવટે બે ત્રિકલ અને એક ચતુષ્કલના બનેલા વધારે પદવાળો છે. તે આ પ્રમાણે:

(૩૧) चं स स द्द तं ति ता ल मे लि ए ति उ क्ख
ગા. લ ગા લ ગા લ. ગા લ ગા લ ગા લ ગા લ
ત્રિ. ૧ ત્રિ. ૨ ત્રિ. ૩ ત્રિ. ૪ ત્રિ. ૫ ત્રિ. ૬ ત્રિ. ૭
रा भि रा म स द्द मी स ए,
ગા લ ગા લ ગા લ લ લ ગા
ત્રિ. ૮ ત્રિ. ૯ ત્રિ.૧૦ ચતુષ્કલ

क ए सु इ स मा ण णे अ सु द्ध स ज्ज गी य
लगु ललल गाल गाल गाल गाल गाल
ત્રિ. ૧ ત્રિ. ૨ ત્રિ. ૩ ત્રિ. ૪ ત્રિ. ૫ ત્રિ. ૬ ત્રિ. ૭

पा य ज़ा ल घं टि आ हिँ
ગાલ ગાલ ગાલ ગાલ
ત્રિ. ૮ ત્રિ. ૯ ત્રિ.૧૦ ચતુષ્કલ

व ल य मे ह ला क ला व ने उ रा भि राम
લલલ ગાલ ગાલ ગાલ ગાલ ગાલ ગાલ
ત્રિ. ૧ ત્રિ. ૨ ત્રિ. ૩ ત્રિ. ૪ ત્રિ. ૫ ત્રિ. ૬ ત્રિ. ૭

स द्द मी स ए क ए अ
ગાલ ગાલ ગાલ ગાલ
ત્રિ. ૮ ત્રિ. ૯ ત્રિ.૧૦ ચતુષ્કલ

दे व न ड्डि आ हिँ हा व भा व वि ब्भ म प्प
ગાલ ગાલ ગાલ ગાલ ગાલ ગાલ ગાલ
ત્રિ. ૧ ત્રિ. ૨ ત્રિ. ૩ ત્રિ. ૪ ત્રિ. ૫ ત્રિ. ૬ ત્રિ. ૭

गा र ए हिँ न च्चि ऊ ण
ગાલ ગાલ ગાલ ગાલ
ત્રિ. ૮ ત્રિ. ૯ ત્રિ.૧૦ ચતુષ્કલ

આ ગાથાના પ્રારંભમાં એક ગુરુ વધારે છે, અને ચોથા ચરણમાં એક ત્રિકલ ઓછું છે, એટલે તે વિષમ પ્રકારનો **અર્ધ-નારાચક** નામનો જાતિ-છંદ છે.

## कुसुमलया

[ ગાથા ૧૫ ]

બોધદીપિકામાં **કુસુમલયા** કે **કુસુમલતા** છંદનું લક્ષણ આ પ્રમાણે આપવામાં આવ્યું છે:

"विसमे कलाण छक्कं, समेसु अडगं निरंतरं न हु तं।
अंते रगणो यगणो, कुसुमलया-नाम-छंदम्मि ॥"

વિષમ પાદમાં છ કલા અને સમપાદમાં આઠ કલા પ્રથમ હોય અને પછી રગણ તથા યગણ હોય, એને **કુસુમલતા** નામનો છંદ જાણવો.

છંદઃશાસ્ત્રોમાં કહ્યું છે કે જેનું વિષમ પાદ न-न-र-य એટલે નગણ, નગણ, રગણ અને યગણનું બનેલું હોય તથા સમપાદ न-ज-ज-र-ग એટલે નગણ, જગણ, જગણ, રગણ અને ગુરુનું બનેલું હોય તે છંદ **પુષ્પિતાગ્રા** જાણવો. કેટલાક તેને **કામમત્તા**, **સુવક્ત્રા** કે **ઔપચ્છંદસિક** છંદ પણ કહે છે.

આ બંને લક્ષણો પંદરમી ગાથાને કેવી રીતે લાગુ પડે છે, તે જોઈએ:

પ્રથમ લક્ષણ

(૧૫) वि म ल स सि क ला इ रे अ सो मं

લ લ લ લ લ લ ગા લ ગા લ ગા ગા

પટ્કલ રગણ યગણ

वि ति मि र सू र क रा इ रे अ ते अं

લ લ લ લ ગા લ લ ગા લ ગા લ ગા ગા

અષ્ટકલ રગણ યગણ

ति अ स व इ ग णा इ रे अ रू वं

લ લ લ લ લ લ ગા લ ગા લ ગા ગા

પટ્કલ રગણ યગણ

धं र णि ध रं प्प व रा इ रे अ सा रं ॥

લ લ લ લ ગા લ લ ગા લ ગા લ ગા ગા

અષ્ટકલ રગણ યગણ

બીજું લક્ષણ

वि म ल स सि क ला इ रे अ सो मं

લ લ લ લ લ લ ગા લ ગા લ ગા ગા

નગણ નગણ રગણ યગણ

वि ति मि र सू र क रा इ रे अ ते अं

લ લ લ લ ગા લ લ ગા લ ગા લ ગા ગા

નગણ જગણ જગણ રગણ ગુરુ

ति अ स व इ ग णा इ रे अ रू वं
— — — — — — — — — — — —
લ લ લ લ લ લ ગા લ ગા લ ગા ગા
નગણ નગણ રગણ યગણ

ध र णि ध र प्प व रा इ रे अ सा रं
— — — — — — — — — — — — —
લ લ લ લ ગા લ લ ગા લ ગા લ ગા ગા
નગણ જગણ જગણ રગણ ગુરુ

## भुअगपरिरिंगियं

[ગાથા ૧૬]

આ ગાથાના વિષમ પાદોમાં ૧૨ માત્રા છે અને સમ-પાદોમાં ચૌદ માત્રા છે, એટલે તે **અવદોહક** નામનો છંદ છે. **શ્રીહેમચંદ્રાચાર્યે છંદોનુશાસનના** છટ્ઠા અધ્યાયમાં તેનું ઉદાહરણ આ પ્રમાણે આપેલું છે:

"एत्थु करिमि भणि कांइ, प्रिउ न गणइ लग्गी पाइ।
छड्डेविणु हउं मुक्की, **अवदोहय** जिम्व किर गावि ॥ ४६ ॥"

દરેક વિષમ પાદોમાં ૧૪ તથા સમપાદોમાં ૧૨ માત્રા હોય છે. તેથી બરાબર ઊલટો ક્રમ આમાં જણાય છે. એટલે તેને **અવદોહકની** સંજ્ઞા અપાયેલી છે.*

---

* ગુજરાતી છંદોમાં દોહકના પ્રથમ અને ત્રીજા ચરણમાં ૧૩ માત્રા હોય છે અને બીજાં તથા ચોથા ચરણમાં ૧૧ માત્રા હોય છે. આમ બધાં ચરણોમાં એક એક માત્રા ઓછી હોય છે.

આ ગાથાની ઉત્થાપનિકા નીચે પ્રમાણે થાય છે:

(૧૬) स त्ते अ स या अ जि यं,

ગા ગા | લ લ ગા | લ લ ગા
ચતુ૦૧ | ચતુ૦ ૨ | ચતુ૦ ૩

सा री रे अ ब ले अ जि यं।

ગા ગા | ગા લ લ | ગા લ લ | ગા
ચતુ૦ ૧ | ચતુ૦ ૨ | ચતુ૦ ૩ | ગુરુ

त व सं ज मे अ अ जि यं,

લ લ ગા | લ ગા લ | લ લ ગા
ચતુ૦ ૧ | ચતુ૦ ૨ | ચતુ૦ ૩

ए स थु णा मि जि णं अ जि यं॥

ગા લ લ | ગા લ લ | ગા લ લ | ગા
ચતુ૦ ૧ | ચતુ૦ ૨ | ચતુ૦ ૩ | ગુરુ

## खिज्जिअयं

[ગાથા ૧૭]

**શ્રીહેમચંદ્રાચાર્યે છન્દોનુશાસનના** દ્વિતીય અધ્યાય-માં '**વંશપત્રપતિત**'નામના સમવૃત્તનું લક્ષણ 'भ्रौ न्भौ न्लौ गो वंशपत्रपतितं ऋैः' એ પ્રમાણે આપ્યું છે, એટલે જેનો પ્રત્યેક પાદ ભગણ, રગણ, નગણ, ભગણ, નગણ અને લઘુ ગુરુ એમ

સત્તર અક્ષરોનો બનેલો હોય અને દશમે યતિ હોય, તે '**વંશપત્રપતિત**'નામનો છંદ જાણવો. **જયકીર્તિએ** પણ આ છંદને '**વંશપત્રપતિત**' કહ્યો છે, જ્યારે **સ્વયંભુએ** તેને '**વંશપત્રલલિત**' કહ્યો છે. કોઈ તેને '**વંશદલ**' પણ કહે છે. આ છંદનું લક્ષણ સત્તરમી ગાથાને કેવી રીતે લાગુ પડે છે, તે જોઈએ :

(૧૭)

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| सो म गु | णे हिं पा | व इ न | तं, न व | स र य | स | सी, |
| ગા લ લ | ગા લ ગા | લ લ લ | ગા લ લ | લ લ લ | લ | ગા |
| ભગણ | રગણ | નગણ | ભગણ | નગણ | લઘુ | ગુરુ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ते अ गु | णे हिं पा | व इ न | तं, न व | स र य | र | वी । |
| ગા લ લ | ગા લ ગા | લ લ લ | ગા લ લ | લ લ લ | લ | ગા |
| ભગણ | રગણ | નગણ | ભગણ | નગણ | લઘુ | ગુરુ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| रू व गु | णे हिं पा | व इ न | तं, ति अ | स ग ण | व | ई, |
| ગા લ લ | ગા લ ગા | લ લ લ | ગા લ લ | લ લ લ | લ | ગા |
| ભગણ | રગણ | નગણ | ભગણ | નગણ | લઘુ | ગુરુ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| सा र गु | णे हिं पा | व इ न | तं, ध र | णि ध र | व | ई ॥ |
| ગા લ લ | ગા લ ગા | લ લ લ | ગા લ લ | લ લ લ | લ | ગા |
| ભગણ | રગણ | નગણ | ભગણ | નગણ | લઘુ | ગુરુ |

### ललिअयं

[ ગાથા ૧૮ ]

**માલિની, ચંદ્રકાન્તા, સિંહપુચ્છ, મદનમાલિકા, નિશિપાલ** વગેરે જેમ પંદર અક્ષરનાં સમવૃત્તો છે, તેમ **લલિઅય કે લલિતક** પણ પંદર અક્ષરનું સમવૃત્ત છે. તેનું લક્ષણ ગા લ ન ર, ન ન ગા, એટલે ગુરુ લઘુ નગણ, રગણ, નગણ, નગણ અને ગુરુ છે. અઢારમી ગાથાને તે આ રીતે લાગુ પડે છે:

(૧૮) ति त्थ य र प व त्त यं, त म र य र हि यं,

ગા લ લ લ લ ગા લ ગા લ લ લ લ લ લ ગા

ગુરુ લઘુ નગણ રગણ નગણ નગણ ગુરુ

धी र ज ण थु य चि यं, चु य क लि क लु सं।

ગા લ લ લ લ ગા લ ગા લ લ લ લ લ લ ગા

ગુરુ લઘુ નગણ રગણ નગણ નગણ ગુરુ

सं ति सु ह प व त्त यं, ति ग र ण प य ओ,

ગા લ લ લ લ ગા લ ગા લ લ લ લ લ લ ગા

ગુરુ લઘુ નગણ રગણ નગણ નગણ ગુરુ

सं ति म हं म हा मु णिं, स र ण मु व ण मे॥

ગા લ લ લ લ ગા લ ગા લ લ લ લ લ લ ગા

ગુરુ લઘુ નગણ રગણ નગણ નગણ ગુરુ

## ક્સિલયમાલા

[ ગાથા ૧૯ ]

**આગ્નેય**, **શુભગીતા**, **અતિગીતા**, **સરસી** વગેરે છંદોની જેમ આ **કિસલયમાલા** છંદ પણ ૨૭ માત્રાનો બનેલો છે. **બોધદીપિકા**માં તેનું લક્ષણ આ પ્રમાણે આપેલું છે :

" र-पणगं ज-लहु-गुरु, पत्तेयं सत्तवीस मत्ताओ ।
किसलयमाला छंद, जाणह छंदमणुदिट्ठं ॥ "

પાંચ રગણ એટલે પાંચ ચતુષ્કલ અને એક જગણ એટલે એક મધ્યગુરુવાળો ચતુષ્કલ. એમ ચતુષ્કલો, લઘુ અને ગુરુ એ રીતે પ્રત્યેક પાદમાં સત્તાવીશ માત્રા એ **કિસલયમાલા**-છંદનું લક્ષણ જોવામાં આવે છે.

આ લક્ષણ ઓગણીસમી ગાથાને કેવી રીતે લાગુ પડે છે, તે જોઈએ :

| | | | | |
|---|---|---|---|---|
| (૧૯) | वि ण ओ | ण य सि र | र इ अं | ज ा्ल रि सि |
| | લ લ ગા | લ લ લ લ | લ લ ગા | લ લ લ લ |
| | ચતુ૦ ૧ | ચતુ૦ ૨ | ચતુ૦ ૩ | ચતુ૦ ૪ |

| | | | |
|---|---|---|---|
| ग ण सं | थु यं थि | मि | यं, |
| લ લ ગા | લ ગા લ | લ | ગા |
| ચતુ૦ ૫ | જગણ | લઘુ | ગુરુ |

वि बु हा हि व घ ण व इ न र व इ थु य

લ લ ગા લ લ લ લ લ લ લ લ લ લ લ લ

ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩ ચતુ૦ ૪

म हि य चि यं ब हु सो।

લ લ ગા લ ગા લ લઘુ ગુરુ

ચતુ૦ ૫ જગણ લઘુ ગુરુ

अ इ रु ग य स र य दि वा य र स म हि य स प्प भं त व सा,

લ લ ગા લ લ લ લ લ લ ગા લ લ લ લ લ લ ગા લ ગા લ લ ગા

ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩ ચતુ૦ ૪ ચતુ૦ ૫ જગણ લઘુ ગુરુ

ग य णं ग ण वि य र ण स मु इ य चा र ण वं दि यं सि र सा॥

લ લ ગા લ લ લ લ લ લ લ લ લ લ ગા લ લ ગા લ ગા લ લ ગા

ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩ ચતુ૦ ૪ ચતુ૦ ૫ જગણ લઘુ ગુરુ

## सुमुहं

[ ગાથા ૨૦ ]

શ્રીહેમચંદ્રાચાર્યે **છંદોનુશાસન**ના ચોથા અધ્યાયમાં **ખંજક** – જાતિના છંદોનું વર્ણન કરતાં જણાવ્યું છે કે 'प-च-ता उपात्' એટલે ષટ્કલ, ચતુષ્કલ અને ત્રિકલથી '**ઉપખંડક**'નામનો છંદ બને છે. અને त्रयोऽप्यवलम्बकाः સૂત્રથી તે '**અવલમ્બક**'નો જ એક પ્રકાર હોવાનું સૂચન કર્યું છે. તેના ઉદાહરણમાં નીચેની કાવ્ય-પંક્તિઓ આપી છે.

"साहीणो चित्तण्णुओ, पणओ खण्डिअ-मन्नुओ ।
माए ! पवरण-दुल्लहो, कत्तो लब्भइ वल्लहो ? ॥"

આ લક્ષણ વીસમી ગાથાને બરાબર લાગુ પડે છે, તે આ રીતે:

(२०) अ सु र ग रु ल प रि वं दि यं,
ल ल ल ल ल ल | ल ल गा | ल गा
ષટ્કલ | ચતુષ્કલ | ત્રિકલ

कि न्न रो र ग न(ण) मं सि यं।
गा ल गा ल | ल ल गा | ल गा
ષટ્કલ | ચતુષ્કલ | ત્રિકલ

दे व को डि स य सं थु यं,
गा ल गा | ल ल ल गा | ल गा
ષટ્કલ | ચતુષ્કલ | ત્રિકલ

स म ण सं घ प रि वं दि यं॥
ल ल ल गा ल | ल ल गा | ल गा
ષટ્કલ | ચતુષ્કલ | ત્રિકલ

એટલે 'સુમુહ' કે 'સુમુખ' એ અવલંબકનો જ એક પ્રકાર હોય તેમ જણાય છે.

## विज्जुविलसियं

[ ગાથા ૨૧ ]

ભરત-નાટ્યશાસ્ત્રમાં જેને 'નલિની' કહેવામાં આવ્યો છે, જયકીર્તિએ જેને 'કુમુદ' કહ્યો છે, હેમચંદ્રાચાર્યે જેને 'રમણી' કહ્યો છે અને વાગ્વલ્લભ તથા પ્રાકૃત-પૈંગલમાં જેને 'તિલક' કહ્યો છે, તેને જ અહીં 'વિજ્જુવિલસિય' કે 'વિદ્યુદ્-વિલસિત' કહેવામાં આવ્યો છે. તેનું મુખ્ય લક્ષણ ૪ સ સ એટલે સગણ સગણ છે. તે અહીં નીચે પ્રમાણે લાગુ પડે છે:

(૨૧) अ भ यं अ ण हं अ र यं अ रु यं ।

| | | | |
|---|---|---|---|
| – – – | – – – | – – – | – – – |
| લ લ ગા | લ લ ગા | લ લ ગા | લ લ ગા |
| સગણ | સગણ | સગણ | સગણ |

अ जि यं अ जि यं प य ओ प ण मे ॥

| | | | |
|---|---|---|---|
| – – – | – – – | – – – | – – – |
| લ લ ગા | લ લ ગા | લ લ ગા | લ લ ગા |
| સગણ | સગણ | સગણ | સગણ |

## रयणमाला

[ ગાથા ૨૩ ]

પ્રાકૃત છંદઃશતકમાં જેને 'બીયક્ખરી' કહ્યો છે અને છંદઃશાસ્ત્રીઓએ જેને 'ચોપાઈ કુલક' કહ્યો છે, તેના જેવો જ આ સમ-જાતિ છંદ છે. એના પ્રત્યેક ચરણમાં સોળ માત્રા છે અને આઠે યતિ છે. તે આ પ્રમાણે:

(२३) जं सु र सं घा सा सु र सं घा,

गा ल ल | गा गा | गा ल ल | गा गा
चतु० १ | चतु० २ | चतु० ३ | चतु० ४ = १६

वे र वि उ त्ता भ त्तिं सु जु त्ता ।

गा ल ल | गा गा | गा ल ल | गा गा
चतु० १ | चतु० २ | चतु० ३ | चतु० ४

आ य र भू सि य सं भ म पिं डि य-

गा ल ल | गा ल ल | गा ल ल | गा ल ल
चतु० १ | चतु० २ | चतु० ३ | चतु० ४

सु ट्ठु सु वि म्हि य स व्व ब लो घा ॥

गा ल ल | गा ल ल | गा ल ल | गा गा
चतु० १ | चतु० २ | चतु० ३ | चतु० ४

उ त्त म कं च ण र य ण प रू वि य-

गा ल ल | गा ल ल | ल ल ल ल | गा ल ल
चतु० १ | चतु० २ | चतु० ३ | चतु० ४

भा सु र भू स ण भा सु रि यं गा ।

गा ल ल | गा ल ल | गा ल ल | गा गा
चतु० १ | चतु० २ | चतु० ३ | चतु० ४

| | | | |
|---|---|---|---|
| गा य स | मो ण य | भ त्ति व | सा ग य- |
| – – – | – – – | – – – | – – – |
| ગા લ લ | ગા લ લ | ગા લ લ | ગા લ લ |
| ચતુ૰ ૧ | ચતુ૰ ૨ | ચતુ૰ ૩ | ચતુ૰ ૪ |

| | | | |
|---|---|---|---|
| पं ज लि | पे सि य | सी स प | णा मा ॥ |
| – – – | – – – | – – – | – – |
| ગા લ લ | ગા લ લ | ગા લ લ | ગા ગા |
| ચતુ૰ ૧ | ચતુ૰ ૨ | ચતુ૰ ૩ | ચતુ૰ ૪ |

## खित्तयं

[ ગાથા ૨૪ ]

**શ્રીહેમચંદ્રાચાર્યે છંદોનુશાસન**ના ચોથા અધ્યાયમાં '**ભૂષણા**' નામના **ગલિતક-છંદનું** લક્ષણ 'पौ तौ भूषणा' એ પ્રમાણે આપેલું છે, એટલે ૫+૫+૩+૩ એમ સોળ માત્રાથી '**ભૂષણા**' નામનો ગલિતક-છંદ બને છે. એના ઉદાહરણમાં નીચેની પંક્તિઓ આપી છે:

"पिच्छ पीवर-महापओहरा,
कस्स कस्स न वयंस! मणहरा?।
विप्फुरन्त-सुरचाव-कण्ठिआ,
'भूसणा' नह-सिरी उवट्ठिआ॥"

ચોવીસમી ગાથાને આ લક્ષણ બરાબર લાગુ પડે છે, તે આ રીતે:

(૨૪) वं दि ऊ ण थो ऊ ण तो जि णं,

— — — — — — — — — —

ગા લ ગા લ ગા ગા લ ગા લ ગા

પંચકલ પંચકલ ત્રિકલ ત્રિકલ

ति गु ण मे व य पु णो प या हि णं।

— — — — — — — — — — — —

લ લ લ ગા લ લ લ ગા લ ગા લ ગા

પંચકલ પંચકલ ત્રિકલ ત્રિકલ

प ण मि ऊ ण य जि णं सु रा सु रा,

— — — — — — — — — — — —

લ લ લ ગા લ લ લ ગા લ ગા લ ગા

પંચકલ પચકલ ત્રિકલ ત્રિકલ

प मु इ आ स भ व णाइँ तो ग या॥

— — — — — — — — — — — —

લ લ લ ગા લ લ લ ગા લ ગા લ ગા

પંચકલ પંચકલ ત્રિકલ ત્રિકલ

[૨૫] तं म हा मु णि म हं पि पं ज ली,

— — — — — — — — — — —

ગા લ ગા લ લ લ ગા લ ગા લ ગા

પંચકલ પંચકલ ત્રિકલ ત્રિકલ

रा ग दो स भ य मो ह व ज्जि यं।

— — — — — — — — — — —

ગા લ ગા લ લ લ ગા લ ગા લ ગા

પંચકલ પંચકલ ત્રિકલ ત્રિકલ

दे व दा ण व न रिं द वं दि यं,

— — — — — — — — — — —

ગા લ ગા લ લ લ ગા લ ગા લ ગા

પંચકલ પંચકલ ત્રિકલ ત્રિકલ

सं ति मु त्त म म हा तु वं न मे ॥

— — — — — — — — — — —

ગા લ ગા લ લ લ ગા લ ગા લ ગા

પંચકલ પંચકલ ત્રિકલ ત્રિકલ

છંદઃશાસ્ત્રીઓનાં મંતવ્ય મુજબ આ છંદ '**રથોદ્ધતા**' નામના સમવૃત્તની એક વિકૃતિ છે, કારણ કે **રથોદ્ધતામાં** ર ન ર લ ગ આવે છે, એટલે તેની ઉત્થાપનિકા આ રીતે થાય છે:

ગા લ ગા લ લ લ ગા લ ગા લ ગા.

જે પંચકલ, પંચકલ, ત્રિકલ અને ત્રિકલ જ છે. **વિરહાંકે વૃત્ત-જાતિ-સમુચ્ચયમાં વિલાસિની**-છંદનું બંધારણ નીચે પ્રમાણે આપ્યું છે:

પંચકલ (ગુર્વન્ત) + પંચકલ (ગુર્વન્ત) + ચતુષ્કલ (મધ્યગુરુ) + ગા.

તે પણ આ ગાથાઓને બરાબર લાગુ પડે છે. જેમ કે:—

वं दि ऊ ण थो ऊ ण तो जि णं,

— — — — — — — — — —

ગા લ ગા લ ગા ગા લ ગા લ ગા

પંચકલ (ગુર્વન્ત) પંચકલ (ગુર્વન્ત) ચતુષ્કલ (મધ્યગુરુ) ગુરુ

બીજી પંક્તિઓમાં પણ આ પ્રમાણે સમજવાનું છે:

## दीवयं

[ ગાથા ૨૫ ]

સંસ્કૃત સાહિત્યમાં 'સ્વાગતા'-છંદનું લક્ષણ રગણ, નગણ, ભગણ, ગુરુ અને ગુરુ માનવામાં આવ્યું છે.* એટલે તેની ઉત્થાપનિકા—

ગા લ ગા લ લ લ ગા લ લ ગા ગા

થાય છે. તેને બદલે—

દા લ દા લ લ લ ગા લ લ ગા ગા

કરીએ, તો એ લક્ષણ પચીસમી ગાથાને બરાબર લાગુ પડે છે. જેમકે :—

(૨૫) अं व रं त र वि आ र णि आ हिं,
દા લ દા લ લ લ ગા લ લ ગા ગા

ल लि य हं स व हु गा मि णि आ हिं ।
દા લ દા લ લ લ ગા લ લ ગા ગા

पी ण सो णि थ ण सा लि णि आ हिं,
દા લ દા લ લ લ ગા લ લ ગા ગા

* "स्वागता र्नौ भ्गौ ग् ॥ ६ ॥ २३ ॥"—છંદઃશાસ્ત્રમ્.
"स्वागता रनभगैर्गुरुणा च ॥ २ ॥ १० ॥"—છંદોમંજરી.
"रनभा गौ स्वागता ॥ २, १४२ ॥"—શ્રીહેમચંદ્રાચાર્ય છંદો૦

सकलकमलदललोअणिआहिं॥

દા લ દા લ લ લ ગા લ લ ગા ગા

એટલે 'દીવય' અથવા 'દીપક' એ 'સ્વાગતા'નું જ એક પ્રકારનું સ્વરૂપ છે.

## चित्तक्खरा

[ગાથા ૨૬]

'રોલા' કે 'રોડા' જેમ છ ચતુષ્કલની રચના છે, તેમ આ 'ચિત્તકખરા' કે 'ચિત્રાક્ષરા' છંદ પણ છ ચતુષ્કલની રચના છે. તેમાં ફેર એટલો જ છે કે 'રોલા'માં અગિયાર ને તેર માત્રાએ યતિ આવે છે, ત્યારે આમાં સોળ અને ચોવીસમી માત્રાએ યતિ છે. પ્રસ્તુત ગાથાને છંદનું આ લક્ષણ કેવી રીતે લાગુ પડે છે, તે જોઈએ:

(૨૬) पीणनिरंतरथणभरत्रिणमियगायलयाहिं,

ગા લ લ ગા લ લ લ લ લ લ લ લ લ લ ગા લ લ ગા ગા

ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩ ચતુ૦ ૪ ચતુ૦ ૫ ચતુ૦ ૬

मणि]कंचणपसिढिलमेहलसोहियसोणितडाहिं।

ગા લ લ લ લ લ લ ગા લ લ ગા લ લ ગા લ લ ગા ગા

ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩ ચતુ૦ ૪ ચતુ૦ ૫ ચતુ૦ ૬

चर]खिंखिणिणेउरसतिलयवलयविभूसणिआहिं,

ગા લ લ ગા લ લ લ લ લ લ લ લ લ લ ગા લ લ ગા ગા

ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩ ચતુ૦ ૪ ચતુ૦ ૫ ચતુ૦ ૬

र इ क र च उ र म णो ह र सुं द र दं स णि आ हिं॥
— — — — — — — — — — — — — — — — — — — —
લ લ લ લ લ લ લ લ ગા લ લ ગા લ લ ગા લ લ ગા ગા
ચતુ૦ ૧ ચતુ૦ ૨ ચતુ૦ ૩ ચતુ૦ ૪ ચતુ૦ ૫ ચતુ૦ ૬

બીજી અને ત્રીજી પંક્તિમાં પ્રારંભના બે લઘુ સ્વર પૂરક છે. દરેક પંક્તિમાં પાંચમું ચતુષ્કલ આદ્ય-ગુરુવાળું એટલે ભગણ અને છટ્ઠું ચતુષ્કલ બે ગુરુવાળું છે.

## माङ्गलिका

[ ગાથા ૨૯ ]

જેના પ્રથમ અને તૃતીય ચરણમાં ૯ માત્રા હોય અને દ્વિતીય તથા ચતુર્થ ચરણમાં ૧૨ માત્રા હોય, તેને શ્રીહેમચંદ્રાચાર્યે **માંગલિકા ચતુષ્પદી** કહી છે:—

આ લક્ષણ ઓગણત્રીસમી ગાથાને બરાબર લાગુ પડે છે, તે આ રીતે:

(૨૯) थु य वं दि य स्सा,
— — — — — —
લ લ ગા લ ગા ગા = ૯

रि सि ग ण दे व ग णे हिं।
— — — — — — — — —
લ લ લ લ ગા લ લ ગા ગા = ૧૨

तो दे व ब हु हिं,
— — — — — —
ગા ગા લ લ લ ગા = ૯

प!य ओ प ण मि य अ स्सा ॥

ल ल गा ल ल ल ल गा गा = १२

## भासुरयं

[ ગાથા ૩૦ ]

'**ભાસુરય**' અથવા '**ભાસુરક**' એ સંસ્કૃત ભાષાનો '**દોધક**' છંદ છે, કારણ કે તેની રચના ત્રણ ભગણ અને બે ગુરુથી થાય છે.* તે આ પ્રમાણે :

(૩૦) ज स्स ज गु त्त म सा स ण अ स्सा,

गा ल ल गा ल ल गा ल ल गा गा

ભગણ ૧ ભગણ ૨ ભગણ ૩ ગુરુ ગુરુ

म त्ति व सा ग य पिं डि य आ हिं ।

गा ल ल गा ल ल गा ल ल गा गा

ભગણ ૧ ભગણ ૨ ભગણ ૩ ગુરુ ગુરુ

दे व व र च्छ र सा ब हु आ हिं,

गा ल ल गा ल ल गा ल ल गा गा

ભગણ ૧ ભગણ ૨ ભગણ ૩ ગુરુ ગુરુ

---

* 'दोधकमिच्छति भत्रितयाद् गौ'—छन्दोमञ्जरी ।

"आद्यचतुर्थमहीननितम्बे !, सप्तमकं दशकं च तथाऽन्त्यम् ।
यत्र गुरुप्रकटं स्मरसारे !, तत् कथितं ननु दोधकवृत्तम् ॥"

—શ્રુતબોધ.

सु र व र र इ गु ण पं डि य आ हिं ॥
ल ल ल ल ल ल ल ल गा ल ल गा गा
(ગા) (ગા)

ચોથી પંક્તિમાં પ્રથમ અને દ્વિતીય ભગણમાં આદ્ય ગુરુને બે લઘુ લેવામાં આવ્યા છે, એટલે તે સમવૃત્તને બદલે જાતિ-છંદની કોટિમાં આવે છે.

## ललिययं

[ ગાથા ૩૩ ]

**શ્રીહેમચંદ્રાચાર્યે છંદોનુશાસન**ના ચોથા અધ્યાયમાં '**ખંજક**' છંદોનું વર્ણન કરતાં જણાવ્યું છે કે 'तौ चितौ मंजरी' એટલે 'द्वौ त्रिमात्रौ त्रयश्चतुर्मात्राः पुनरेकस्त्रिमात्रो मञ्जरी'—બે ત્રિકલ, ત્રણ ચતુષ્કલ અને ફરી એક ત્રિકલ આવે તો '**મંજરી**' નામનું **ખંજક** બને છે. આ લક્ષણ તેત્રીસમી ગાથાને બરાબર લાગુ પડે છે, તે આ રીતે:

(૩૩) छ त्त चा म र प डा ग जू अ ज व मं डि आ
ગા લ | ગા લ | લ લ ગા | લ ગા લ | લ લ ગા | લ ગા
ત્રિકલ | ત્રિકલ | ચતુષ્કલ | ચતુષ્કલ | ચતુષ્કલ | ત્રિકલ

झ य व र म ग र तु र य सि रि व च्छ सु लं छ णा ।
લ લ લ | લ લ લ | લ લ લ લ | લ લ ગા | લ લ ગા | લ ગા
ત્રિકલ | ત્રિકલ | ચતુષ્કલ | ચતુષ્કલ | ચતુષ્કલ | ત્રિકલ

दी च स मु द्द मं द र दि सा ग य सो हि या,

ગા લ લ ગા લ ગા લ લ લ ગા લ લ ગા લ ગા

ત્રિકલ ત્રિકલ ચતુષ્કલ ચતુષ્કલ ચતુષ્કલ ત્રિકલ

स त्थि अ व स ह सी ह र ह च क्क व र कि या ॥

ગા લ લ લ લ લ ગા લ લ લ ગા લ લ ગા લ ગા

ત્રિકલ ત્રિકલ ચતુષ્કલ ચતુષ્કલ ચતુષ્કલ ત્રિકલ

**ખંજક** એ ગલિતકની જ એક જાતિ છે, એટલે અહીં '**લલિયય**' કરતાં '**ગલિયય**' નામ હોવાનો સંભવ છે.

## वाणवासिआ

[ ગાથા ૩૪ ]

'**વાણવાસિઆ**' કે '**વાનવાસિકા**' એ **માત્રા-સમક** છંદનો એક પ્રકાર છે કે જેનું પ્રત્યેક ચરણ સોળ માત્રાનું હોય છે અને તે ચાર ચતુષ્કલોથી બનેલું હોય છે. આમાંની કોઈ સમમાત્રા પછીની માત્રા સાથે મળતી નથી.

આઠ માત્રા પછી જગણ અથવા વિપ્રગણ (બધા લઘુ) એ '**વાનવાસિકા**'નું વિશિષ્ટ લક્ષણ છે. તે ચોત્રીસમી ગાથાને આ રીતે લાગુ પડે છે:

(૩૪) स हा व ल ड्ढा स म प्प इ ड्ढा,

લ ગા લ ગા ગા લ ગા લ ગા ગા

ચતુષ્કલ ચતુષ્કલ જગણ ચતુષ્કલ = ૧૬ માત્રા

अ दो स द्दु ट्ठा गु णे हिं सि ट्ठा ।

લ ગા લ ગા ગા લ ગા લ ગા ગા

ચતુષ્કલ ચતુષ્કલ જગણ ચતુષ્કલ

प सा य सि ट्ठा त वे ण पु ट्ठा,

લ ગા લ ગા ગા લ ગા લ ગા ગા

ચતુષ્કલ ચતુષ્કલ જગણ ચતુષ્કલ

सि री हिँ इ ट्ठा रि सी हिँ जु ट्ठा ॥

લ ગા લ ગા ગા લ ગા લ ગા ગા

ચતુષ્કલ ચતુષ્કલ જગણ ચતુષ્કલ

**પિંગલાચાર્યે** આ છંદમાં નવમી અને બારમી માત્રા લઘુ આવે તેમ કહ્યું છે. એનો અર્થ પણ એ જ થાય છે, કારણ કે ત્રીજું ચતુષ્કલ જગણ હોય, તો જ નવમી અને બારમી માત્રા લઘુ આવે.

## अपरांतिआ

[ ગાથા ૩૫ ]

**ઔપચ્છંદસિક, આપાતલિકા, દક્ષિણાંતિકા, ઉદીચ્યવૃત્તિ, પ્રાચ્યવૃત્તિ, પ્રવૃત્તક, ચારુહાસિની** એ જેમ **વેયાલિય( વૈતાલિક )**ના જ પ્રકારો છે, તેમ '**અપરાંતિઆ**' કે '**અપરાન્તિકા**' પણ તેનો જ એક પ્રકાર છે. '**પ્રવૃત્તક**'ના સમપાદ પ્રમાણે ચારે પાદ આવતાં તેની

રચના થાય છે, એટલે ૮ માત્રા (ચોથી તથા પાંચમી ભેગી) * રગણ + લઘુ + ગુરુ એ તેનું લક્ષણ છે. તે પાંત્રીસમી ગાથાને આ રીતે લાગુ પડે છે:

(૩૫) ते त वे ण थु य स व्व पा व या,

ગા લ ગા લ લ લ ગા લ ગા લ ગા

આઠ માત્રા રગણ લઘુ ગુરુ

स व्व लो अ हि य मू ल पा व या।

ગા લ ગા લ લ લ ગા લ ગા લ ગા

આઠ માત્રા રગણ લઘુ ગુરુ

सं थु या अ जि य सं ति पा य या,

ગા લ ગા લ લ લ ગા લ ગા લ ગા

આઠ માત્રા રગણ લઘુ ગુરુ

हुं तु मे सि व सु हा ण दा य या ॥

ગા લ ગા લ લ લ ગા લ ગા લ ગા

આઠ માત્રા રગણ લઘુ ગુરુ

આઠ માત્રાઓમાં ચોથી અને પાંચમી માત્રા ભેગી છે, કારણ કે ત્યાં वे, लो, या, मे એવા ગુરુ અક્ષરો આવેલા છે.

અલંકાર

દોષ-રહિત તથા ગુણ-યુક્ત હોવા છતાં જેમ વનિતાનું મુખ અલંકાર વિના શોભતું નથી, તેમ દોષ-રહિત અને ગુણ-યુક્ત હોવા છતાં કાવ્યનો દેહ અલંકાર વિના શોભતો નથી.

તાત્પર્ય કે કાવ્યનું સૌંદર્ય જાણવું હોય તો તેમાં કયા અલંકારો કેવી રીતે વપરાયેલા છે, તે જાણવું જોઈએ.

અલંકારો મુખ્યત્વે બે પ્રકારના છેઃ શબ્દાલંકાર અને અર્થાલંકાર. કેટલાક તેમાં ઉભયાલંકારનો ઉમેરો કરીને તેના ત્રણ પ્રકારો પણ માને છે.

કલિકાલ-સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યે કાવ્યાનુશાસનમાં શબ્દાલંકારના છ પ્રકારો તથા અર્થાલંકારના ૨૯ પ્રકારો માનેલા છે, તે આ પ્રમાણેઃ

શબ્દાલંકાર

(૧) અનુપ્રાસ, (૨) યમક, (૩) ચિત્ર, (૪) શ્લેષ, (૫) વક્રોક્તિ અને (૬) પુનરુક્તવદાભાસ.

અર્થાલંકાર

(૧) ઉપમા, (૨) ઉત્પ્રેક્ષા, (૩) રૂપક, (૪) નિદર્શન, (૫) દીપક, (૬) અન્યોક્તિ, (૭) પર્યાયોક્ત, (૮) અતિશયોક્તિ, (૯) આક્ષેપ, (૧૦) વિરોધ, (૧૧) સહોક્તિ, (૧૨) સમાસોક્તિ, (૧૩) જાતિ, (૧૪) વ્યાજ-સ્તુતિ, (૧૫) શ્લેષ, (૧૬) વ્યતિરેક, (૧૭) અર્થાન્તર-ન્યાસ, (૧૮) સસન્દેહ, (૧૯) અપહ્નુતિ, (૨૦) પરા-વૃત્તિ, (૨૧) અનુમાન, (૨૨) સ્મૃતિ, (૨૩) ભ્રાન્તિ, (૨૪) વિષમ, (૨૫) સમ, (૨૬) સમુચ્ચય, (૨૭) પરિ-સંખ્યા, (૨૮) કારણ-માલા અને (૨૯) સંકર. અન્ય આચાર્યોએ અલંકારોની સંખ્યા ન્યૂનાધિક માનેલી છે.

કુવલયાનંદમાં અપ્પય દીક્ષિતે 'इत्थं शतमलङ्कारा:' કહીને તેની સંખ્યા સોની માનેલી છે.

અનુપ્રાસ

વ્યંજનની આવૃત્તિ '**અનુપ્રાસ**' કહેવાય છે. તેના મુખ્ય ભેદો ચાર છે. (૧) **છેકાનુપ્રાસ**, (૨) **વૃત્ત્યનુપ્રાસ**, (૩) **શ્રુત્યનુપ્રાસ** અને (૪) **લાટાનુપ્રાસ.** જેમાં સમાન વર્ણોની આવૃત્તિ થાય, તે '**છેકાનુપ્રાસ**' કહેવાય છે, એક વર્ણની અનેક વાર આવૃત્તિ થાય, તે '**વૃત્ત્યનુપ્રાસ**' કહેવાય છે. કાનને મધુર લાગે તે રીતે તાલવ્ય અને દન્ત્યાદિ વર્ણોની આવૃત્તિ થાય, તે '**શ્રુત્યનુપ્રાસ**' કહેવાય છે અને શબ્દની પુનઃ પુનઃ આવૃત્તિ થાય, તે '**લાટાનુપ્રાસ**' કહેવાય છે. કેટલાકના મતથી અંતમાં સમાન વર્ણ આવતાં '**અંત્યાનુપ્રાસ** બને છે. પ્રસ્તુત કાવ્યમાં આ પાંચે અનુપ્રાસો જોવામાં આવે છે.

પહેલી ગાથામાં य स णની આવૃત્તિ થવાને લીધે 'છેકાનુપ્રાસ' છે. બીજી ગાથામાં વની આવૃત્તિ થવાને લીધે 'છેકાનુપ્રાસ' છે; તથા પાંચમી ગાથામાં क ण અને यની આવૃત્તિ થવાને લીધે 'છેકાનુપ્રાસ' છે. આ રીતે ૬, ૯, ૧૦, ૧૧, ૧૫, ૨૧, ૨૨, ૨૩, ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૦, ૩૧, ૩૨, ૩૫, ૩૬ અને ૩૭મી ગાથામાં જુદા જુદા વર્ણોની આવૃત્તિ થવાને લીધે 'છેકાનુપ્રાસ' છે.

ચોથી ગાથામાં ण અને तની અનેક વાર આવૃત્તિ થવાથી 'વૃત્ત્યનુપ્રાસ' છે; સાતમી ગાથામાં र અને યની અધિક

આવૃત્તિ થવાથી વૃત્ત્યનુપ્રાસ છે અને નવમી ગાથામાં થ, વ અને મની અધિક આવૃત્તિ થવાથી 'વૃત્ત્યનુપ્રાસ' છે. આ જ રીતે ગાથા ૧૪, ૧૯, ૨૧, ૨૬, ૩૪માં જુદા જુદા વર્ણોની અનેકવાર આવૃત્તિ થવાને લીધે 'વૃત્ત્યનુપ્રાસ' છે.

ત્રીજી ગાથામાં ज (તાલવ્ય), य (તાલવ્ય), અને स (દંત્ય)ની આવૃત્તિ થવાથી 'શ્રુત્યનુપ્રાસ' છે. ચોવીસમી ગાથામાં ज (તાલવ્ય), ण (મૂર્ધન્ય), प, म અને म (ઔષ્ઠ્ય)ની આવૃત્તિ થવાથી 'શ્રુત્યનુપ્રાસ' છે. તથા છવ્વીસમી ગાથામાં म (ઔષ્ઠ્ય), અને ण (મૂર્ધન્ય) તથા य (તાલવ્ય)ની આવૃત્તિ થવાથી 'શ્રુત્યનુપ્રાસ' છે.

આઠમી ગાથામાં उत्तम અને संति શબ્દોની આવૃત્તિ થવાથી 'લાટાનુપ્રાસ' છે. સત્તરમી ગાથામાં गुणेहिं पावइ न तं તથા नव-सरय એ શબ્દોની આવૃત્તિ થવાથી 'લાટાનુપ્રાસ' છે.

ગાથા ૨, ૪, ૨૦, ૨૫, ૨૬, ૩૦ તથા ૩૧માં અંત્યાનુપ્રાસ છે.

### યમક

સમાન છતાં ભિન્ન અર્થોવાળા શબ્દોની આવૃત્તિ થવાથી '**યમક**' નામનો અલંકાર ઉત્પન્ન થાય છે. (તેના અનેક ભેદ-પ્રભેદો આચાર્યોએ માનેલા છે.)

ત્રીજી ગાથામાં 'अजिय-संतीणं' એ પદ ત્રીજા અને ચોથા પાદમાં ભિન્નાર્થક હોવાથી યમક અલંકાર છે. બારમી

ગાથામાં 'संति'-પદ ચારે ચરણમાં ભિન્નાર્થક હોવાથી યમક અલંકાર છે. સોળમી ગાથામાં 'अजियं'પદ ચારે ચરણમાં ભિન્નાર્થક હોવાથી 'યમક' અલંકાર છે. આ પ્રમાણે ૨૦, ૨૧, ૩૨, ૩૫, ૩૭ તથા ૩૮મી ગાથામાં પણ જુદા જુદા 'યમક' અલંકારો છે.

### ચિત્ર

જ્યાં વર્ણોની વિશિષ્ટ રચનાથી ખડ્ગાદિ ચિત્રનો બંધ થતો હોય, ત્યાં '**ચિત્ર**' અલંકાર ઉત્પન્ન થાય છે.

ત્રીજી ગાથામાં 'ચતુષ્પટ-બંધ' હોવાથી ચિત્ર અલંકાર છે; ચોથી ગાથામાં 'દીપિકા-બંધ,' 'વાપિકા-બંધ' અને 'મંગલકલશ-બંધ' હોવાથી 'ચિત્ર' અલંકાર છે: સોળમી ગાથામાં 'ગુચ્છ-બંધ' હોવાથી 'ચિત્ર' અલંકાર છે; સત્તરમી ગાથામાં 'વૃક્ષ-બંધ' હોવાથી 'ચિત્ર' અલંકાર છે; એક-વીસમી ગાથામાં 'ષડ્દલ કમલ-બંધ' હોવાથી 'ચિત્ર' અલંકાર છે; અને ચોત્રીસમી ગાથામાં 'અષ્ટદલ કમલ-બંધ' હોવાથી 'ચિત્ર' અલંકાર છે. (ચિત્ર-બંધો અલંકારના છેડે આપવામાં આવ્યા છે.)

### પુનરુક્તવદાભાસ

જે શબ્દોમાં વાસ્તવિક એકાર્થતા ન હોય પણ એકાર્થ જેવો ભાસ હોય, ત્યાં '**પુનરુકતવદાભાસ**' અલંકાર ઉત્પન્ન થાય છે.

પાંચમી ગાથામાં 'किरिया-विहि' પદો વડે, ચૌદમી

ગાથામાં ‘ सेय, सुद्ध, धवल ’ પદો વડે, ઓગણીસમી ગાથામાં ‘ महियच्चियं ’ પદો વડે અને ચાલીસમી ગાથામાં ‘ खुभिय, लुलिय, चल ’ પદો વડે ‘ પુનરુક્તવદાભાસ ’ અલંકાર છે.

(અર્થાલંકાર) ઉપમા

કાવ્યાનુશાસનમાં ઉપમાલંકારનું લક્ષણ ‘ हृद्यं साधर्म्यमुपमा ’ – ‘ ઉપમાન અને ઉપમેયનું આહ્લાદકારી સામ્ય તે ‘ **ઉપમા** ’ એવું દર્શાવવામાં આવ્યું છે.

નવમી ગાથામાં શ્રીઅજિતનાથ ભગવાનના દેહનું વર્ણન કરતાં જણાવ્યું છે કે – ‘ वरहत्थि-पसत्थ-वित्थिन्न-संथियं ’ – ઉત્તમ હાથીના કુંભસ્થળ-સમાન પ્રશસ્ત અને વિસ્તીર્ણ સંસ્થાન-વાળા. અહીં ઉત્તમ હાથીનું કુંભસ્થળ એ ઉપમાન છે અને સંસ્થાન એ ઉપમેય છે. ‘ मयगल-लीलायमाण-वरगंधहत्थि-पत्थाण-पत्थियं ’ – મદ ગળતા અને લીલાએ ચાલતા શ્રેષ્ઠ ગંધહસ્તિના જેવી ગતિએ ચાલતા. અહીં મદ ગળતા અને લીલાએ ચાલતા શ્રેષ્ઠ ગંધહસ્તિની ગતિ એ ઉપમાન છે અને ભગવાનની ચાલ ઉપમેય છે. ‘ हत्थि-हत्थ-बाहुं ’ – હાથીની સૂંઢ જેવા હાથવાળા. અહીં હાથીની સૂંઢ એ ઉપમાન છે અને ભગવાનના બાહુ-હાથ એ ઉપમેય છે. ‘ धंत-कणग-रुयग-निरुवहय-पिंजरं ’ – તપાવેલા સોનાની કાંતિ જેવા સ્વચ્છ પીતવર્ણવાળા. અહીં તપાવેલા સોનાની કાંતિનો સ્વચ્છ અને પીતવર્ણ ઉપમાન છે અને ભગવાનના દેહની કાંતિ ઉપમેય છે. તેરમી ગાથામાં नवसारय-ससि-सकलाणण – ’ શરદૃઋતુના નવીન ચંદ્ર જેવા કલા-પૂર્ણ મુખવાળા એ પદમાં શરદૃઋતુનો નવીન કલાપૂર્ણ ચંદ્ર

ઉપમાન છે અને ભગવાનનું મુખ ઉપમેય છે. ચૌદમી ગાથામાં ' धंत-रुप्प-पट्ट-सेय-सुद्ध-निद्ध-धवल-दंत-पंति ' – ધમેલા રૂપાની પાટ જેવી ઉત્તમ, નિર્મલ, ચકચકિત અને ધવલ દંત-પંક્તિ-વાળા–એ પદમાં ધમેલા રૂપાની પાટની ઉત્તમતા, નિર્મલતા, ચકચકિતતા અને ધવલતા ઉપમાન છે અને ભગવાનના દાંતની પંક્તિ ઉપમેય છે. પચીસમી ગાથામાં ' ललिय-हंस-वहु-गामिणि-आहिं ' તથા ' सक्कलकमलदल-लोयणिआहि ' પદો પણ ' ઉપમા ' અલંકારથી અલંકૃત છે.

### રૂપક

એક પદાર્થને બીજા પદાર્થની સાથે સમાન ન કહેતાં એકરૂપ કહેવાથી ' **રૂપક** ' અલંકાર થાય છે. જેમ કે ' मुखमेव चन्द्रः ' – ' મુખ એ જ ચંદ્ર છે. '

સાતમી ગાથાના ' अरइ-रइ-तिमिर ' પદમાં અઢારમી ગાથાનાં ' तम-रय-रहियं ' પદમાં, ઓગણીસમી ગાથાનાં ' गयणंगण ' પદમાં, છવ્વીસમી ગાથાનાં ' गाय-लयाहि ' પદમાં તથા છત્રીસમી ગાથાનાં ' कम्म-रय-मलं ' પદમાં ' રૂપક ' અલંકાર છે.

### વ્યતિરેક

ઉપમાન કરતાં ઉપમેયની ઉત્કૃષ્ટતા દર્શાવવી, તે ' **વ્યતિ-રેક** ' અલંકાર છે. જેમ કે ' अहो ! विडम्बयत्येषा, वदनेन सरोरुहम् '–' અહો ! તે વદનવડે કમલને પણ તિરસ્કૃત કરે છે. '

પંદરમી ગાથામાં ' विमल-ससिकलाइरेअ-सोमं ' વગેરે ચારે ચરણોમાં ' વ્યતિરેક ' અલંકાર છે. તે જ રીતે ઓગણીસમી

ગાથામાં 'अइरुग्गय-सरय-दिवायर-समहिय-सप्पभं तवसा'-એ પંક્તિમાં પણ 'વ્યતિરેક' અલંકાર છે.

### કાવ્યલિંગ

કારણ દર્શાવીને વાચ્યાર્થનું સમર્થન કરવાથી '**કાવ્યલિંગ**' અલંકાર થાય છે. જેમ કે 'जितोऽसि मन्द ! कन्दर्प ! मच्चित्तेऽस्ति त्रिलोचनः।'-'હે નીચ કામદેવ ! તું જિતાયેલો છે, કારણ કે મારા ચિત્તમાં ત્રિલોચન છે.'

પહેલી ગાથામાં 'संतिं च पसंत-सव्व-गय-पावं' એ પંક્તિમાં 'કાવ્યલિંગ' અલંકાર છે, કારણ કે તેમાં संतिપદના અર્થનું 'पसंत-सव्व-गय-पावं' એ પદવડે સમર્થન કરવામાં આવ્યું છે. દશમી ગાથામાં 'अजियं' અને 'जियारिगणं'પદના હેતુ-પોષક 'जिय-सव्व-भयं' અને 'भवोह-रिउं' હોવાથી 'કાવ્યલિંગ' અલંકાર છે.

### વિશેષોક્તિ

કારણ હોવા છતાં કાર્ય ન થાય, ત્યાં '**વિશેષોક્તિ**' અલંકાર મનાય છે. જેમકે—

"अनुरागवती सन्ध्या, दिवसस्तत्पुरस्सरः।
अहो ! दैवगतिश्चित्रा, तथाऽपि न समागमः॥"

—કુવલયાનંદ, પૃ. ૧૦૧

સંધ્યા અનુરાગવાળી છે, દિવસ તેની સમીપે છે; છતાં દૈવ-ગતિ વિચિત્ર છે કે સમાગમ થતો નથી.

પચીસમી અને ઓગણત્રીસમી ગાથાથી શરૂ થતાં કુલકોમાં મોહ-જન્ય સામગ્રીનો સદ્ભાવ છતાં ભગવાનને 'जिय-मोहं' – મોહને જિતનાર અને 'पसंत-सव्व-पाव-दोसं' – સર્વ પાપ અને દોષને શાન્ત કરનાર વર્ણવ્યા છે. તેથી 'વિશેષોક્તિ' અલંકાર છે.

પરિકર

જ્યાં વિશેષણો અભિપ્રાય-પૂર્વક હોય, ત્યાં '**પરિકર**' અલંકાર મનાય છે. જેમ કે 'सुधांशु-कलितोत्तंसस्तापं हरतु वः शिवः।' 'ચંદ્રથી શોભાયમાન મસ્તકવાળા શિવ તમારા તાપને દૂર કરો.'

છઠ્ઠી ગાથામાં 'अभयकरे' વિશેષણ સાભિપ્રાય હોવાથી 'પરિકર' અલંકાર છે; તથા આઠમી ગાથામાં કવિએ 'संति' અને 'समाहिं' માગ્યા છે અને તે દેવામાં સામર્થ્ય-સૂચક 'समाहि-निहिं' અને 'संति-करं' એ બે વિશેષણો યોજેલાં છે; એટલે ત્યાં પણ 'પરિકર' અલંકાર છે.

ઉદાત્ત

સમૃદ્ધિનું વર્ણન હોય, ત્યાં '**ઉદાત્ત**' અલંકાર ઉત્પન્ન થાય છે.

અગિયારમી ગાથામાં પુર, નગર, નિગમ, જનપદ, ચૌદ રત્ન, નવ મહાનિધિ, સ્ત્રીઓ, અશ્વ, ગજ, રથ, ગામ વગેરે સમૃદ્ધિનું વર્ણન હોવાથી 'ઉદાત્ત' અલંકાર છે.

### કારક-દીપક

એક વસ્તુસંબંધી અનેક ક્રિયાઓનું વર્ણન હોય, ત્યાં '**કારક-દીપક**' અલંકાર ઉત્પન્ન થાય છે, જેમ કે 'गच्छ-त्यागच्छति पुनः पान्थः पश्यति पृच्छति'–'પ્રવાસી જાય છે, પુનઃ આવે છે, તથા જુએ છે અને પૂછે છે.'

ઓગણીસમી ગાથામાં 'त्रिणओणय-सिर-रइअंजलि-रिसि-गण-संथुयं थिमियं' તથા 'विबुहाहिव-धणवइ नरवइ-थुय-महियच्चियं बहुसो' એ પદોમાં પૂજ્ય-ભાવ દર્શાવનારી અનેક ક્રિયાઓનું વર્ણન હોવાથી 'કારક-દીપક' અલંકાર છે.

### રત્નાવલી

પ્રકૃત કે પ્રાસ્તાવિક અર્થોનો પ્રસિદ્ધ ક્રમ અનુસાર ન્યાસ થાય, ત્યાં '**રત્નાવલી**' અલંકાર થાય છે.

એકવીસમી ગાથામાં સંગીતશાસ્ત્ર-પ્રસિદ્ધ વાદન, ગાયન અને નૃત્યનું ક્રમિક વર્ણન હોવાથી 'રત્નાવલી' અલંકાર છે.

### હેતુ

જ્યાં હેતુમાન્ વસ્તુઓની સાથે હેતુનું વર્ણન કરવામાં આવે છે, ત્યાં '**હેતુ**' અલંકાર મનાય છે.

પાંચમી ગાથામાં 'किरिया-विहि-संचिय-कम्म-किलेस-विमुक्खयरं' આદિ વિશેષણો હેતુરૂપ છે, તેથી 'હેતુ' અલંકાર છે. ઓગણીસમી ગાથામાં 'अइरुग्गय-सरय-दिवायर-समहिय-सप्पभं तवसा' એ પદોમાં 'હેતુ' અલંકાર છે. પાંત્રીસમી

ગાથામાં 'તે તત્તેણ ધુય-સવ્વ-પાવયા' એ પદોમાં 'હેતુ' અલંકાર છે.

### પરિણામ

જ્યાં કથનીય વસ્તુની સ્વાભાવિક ઉપયોગિતા દર્શાવવામાં આવે, ત્યાં '**પરિણામ**' અલંકાર ઉત્પન્ન થાય છે.

ચોથી ગાથામાં નામ-કીર્તનની ઉપયોગિતા શુભ( સુખ )-પ્રવર્તન તથા ધૃતિ-મતિ-પ્રવર્તન વડે દર્શાવેલી હોવાથી 'પરિણામ' અલંકાર છે.

### સ્વભાવોક્તિ

જાતિ, ક્રિયા આદિમાં રહેલા સ્વભાવનું વર્ણન કરવામાં આવે, ત્યાં '**સ્વભાવોક્તિ**' અલંકાર મનાય છે.

બાવીસમી તથા ત્રેવીસમી ગાથામાં દેવાગમનનું સ્વાભાવિક વર્ણન હોવાથી 'સ્વભાવોક્તિ' અલંકાર છે.

### ક્રમ

શબ્દ, અર્થ કે શબ્દાર્થનું પરિપાટી-પૂર્વક વર્ણન હોય, ત્યાં '**ક્રમ-અલંકાર**' મનાય છે.

બીજી ગાથામાં 'ववगय-मंगुलभावे' આદિ પદોમાં શ્રીઅજિતનાથ તથા શ્રીશાન્તિનાથ ભગવાનના આધ્યાત્મિક વિકાસનું પરિપાટી-પૂર્વક વર્ણન હોવાથી 'ક્રમ' અલંકાર છે. આઠમી ગાથામાં 'अज्जव-मद्दव-खंति-विमुत्ति-समाहि-निहिं' એ

પદમાં શ્રીશાંતિનાથ ભગવાનના આધ્યાત્મિક-વિકાસનું પરિપાટી-પૂર્વક વર્ણન હોવાથી ' ક્રમ ' અલંકાર છે. ઓગણીસમી ગાથામાં ઋષિગણ, દેવગણ અને દેવ-વધૂઓના વંદનનો ક્રમ દર્શાવેલો હોવાથી ' ક્રમ ' અલંકાર છે.

### મુદ્રા

પ્રસ્તુત અર્થની સાથે વિષયની સૂચના થાય, ત્યાં ' **મુદ્રા** ' અલંકાર ઉત્પન્ન થાય છે.

પહેલી ગાથામાં ' अजियं ' અને ' संति ' પદોવડે ' अजिय-संति-थओ 'નું સૂચન થતું હોવાથી ' મુદ્રા ' અલંકાર છે.

### ગુણ-રીતિ વગેરે

આ કાવ્યમાં મુખ્યત્વે ' **પ્રસાદ** ' અને ' **માધુર્ય** 'ગુણ છે. રીતિમાં ' **વૈદર્ભી**, ' ' **ગૌડી** ' અને ' **પાંચાલી** 'નો પ્રયોગ ઘણે સ્થળે થયેલો છે. આખાએ કાવ્યમાં ' **ભક્તિરસ-શાન્તરસ** 'ની પ્રધાનતા છે. કોઈક સ્થળે ' **અદ્ભુત** ' ' **શૃંગાર** ' અને ' **વીર** 'રસની છાંટ છે, પણ તે ' **શાંત-રસ** 'ની પોષક છે.

## ચતુષ્પદ-બંધ



सव्व-दुक्खप्प-संतीणं,

सव्व-पावप्प-संतीणं ।

सया अजिय-संतीणं,

नमो अजिय-संतीणं ॥ ३ ॥

[ ગાથા ૪ ]

વાપિકા-બંધ દીપિકા-બંધ






મંગલકલશ-બંધ



अजियजिण ! सुहप्पवत्तणं,
तव पुरिसुत्तम ! नाम-कित्तणं ।
तह य धिइ-मइ-प्पवत्तणं,
तव य जिणुत्तम ! संति ! कित्तणं ॥ ४ ॥

ગુચ્છ-બંધ




सत्ते अ सया अजियं,
सारीरे अ बले अजियं ।
तव-संजमे अ अजियं,
एस थुणामि जिणं अजियं ॥ १६ ॥

વૃક્ષ-બંધ




सोम-गुणेहिं पावइ न तं नव-सरय-ससी,
तेअ-गुणेहिं पावइ न तं नव-सरय-रवी ।
रूव-गुणेहिं पावइ न तं तिअस-गण-वई,
सार-गुणेहिं पावइ न तं धरणि-धर-वई ॥ १७ ॥

ષડ્-દલ-કમલ-બંધ



अभयं अणहं, अरयं अरुयं ।
अजियं अजियं, पयओ पणमे ॥ २१ ॥

## અષ્ટ-દલ-કમલ-બંધ




सहाव-लट्ठा सम-प्पइट्ठा, अदोस-दुट्ठा गुणेहिँ जिट्ठा ।
पसाय-सिट्ठा तवेण पुट्ठा, सिरीहिँ इट्ठा रिसीहिँ जुट्ठा ॥ ३८ ॥

(૫) મહર્ષિ નંદિષેણનો સત્તા-સમય

આ સ્તવના રચયિતા મહર્ષિ નંદિષેણ છે, એ તો સ્તવના છેડે આવતા 'पावेउ अ नंदिसेणमभिनंदिं' એ શબ્દો પરથી સ્પષ્ટ છે, પણ 'તે ક્યારે થયા ?' તે જાણવાનું બાકી રહે છે.

વિક્રમની ચૌદમી સદીના પૂર્વાર્ધમાં વિદ્યમાન શ્રીધર્મઘોષ-સૂરિએ રચેલા શત્રુંજયકલ્પમાં કહ્યું છે કે—

"नेमि-वयणेण जत्ता-गएण, जहिं नंदिसेण-[गणि]वइणा ।
विहिओ अजिअ-संति-थओ, जयउ तयं पुंडरीयं तित्थं ॥"

'શ્રીનેમિનાથનાં વચનથી યાત્રાએ ગયેલા શ્રીનંદિષેણ ગણધરે જ્યાં અજિત-શાંતિ-સ્તવની રચના કરી, તે પુંડરીક-તીર્થ જય પામો.'

ઉપર્યુક્ત સૂરિએ (લઘુ)અજિત-શાંતિ-સ્તવ નામનું સત્તર ગાથાનું મહામંત્ર-ગર્ભિત એક સ્તવન બનાવ્યું છે. તેમાં જણાવ્યું છે કે—

"वासासु विहिअ-वासा, सुविहिअ-सि(स)त्तुंजए अ सि(स)त्तुंजे ।
तहिं रिट्ठनेमिणो, रिट्ठनेमिणो वयणओ जे उ ॥ ३ ॥
देविंद थुआ थुणिआ, वरविज्जा नंदिसेण-गणिवइणा ।
समय-वरमंत-धम्मकित्तिणा, अजिय-संति-जिणा ॥ ४ ॥"

'વર્ષાઋતુમાં પ્રબળ શત્રુઓને જિતવા માટે શત્રુંજય પર્વત પર જેમણે વાસ કર્યો છે, તથા જેઓ દેવેન્દ્ર-સ્તુત અને શ્રેષ્ઠ વૈદ્ય છે, તેમ જ જેઓ અરિષ્ટોને નાશ કરનાર શ્રી-

અરિષ્ટનેમિ ભગવાનનાં વચનથી આગમના ઉત્તમ જ્ઞાતા, મંત્ર, ધર્મ અને કીર્તિયુક્ત નંદિષેણ ગણધર વડે સ્તવાયા છે તે અજિત-શાન્તિ જિનો—

આનો અર્થ એ છે કે શ્રીનેમિનાથ ભગવાનનાં કથનથી તેમના નંદિષેણ નામના ગણધર શ્રીશત્રુંજય તીર્થની યાત્રા કરવા ગયા અને તેમણે ત્યાં વર્ષાકાલ રહીને આ સ્તવ બનાવ્યો.

શ્રીધર્મઘોષસૂરિ પછી થોડા જ વખતે થયેલા વિક્રમની ચૌદમી સદીના ઉત્તરાર્ધમાં વિદ્યમાન શ્રીજિનપ્રભસૂરિએ શ્રી-શત્રુંજયતીર્થ-કલ્પમાં જણાવ્યું છે કે—

" श्रीनेमिवचनात् यात्रागतः सर्वरुजापहम् ।
नंदिषेणगणेशोऽत्राजित-शान्तिस्तवं व्यधात् ॥ "

શ્રીનેમિનાથનાં વચનથી યાત્રાએ ગયેલા શ્રીનંદિષેણ ગણધરે સર્વ રોગોને હરનાર અજિત-શાંતિ-સ્તવ અહીં (શત્રુંજયમાં) રહીને બનાવ્યો.

વળી તેમણે આ સ્તવ પર રચેલી ' બોધ-દીપિકા 'નામની ટીકામાં જણાવ્યું છે કે " नंदिषेणश्चेह श्रेणिकपुत्रो नेमिगणधरो वा, श्रेणिकपुत्रोऽन्यो वा कश्चिन्महर्षिर्न सम्यगवगम्यते, केचित् त्वाहुः श्रीशत्रुञ्जयान्तर्गुहायामजित-शान्तिनाथौ वर्षारात्रमवस्थितौ, तयोश्चैत्यद्वयं पूर्वाभिमुखं जातमनुपमसरःसमीपेऽजितचैत्यं च मरुदेव्यन्तिके शान्तिचैत्यं, श्रीनेमिनाथ-गणधरेण नन्दिषेणाह्वयेन नेमिवचनात् तीर्थयात्रोपगतेन तत्राजितशान्तिस्तव-रचना कृतेति ॥ "
" નંદિષેણ તે શ્રેણિક-પુત્ર નંદિષેણ કે શ્રીનેમિનાથના ગણધર

નંદિષેણ અથવા શ્રેણિકપુત્ર નંદિષેણ કે બીજા કોઈ નંદિષેણ મહર્ષિ તે બરાબર સમજી શકાતું નથી. કેટલાક તો કહે છે કે શ્રીશત્રુંજય પર્વતની ગુફામાં શ્રીઅજિતનાથ અને શ્રીશાંતિનાથ ભગવાન વર્ષારાત્ર ( ચોમાસું ) રહ્યા હતા, ત્યાં તે બંનેનાં પૂર્વાભિમુખ ચૈત્યો થયાં. તેમાં 'અનુપમ' સરોવરની નજીક શ્રીઅજિતનાથનું ચૈત્ય હતું અને મરુદેવી-માતાનાં સ્થાનની નજીક શ્રીશાંતિનાથનું ચૈત્ય હતું, ત્યાં શ્રીનેમિનાથ-ભગવાનનાં વચનથી તીર્થયાત્રાએ આવેલા શ્રીનંદિષેણ નામના ગણધરે અજિત-શાંતિ-સ્તવની રચના કરીઃ" પરંતુ આ સ્તવમાં આવતા શબ્દોને બરાબર મળતા પાઠો ભગવતીસૂત્ર, પ્રશ્નવ્યાકરણ સૂત્ર રાયપ્પસેણઇય સૂત્ર, જીવાભિગમ સૂત્ર, આવશ્યક સૂત્ર વગેરેમાં આવે છે, તેથી એમ માનવાને કારણ મળે છે કે આ સ્તવના રચયિતા મહર્ષિ નંદિષેણ પ્રભુ મહાવીરના શાસનમાં રચાયેલા આગમોના પરમજ્ઞાતા હતા અને તેથી તેમના શાસનમાં થયેલા હોવા જોઈએ.

શ્રીભગવતીસૂત્રના બારમા શતકના પાંચમા ઉદ્દેશમાં કહ્યું છે કે "से केणट्ठेणं भंते! एवं वुच्चइ 'नरदेवा नरदेवा?'

[उ०] गोयमा! जे इमे रायाणो चाउरंत-चक्कवट्टी उप्पन्न-समत्त-चक्करयण-पहाणा नवनिहि-पइणो समिद्ध-कोसा बत्तीसं रायवर-सहस्साणुयाय-मग्गा सागरवर-मेहलाहिवइणो मणुस्सिंदा, से तेण अट्ठेणं जाव नरदेवा नरदेवा।"

પ્રશ્નવ્યાકરણ સૂત્રના ચોથા દ્વારમાં ચક્રવર્તીઓનું વર્ણન કરતાં જણાવ્યું છે કે—"बत्तीसं वरराय-सहस्साणुयाय-मग्गा

चउसट्ठिसहस्स-प्पवरजुवतीण णयण-कंता।" તેવી જ પંક્તિઓ આ સ્તવમાં પણ જણાય છે:

વળી પ્રશ્નવ્યાકરણમાં ચક્રવર્તી, વાસુદેવ, બલદેવ વગેરેનાં વર્ણનોમાં નીચેની પંક્તિઓ આવે છે, તે બધી જ આમાં તેવી ને તેવી કે થોડા ફેરફાર સાથે જોવામાં આવે છે. જેમકે—

'हय-गय-रह-सहस्स-सामी' (પૃ. ૭૨)

'विमल-ससि-किरण-सरिस-कलहोय-निम्मलाहिं' (પૃ. ૭૨)

'सिरिवच्छ-सुलंछणा' (પૃ. ૭૨)

'पवर-दित्त-तेया' (પૃ. ૭૨)

'अक्करं हुय-कणग-रुयग-निम्मल-सुजाय-निरुवहय-देहधारी' (પૃ. ૭૨ તથા ૭૭)

'भरह-णग-णगर-णिगम-जणवय-नरवई' (પૃ. ૯૨).

શ્રીરાયપ્પસેણઇય-સૂત્રમાં સૂર્યાભદેવનાં નાટકનું જે વર્ણન આવે છે, તેમાં જણાવેલું છે કે सकुहर-गुंजंत-वंस-तंती-तल ताल-लय-गह-सुसंपउत्त' [सकुहर-गुञ्जद्-वंश-तन्त्री-तल-ताल-लय-ग्रह-सुसंप्रयुक्तम्] – ગુંજતા વાંસની વાંસળી અને વીણાના સ્વર સાથે ભળતું, એકબીજાની વાગતી તાળીના અવાજને અનુસરતું, મુરજ અને કાંસીઓના ઝણઝણાટના તથા નાચનારાઓના પગના ઠમકાના તાલને બરાબર મળતું, વીણાના લયને બરાબર બંધ-બેસતું અને શરૂઆતથી વાંસળી વગેરે વાગતાં હતાં, તેનાથી યુક્ત હતું.' બરાબર આ જ વર્ણન

वंस-सद्द-तंती-ताल-मेलिए, तिउक्खराभिराम-सद्द-मीसए कए એ'માં ઊતરેલું જણાય છે. વંશ, તંત્રી, તાલ વગેરે શબ્દો એના એ જ છે અને ક્રમ પણ એ જ સાચવેલો છે. સૂત્રમાં જ્યાં सकुहर-गुंजंत છે, ત્યાં આ સ્તવમાં शब्द મૂકેલો છે અને सुसंपउत्तના સ્થાને मेलिए અને मीसए છે.

શ્રીજીવાભિગમ-સૂત્રમાં 'શક્રસ્તવ'નો પાઠ છે, તેમાં 'नमो जिणाणं जिय-भयाणं' એ પદો જોવામાં આવે છે. તેના સ્થળે અહીં 'अजियं जिय-सव्व-भयं पणिवयामि।' એવો પાઠ આવે છે. વળી વિજયદેવના અભિષેક-પ્રસંગે 'छत्ताणं चामराणं अवपडागाणं'નો જે ક્રમ દર્શાવેલો છે, તે અહીં 'छत्त-चामर-पडाग' વગેરે પદોમાં બરાબર જળવાયેલો છે.

શ્રીઆવશ્યક-સૂત્રનું બીજું અધ્યયન 'ચતુર્વિંશતિ-સ્તવ' નામનું છે, તે આ સ્તવની રચના વખતે તેમની નજર સામે બરાબર રહ્યું હશે, તેમ જણાય છે. એ સ્તવના ઉપક્રમમાં જેમ તીર્થંકરદેવને (૧) लोगस्स उज्जोअगरे, (૨) धम्म-तित्थयरे (૩) जिणे, (૪) अरिहंते અને (૫) केवली એ વિશેષણો લગાડેલાં છે, તેમ આ સ્તવના ઉપક્રમમાં પણ 'जिय-सव्व-भयं' 'पसंत-सव्व-गय-पावं' આદિ વિશેષણો લગાડેલાં છે. વળી જિનેશ્વરની સ્તુતિ કર્યા પછી જેમ તેમાં ત્રણ ગાથાઓ આવે છે, તેમ આમાં પણ ઉપસંહારરૂપે ત્રણ ગાથાઓ આવે છે અને તેમાં શબ્દો પણ લગભગ તેવા જ આવે છે. જેમ કે 'ચતુર્વિંશતિ-સ્તવ'માં 'एवं मए अभिथुआ' એ પદો આવે છે, તો અહીં પણ 'एवं तव-बल-विउलं, थुअं मए

अजिय-संति-जिण-जुअलं' એવાં પદો આવે છે. ચતુર્વિંશતિ-સ્તવમાં 'आरुग्ग-बोहि-लाभं समाहि-वरमुत्तमं दिंतु' એ પંક્તિ આવે છે, તો અહીં 'संतिमुणी मम संति-समाहि-वरं दिसउ' એ પંક્તિ આવે છે અને તેવો જ ભાવ 'संतिं विहेउ मे' 'पइस मे समाहिं' વગેરે પદોમાં પુનઃ પુનઃ વ્યક્ત થયેલો છે. 'चंदेसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा' એ પંક્તિને બદલે 'विमल-ससिकलाइरेअ-सोमं,' 'वितिमिर-सूर-कराइरेअ-तेअं' અને 'सोम-गुणेहिं पावइ न तं नव-सरय-ससी' તથા तेअ-गुणेहिं पावइ न तं नव-सरय-रवी' એ પંક્તિઓ જોવામાં આવે છે. વળી ચતુર્વિંશતિ-સ્તવમાં 'सिद्धा सिद्धिं मम दीसंतु' શબ્દથી સ્તવની પૂર્ણાહુતિ કરવામાં આવી છે, તો અહીં 'हुंतु मे सिव-सुहाण दायया'થી પૂર્ણાહુતિ કરવામાં આવી છે.

આ જ રીતે દેવ-દેવીઓનાં વર્ણનો વખતે જે શબ્દો આવે છે, તે પણ આગમોના પાઠો સાથે ઘણા મળતા આવે છે. એટલે એ વાત સ્પષ્ટ થાય છે કે મહર્ષિ નંદિષેણ પ્રભુ મહાવીરનાં શાસનમાં થયેલા આગમધર મહર્ષિ જણાય છે, પછી તે શ્રેણિક-પુત્ર નંદિષેણ હોય કે અન્ય નંદિષેણ હોય.

વળી આ સ્તવનો સ્પષ્ટ ઉલ્લેખ શ્રીસંઘદાસગણિ ક્ષમાશ્રમણે બૃહત્કલ્પસૂત્રનાં લઘુભાષ્યમાં આ પ્રમાણે કરેલો છે:

"अविधि-परिट्ठवणाए, काउस्सग्गो गुरु-समीवम्मि।
मंगल-संति-निमित्तं, थओ तओ अजित-संताणं ॥ ५५४९ ॥"

શ્રમણના દેહને પરિઠવતાં કંઈ અવિધિ થયો હોય, તો

ગુરુ-સમીપે કાયોત્સર્ગ કરવો અને મંગલ તથા શાન્તિ-નિમિત્તે 'અજિત-શાંતિ-સ્તવ' બોલવો.

શ્રીસંઘદાસગણિ ક્ષમાશ્રમણ, વિશેષાવશ્યક-ભાષ્ય અને વિશેષણવતી વગેરે રચનાર શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ પહેલાં થઈ ગયા જણાય છે, એટલે આ સ્તવના રચયિતા મહર્ષિ નંદિષેણ તે બંને ક્ષમાશ્રમણો પહેલાં થઈ ગયા છે-એ સુનિશ્ચિત છે.

### (૬) સ્તવનું સાહિત્ય અને અનુકરણ

આ સ્તવ પર શ્રીગોવિંદાચાર્યે (૧), શ્રીજિનપ્રભસૂરિએ (૨) [વિ. સં. ૧૩૬૫ના પોષ વદિ ૨], નાગપુરીય તપા-ગચ્છના શ્રીહર્ષકીર્તિસૂરિએ (૩), તથા ઉપાધ્યાય શ્રીસમય-સુંદરગણિએ (૪) ટીકાઓ રચેલી છે. શ્રીજિનપ્રભસૂરિની ટીકા બોધદીપિકા નામથી પ્રસિદ્ધ છે અને બીજી ટીકાઓ કરતાં વધારે વિસ્તારવાળી છે. શ્રીગુણધરસૂરિએ (૫) આ સ્તવ પર અવચૂરિ રચેલી છે અને અન્ય મુનિ-પુંગવોએ તેના પર વાર્તિકો રચેલાં છે.

આ સ્તવનાં અનુકરણરૂપે શ્રીવીરગણિએ (૧) આઠ અપ-ભ્રંશ ગાથામાં લઘુ અજિત-શાંતિ-સ્તવની રચના કરી છે. શ્રીજિનવલ્લભગણિએ (૨) લઘુ અજિત-શાન્તિ-સ્તવના નામ-થી ઓળખાતા ૧૭ પ્રાકૃતગાથાવાળા 'उल्लासिअथुत्त-'ની રચના કરી છે. શ્રીધર્મઘોષગણિએ (૩) ૧૭ પ્રાકૃતગાથાવાળા મંત્ર-ગર્ભિત અજિત-શાન્તિ-સ્તવની રચના કરી છે અને

ઉ. મેરુનંદનકવિએ તથા શ્રીજયશેખરસૂરિએ પણ (૪-૫) અજિત-શાંતિ-સ્તવની રચના કરી છે તથા શ્રીસકલચંદ્ર વાચકના શિષ્ય શ્રીશાન્તિચંદ્રે ૩૯ ગાથાનું (૬) 'ઋષભ-વીર-સ્તવન' સંસ્કૃત ભાષામાં રચ્યું છે અને તેના પ્રત્યેક છંદો આ સ્તવ પ્રમાણે જ લીધા છે, તે આ સ્તવન કેટલું લોક-પ્રિય અને માનનીય હતું, તેનું પ્રમાણ પૂરું પાડે છે.

## (૮) આધાર-સ્થાન

આ સ્તવ મહર્ષિ નંદિષેણની સંઘ-માન્ય કૃતિ છે.

# ५६ बृहच्छान्तिः।

## બૃહચ્છાન્તિ

### ( १ ) મૂલપાઠ*

[ १. मङ्गलाचरणम् ]

[ મન્દાક્રાન્તા ]

भो भो भव्याः! शृणुत वचनं प्रस्तुतं सर्वमेतद्,
ये यात्रायां त्रिभुवनगुरोरार्हता भक्तिभाजः।
तेषां शान्तिर्भवतु भवतामर्हदादिप्रभावाद्,
आरोग्यश्री-धृति-मति-करी क्लेश-विध्वंसहेतुः ॥ १ ॥

[ २. पीठिका ]

भो भो भव्यलोकाः![1] इह हि भरतैरावत-विदेह-सम्भवानां समस्त-तीर्थकृतां जन्मन्यासन-प्रकम्पानन्तरमवधिना विज्ञाय, सौधर्माधिपतिः, सुघोषा-घण्टा-चालनानन्तरं, सकल-सुरासुरेन्द्रैः सह समागत्य, सविनयमर्हद्भट्टारकं गृहीत्वा, गत्वा कनकाद्रि-शृङ्गे, विहित-जन्माभिषेकः शान्तिमुद्घोषयति यथा,[2] ततोऽहं कृतानुकारमिति कृत्वा

* આ સૂત્રમાં ઘણાં પાઠાંતરો મળે છે, તેમાંથી ખાસ અગત્યનાં જ લેવામાં આવ્યાં છે.

[1] भव्या! પાઠાં०

[2] 'यथाथी शान्तिमुद्घोषयामि' સુધીનો પાઠ કેટલીક પ્રતિઓમાં નથી.

"महाजनो येन गतः स पन्थाः" इति भव्यजनैः सह समेत्य, स्नात्रपीठे स्नात्रं विधाय[1] शान्तिमुद्घोषयामि, तत्पूजा-यात्रा-स्नात्रादि-महोत्सवानन्तरमिति कृत्वा[2] कर्णं दत्वा निशम्यतां[3] निशम्यतां स्वाहा ॥ [ २ ]॥

[ ३. शान्तिपाठः ]

( १ ) ॐ पुण्याहं पुण्याहं प्रीयन्तां प्रीयन्तां, भगवन्तोऽर्हन्तः सर्वज्ञाः सर्वदर्शिनस्त्रिलोकनाथास्त्रिलोकमहितास्त्रिलोकपूज्यास्त्रिलोकेश्वरास्त्रिलोकोद्योतकराः ॥ [ ३ ]

ॐ ऋषभ-अजित-सम्भव-अभिनन्दन-सुमति-पद्मप्रभ-सुपार्श्व-चन्द्रप्रभ-सुविधि-शीतल-श्रेयांस-वासुपूज्य-विमल-अनन्त-धर्म-शान्ति-कुन्थु-अर-मल्लि-मुनिसुव्रत-नमि-नेमि-पार्श्व-वर्द्धमानान्ता जिनाः शान्ताः शान्तिकरा भवन्तु स्वाहा[4] ॥ [ ४ ]

( २ ) ॐ मुनयो[5] मुनिप्रवरा रिपुविजय-दुर्भिक्ष-कान्तारेषु दुर्गमार्गेषु[6] रक्षन्तु वो नित्यं स्वाहा[7] ॥ ५ ॥

---

[1] અહીં अधुना એવો વધારાનો પાઠ પણ મળે છે.

[2] 'तत्पूजा......थी कृत्वा' સુધીનો પાઠ કેટલીક પ્રતિઓમાં જોવામાં આવતો નથી. ત્યાં માત્ર 'इति' એવો જ પાઠ છે.

[3] કેટલીક પ્રતિઓમાં 'निशम्यतां' એક વાર જ લખેલું છે.

[4] કેટલીક પ્રતિઓમાં આ 'स्वाहा' પદ નથી.

[5] કેટલીક પ્રતિઓમાં 'मुनयो' પદ નથી.

[6] કેટલીક પ્રતિઓમાં આ પદ નથી.

[7] કેટલીક પ્રતિઓમાં આ પદ નથી.

(૩) ॐ श्री-ह्री[1]-धृति-मति-कीर्ति-कान्ति-बुद्धि-लक्ष्मी-मेधा-विद्या-साधन-प्रवेश-निवेशनेषु[2] सुगृहीतनामानो जयन्तु ते जिनेन्द्राः[3] ॥ [६]

(૪) ॐ रोहिणी[4]-प्रज्ञप्ति-वज्रशृङ्खला-वज्राङ्कुशी-अप्रतिचक्रा[5]-पुरुषदत्ता[6]-काली-महाकाली-गौरी-गान्धारी-सर्वास्त्रमहाज्वाला[7]-मानवी-वैरोट्या-अच्छुप्ता-मानसी-महामानसी षोडश विद्यादेव्यो[8] रक्षन्तु वो नित्यं स्वाहा[9] ॥ [७]

---

[1] અહીં 'ह्रीं श्रीं' એવો ક્રમ પણ જોવાય છે.

[2] કેટલીક પ્રતિઓમાં 'धृति-कीर्ति-लक्ष्मी-मेधा-विद्यासाधन-प्रवेश-निवेशनेषु' એવો પાઠ જોવામાં આવે છે.

[3] 'जयन्ति ते जिनवरेन्द्राः' એવો પાઠ પણ મળે છે.

[4] તથા ચ 'ॐ श्रीरोहिणी' એવો પાઠ પણ મળે છે.

[5] 'चक्रेश्वरी' પાઠાં૦

[6] 'नरदत्ता' પાઠાં૦

[7] सर्वास्त्रामहाज्वाला પાઠાં૦

[8] 'एताः षोडशविद्याऽधिष्ठायिका देव्यो' પાઠાં૦

[9] કોઈક પ્રતિમાં આ આખો મંત્ર નથી. શ્રીસકલચંદ્ર-કૃત પ્રતિષ્ઠાકલ્પમાં જણાવ્યું છે કે—

"रोहिणी प्रथमा तासु, प्रज्ञप्तिर्वज्रशृंखला ।
वज्रांकुशाऽप्रतिचक्रा, समं पुरुषदत्तया ॥ १ ॥
काली तथा महाकाली, गौरी गांधार्यथापरा ।
ज्वालामालिनी मानवी, वैरोट्या चाच्युता मता ॥ २ ॥
मानसी च महामानस्येता देवता मताः ।
अभिषेकोत्सवे जैने, यथास्थानमनिंदिताः ॥ ३ ॥"

(५) ॐ आचार्योपाध्याय-प्रभृति-चातुर्वर्णस्य[1] श्री-श्रमण-सङ्घस्य शान्तिर्भवतु तुष्टिर्भवतु पुष्टिर्भवतु[1] ॥ [ ८ ]

(६) ॐ ग्रहाश्चन्द्र-सूर्याङ्गारक-बुध-बृहस्पति-शुक्र-शनैश्चर-राहु-केतु-सहिताः सलोकपालाः सोम-यम-वरुण-कुबेर-वासवादित्य-स्कन्द-विनायकोपेता ये चान्येऽपि ग्राम-नगर-क्षेत्र[2]-देवताऽऽदयस्ते सर्वे प्रीयन्तां प्रीयन्ताम् अक्षीण-कोश-कोष्ठागारा नरपतयश्च भवन्तु[3] स्वाहा ॥ [ ९ ]

(७) ॐ पुत्र-मित्र-भ्रातृ-कलत्र[4]-सुहृत्-स्वजन[5]-सम्बन्धि-बन्धुवर्ग-सहिता नित्यं चामोद-प्रमोद-कारिणः [ भवन्तु स्वाहा ] ॥ [ १० ]

(८) अस्मिंश्च भूमण्डले, आयतन-निवासि-साधु-साध्वी-श्रावक-श्राविकाणां रोगोपसर्ग-व्याधि-दुःख-दुर्भिक्ष[6]-दौर्मनस्योपशमनाय शान्तिर्भवतु[7] ॥ [ ११ ]

[1] '-वर्ण्यस्य' પા०, કેટલીક પ્રતિઓમાં 'तुष्टिर्भवतु पुष्टिर्भवतु' એ પદો નથી.

[2] કોઈક પ્રતિમાં 'क्षेत्र' શબ્દ નથી.

[3] કોઈક પ્રતિઓમાં આ પાઠ નથી.

[4]. અહીં 'भ्रातृ-पुत्र-मित्र-कलत्र' એવો ક્રમ પણ જોવામાં આવે છે.

[5] કોઈક પ્રતિમાં આ પદ નથી.

[6] કોઈક પ્રતિમાં આ પદ નથી.

[7] કોઈક પ્રતિમાં નીચેનો પાઠ વધારે જોવામાં આવે છે :

"क्षेमं भवतु सुभिक्षं सस्यं निष्पद्यतां जयतु धर्मः ।
शाम्यन्तु सर्वे रोगा ये केचिदुपद्रवा लोके ॥

[ ચાલુ ]

(९) ॐ तुष्टि-पुष्टि-ऋद्धि-वृद्धि-माङ्गल्योत्सवाः सदा [भवन्तु], प्रादुर्भूतानि पापानि शाम्यन्तु २ दुरितानि, शत्रवः पराङ्मुखा भवन्तु स्वाहा ॥ [ १२ ]

[ ४. श्रीशान्तिनाथ-स्तुतिः ]

[ અનુષ્ટુપ્ ]

श्रीमते शान्तिनाथाय, नमः शान्तिविधायिने ।
त्रैलोक्यस्यामराधीश-मुकुटाभ्यर्चिताङ्घ्रये ॥ १ ॥ [ १३ ]
शान्तिः शान्तिकरः श्रीमान्, शान्तिं दिशतु मे गुरुः ।
शान्तिरेव सदा तेषां, येषां शान्तिर्गृहे [१]गृहे ॥ २ ॥ [ १४ ]

[ ગાથા ]

उन्मृष्ट-रिष्ट-दुष्ट-ग्रह-गति-दुःस्वप्न-दुर्निमित्तादि ।
सम्पादित-हित-सम्पन्नाम-ग्रहणं जयति शान्तेः ॥ ३ ॥ [१५]

[ ५. शान्ति-व्याहरणम् ]

[ ગાથા ]

श्रीसङ्घ-जगज्जनपद-राजाधिप-राज-सन्निवेशानाम् ।
गोष्ठिक-पुरमुख्यानां, व्याहरणैर्व्याहरेच्छान्तिम् ॥ १ ॥ [ १६ ]

श्रीश्रमणसङ्घस्य शान्तिर्भवतु ।
श्रीजनपदानां शान्तिर्भवतु ।

---

ग्रहाः प्रणश्यन्ति भयानि यान्ति, न दुष्ट-देवाः परिलङ्घयन्ति ।
सर्वाणि कार्याणि प्रयान्ति सिद्धिं, जिनेश्वराणां पद-पूजनेन ॥"

[१] ग्रहे પાઠાં०

श्रीराजाधिपानां शान्तिर्भवतु ।
श्रीराजसन्निवेशानां शान्तिर्भवतु ।
श्रीगोष्ठिकानां शान्तिर्भवतु ।
श्रीपौरमुख्याणां शान्तिर्भवतु ।
श्रीपौरजनस्य शान्तिर्भवतु ।
श्रीब्रह्मलोकस्य शान्तिर्भवतु ।[1] ॥ २ ॥ [ १७ ]

[ ६. आहुति-त्रयम् ]

ॐ स्वाहा ॐ स्वाहा ॐ श्रीपार्श्वनाथाय स्वाहा ॥ [१८]

[ ७. विधि-पाठः ]

एषा शान्तिः प्रतिष्ठा-यात्रा-स्नात्राद्यवसानेषु[2] शान्ति-कलशं गृहीत्वा कुङ्कुम-चन्दन-कर्पूरागुरु-धूप-वास-कुसुमाञ्जलि-समेतः स्नात्र-चतुष्किकायां श्रीसङ्घसमेतः शुचि-शुचि-वपुः पुष्प[3]-वस्त्र-चन्दनाभरणालङ्कृतः पुष्पमालां कण्ठे कृत्वा, शान्तिमुद्घोषयित्वा, शान्तिपानीयं मस्तके दातव्य-मिति ॥ [ १९ ]

[ ८. प्रास्ताविक-पद्यानि ]

[ ઉપજાતિ ]

नृत्यन्ति [4]नृत्यं मणि-पुष्प-वर्षं,
सृजन्ति गायन्ति च मङ्गलानि ।

[1] અહીં બીજાં પણ ઘણાં વધારાનાં પદો જોવામાં આવે છે, પણ તે ઉપરનાં વિધિસૂત્રને જોતાં સંગત નથી.

[2] કેટલીક પ્રતિઓમાં 'स्नात्र' પદ નથી.

[3] કેટલીક પ્રતિઓમાં 'पुष्प' શબ્દ નથી.

[4] 'नित्यं' પાઠાં૦

स्तोत्राणि गोत्राणि पठन्ति मन्त्रान्,
कल्याणभाजो हि जिनाभिषेके[1] ॥ १ ॥ [ २० ]

[ ગાથા ]

शिवमस्तु सर्वजगतः, पर-हित-निरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवतु लोकः ॥ २ ॥ [ २१ ]
अहं तित्थयर-माया, सिवादेवी तुम्ह नयर-निवासिनी (णी)।
अम्ह सिवं तुम्ह सिवं, असिवोवसमं सिवं भवतु ॥ ३ ॥
स्वाहा [ २२ ]

[ અનુષ્ટુપ્ ]

उपसर्गाः क्षयं यान्ति, छिद्यन्ते विघ्न-वल्लयः ।
मनः प्रसन्नतामेति, पूज्यमाने जिनेश्वरे ॥ ४ ॥ [ २३ ]
सर्व-मङ्गल-माङ्गल्यं, सर्व-कल्याण-कारणम् ।
प्रधानं सर्व-धर्माणां, जैनं जयति शासनम् ॥ ५ ॥ [ २४ ]

## ( ૨ ) સંસ્કૃત છાયા

મૂલ પાઠ સંસ્કૃતમાં જ છે. પ્રાસ્તાવિક પદ્યોમાં ત્રીજું પદ્ય પ્રાકૃત છે, તેની છાયા અહીં આપી છે.

( २२ ) अहं तीर्थकर-माता, शिवादेवी युष्मद्-नगर-निवासिनी ।
अस्माकं शिवं युष्माकं शिवम्, अशिवोपशमं शिवं भवतु ॥

[1] આ પછીનાં પદ્યો જૂની પ્રતિઓમાં જોવામાં આવતાં નથી.

## (૩) ગુજરાતી છાયા

(૧) હે ભવ્યો ! સાંભળો વચન પ્રસ્તુત સર્વ આ,
જે યાત્રામાં ત્રિભુવન-ગુરુની આર્હતો ભક્તિવાળા;
તે શાન્તિ થાઓ શ્રીમાનોને અર્હત્-આદિના પ્રભાવથી,
આરોગ્ય, શ્રી, ધૃતિ (અને) મતિને કરનારી (તથા)
ક્લેશનો વિધ્વંસ કરવામાં હેતુભૂત.

(૨) હે ભવ્યલોકો ! આ જ ભરત, ઐરાવત અને મહા-વિદેહમાં ઉત્પન્ન થનારા સમસ્ત તીર્થંકરોના જન્મ-પ્રસંગે આસન કંપ્યા પછી અવધિજ્ઞાન વડે જાણીને સૌધર્માધિપતિ, સુઘોષા-ઘંટા વગડાવ્યા પછી, સકલ સુર-અસુરેન્દ્રો સાથે આવીને, સવિનય અર્હદ્-ભટ્ટારકને ગ્રહણ કરીને, જઈને કનકાદ્રિ-શૃંગે, કરીને જન્માભિષેક, શાન્તિની ઉદ્ઘોષણા કરે છે જેમ, તેમ હું (પણ) કરેલાનું અનુકરણ કરવું એમ માનીને 'મહાજન જે માર્ગે ગયા, તે માર્ગ' એમ જાણીને, ભવ્યજનો સાથે આવીને, સ્નાત્ર-પીઠે સ્નાત્ર કરીને, શાંતિની ઉદ્ઘોષણા કરું છું, તો પૂજા-યાત્રા-સ્નાત્રાદિ-મહોત્સવ કરીને કાન દઈને સાંભળો, સાંભળો, સ્વાહા.

(૩) ૐ પુણ્યાહં પુણ્યાહં, (આજનો દિવસ પવિત્ર છે— આ અવસર માંગલિક છે.) પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ, ભગવંત અરિહંતો, સર્વજ્ઞો, સર્વદર્શીઓ, ત્રિલોક-નાથો, ત્રિલોક-મહિતો, ત્રિલોક-પૂજ્યો, ત્રિલોકેશ્વરો (અને) ત્રિલોકો-દ્યોતકરો.

(૪) ૐ ઋષભ, અજિત, સંભવ, અભિનંદન, સુમતિ, પદ્મપ્રભ, સુપાર્શ્વ, ચન્દ્રપ્રભ, સુવિધિ, શીતલ, શ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમલ, અનંત, ધર્મ, શાન્તિ, કુંથુ, અર, મલ્લિ, મુનિસુવ્રત, નમિ, નેમિ, પાર્શ્વ અને છેલ્લા મહાવીર એ (ચોવીસે) જિનો (જે) શાંત છે, તે તમને શાંતિ કરનારા થાઓ.

(૫) ૐ મુનિઓ મુનિપ્રવરો રિપુથી થતા પરાજયમાં, દુર્ભિક્ષમાં, ભયંકર અટવીમાં, (તેમ જ) વિષમ માર્ગમાં રક્ષણ કરો તમારું નિત્ય, સ્વાહા.

(૬) ૐ શ્રી, હ્રી, ધૃતિ, મતિ, કીર્તિ, કાંતિ, બુદ્ધિ, લક્ષ્મી, મેધા અને વિદ્યાનાં સાધનમાં, પ્રવેશમાં અને નિવેશન-માં સુગૃહીત-નામવાળા જય પામો તે જિનેંદ્રો.

(૭) ૐ રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા, વજ્રાંકુશી, અપ્રતિચક્રા, પુરુષદત્તા, કાલી, મહાકાલી, ગૌરી, ગાંધારી, સર્વાસ્ત્ર-મહાજ્વાલા, માનવી, વૈરોટ્યા, અચ્છુપ્તા, માનસી, મહામાનસી; (એ) સોળ વિદ્યાદેવીઓ રક્ષણ કરો તમારું નિત્ય, સ્વાહા.

(૮) ૐ આચાર્ય, ઉપાધ્યાય વગેરે ચાર વર્ણવાળા શ્રીશ્રમણ-સંઘને શાન્તિ થાઓ, તુષ્ટિ થાઓ, પુષ્ટિ થાઓ.

(૯) ૐ ગ્રહો ચંદ્ર, સૂર્ય, મંગલ, બુધ, ગુરુ, શુક્ર, શનૈશ્ચર, રાહુ અને કેતુ-સહિત, લોકપાલ-સહિત, સોમ, યમ, વરુણ, કુબેર, વાસવ, આદિત્ય, સ્કંદ, વિનાયક-સહિત જે

બીજા પણ ગ્રામ-નગર-ક્ષેત્ર-દેવતા તે સર્વે પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ. અક્ષીણ-કોશ-કોઠારોવાળા રાજાઓ અને થાઓ સ્વાહા.

(૧૦) ॐ પુત્ર, મિત્ર, ભાઈ, સ્ત્રી, સુહૃદ્, સ્વજન, સંબંધી, બંધુવર્ગ-સહિત નિત્ય (તમે) આમોદ-પ્રમોદ કરનારા થાઓ.

(૧૧) આ ભૂમંડલમાં આયતનને વિષે રહેલા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓના રોગ, ઉપસર્ગ, વ્યાધિ, દુઃખ, દુર્ભિક્ષ અને દૌર્મનસ્યનાં ઉપશમન માટે શાંતિ થાઓ.

(૧૨) ॐ તુષ્ટિ, પુષ્ટિ, ઋદ્ધિ, વૃદ્ધિ અને માંગલ્યના ઉત્સવો સદા થાઓ, પાપો શાંત થાઓ (અને) દુરિતો (શાંત થાઓ), શત્રુઓ વિમુખ થાઓ, સ્વાહા.

(૧૩) શ્રીમાન્ શાંતિનાથને, નમસ્કાર હો શાન્તિ-વિધાયકને; ત્રણલોકના, અમરાધીશોના મુકુટ વડે પૂજાયેલા ચરણવાળાને. ૧.

(૧૪) શાંતિનાથ શાંતિકર શ્રીમાન્, શાંતિ આપો મને ગુરુ; શાંતિ જ (છે) સદા તેને, જેનાં શાંતિ ગૃહે ગૃહે. ૨.

(૧૫) નષ્ટ કર્યા છે ઉપદ્રવ, દુષ્ટ ગ્રહ-ગતિ, દુઃસ્વપ્ન, દુર્નિમિત્તાદિ; (જેણે એવું)

હિત-સંપત્તિ પમાડનારું, નામ-ગ્રહણ જય પામે છે, શ્રીશાંતિનાથનું. ૩.

(૧૬) શ્રીશ્રમણસંઘ, જગત્ જનપદ, રાજાધિપ, રાજ-સન્નિવેશોના;

ગોષ્ઠિક-પુરમુખ્યોનાં નામોચ્ચાર-પૂર્વક બોલે શાંતિ. ૪.

[ શાંતિ-પાઠ ]

(૧૭) શ્રીશ્રમણસંઘને શાંતિ થાઓ.
શ્રીજનપદોને શાંતિ થાઓ.
શ્રીરાજાધિપોને શાંતિ થાઓ.
શ્રીરાજ-સન્નિવેશોને શાંતિ થાઓ.
શ્રીગોષ્ઠિકોને શાંતિ થાઓ.
શ્રીપૌરમુખ્યોને શાંતિ થાઓ.
શ્રીપૌરજનોને શાંતિ થાઓ.
શ્રીબ્રહ્મલોકને શાંતિ થાઓ.

(૧૮) ૐ સ્વાહા, ૐ સ્વાહા, ૐ શ્રીપાર્શ્વનાથાય સ્વાહા.

(૧૯) આ શાંતિ, પ્રતિષ્ઠા, યાત્રા, સ્નાત્રાદિના અંતે બોલવી.

શાંતિ-કલશને ગ્રહણ કરીને કુંકુમ, ચંદન, કર્પૂર, અગરુ, ધૂપ, વાસ અને કુસુમાંજલિ-સહિત સ્નાત્ર-ચતુષ્કિકામાં શ્રીસંઘ સાથે અત્યંત પવિત્ર શરીરવાળા થઈ, શ્વેતવસ્ત્ર, ચંદન, આભરણથી અલંકૃત થઈ, પુષ્પમાલા કંઠે ધારણ કરીને, શાંતિની ઉદ્ઘોષણા કરીને શાંતિ-પાણીને મસ્તકે (ચડાવવા માટે) દેવું. ઇતિ.

(૨૦) નાચે છે નૃત્ય, મણિ-પુષ્પની વર્ષા સર્જે છે, ગાય છે અને મંગલો; સ્તોત્રો ગોત્રો ભણે છે મંત્રો, કલ્યાણશાલી જિનાભિષેકના પ્રસંગે. ૧.

(૨૧) શિવ થાઓ સર્વ જગત્‌નું, પરહિત-તત્પર થાઓ ભૂત-ગણ; દોષો પામો નાશને, સર્વત્ર સુખી થાઓ લોક. ૨.

(૨૨) હું તીર્થંકરની માતા શિવાદેવી, તમારાં નગરમાં રહેનારી; અમને શિવ, તમને શિવ, અશિવનું ઉપશમન કરનાર શિવ થાઓ. સ્વાહા. ૩.

(૨૩) ઉપસર્ગો ક્ષય પામે છે, છેદાય છે વિઘ્ન-વેલીઓ;
મન પ્રસન્નતા પામે છે, પૂજતાં જિનેશ્વરને. ૪.

(૨૪) સર્વ મંગલોમાં માંગલ્ય, સર્વ કલ્યાણનું કારણ;
પ્રધાન સર્વ ધર્મોમાં, જય પામે છે જૈન શાસન. ૫.

## (૪-૫-૬) સામાન્ય અને વિશેષ અર્થ, અર્થ-નિર્ણય તથા અર્થ-સંકલના

[ અર્થના પ્રારંભમાં અપાયેલા ક્રમાંક શ્લોક તથા પરિચ્છેદોને અપાયેલો સામાન્ય ક્રમાંક સૂચવે છે ]

(૧-૪) **भोः भोः**!– હે! હે!

સંબોધન અને પ્રશ્ન-વિધાનમાં વપરાતું અવ્યય.

**भव्याः**!– ભવ્યજનો! મહાનુભાવો!

ભવ્ય એટલે પરમપદ કે સિદ્ધિ-ગમનની યોગ્યતાવાળો આત્મા. તે માટે શ્રાવક-પ્રજ્ઞપ્તિમાં કહ્યું છે કે :—

"भव्वा जिणेहिँ भणिया, इह खलु जे सिद्धिगमण-जोग्गा उ।
ते पुण अणाइ-परिणाम-भावओ हुंति नायव्वा ॥ ६६ ॥"

'અહીં જે સિદ્ધિ-ગમનને યોગ્ય ( આત્માઓ ) છે, તેમને જિનોએ ભવ્ય કહેલા છે અને તે અનાદિ-પારિણામિક ભાવથી એવા છે-એમ જાણવા.'

મહાનુભાવો કે માનનીય પુરુષોને માટે પણ આવું વિશેષણ વપરાય છે.

**शृणुत** – સાંભળો.

**वचनं** – વચન, વાણી, કથન, પાઠ.

**प्रस्तुतं** – પ્રકરણ-પ્રાપ્ત, પ્રાસંગિક.

'प्रस्तूयते स्म इति प्रस्तुतम्' – જે રજૂ કરાય તે પ્રસ્તુત. અર્થાત્ પ્રકરણ-પ્રાપ્ત, પ્રાસંગિક.

જિનેશ્વરની યાત્રા અને સ્નાત્ર શાંતિકર્મ માટે યોજાય છે, એટલે તેના અંતે શાંતિપાઠ બોલવો એ પ્રસ્તુત છે-પ્રાસંગિક છે.

**सर्वम्** – સર્વ, બધું.

**एतत्** – આ.

**ये** – જેઓ.

આ પદ 'आर्हताः'નું વિશેષણ છે.

**यात्रायाम्** – યાત્રાને વિષે, રથયાત્રાને વિષે.

ઉત્સવ કે ગમનરૂપ યાત્રા ત્રણ પ્રકારની છેઃ (૧) અષ્ટાહ્નિકા, (૨) રથયાત્રા અને (૩) તીર્થ-યાત્રા.* તેમાંથી અહીં રથ-યાત્રા અભિપ્રેત છે. રથ-યાત્રા એટલે શ્રીજિનેશ્વર ભગવાનની પ્રતિમાને રથમાં સ્થાપન કરી વાજિંત્રાદિ-પૂર્વક તે રથ શ્રાવકોનાં ઘરે ઘરે (નગરમાં સર્વત્ર) ફેરવવો તે. આ પ્રકારની રથ-યાત્રાથી અનેક ભવ્ય પ્રાણીઓ શ્રીજિનેશ્વર ભગવાનનાં દર્શન કરે છે તથા તેમની પ્રશંસા કરીને પુણ્યનાં ભાજન થાય છે. જ્યાં શ્રાવકો વડે આવી રથયાત્રા વારંવાર કરવામાં આવતી હોય તે દેશ, તે ગામ અને તે નગર દર્શનીય મનાય છે. ઉજ્જયિનીમાં નીકળેલી રથયાત્રામાં શ્રીઆર્યસુહસ્તી મહારાજને જોઈ સંપ્રતિ રાજાને જાતિ-સ્મરણ જ્ઞાન થયું હતું, તેથી તેણે પોતાનો પૂર્વભવ જાણ્યો હતો અને પછીનાં જીવનમાં શાસન-પ્રભાવનાનાં અનેક કાર્યો કર્યાં હતાં.

**त्रिभुवन-गुरो** :– ત્રિભુવન-ગુરુની, જિનેશ્વરની.

જિનેશ્વર સ્વર્ગ, મર્ત્ય અને પાતાલ એ ત્રણ ભુવનના અધિપતિઓના ગુરુ હોવાથી ત્રિભુવન-ગુરુ કહેવાય છે.

**आर्हता** :– અર્હદ્-ઉપાસકો, શ્રાવકો.

---

* લૌકિક પુરાણોમાં બાર પ્રકારની યાત્રા વર્ણવેલી છે. તે આ પ્રમાણે :— ચાન્દની યાત્રા, સ્નાપની યાત્રા, રથ-યાત્રા, શયની યાત્રા, દક્ષિણપાર્શ્વિકા યાત્રા, વામપાર્શ્વિકા યાત્રા, ઉત્થાની યાત્રા, છાદની યાત્રા, પુણ્યાભિષેક-યાત્રા, શાલ્યોદની યાત્રા, દોલા-યાત્રા અને મદન-ભંજિકા યાત્રા.

તંત્ર-ગ્રંથોમાં મંચ-યાત્રાદિ સોળ પ્રકારની યાત્રા વર્ણવેલી છે.

અર્હત્‌ના ઉપાસકોને આર્હત કહેવામાં આવે છે. શ્રાવક એ તેનો પર્યાય-શબ્દ છે.

**भक्तिभाज** :- ભક્તિને ભજનારા, ભક્તિવંત, અનુષ્ઠાનમાં ભાગ લેનારા.

'भक्तिं भजतीति भक्तिभाग्' - જે ભક્તિને ભજે - સેવે તે ભક્તિભાગ્; भक्ति - ભક્તિ અથવા તે માટેનું અનુષ્ઠાન.

**तेषां** - તેઓને.

આ પદ 'भवताम्'નું વિશેષણ છે.

**शान्ति** :- શાંતિ.

शान्ति-શબ્દ ઉપશમાર્થક 'शम्' ધાતુથી 'स्त्रियां क्तिन्' એ સૂત્રથી સિદ્ધ થાય છે. કામ-ક્રોધાદિનું શમન, વિષય-વાસના-દ્વારા પ્રવૃત્ત ઇંદ્રિયોનો વિરામ, તૃષ્ણા-ક્ષય તથા ઉપસ્થિત ભયો, રોગો અને ઉપદ્રવોનું નિવારણ એ તેના પ્રસિદ્ધ અર્થો છે. ગોચર, વિલગ્ન આદિ ગ્રહ-દોષ તથા દુષ્ટ-સ્વપ્ન વગેરેની નિવૃત્તિને પણ 'શાંતિ' કહેવામાં આવે છે. આ સૂત્રમાં તે નીચેના અર્થોમાં વપરાયો છે: (૧) શાંતિનાથ, (૨) શાંતિ-પાઠ, (૩) ઉપદ્રવોની શાંતિ, (૪) આરોગ્ય, શ્રી, ધૃતિ અને મતિને કરનારો ક્લેશ-વિધ્વંસક ગુણ.*

---

* તંત્રગ્રંથોમાં છ પ્રકારનાં કામ્ય કર્મોનું વર્ણન છે: રક્ષા. શાંતિ, જય, લાભ, નિગ્રહ અને નિધન. તંત્રરાજમાં કહ્યું છે કે:—

"रक्षा शान्तिर्जयो लाभो, निग्रहो निधनं तथा ।
षट् कर्माणि तदङ्गत्वादन्येषां न पृथक्स्थितिः ॥ ३५ ॥"

भवतु – થાઓ.

भवताम् – આપને, શ્રીમાનોને.

अर्हदादि-प्रभावात् – અર્હત્ વગેરેના પ્રભાવથી.

अर्हत् છે જેની આદિમાં તે अर्हदादि, તેમનો પ્રભાવ તે अर्हदादि-प्रभाव.

आरोग्य-श्री-धृति-मति-करी–નીરોગિતા, લક્ષ્મી, ચિત્ત-સ્વાસ્થ્ય અને બુદ્ધિને આપનારી.

आरोग्य અને श्री અને धृति અને मतिને કરનારી તે आरोग्य-श्री-धृति-मति-करी. आरोग्य – નીરોગિતા. श्री-લક્ષ્મી. धृति-ચિત્તની સ્વસ્થતા. मति-સ્થિર બુદ્ધિ. વિગત માટે જુઓ સૂત્ર ૫૫, ગાથા ૪. करी-કરનારી.

क्लेश-विध्वंस-हेतुः– પીડાનો નાશ કરવામાં કારણભૂત.

क्लेशनो विध्वंस તે क्लेश-विध्वंस, તેનો हेतु તે क्लेश-विध्वंस-हेतु. क्लेश પીડા. विध्वंस-વિનાશ, પરિક્ષય. हेतु-કારણ. હેતુ-શબ્દ નિત્ય પુંલ્લિગ હોવાથી સ્ત્રીલિંગ વિશેષણમાં પણ પુંલ્લિગ રહેલો છે.

---

રક્ષા, શાંતિ, જય, લાભ, નિગ્રહ અને નિધન એ છ કામ્ય કર્મો છે. અન્ય કર્મો તેનાં અંગભૂત હોવાથી તેની જુદી ગણના થતી નથી.

નિત્યકર્મ કરનારને નૈમિત્તિક કર્મ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. અને નિત્ય-નૈમિત્તિક ઉભય કર્મો કરનારને કામ્ય કર્મ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. તે કર્મની મંત્ર, હોમ, ક્રિયા, ધ્યાન, યોગ, તર્પણ અને પૂજન વડે સિદ્ધિ થાય છે.

(૧-૫) भो भो भव्या: ! शृणुत–હે ભવ્યો ! સાંભળો. શું ? एतत् सर्वं प्रस्तुतं वचनं – આ સર્વ પ્રાસંગિક પાઠ, તે આ પ્રમાણે: ये आर्हता: त्रिभुवनगुरोः यात्रायां भक्तिभाज:, तेषां भवताम् अर्हदादिप्रभावात् आरोग्य-श्री-धृति-मति-करी क्लेश-विध्वंस-हेतु: शान्तिः भवतु। જે અર્હદુપાસકો–શ્રાવકો જિનેશ્વરની [રથ]યાત્રામાં ભક્તિવંત છે, તે આપ શ્રીમાનોને અર્હત્ આદિ (દેવો)ના પ્રભાવથી આરોગ્ય, લક્ષ્મી, ચિત્તની સ્વસ્થતા અને બુદ્ધિ આપનારી તથા સર્વ ક્લેશ-પીડાઓનો નાશ કરવામાં કારણભૂત એવી શાન્તિ થાઓ.

(૧-૬) હે ભવ્યો! તમે આ સર્વ મારું પ્રાસંગિક વચન સાંભળો. 'જે શ્રાવકો જિનેશ્વરની [રથ]યાત્રામાં ભક્તિ-વંત છે, તે આપ શ્રીમાનોને અર્હદાદિ દેવોના પ્રભાવથી આરોગ્ય, લક્ષ્મી, ચિત્તની સ્વસ્થતા અને બુદ્ધિને આપનારી તથા સર્વ ક્લેશ-પીડાનો નાશ કરવામાં કારણભૂત એવી શાન્તિ પ્રાપ્ત થાઓ.'

(૨-૪) (**पीठिका** – પ્રાક્કથન, આમુખ)

**भो: भो: भव्यलोका: !** – હે ભવ્યજનો !

**इह हि** – આ જ જગતમાં. આ અઢીદ્વીપમાં.

**भरतैरावत-विदेह-सम्भवानां समस्त-तीर्थकृताम्** – ભરત, ઐરાવત અને મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા સર્વ તીર્થંકરોનાં.

भरत અને ऐरावत અને विदेह તે भरतैरावत-विदेह, તેમાં છે सम्भव જેનો તે भरतैरावत-विदेह-सम्भव. सम्भव – જન્મ. समस्त

એવા तीर्थकृत् તે समस्त-तीर्थकृत्. समस्त – સમર્થ, સર્વ. तीर्थकृत् – તીર્થ કરનાર, તીર્થંકર.

**जन्मनि** – જન્મને વિષે, જન્મ-પ્રસંગે.

**आसन-प्रकम्पानन्तरम्** – આસનનો પ્રકંપ થયા પછી, સિંહાસન કંપ્યા પછી.

आसननो प्रकम्प તે आसन-प्रकम्प, તેના अनन्तरम् તે आसन-प्रकम्पानन्तरम्. आसन – સિંહાસન. प्रकम्प – ધ્રુજારો. अनन्तरम् – પછી. સિંહાસન કંપ્યા પછી.

**अवधिना विज्ञाय** – અવધિજ્ઞાનવડે જાણીને.

દેવોને અવધિજ્ઞાન ભવ-પ્રત્યય એટલે જન્મથી જ હોય છે. તેમાં પહેલા-બીજા દેવલોકવાળાનાં અવધિજ્ઞાન કરતાં ત્રીજા-ચોથા દેવલોકવાળાનું અધિક અને ત્રીજા-ચોથા દેવલોકવાળા કરતાં પાંચમા-છઠ્ઠા દેવલોકવાળાનું અધિક એમ ઉત્તરોત્તર અધિક અવધિજ્ઞાન હોય છે. પહેલા અને બીજા દેવલોકવાળા દેવો અવધિજ્ઞાનથી નીચે રત્નપ્રભા સુધી, તીરછા લોકમાં અસંખ્યાત યોજન સુધી અને ઉપરના ભાગમાં પોતાનાં વિમાનની ધ્વજા સુધી જાણી શકે છે.

**सौधर्माधिपतिः** – સૌધર્મ દેવલોકના અધિપતિ, સૌધર્મેન્દ્ર.

सौधर्मनो अधिपति તે सौधर्माधिपति. सौधर्म – બાર દેવલોકમાંનો પહેલો દેવલોક. अधिपति – સ્વામી, ઇન્દ્ર.

**सुघोषा-घण्टा-चालनानन्तरम्**–સુઘોષા ઘંટા વગડાવ્યા પછી.

सुघोषा નામક घण्टा ते सुघोषा-घण्टा, तेनुं चालन ते सुघोषा-घण्टा-चालन, तेना अनन्तरम् ते सुघोषा-घण्टा-चालनानन्तरम्. सुघोषा-घण्टा – એક-યોજનના વિસ્તારવાળી ને અદ્‌ભુત ધ્વનિ કરનારી હોય છે. તેનો અવાજ થતાં બીજાં વિમાનોની ઘંટા પણ અવાજ કરવા લાગે છે. તે કુલ ત્રણ વાર વગાડવામાં આવે છે. चालन – વગડાવવું તે.

**सकल-सुरासुरेन्द्रैः सह समागत्य** – બધા સુર-અસુરેન્દ્રો સાથે આવીને.

सकल એવા सुर અને असुर ते सकल-सुरासुर, तेना इन्द्र ते सकल-सुरासुरेन्द्र, सकल – બધા. सुर – વૈમાનિક તથા જ્યોતિષ્ક દેવો. असुर – ભવનપતિ તથા વ્યંતર દેવો. इन्द्र – સ્વામી. सह – સાથે. समागत्य – આવીને, જન્મસ્થાને આવીને.

વૈમાનિક તથા ભવનપતિ દેવોમાં દસ જાતિ હોય છે. તે આ પ્રમાણે:

(૧) **ઇંદ્ર** – બધા દેવોનો સ્વામી.

(૨) **સામાનિક** – આયુષ્ય વગેરેમાં ઇંદ્રના જેવા.

(૩) **ત્રાયસ્ત્રિંશ** – ગુરુ-સ્થાનીય, મંત્રી અથવા પુરોહિતનું કામ કરનારા.

(૪) **પારિષદ્ય** – મિત્રનું કામ કરનારા સભ્ય દેવો.

(૫) **આત્મરક્ષક** – શસ્ત્ર લઈને આત્મરક્ષકરૂપે ઇંદ્રની પીઠ પાછળ ઊભા રહેનારા.

(૬) **લોકપાલ** – સરહદની રક્ષા કરનારા.

(૭) **અનીક** – સૈનિક તથા સેનાધિપતિનું કામ કરનારા.

(૮) **પ્રકીર્ણક** – ખાસ ફરજ વિનાના – સામાન્ય.

(૯) **આભિયોગ્ય** – સેવા કરનારા.

(૧૦) **કિલ્બિષિક** – અંત્યજ જેવા.

વ્યંતર અને જ્યોતિષ્ક દેવોમાં ત્રાયસ્ત્રિંશ અને લોકપાલ સિવાયની આઠ જાતિઓ હોય છે.

સુરેન્દ્રો અને અસુરેન્દ્રોની સંખ્યા ચોસઠની છે, તે આ રીતે:—

વૈમાનિકના ૧૦ ઇંદ્રો

સૌધર્મ – સૌધર્મેંદ્ર.

ઐશાન – ઈશાનેંદ્ર.

સનત્કુમાર – સનત્કુમારેંદ્ર.

માહેંદ્ર – માહેંદ્ર.

બ્રહ્મલોક – બ્રહ્મેંદ્ર.

લાન્તક – લાન્તકેંદ્ર.

મહાશુક્ર – મહાશુક્રેંદ્ર.

સહસ્રાર – સહસ્રારેંદ્ર.

આનત } પ્રાણતેંદ્ર.
પ્રાણત

આરણ } અચ્યુતેંદ્ર.
અચ્યુત

બાર દેવલોક સુધીના દેવો કલ્પોપપન્ન હોય છે અને પછીના દેવો કલ્પાતીત હોય છે, એટલે ત્યાં ઇન્દ્ર હોતા નથી.

ભવનપતિના ૨૦ ઇન્દ્રો.

(ભવનપતિ અને વ્યંતર નિકાયમાં બબ્બે ઇંદ્રો હોય છે.)

અસુરકુમાર – ચમર અને બલિ.

નાગકુમાર – ધરણ અને ભૂતાનંદ.

વિદ્યુતકુમાર – હરિકાંત અને હરિવહ.

સુવર્ણકુમાર – વેણુદેવ અને વેણુદારી.

અગ્નિકુમાર – અગ્નિશિખ અને અગ્નિમાણવ.

વાતકુમાર – વેલમ્બ અને પ્રભંજન.

સ્તનિતકુમાર – ઘોષ અને મહાઘોષ.

ઉદધિકુમાર – જલકાન્ત અને જલપ્રભ.

દ્વીપકુમાર – પૂર્ણ અને વિશિષ્ટ (અવશિષ્ટ).

દિક્કુમાર – અમિતગતિ અને અમિતવાહન.

વ્યંતરોના ૩૨ ઇંદ્રો.

કિન્નર – કિન્નર અને કિંપુરુષ.

કિંપુરુષ – સત્પુરુષ અને મહાપુરુષ.

મહોરગ – અતિકાય અને મહાકાય.

ગાંધર્વ – ગીતરતિ અને ગીતયશ.

યક્ષ – પૂર્ણભદ્ર અને માણિભદ્ર.
રાક્ષસ – ભીમ અને મહાભીમ.
ભૂત – સુરૂપ અને પ્રતિરૂપ.
પિશાચ – કાલ અને મહાકાલ.

બીજા આઠ નિકાય જે વાણવ્યંતર કહેવાય છે, તેના ઇંદ્રો નીચે મુજબ :

અણપન્ની – સંનિહિત અને સામાન.
પણપન્ની – ધાતા અને વિધાતા.
ઋષિવાદી – ઋષિ અને ઋષિપાલ.
ભૂતવાદી – ઈશ્વર અને મહેશ્વર.
કંદિત – સુવત્સ અને વિશાલ.
મહાકંદિત – હાસ્ય અને હાસ્યરતિ.
કોહંડ (કૂષ્માંડ) – શ્વેત અને મહાશ્વેત.
પાવક – પતંગ અને પતંગપતિ.

જ્યોતિષ્કના ૨ ઇંદ્રો.

ચંદ્ર – ચંદ્ર.
સૂર્ય – સૂર્ય.

અઢીદ્વીપમાં ચંદ્ર અને સૂર્યની સંખ્યા ૬૬-૬૬ હોય છે, એટલે તેના ઇંદ્રો ૧૩૨ થાય, પણ અહીં જાતિથી ૨ ઇંદ્રો ગણવામાં આવ્યા છે.

આ બધા ઇંદ્રો સાથે સૌધર્મેંદ્ર આવે છે.

सविनयम् – વિનય-પૂર્વક, વિનયથી.

**अर्हद्-भट्टारकं गृहीत्वा** – પૂજ્ય અરિહંત દેવને હાથમાં લઈને.

अर्हत् એ જ भट्टारक તે अर्हद्-भट्टारक. अर्हद् – અરિહંત. भट्टारक – દેવ. भट्टार શબ્દને સ્વાર્થમાં क પ્રત્યય આવવાથી भट्टारक શબ્દ બનેલો છે. 'भट्ट स्वामित्वं ऋच्छतीति भट्टारः ભટ્ટ એટલે સ્વામીપણું, તેને પ્રાપ્ત કરે તે ભટ્ટાર' અર્થાત્ પૂજ્ય કે દેવ. પૂજ્યનામની આગળ ભટ્ટારક, દેવ એવા શબ્દો વપરાય છેઃ 'पादा भट्टारको देवः, प्रयोज्याः पूज्यनामतः।'– અભિધાનચિંતામણિ ( કાંડ ૨, શ્લો. ૨૫૦ ). गृहीत्वा – ગ્રહણ કરીને, હાથમાં લઈને.

**गत्वा कनकाद्रिशृङ्गे** – મેરુપર્વતના શિખર ઉપર જઈને.

गत्वा – જઈને. कनकमय आद्रि તે कनकाद्रि. તેનું શૃંગ તે कनकाद्रि-शृंग. कनकाद्रि – મેરુપર્વત. शृंग – શિખર.

**विहित-जन्माभिषेकः** – કર્યો છે જેણે જન્માભિષેક.

विहित – કર્યો છે, જન્મનો મહોત્સવ જેણે તે विहित-जन्माभिषेक. आभिषेक–સ્નાત્ર-મહોત્સવ. 'विहितजन्माभिषेकः कृत-जिन-जन्म-स्नात्र-महोत्सवः।' ( હ. કી. )

**शान्तिमुद्घोषयति** – શાંતિની ઉદ્ઘોષણા કરે છે.

शान्ति – શાંતિનો પાઠ. उद्घोषयति – ઊંચા સ્વરે બોલે છે, ઉદ્ઘોષણા કરે છે.

**यथा** – જેવી રીતે, જેથી, જે કારણથી.

ततः– તેથી.

'ततः तस्मात् कारणात्'। (હ. કી.)

अहम् – હું.

कृतानुकारमिति कृत्वा – કરેલાનું અનુકરણ કરવું એમ માનીને.

कृतनुं अनुकार ते कृतानुकार. कृत – કરાયેલું. अनुकार – અનુકરણ. इति – એમ. कृत्वा – કરીને, માનીને. 'કરેલાનું અનુકરણ કરવું,' એમ માનીને.

'महाजनो येन गतः स पन्थाः' इति – 'જે માર્ગથી શ્રેષ્ઠ પુરુષ ગયા, તે માર્ગ' એમ જાણીને.

આ સૂક્ત અર્હદ્-અભિષેકવિધિના પ્રથમ પર્વના નીચેના શ્લોકમાં આ પ્રમાણે આવે છેઃ—

"यो जन्मकाले कनकाद्रि-शृङ्गे,
यथादिदेवस्य नृपाधिराज्ये।
भूमण्डले भक्तिभरावनम्रैः,
सुरासुरेन्द्रैर्विहितोऽभिषेकः॥ ८॥
ततः प्रभृत्येव कृतानुकारं,
प्रत्यादृतैः पुण्यफल-प्रयुक्तैः।
श्रितो मनुष्यैरपि बुद्धिमद्भिः,
महाजनो येन गतः स पन्थाः॥ ९॥"

જે અભિષેક આદિદેવ-ઋષભદેવના જન્મકાલે મેરુપર્વતના શિખર પર અને જે તેમના રાજાધિરાજ્ય-પ્રસંગે ભૂમંડલ પર,

ભક્તિના ભારથી અત્યંત નમ્ર બનેલા સુરેન્દ્રોએ અને અસુરે-ન્દ્રોએ કર્યો હતો, તે અભિષેક ત્યારથી શરૂ કરીને કરેલાનું અનુકરણ કરવામાં આદરવાળા, પુણ્યફલવડે પ્રેરાયેલા, સદ્-બુદ્ધિશાલી મનુષ્યોએ પણ સેવેલો છે, કારણ કે "મહાજન જે માર્ગે ગયા, તે માર્ગ છે." તાત્પર્ય કે આ સ્નાત્ર-વિધિ દેવતાઓએ કરેલા જન્માભિષેકના અનુકરણરૂપ છે.

**भव्यजनैः सह समेत्य** – ભવ્યજનો સાથે આવીને.

અહીં ભવ્યજનોથી અર્હત્‌ની ઉપાસનામાં **ભાગ લેનારા શ્રાવકો** અભિપ્રેત છે.

**स्नात्र-पीठे स्नात्रं विधाय** – સ્નાત્ર-પીઠ ઉપર સ્નાત્રની ક્રિયા કરીને.

स्नात्रार्थं यत् पीठम् आसनं स्नात्रपीटं – સ્નાત્ર માટે જે પીઠ કે આસન તે સ્નાત્રપીઠ. તેને મજ્જન-પીઠ પણ કહે છે. સ્નાત્રનો સામાન્ય અર્થ સ્નાન થાય છે, પણ અહીં તે જિના-ભિષેક સૂચવે છે. पीठ – આસન કે સિંહાસન. 'पेठन्त्युपवि-शन्त्यस्मिन्निति पीठम्' – જેના પર બેસી શકાય તે પીઠ.' સ્નાત્ર-પીઠ કાષ્ઠનું, પાષાણનું કે ધાતુનું બનાવાય છે. વર્તમાન સામાચારી પ્રમાણે ત્રણ સુન્દર બાજોઠ મૂકીને તે ઉપર સિંહાસન મૂકવું, તે સ્નાત્રપીઠ કહેવાય છે. મહોત્સવ-પ્રસંગે તેની રચના વિશિષ્ટ પ્રકારે થાય છે.

**शान्तिमुद्घोषयामि** – શાંતિની ઉદ્‌ઘોષણા કરું છું, શાંતિનો પાઠ પ્રકટ રીતે બોલું છું.

**तत्** – તેથી, તો.

**पूजा-यात्रा-स्नात्रादि-महोत्सवानन्तरमिति कृत्वा**—પૂજા-મહોત્સવ, [રથ] યાત્રા-મહોત્સવ, સ્નાત્રયાત્રા-મહોત્સવ, વગેરેની પૂર્ણાહુતિ કરીને.

પૂજા અને યાત્રા અને સ્નાત્ર આદિનો મહોત્સવ તે પૂજા-યાત્રા-સ્નાત્રાદિ-મહોત્સવ, તેના અનન્તરમ્ તે પૂજા-યાત્રા-સ્નાત્રાદિ-મહોત્સવાનન્તરમ્. અહીં મહોત્સવ-શબ્દ પૂજા, યાત્રા અને સ્નાત્ર એ ત્રણે પદોની સાથે સંબંધવાળો છે, એટલે પૂજા-મહોત્સવ, [રથ] યાત્રા-મહોત્સવ અને સ્નાત્ર-મહોત્સવ વગેરેની પછી એમ સમજવાનું છે. इति कृत्वा – એ પ્રમાણે કરીને.

**कर्णं दत्वा** – કાન દઈને.

**निशम्यतां निशम्यतां** – સાંભળો, સાંભળો.

**स्वाहा** – સ્વાહા.

આ પદ શાંતિકર્મ માટેનું પલ્લવ છે. 'सुष्ठु आहूयन्ते देवा अनेनेति स्वाहा'–'જેના વડે દેવો સારી રીતે બોલાવાય છે, તે સ્વાહા.' અથવા 'सुष्ठु आहा स्वाहा'–જે વાણી વડે સારી રીતે પરિત્યાગ કરવામાં આવે છે તે સ્વાહા.'*

* શતપથબ્રાહ્મણમાં વાગ્ધેનુના ચાર સ્તનો માનવામાં આવ્યા છેઃ स्वाहा, वौषट्, स्वधा અને हन्त. આ ચારે શબ્દ પરિત્યાગનો અર્થ સૂચવનારા છે, પરંતુ તેમાંના પહેલા બે શબ્દો દેવતાઓને ઉદ્દેશીને પરિત્યાગ કરવો હોય ત્યારે વપરાય છે, ત્રીજો શબ્દ પિતૃઓને ઉદ્દેશીને ત્યાગ કરવો હોય ત્યારે વપરાય છે અને ચોથો શબ્દ મનુષ્યોને ઉદ્દેશીને ત્યાગ કરવો હોય ત્યારે વપરાય છે.

'—ભૈરવ-વિરચિત બીજનિઘંટુ મંત્રકોશમાં સ્વાહાના પાંચ પર્યાયવાચક શબ્દો આપેલા છેઃ 'द्विठः, शिरो, वह्नि-जाया, स्वाहा, ज्वलनवल्लभा । ઠઃ ઠઃ, શિરઃ, વહ્નિ-જાયા, સ્વાહા અને જ્વલન-વલ્લભા.'

અહીં-હા-ત્યાગ કરવો-ધાતુનું ક્વિપ્-પ્રત્યયથી 'હા' રૂપ બનેલું છે અને આ ઉપસર્ગના યોગથી 'આહા' બનેલું છે.

(૨-૫) સરલ છે.

(૨-૬) હે ભવ્યજનો! આ જ અઢીદ્વીપનાં ભરત, ઐરાવત અને મહાવિદેહ ક્ષેત્રમાં જન્મેલા સર્વ તીર્થંકરોનાં જન્મ-સમયે પોતાનું આસન કંપતાં સૌધર્મેંદ્ર અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકે છે અને તેનાથી જિનેશ્વરનો જન્મ થયેલો જાણીને સુઘોષા-ઘંટા વગડાવીને (ખબર આપે છે, પછી) બધા સુરેંદ્રો અને અસુરેંદ્રો (જવાને તૈયાર થાય છે, તેમ)ની સાથે અર્હત્‌ના (જન્મ-સ્થાને) આવીને વિનય-પૂર્વક શ્રીઅરિહંત ભગવંતને હાથમાં ગ્રહણ કરીને મેરુપર્વતનાં શૃંગ પર લઈ જાય છે. ત્યાં જન્માભિષેક કર્યા પછી શાન્તિની ઉદ્‌ઘોષણા કરે છે, તેમ હું (પણ) કરેલાનું અનુકરણ કરવું એમ માનીને 'મહાજનો જે માર્ગે જાય, તે જ માર્ગ,' એમ જાણીને ભવ્યજનો સાથે આવીને, સ્નાત્ર-પીઠે સ્નાત્ર કરીને, શાંતિની ઉદ્‌ઘોષણા કરું છું, તો તમે બધા પૂજા-મહોત્સવ, [રથ] યાત્રા-મહોત્સવ, સ્નાત્ર-મહોત્સવ વગેરેની પૂર્ણાહુતિ કરીને કાન દઈને સાંભળો! સાંભળો! સ્વાહા.

(૩-૪) ૐ – પ્રણવ-બીજ.

શ્રીમેરુતુંગસૂરિ-વિરચિત સૂરિમુખ્યમંત્રકલ્પમાં કહ્યું છે કે–

'सर्वत्र स्तुत्यादौ प्रणवाः स्व-परेषु शान्ति-तुष्टिकृते ॥९॥'

સર્વત્ર સ્તુતિની આદિમાં સ્વ-પરના કલ્યાણ નિમિત્તે થતાં શાંતિકર્મ અને તુષ્ટિકર્મમાં પ્રણવો હોય છે.

બીજા સૂરિમંત્રમાં કહ્યું છે કે—'एवं ज्ञात्वा सर्वस्तुतिपद-प्रारम्भे विद्याविभाग-प्रारम्भे ओमिति सर्वलोकस्यात्मनश्च शान्ति-पुष्टि-ऋद्धि-वृद्धि-स्फूर्ति-शिवायोच्चारणीयः ।' 'એમ જાણીને સર્વ સ્તુતિ-પદના પ્રારંભમાં તથા વિદ્યા-વિભાગના પ્રારંભમાં સર્વ-લોકની તથા પોતાની શાંતિ, પુષ્ટિ, ઋદ્ધિ, વૃદ્ધિ, સ્ફૂર્તિ (મંત્ર દ્વારા પ્રાપ્ત થતી એક વિશિષ્ટ શક્તિ) અને શિવ (કલ્યાણ) માટે ૐનો ઉચ્ચાર કરવો.*'

* તંત્ર-ગ્રંથોમાં ૐકારનાં ૩૪ નામો આ પ્રમાણે મળે છે:—

"ओङ्कारो वर्त्तुलस्तारो, वामश्च हंसकारणम् ।
मन्त्राद्यः प्रणवः सत्यं, बिन्दुशक्तिस्त्रिदैवतम् ॥ १ ॥

सर्वबीजोत्पादकश्च, पञ्चदेवो ध्रुवस्त्रिकः ।
सावित्री त्रिशिखो ब्रह्म, त्रिगुणो गुणजीवकः ॥ २ ॥

आदिबीजं वेदसारो, वेदबीजमतः परम् ।
पञ्चरश्मिस्त्रिकूटं च, त्रिभवो भवनाशनः ॥ ३ ॥

गायत्रीबीज-पञ्चांशौ, मन्त्रविद्या-प्रसूः प्रभुः ।
अक्षरं मातृकासूश्चानादिरद्वैत-मोक्षदौ ॥ ४ ॥"

—મન્ત્રાભિધાન.

ઓંકારનાં વર્તુલ, તાર, વામ, હંસકારણ, મન્ત્રાદ્ય, પ્રણવ, સત્ય, બિંદુ, શક્તિ, ત્રિદૈવત, સર્વબીજોત્પાદક, પંચદેવ, ધ્રુવ, ત્રિક, સાવિત્રી, ત્રિશિખ, બ્રહ્મ, ત્રિગુણ, ગુણજીવક, આદિબીજ, વેદસાર, વેદબીજ, પંચરશ્મિ, ત્રિકૂટ, ત્રિભવ, ભવનાશન, ગાયત્રી-બીજ, પંચાંશ, મન્ત્ર-વિદ્યા-પ્રસૂ, પ્રભુ, અક્ષર, માતૃકાસૂ, અનાદિ, અદ્વૈત અને મોક્ષદ એ ચોત્રીસ પર્યાય-નામો છે.

**पुण्याहं पुण्याहं**–આ દિવસ અતિ પવિત્ર છે, આ અવસર માંગલિક છે.

'पुण्यं च तत् अहः इति पुण्याहम्'—'પવિત્ર જે દિવસ તે પુણ્યાહ.' આ અવસર માંગલિક છે, એવી જાહેરાત કરવી હોય ત્યારે 'ॐ पुण्याहं पुण्याहं' એવો શબ્દ-પ્રયોગ કરવામાં આવે છે.

**प्रीयन्तां प्रीयन्ताम्**–પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ.

'प्रीयन्ताम् अतिशयेन प्रीता भवन्तु'—'પ્રીયન્તામ્ એટલે અતિશય પ્રસન્ન થાઓ.'

**भगवन्तः**–ભગવંતો.

**अर्हन्तः**–અર્હન્તો, અરિહંતો.

**सर्वज्ञाः**–સર્વજ્ઞો.

**सर्वदर्शिनः**–સર્વદર્શીઓ.

**त्रिलोक-नाथाः**–ત્રિલોક-નાથો.

**त्रिलोक-महिताः**–ત્રિલોકથી અર્ચાયેલા.

**त्रिलोक-पूज्याः**–ત્રિલોકના પૂજ્ય.

---

લલિતા-ત્રિશતીમાં કહ્યું છે કે—'शब्दब्रह्मरूपलक्षितलक्षक-शब्दः प्रणवः।' શબ્દબ્રહ્મદ્વારા લક્ષિત તેનો લક્ષક એવો જે શબ્દ, તે પ્રણવ–ॐ.

—સ્કંદપુરાણના યજ્ઞવૈભવ-ખંડમાં પ્રણવને બે પ્રકારનો કહ્યો છેઃ પર અને અપર 'परोऽपरश्चेति प्रणवो द्विविधः।' તેમાં પર-પ્રણવ બ્રહ્માનંદ-સ્વરૂપ છે અને અપર-પ્રણવ શબ્દ-બ્રહ્મરૂપ છે.

त्रिलोकेश्वराः– ત્રિલોકના ઈશ્વરો.

त्रिलोकोद्योतकराः– ત્રિલોકમાં ઉદ્દ્યોત કરનારા.

( ૩-૫ ) સરલ છે. આ મંત્રમાં સર્વ તીર્થંકરોનું સામાન્ય સંબોધન છે.

( ૩-૬ ) ॐ પુણ્યાહં, પુણ્યાહં–આજનો દિવસ પવિત્ર છે, આ અવસર માંગલિક છે. સર્વજ્ઞ, સર્વદર્શી, ત્રિલોકના નાથ, ત્રિલોકથી અર્ચિત, ત્રણે લોકોના પૂજ્ય-ત્રિલોકથી પૂજાયેલ, ત્રિલોકના ઈશ્વર, ત્રિલોકમાં ઉદ્દ્યોત કરનાર અરિહંત ભગવંતો પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ.

( ૪-૪ ) ॐ ऋषभ-अजित-सम्भव-अभिनन्दन-सुमति-पद्मप्रभ-सुपार्श्व-चन्द्रप्रभ-सुविधि-शीतल-श्रेयांस-वासुपूज्य-विमल-अनन्त-धर्म-शान्ति-कुन्थु-अर-मल्लि-मुनिसुव्रत-नमि-नेमि-पार्श्व-वर्द्धमानान्ता जिनाः— ॐ ઋષભદેવ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદનસ્વામી, સુમતિનાથ, પદ્મપ્રભ, સુપાર્શ્વનાથ, ચન્દ્રપ્રભ, સુવિધિનાથ, શીતલનાથ, શ્રેયાંસનાથ, વાસુપૂજ્યસ્વામી, વિમલનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રતસ્વામી, નમિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને વર્ધમાનસ્વામી જેમાં છેલ્લા છે, એ ( ચોવીસે ) જિનો.

शान्ताः – શાંત.

शान्त – કષાયથી રહિત.

शान्तिकराः – શાંતિ કરનારા.

અહીં શાંતિ-શબ્દથી પ્રશમ-સુખ અભિપ્રેત છે.

**भवन्तु** – થાઓ.

**स्वाहा** – સ્વાહા.

(૪-૫) સરલ છે. આ મંત્રમાં તીર્થંકરોનું નામ-પૂર્વક સંબોધન છે.

(૪-૬) ૐ શ્રીઋષભદેવ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદનસ્વામી, સુમતિનાથ, પદ્મપ્રભ, સુપાર્શ્વનાથ, ચંદ્રપ્રભ, સુવિધિનાથ, શીતલનાથ, શ્રેયાંસનાથ, વાસુપૂજ્યસ્વામી, વિમલનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રતસ્વામી, નમિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને વર્ધમાનસ્વામી એ ચોવીસે જિનો શાંત છે, તે અમને શાંતિ કરનારા થાઓ.*

(૫૪) ૐ **मुनयो मुनिप्रवराः**– ૐ મુનિઓમાં શ્રેષ્ઠ એવા મુનિઓ.

---

* અર્હદ્-અભિષેકવિધિના પ્રથમ પર્વના ત્રીજા શ્લોકની પંજિકામાં 'संस्तोत्र-मन्त्रध्वनिः' પદની વ્યાખ્યા કરતાં શ્રીશીલાચાર્યે જણાવ્યું છે કે 'सन्(त्)स्तोत्राण्येव मन्त्राः । अथवा सन्(त्)स्तोत्राणि च 'ॐ पुण्याहं पुण्याहमिति, ॐ ऋषभं पुराणमित्यादिमन्त्राश्च तेषां ध्वनिः ।' સ્તોત્રવાળા મન્ત્રો અથવા સ્તોત્ર તે 'ॐ पुण्याहं पुण्याहं' વગેરે પદો અને 'ॐ ऋषभं पुराणं' ઇત્યાદિ મંત્રો, તેનો ધ્વનિ. તાત્પર્ય કે 'ૐ પુણ્યાહં પુણ્યાહં' વાળો ત્રીજો પરિચ્છેદ સ્તોત્રરૂપ છે અને 'ૐ ઋષભં પુરાણં' વગેરે પદો મંત્રરૂપ છે. વર્તમાન પાઠમાં 'ॐ ऋषभं पुराणं'ના સ્થળે 'ॐ ऋषभ-अजित' આદિ શબ્દો છે.

मुनिमां प्रवर – श्रेष्ठ ते मुनि-प्रवर.

**रिपु-विजय-दुर्भिक्ष-कान्तारेषु**–શત્રુવડે કરવામાં આવતા વિજયમાં, દુષ્કાળમાં, ગહન અટવીમાં.

रिपुविजय અને दुर्भिक्ष અને कान्तार ते रिपुविजय-दुर्भिक्ष-कान्तार. रिपुविजय – શત્રુ વડે કરવામાં આવતો વિજય, પરાભવ. दुर्भिक्ष–દુષ્કાલ: 'भिक्षाया अभाव: दुर्भिक्षम्'—જ્યારે ભિક્ષાનો અભાવ થાય અર્થાત્ માગી ભિક્ષા ન મળે ત્યારે દુર્ભિક્ષ પડ્યો ગણાય. कान्तार – ગહન વન.

**दुर्गमार्गेषु**–વિકટ રસ્તાઓમાં, વિકટ માર્ગોને ઓળંગતાં, दुर्ग એવો मार्ग ते दुर्गमार्ग. दुर्ग – વિકટ. मार्ग – રસ્તો.

**रक्षन्तु** – રક્ષણ કરો. અહીં રક્ષણ-શબ્દથી ભય-નિવારક શાંતિ અભિપ્રેત છે.

**व:** – તમારું.

**नित्यं** – પ્રતિદિન.

**स्वाहा** – સ્વાહા.

(૫-૫) मुनयो मुनि-प्रवरा:– મહામુનિઓ, લબ્ધિવંત મહર્ષિઓ.

પ્રાચીન સૂત્રોમાં 'तले तलप्पवरे,' 'झये झयप्पवरे' વગેરે પ્રયોગો આવે છે, તે 'તાડમાંના શ્રેષ્ઠ તાડ,' 'ધ્વજમાંના શ્રેષ્ઠ ધ્વજ' એવો અર્થ બતાવે છે. તે પ્રમાણે અહીં મુનિઓમાં શ્રેષ્ઠ એવા મુનિઓથી સિદ્ધ પુરુષો કે લબ્ધિવંત મહર્ષિઓ સમજવાના છે.

रिपु-विजय-दुर्भिक्ष-कान्तारेषु दुर्गमार्गेषु – શત્રુથી પરાભવ પામવાના પ્રસંગે, દુષ્કાલમાં પ્રાણ-ધારણ કરવાના પ્રસંગે, ગહન વનમાં પ્રવાસ કરવાના પ્રસંગે તથા વિષમ વાટ ઓળંગવાના પ્રસંગે.

અહીં रिपु-विजय–શબ્દથી શત્રુવડે કરવામાં આવતો વિજય એટલે શત્રુઓ વડે થતો પોતાનો પરાભવ સમજવાનો છે–કારણ કે તેવા પ્રસંગે રક્ષણની ખાસ જરૂર પડે છે. 'तत्र रिपुभिर्विजयः शत्रुकृतः पराभवः'। (હ. કી.) दुर्भिक्ष–શબ્દથી દુષ્કાલમાં પ્રાણ-ધારણ કરવાનો પ્રસંગ સમજવાનો છે, કારણ કે ત્યારે પણ રક્ષણની ખાસ જરૂર પડે છે. कान्तार–શબ્દથી ગહન અટવીમાં પ્રવાસ કરવાનો પ્રસંગ સમજવાનો છે, કારણ કે ત્યાં વાઘ, સિંહ વગેરે હિંસક પશુઓના તથા ચોર લૂંટારાઓના હુમલા સામે રક્ષણની જરૂર પડે છે. અને दुर्गमार्गથી પહાડો, ખીણો, કોતરો, કરાડો તથા વગડાની વિષમ વાટો સમજવાની છે, કારણ કે ત્યાં પણ રક્ષણની ખાસ જરૂર પડે છે.

(૫-૬) ૐ શત્રુવડે કરવામાં આવતા વિજય-પ્રસંગે, દુષ્કાલમાં પ્રાણ-ધારણ કરવાના પ્રસંગે, ગહન અટવીમાં પ્રવાસ કરવાના પ્રસંગે તથા વિકટ વાટો ઓળંગવાના પ્રસંગે મહા-મુનિઓ તમારું નિત્ય રક્ષણ કરો, સ્વાહા.

(૬-૪) ॐ श्री-ह्री-धृति-मति-कीर्ति-कान्ति-बुद्धि-लक्ष्मी-मेधा-विद्यासाधन-प्रवेश-निवेशनेषु – ૐ શ્રી, હ્રી, ધૃતિ, મતિ, કીર્તિ, કાંતિ, બુદ્ધિ, લક્ષ્મી અને મેધા એ નવ સ્વરૂપવાળી સરસ્વતીની સાધનામાં, યોગના પ્રવેશમાં તથા મંત્ર-જપના નિવેશનમાં.

શ્રી અને હ્રી અને ધૃતિ અને મતિ અને કીર્તિ અને કાન્તિ અને બુદ્ધિ અને લક્ષ્મી અને મેધાસ્વરૂપવાળી વિદ્યાનું સાધન તથા પ્રવેશ અને નિવેશન તે શ્રી-હ્રી-ધૃતિ-મતિ-કીર્તિ-કાન્તિ-બુદ્ધિ-લક્ષ્મી-મેધા-વિદ્યા-સાધન-પ્રવેશ-નિવેશન.

શ્રી – શોભા, સૌન્દર્ય.* હ્રી – લજ્જા, મર્યાદા. ધૃતિ – ધીરજ, દૃઢતા. મતિ – વિચાર કરવાની શક્તિ, સંપ્રધારણ સંજ્ઞા. કીર્તિ – કીર્તિ, ખ્યાતિ. કાન્તિ – પ્રભા, દ્યુતિ. બુદ્ધિ – બોધન શક્તિ, હિતાહિતનો વિચાર કરવાની શક્તિ. લક્ષ્મી – લક્ષ્મી, સંપત્તિ. મેધા – પ્રજ્ઞા, પ્રતિભા. વિદ્યા – સરસ્વતી, જ્ઞાનરૂપા વિદ્યા. શ્રી, હ્રી, ધૃતિ, મતિ, કીર્તિ, કાંતિ, બુદ્ધિ, લક્ષ્મી અને મેધા એ સરસ્વતીની નવ શક્તિઓ છે.+

* વ્યાડિકોશમાં શ્રીવિદ્યાનો અર્થ આ પ્રમાણે આપેલો છે :

" લક્ષ્મી-સરસ્વતી-ધી-ત્રિવર્ગસમ્પદ્-વિભૂતિ-શોભાસુ ।
ઉપકરણ-વેષરચના-વિદ્યાસુ શ્રીવિદ્યા પ્રથિતા ॥ "

લક્ષ્મી, સરસ્વતી, બુદ્ધિ, ધર્મ, અર્થ, કામ, સંપત્તિ, વિભૂતિ, શોભા, ઉપકરણ, વેષ-રચના અને વિદ્યા (જ્ઞાન) એ અર્થોમાં શ્રીવિદ્યા પ્રસિદ્ધ છે.

+ મંત્રમહોદધિ નામક તંત્રગ્રંથના પ્રથમ તરંગમાં કહ્યું છે કે—

" ध्यात्वैवं पूजयेत् पीठे, देवताः पूर्वमीरिताः ।
पीठशक्तीस्तदुपरि, सरस्वत्या नवार्चयेत् ॥ ८२ ॥
मेधा, प्रज्ञा प्रभा विद्या, धीर्धृति-स्मृति-बुद्धयः ।
विद्येश्वरीति संप्रोक्ता, मातृका-पीठशक्तयः ॥"

साधन– મંત્રોપાસના, કોઈ પણ દેવની સાધના કરવાનો સાંગોપાંગ વિધિ.*

प्रवेश – પ્રવેશ. અહીં પ્રવેશ-શબ્દથી યોગ-સાધનાનો પ્રવેશ અભિપ્રેત છે.

निवेशन – સ્થિર થવું તે, મંત્ર-જપમાં બેસવું તે. તાત્પર્ય કે અહીં નિવેશન-શબ્દ મંત્ર-જપમાં બેસવાનો અર્થ દર્શાવે છે.

ભગવતીસૂત્રના અગિયારમા શતકના અગિયારમા ઉદ્દેશમાં મહાબલકુમારના લગ્ન-પ્રસંગની વિધિમાં તેમના માતા-પિતાએ પ્રીતિદાન કર્યું હતું, તેમાં આઠ શ્રીની, આઠ હ્રીની, આઠ ધૃતિની, આઠ કીર્તિની, આઠ બુદ્ધિની અને આઠ લક્ષ્મીની મૂર્તિઓ

"એ પ્રમાણે ધ્યાન ધરીને પૂર્વે કહેલ દેવતાઓનું પીઠને વિષે પૂજન કરવું, પશ્ચાત્ સરસ્વતીની નવ પીઠશક્તિઓનું પૂજન કરવું.

મેધા,[1] પ્રજ્ઞા,[2] પ્રભા,[3] વિદ્યા,[4] શ્રી,[5] ધૃતિ,[6] સ્મૃતિ,[7] બુદ્ધિ[8] અને વિદ્યેશ્વરી[9] ને માતૃકા-પીઠની શક્તિઓ કહેલી છે."

* "शृणु देवि ! प्रवक्ष्यामि, सावधानाऽवधारय ।
हनुमत्-साधनं पुण्यं, महापातकनाशनम् ॥"

—મંત્રમહોદધિ, પૃ. ૧૬૮

હે દેવિ ! હું જે પવિત્ર અને મહાપાતકનું નાશ કરનારું **હનુમત્-સાધન** કહું છું, તે તમે સાંભળો અને સાવધાન થઈને ગ્રહણ કરો.

શિવ-સાધન, ગણેશ-સાધન, શક્તિ-સાધન, વિષ્ણુ-સાધન, સૂર્ય-સાધન વગેરે અનેક સાધનો પ્રસિદ્ધ છે. 'સાધનમાલા' નામના ગ્રંથમાં અનેક બૌદ્ધ સાધનો દર્શાવ્યાં છે.

આપી હતી અને આ બધી મૂર્તિઓ રત્નની બનાવેલી હતી તેમ જણાવ્યું છે. 'अट्ठ सिरीओ अट्ठ हिरीओ एवं धिइओ कित्तीओ वुद्धीओ लच्छीओ....सव्वरयणामए।' વસુદેવહિંડીના कहुप्पत्ती – કથોત્પત્તિ નામના વિભાગમાં શ્રીજંબૂસ્વામીના જીવનનો પ્રસંગ વર્ણવતાં જણાવ્યું છે કે 'पसत्थे य दिणे पमक्खिओ जंबुनामो विहिणा, दारियाउ वि सगिहेसु। तओ महतीए रिद्धीए चंदो विव तारगा-समीवं गओ वधू-गिहाणि। ताहिं सहिओ सिरि-धिति-कित्ति-लच्छीहि व निअग-भवणमागतो।'–'શુભ દિવસે જંબૂકુમારને વિધિ-પૂર્વક પીઠી ચોળવામાં આવી. કન્યાઓને પણ તેમનાં પિતૃગૃહોમાં પીઠી ચોળવામાં આવી. એ પછી જ્યારે સમૃદ્ધિ-પૂર્વક જંબૂકુમાર, ચંદ્ર જેમ તારાઓની પાસે જાય, તેમ વધૂ-ગૃહોમાં ગયો અને વધૂઓની સાથે, જાણે કે શ્રી, ધૃતિ, કીર્તિ અને લક્ષ્મીને સાથે લાવ્યો હોય તેમ, પાછો પોતાને ઘરે આવ્યો.'

શ્રી, હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ અને લક્ષ્મી એ છ વર્ષધર-દેવીઓ ગણાય છે અને પૌષ્ટિક કર્મમાં તેની વિશિષ્ટ સ્થાપના થાય છે.[1] અર્હદ્-અભિષેકવિધિના ત્રીજા પર્વમાં આ છએ દેવીઓનું સ્મરણ કરવામાં આવ્યું છે, તે આ પ્રમાણે:

[1] "श्री-ह्री-धृतयः कीर्तिर्बुद्धिर्लक्ष्मीश्च षण्महादेव्यः।
पौष्टिकसमये संघस्य वाञ्छितं पूरयन्तु मुदा॥"

પૌષ્ટિકના સમયે શ્રી, હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ અને લક્ષ્મી એ છ મહાદેવીઓ સંઘની કામના આનંદથી પૂર્ણ કરો.

—આ. દિ. પૌષ્ટિકાધિકાર.

"अभिषेकवारि हारि, प्रभूतकिंजल्ककल्क-पटवासि ।
उपनयतु हेमपद्मैः, पद्मा पद्मालया देवी ॥ २३ ॥"

હિમવત્ નામના કુલપર્વતના ઉપર રહેલો પદ્મ નામનો હ્રદ એ જેનું નિવાસસ્થાન છે, તે **પદ્મા**દેવી ઘણા પદ્મરજના રસરૂપી પટવાસ(સુગંધી)વાળાં હેમપદ્મો સાથે અભિષેક માટે મનોહર જળ લાવો (સમીપમાં ઉપસ્થિત કરો). ૨૩.

"स्नपयन्ती जिनं जात-सम्भ्रमा सम्भ्रमच्छिदं करोतु ।
पूतं [च] ममात्मानं, ह्रीर्महापद्म[वि]निवासिनी ॥ २४ ॥"

હિમવત્-નામના કુલપર્વત ઉપર રહેલ મહાપદ્મનામના મહાહ્રદમાં નિવાસ કરનારી હ્રીનામની દેવી, ઉત્પન્ન થયેલા આદરથી સંભ્રમ છેદનાર જિનને સ્નાન કરાવતી છતી મારા આત્માને પવિત્ર કરો. ૨૪.

---

—આ. દિ.માં શ્રી, હ્રી વગેરે ૭ દેવીઓનાં સ્વરૂપ આ પ્રમાણે વર્ણવેલાં છે:—

(१) "अम्भोजयुग्म-वरदाभय-पूत-हस्ता,
पद्मासना कनक-वर्ण-शरीर-वस्त्रा ।
सर्वाङ्गभूषणधरोपचिताङ्गयष्टिः,
श्रीः श्रीविलासमतुलं कलयत्वनेकम् ॥"

જેના બે હાથમાં કમલ છે, એક હાથ વરદ-મુદ્રાવાળો અને એક હાથ અભય-મુદ્રાવાળો છે, જે પદ્મનાં આસન પર બેઠેલી છે, જેનાં શરીરનો વર્ણ કનક જેવો છે, જેણે વસ્ત્રો પણ કનકવર્ણનાં જ ધારણ કરેલાં છે, જેની દેહલતા સર્વાંગે આભૂષણવાળી છે, એવી **શ્રી**-દેવી તમને અનેક પ્રકારે શ્રી(શોભા)નો અતુલ વિલાસ આપો.

" देवी तत्रोपनयतामभिषेकजलं दलं विभूतीनाम् ।
पद्मपरागविशङ्कं, तिगिञ्छि-नि[ज]वास-दुर्ललिता " ॥२५॥

હે ભગવન્! નિષધ નામના કુલપર્વત ઉપર રહેલ તિગિંછિ નામના મહાહ્રદમાં નિવાસ-વિલાસ કરનારી ધૃતિ નામની દેવી, વિભૂતિઓ( સંપદાઓ )નાં કારણરૂપ, પદ્મોના પરાગથી રંગ-બેરંગી વિચિત્ર એવું અભિષેક-જલ તમારા માટે લાવો.

---

( ૨ ) " धूम्राऽङ्गयष्टिरसि-खेटक-बीजपूर —
वीणा-विभूषित-करा धृत-रक्तवस्त्रा ।
ह्रीर्घोर-वारण-विघातन-वाहनाढ्या,
पुष्टीश्च पौष्टिकविधौ विदधातु नित्यम् ॥ "

જેનો વર્ણ ધૂમ્ર જેવો છે, જેના એક હાથમાં ખડગ, બીજા હાથમાં ઢાલ, ત્રીજા હાથમાં બીજોરું અને ચોથા હાથમાં વીણા છે, જેણે રક્તવસ્ત્ર ધારણ કરેલાં છે, જે વિકરાળ સિંહના ઉપર આરૂઢ થયેલી છે, તે હ્રીદેવી પૌષ્ટિકવિધિમાં નિત્ય પુષ્ટિ આપો.

( ३ ) " चन्द्रोज्ज्वलाङ्ग-वसना शुभमानसौकः—
पत्त्रियाणकृदनुत्तर-सत्प्रभावा ।
स्रक्-पद्म-निर्मल-कमण्डलु-बीजपूर —
हस्ता धृतिं धृतिरिहानिशमादधातु ॥ "

જેનો દેહ તથા જેનાં વસ્ત્રો ચન્દ્ર જેવાં ઉજ્જ્વલ છે, જે માન-સરોવરમાં રહેનારી છે, હંસના વાહનને લીધે શ્રેષ્ઠ અને સમ્યક્ પ્રભાવ-વાળી છે, જેના એક હાથમાં માલા, બીજા હાથમાં પવિત્ર કમલ, ત્રીજા હાથમાં કમંડલુ અને ચોથા હાથમાં બીજોરું છે, તે ધૃતિદેવી અહીં નિરન્તર ધૃતિને આપો.

"स्फुटकेसरेण कम्पित-कमलेन जिनाभिषेचने देव्याः ।
भाति भव-द्विपभङ्गः, केसरिणा केसरि-लयायाः ॥ २६ ॥"

જિનાભિષેકમાં, નીલનામના કુલપર્વત ઉપર રહેલ કેસરી નામનો હ્રદ જેનું આલય-સ્થાન છે, તે કીર્તિનામની દેવીના સ્ફુટ કેસર( હ્રદના પક્ષમાં પદ્મ-કર્ણિકા અને સિંહના અર્થમાં કેશવાળી-ખભા ઉપરના કેશો )વાળાં કમલો ( હ્રદ અર્થમાં પદ્મો અને સિંહના પક્ષમાં હરણો )ને કંપાવનારા એવા કેસરી ( હ્રદ અને બીજા પક્ષમાં સિંહ )એ કરેલો ભવ( સંસાર )રૂપી દ્વિપ( હાથી )નો ભંગ ( પરાજય ) શોભે છે. ૨૬.

"भाति भवतोऽभिषेके, क्वणदलिकुल-किङ्किणी-कलापेन ।
रुचिरोज्ज्वलेन जिन ! पौण्डरीकिणी पौण्डरीकेण ॥ २७ ॥"

હે જિન ! આપના અભિષેકમાં પૌંડરીકિણી બુદ્ધિ નામની દેવી, રુક્મિ નામના કુલપર્વત ઉપર રહેલા વાઘ જેવા પૌંડરીક નામના હ્રદ વડે શોભે છે, જે( હ્રદ ) અવાજ કરતા ભમરાઓના સમૂહરૂપી ઘૂઘરીઓના સમૂહવાળો રુચિર ( સુશોભિત ) અને ઉજ્જવલ( દેદીપ્યમાન ) છે. ૨૭

---

( ૪ ) "शुक्लाङ्गयष्टिरुडुनायक-वर्ग-वस्त्रा,
हंसासना धृत-कमण्डलुकाक्षसूत्रा ।
श्वेताब्ज-चामर-विलासिकरातिकीर्तिः,
कीर्तिं ददातु वरपौष्टिक-कर्मणाऽत्र ॥"

જેનાં દેહ તથા વસ્ત્રોનો વર્ણ ચંદ્ર જેવો શુક્લ છે, જે હંસ પર બેઠેલી છે, જે કમંડલુ, માલા, શ્વેતપદ્મ અને ચામરથી શોભિત હાથ-વાળી છે, તે કીર્તિ દેવી આ પૌષ્ટિક-કર્મમાં કીર્તિને આપો.

रिपुसेना-क्लेश-कुरङ्ग-संहतिं स्वापतेय-सस्यानाम् ।
स्नपयन्ती जगदीशं, जयति महापौण्डरीकस्था ॥ २८ ॥

શિખરી નામના કુલપર્વત ઉપર મહાપૌંડરીક નામનો હ્રદ છે, જે મોટો વાઘ હોય તેવો જણાય છે; તેના ઉપર રહેલી **લક્ષ્મી** નામની દેવી, જગદીશ(જિન)ને સ્નાન કરાવતી છતી, દ્રવ્યોરૂપી ધાન્યોને થતા ઉપદ્રવોનો વિનાશ કરતી શત્રુ-સેનાએ વિસ્તારેલા ક્લેશોરૂપી કુરંગો(હરણો)ના સમૂહ પર જય પામે છે (દ્રવ્યોના ઉપદ્રવો અને શત્રુઓથી થતા ક્લેશોને દૂર કરે છે). ૨૮.

સૂરિમંત્રમાં પણ આ છ દેવીઓની સાધના આવે છે.

---

(૫) "स्फारस्फुरत्स्फटिक-निर्मल-देह-वस्त्रा,
शेषाहि-वाहनगतिः पटु-दीर्घ-शोभा ।
वीणोरुपुस्तक-वराभय-भासमान—
हस्ता सुबुद्धिमधिकां प्रददातु बुद्धिः ॥"

જેનાં દેહ તથા જેનાં વસ્ત્રો સ્ફટિક જેવાં નિર્મલ અને વિસ્તૃત કાંતિવાળાં છે, જે શેષનાગ પર બેઠેલી છે અને જે પટુ અને દીર્ઘ શોભાવાળી છે, જેના એક હાથમાં ઉરુ પર મૂકેલી વીણા છે, બીજા હાથમાં પુસ્તક છે, ત્રીજે હાથ વરદ મુદ્રાવાળો છે. અને ચોથો હાથ અભયમુદ્રાવાળો છે, એવી બુદ્ધિદેવી અધિક સુબુદ્ધિ આપો.

(૬) "ऐरावणासनगतिः कनकाभवस्त्र-
देहा च भूषणकदम्बक-शोभमाना ।
मातङ्ग-पद्मयुगला प्रसृताऽतिकान्तिः,
वेदप्रमाणककरा जयतीह लक्ष्मीः ॥"

જે ઐરાવણ હાથી પર બેઠેલી છે, જેના દેહ તથા વસ્ત્રનો વર્ણ

કેટલીક પ્રતિઓમાં શ્રી-હ્રી એવો પાઠ મળે છે અને ઉપરના ઉલ્લેખો જોતાં એ ક્રમ જ સુવિહિત લાગે છે. અહીં કેટલાક હ્રૂઁ અને શ્રીઁ એવો પાઠ બોલે છે, પણ તે બીજાક્ષરો છે અને તેને બોલવાનો અહીં પ્રસંગ નથી. અહીં તો માત્ર નામોની જ ગણના છે.

**सुगृहीत-नामान**:– સારી રીતે ઉચ્ચારણ કરાયેલાં નામ-વાળા, જેમનું નામ સારી રીતે લેવાય છે, તેવા.

सु – સારી રીતે. गृहीत – ગ્રહણ કરાયેલું છે નામ જેનું તે सुगृहीतनामन्.

**जयन्तु** – જયવંતા વર્તો, જય આપનારા થાઓ, સાન્નિધ્ય કરનારા થાઓ.

**ते** – તે.

**जिनेन्द्रा**:– જિનવરો.

( ૬-૫ ) સરલ છે.

( ૬-૬ ) ૐ શ્રી, હ્રી, ધૃતિ, મતિ, કીર્તિ, કાંતિ, બુદ્ધિ, લક્ષ્મી અને મેધા એ નવસ્વરૂપવાળી સરસ્વતીની સાધનામાં, યોગના પ્રવેશમાં તેમ જ મંત્ર-જપનાં નિવેશનમાં જેમનાં નામોનું આદર-પૂર્વક ઉચ્ચારણ કરાય છે, તે જિનવરો જય પામો – સાન્નિધ્ય કરનારા થાઓ.

---

કનક જેવો છે, જે આભૂષણોના સમૂહથી શોભી રહેલી છે, જેના બે હાથ હાથી પર છે અને બે હાથમાં પદ્મ છે, તે ચાર ભુજાવાળી **લક્ષ્મી**-દેવી અહીં જય પામે છે.

(૭૪) ॐ रोहिणी-प्रज्ञप्ति-वज्रशृङ्खला-वज्राङ्कुशी-अप्रतिचक्रा-पुरुपदत्ता-काली-महाकाली-गौरी-गान्धारी-सर्वास्त्रमहाज्वाला-मानवी-वैरोट्या-अच्छुप्ता-मानसी-महामानसी षोडश विद्यादेव्यः-(૧) રોહિણી, (૨) પ્રજ્ઞપ્તિ, (૩) વજ્રશૃંખલા, (૪) વજ્રાંકુશી, (૫) અપ્રતિચક્રા, (૬) પુરુષદત્તા, (૭) કાલી, (૮) મહાકાલી, (૯) ગૌરી, (૧૦) ગાંધારી, (૧૧) સર્વાસ્ત્રમહાજ્વાલા, (૧૨) માનવી, (૧૩) વૈરોટ્યા, (૧૪) અચ્છુપ્તા, (૧૫) માનસી, (૧૬) મહામાનસી એ સોળ વિદ્યાદેવીઓ. શ્રીહેમચંદ્રાચાર્યે અ.ચિ.માં સર્વાસ્ત્રમહાજ્વાલા-શબ્દનો અર્થ આ પ્રમાણે જણાવેલો છે: 'सर्वेषामस्त्राणां महत्यो ज्वाला अस्यां सर्वास्त्र-महाज्वाला'-'સર્વ અસ્ત્રોની મોટી જ્વાલાઓ જેની પાસે છે, તે સર્વાસ્ત્રમહાજ્વાલા.'

रक्षन्तु-રક્ષણ કરો.

વિદ્યાદેવીઓની પ્રસન્નતાથી રોગ, શોક, ચિંતા, દરિદ્રતા વગેરેથી રક્ષણ થાય છે, એટલે અહીં રક્ષણ-શબ્દને પુષ્ટિના અર્થમાં સમજવો ઘટે છે.

वः-તમારું.

नित्यम्-પ્રતિદિન.

स्वाहा-સ્વાહા.

(૭૫) સોળ વિદ્યાદેવીઓ:-

વિદ્યાદેવી એ ( મંત્રરૂપા ) વિદ્યાની અધિષ્ઠાત્રી છે. સિદ્ધ-ચક્રયંત્રમાં अ વગેરે સોળ સ્વરની સ્થાપના થાય છે, તે સ્વરો આ સોળ વિદ્યાદેવીઓના વાચક છે. તે વિષે સિદ્ધ-હેમ-બૃહ-ન્ન્યાસમાં કહ્યું છે કે–

'तथा अकारादिभिः षोडशस्वरैर्मण्डलेषु षोडश रोहिण्याद्या देवता अभिधीयन्ते ॥'

( અ. ૧, પા. ૧, સૂ. ૧ )

સોળ વિદ્યાદેવીઓનાં સ્વરૂપનો કેટલોક પરિચય શ્રીબપ્પ-ભટ્ટિસૂરિએ સ્તુતિ-ચતુર્વિંશતિકામાં, શ્રીપાદલિપ્તાચાર્યે નિર્વાણ-કલિકામાં અને શ્રીવર્દ્ધમાનસૂરિએ આચારદિનકરમાં આપેલો છે. તે પરથી તેનું સ્વરૂપ અહીં રજૂ કરવામાં આવ્યું છે. વિદ્યા-દેવીઓનાં જે શિલ્પ મળે છે, તેમાં હાથની સંખ્યામાં તફાવત જણાય છે અને તેના આયુધોમાં પણ ભેદ નજરે પડે છે.

૧. **રોહિણી** – પુણ્ય-બીજને ઉત્પન્ન કરે, તે રોહિણી. આ દેવીને ચાર હાથ છે, તેમાં જમણા હાથમાં જપમાલા અને બાણ છે તથા ડાબા હાથમાં શંખ અને ધનુષ્ય છે. તેનો વર્ણ શ્વેત છે, તેનું વાહન ગાય છે અને તેનો મંત્ર 'ॐ यां रोहिण्यै अं नमः' છે. આવશ્યકચૂર્ણિમાં રોહિણી, પ્રજ્ઞપ્તિ, ગૌરી અને ગાંધારી એ ચાર મહાવિદ્યાઓ કહેલી છે. વસુદેવ-હિંડીમાં પણ રોહિણીનો વિદ્યા તરીકે ઉલ્લેખ આવે છે.

૨ **પ્રજ્ઞપ્તિ** – જેને પ્રકૃષ્ટ જ્ઞાન છે, તે પ્રજ્ઞપ્તિ. આ

દેવીને ચાર હાથ છે, તેમાં જમણા હાથ-શક્તિ અને વરદ મુદ્રા-વાળા છે તથા ડાબા હાથ બીજેરા અને શક્તિથી યુક્ત છે. તેનો વર્ણ શ્વેત છે, તેનું વાહન મયૂર છે અને તેનો મંત્ર 'ॐ रां प्रज्ञप्त्यै आं नमः' છે. ચતુ૦ તથા આ. દિ.ના અભિપ્રાયથી આ દેવીને બે હાથ છે, તેમાં એક હાથમાં શક્તિ અને બીજા હાથમાં કમલ છે તથા તેનો વર્ણ કમલ જેવો પદ્મ( ગુલાબી ) છે. આવશ્યકચૂર્ણિ, વસુદેવહિંડી તથા પઉમચરિયમાં પ્રજ્ઞપ્તિનો વિદ્યા તરીકે ઉલ્લેખ આવે છે. 'विज्जा य दुण्णिवारा, जयकम्मा चेव तह य पन्नत्ती।' ( પ. ચ. ઉ. ૭ )

૩ **વજ્રશૃઙ્ખલા** – જેના હાથમાં દુષ્ટને દમન કરવા માટે વજ્રની શૃંખલા છે, તે વજ્રશૃંખલા. આ દેવીને ચાર હાથ છે, તેમાં જમણા હાથ વરદ-મુદ્રા અને શૃંખલા-યુક્ત છે અને ડાબા હાથ કમલ અને શૃંખલા-યુક્ત છે. તેનો વર્ણ શંખ જેવો શ્વેત છે, તેનું વાહન પદ્મ છે અને તેનો મંત્ર 'ॐ लां वज्रशृङ्खलायै इं नमः।' છે. આ. દિ.ના અભિપ્રાયથી આ દેવીને બે હાથ છે, તેમાં એક હાથમાં શૃંખલા અને બીજા હાથમાં ગદા છે.

૪ **વજ્રાંકુશી** – જેના હાથમાં વજ્ર અને અંકુશ રહેલાં છે, તે વજ્રાંકુશી. આ દેવીને ચાર હાથ છે, તેમાં જમણા હાથ વરદ-મુદ્રા અને વજ્રવાળા છે અને ડાબા હાથ બીજેરા તથા અંકુશવાળા છે. તેનો વર્ણ સુવર્ણ જેવો પીળો છે, તેનું વાહન હાથી છે અને તેનો મંત્ર 'ॐ वां वज्राङ्कुश्यै ईं नमः' છે.

૫ **અપ્રતિચક્રા** – જેના ચક્રની બરાબરી કોઈથી થઈ શકે તેવી નથી, તે અપ્રતિચક્રા. 'સંતિકરં' સ્તવનમાં તેનું નામ ચક્રેશ્વરી જણાવેલું છે. આ દેવીને ચાર હાથ છે અને તે ચારે હાથમાં ચક્ર છે. તેનો વર્ણ વીજળી જેવો છે, તેનું વાહન ગરુડ છે અને તેનો મંત્ર 'ॐ ह्रां अप्रतिचक्रायै ह्रुं नमः' છે. ચતુ૦ તથા આ૦ દિ૦ના અભિપ્રાયથી આ દેવીનો વર્ણ કનક જેવો પીળો છે.

૬ **પુરુષદત્તા** – પુરુષને વરદાન આપનારી, તે પુરુષ-દત્તા. આ દેવીને ચાર હાથ છે, તેમાં જમણા હાથ વરદ-મુદ્રા અને ખડ્‌ગવાળા છે અને ડાબા હાથ બીજોરા અને ઢાલવાળા છે. તેનો વર્ણ સુવર્ણ-જેવો પીળો છે, તેનું વાહન ભેંસ છે અને તેનો મંત્ર 'ॐ षां पुरुषदत्तायै ह्रुं नमः' છે. 'સંતિકરં' સ્તવનમાં આ દેવીને નરદત્તા કહી છે.

૭ **કાલી** – દુશ્મનો પ્રત્યે જે કાલ જેવી છે, તે કાલી. આ દેવીને ચાર હાથ છે, તેમાં જમણા હાથ જપમાલા અને ગદાવાળા છે તથા ડાબા હાથ વજ્ર અને અભય-મુદ્રાથી વિભૂષિત છે. તેનો વર્ણ શ્યામ છે, તેનું વાહન પદ્મ છે અને તેનો મંત્ર 'ॐ सां काल्यै ह्रुं नमः' છે.

૮ **મહાકાલી** – દુશ્મનો પ્રત્યે જે મહાકાલ જેવી છે, તે મહાકાલી. આ દેવીને ચાર હાથ છે, તેમાં જમણા બે હાથ અક્ષસૂત્ર તથા વજ્રથી શોભે છે અને ડાબા હાથ અભયમુદ્રા અને ઘંટાથી શોભે છે. તેનો વર્ણ તમાલ જેવો અતિશ્યામ છે, તેનું વાહન પુરુષ છે અને તેનો મંત્ર 'ॐ हां महाकाल्यै ह्रुं

નમઃ' છે. ચતુ૦ તથા આ૦ દિ૦ના અભિપ્રાયથી તેના એક હાથમાં જપમાલા, બીજા હાથમાં ફલ, ત્રીજા હાથમાં ઘંટ અને ચોથા હાથમાં વજ્ર છે.

૯ **ગૌરી** – જેને દેખવાથી ચિત આકર્ષાય છે, તે ગૌરી. અથવા ગૌર-વર્ણવાળી તે ગૌરી. આ દેવીને ચાર હાથ છે, તેમાં જમણા હાથ વરદ-મુદ્રા અને મુશલથી અલંકૃત છે અને ડાબા હાથ જપમાલા અને કમલથી શોભે છે. તેનો વર્ણ ગૌર કનકના જેવો છે, તેનું વાહન ગોધા એટલે ઘો છે અને તેનો મંત્ર 'ॐ यूं गौर्यै लूं नमः' છે. ચતુ૦ના અભિપ્રાયથી આ દેવીનો વર્ણ લક્ષ્મીદેવીના જેવો પીળો છે. આ૦ દિ૦ના અભિપ્રાયથી આ દેવી कुन्द-कर्पूर-निर्मला – કુન્દ અને કપૂર જેવી શ્વેત છે. ગૌરનો અર્થ પીળો અને શ્વેત એમ બંને થાય છે. સૂત્રકૃતાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધના બીજા અધ્યાયમાં ગૌરી અને ગાંધારીની ગણના વિદ્યા તરીકે કરવામાં આવી છે.

૧૦ **ગાંધારી** – જેનાથી ગંધ ઉત્પન્ન થાય છે, તે ગાંધારી; અથવા જે ગાંધાર-દેશમાં ઉત્પન્ન થયેલી છે, તે ગાંધારી. આ દેવીને ચાર હાથ છે, તેમાં જમણા હાથ વરદ-મુદ્રા અને મુશલવાળા છે, તથા ડાબા હાથ અભય-મુદ્રા અને વજ્રવાળા છે. તેનો વર્ણ નીલ છે, તેનું વાહન કમલ છે અને તેનો મંત્ર 'ॐ रूं गान्धार्यै लूं नमः' છે.

૧૧ **સર્વાસ્ત્રમહાજ્વાલા** – જેનાં સર્વ અસ્ત્રોમાંથી મોટી જ્વાલાઓ નીકળે છે, તે સર્વાસ્ત્રમહાજ્વાલા. આ દેવીને બે હાથ છે અને તેમાં ઘણાં શસ્ત્રો રહેલાં છે, તેમાંથી

જ્વાલાઓ નીકળે છે. તેનો વર્ણ ધવલ છે, તેનું વાહન વરાહ છે અને તેનો મંત્ર 'ॐ ह्लूं सर्वास्त्रमहाज्वालायै एं नमः' છે. આ દેવીને કેટલાક જ્વાલા, કેટલાક મહાજ્વાલા અને કેટલાક જ્વાલામાલિની પણ કહે છે. ચતુ.માં આ દેવીનું વર્ણન કરેલું નથી. જ્વાલામાલિની-દેવીના સ્વતંત્ર કલ્પો મળે છે.

૧૨ **માનવી**–મનુષ્યની માતા-તુલ્ય, તે માનવી. આ દેવીને ચાર હાથ છે, તેમાં જમણા હાથો વરદ-મુદ્રા અને પાશવાળા છે તથા ડાબા હાથ જપમાલા અને વૃક્ષની ડાળી-વાળા છે. તેનો વર્ણ શ્યામ છે, તેનું વાહન કમલ છે અને તેનો મંત્ર 'ॐ वूं मानव्यै ऐं नमः' છે.

૧૩ **વૈરોટ્યા**–અન્યોન્ય વૈરની શાંતિ માટે જેનું આગમન થાય છે, તે વૈરોટ્યા. આ દેવીને ચાર હાથ છે, તેમાં જમણા હાથ ખડ્ગ અને સર્પથી વિભૂષિત છે અને ડાબા હાથ ઢાલ તથા સર્પથી શોભે છે. તેનો વર્ણ શ્યામ છે, તેનું વાહન અજગર છે અને તેનો મંત્ર 'ॐ ज्रूं वैरोट्यायै ओं नमः' છે.

૧૪ **અચ્છુપ્તા**–જેને પાપનો સ્પર્શ નથી, તે અચ્છુપ્તા. આ દેવીને ચાર હાથ છે, તેમાં જમણા હાથમાં ખડ્ગ અને બાણ છે તથા ડાબા હાથમાં ખેટક(ઢાલ) તથા ધનુષ્ય છે. તેનો વર્ણ વીજળી જેવો છે, તેનું વાહન અશ્વ છે અને તેનો મંત્ર 'ॐ घूं अच्छुप्तायै औं नमः' છે.

૧૫ **માનસી**–જે ધ્યાન ધરનારના મનને સાન્નિધ્ય કરે, તે માનસી. આ દેવીને ચાર હાથ છે, તેમાં જમણા હાથ

વરદ-મુદ્રા અને વજ્રવાળા છે તથા ડાબા હાથ જપમાલા અને વજ્રથી વિભૂષિત છે. તેનો વર્ણ ધવલ છે, તેનું વાહન હંસ છે અને તેનો મંત્ર 'ॐ सूं मानस्यै अं नमः' છે.

૧૬ **મહામાનસી**–જે ધ્યાનારૂઢ મનુષ્યોનાં મનને વિશેષ સાન્નિધ્ય કરે, તે મહામાનસી. આ દેવીને ચાર હાથ છે, તેમાં જમણા હાથ વરદ-મુદ્રા અને ખડ્ગથી યુક્ત છે અને ડાબા હાથમાં કુંડિકા અને ઢાલ છે. તેનો વર્ણ ધવલ છે, તેનું વાહન સિંહ છે અને તેનો મંત્ર 'ॐ हूं महामानस्यै अः नमः' છે. ચતુ૦ તથા આ૦ દિ૦માં આ દેવીના હાથમાં ખડ્ગ, ઢાલ, રત્ન અને કમંડલુ કહેલાં છે. વિશેષમાં આ૦ દિ૦માં આ દેવીનું વાહન મકર છે, તેમ જણાવેલું છે.

(૭-૬) ॐ રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા, વજ્રાંકુશી, અપ્રતિચક્રા, પુરુષદત્તા, કાલી, મહાકાલી, ગૌરી, ગાંધારી, સર્વાસ્ત્રમહાજ્વાલા, માનવી, વૈરોટ્યા, અચ્છુપ્તા, માનસી અને મહામાનસી એ સોળ વિદ્યાદેવીઓ તમારું નિત્ય રક્ષણ કરો.

(૮-૪) **ॐ आचार्योपाध्याय-प्रभृति-चातुर्वर्ण(र्ण्य)स्य**–આચાર્ય, ઉપાધ્યાય વગેરે ચાર વર્ણવાળા.

आचार्य અને उपाध्याय-प्रभृति તે आचार्योपाध्याय-प्रभृति એવો चातुर्वर्ण તે आचार्योपाध्याय-प्रभृति-चातुर्वर्ण. आचार्य–સાધુઓના નાયક. उपाध्याय–સાધુઓને શાસ્ત્રાભ્યાસ કરાવનાર. प्रभृति–આદિ. चातुर्वर्ण(र्ण्य)–જેમાં ચાર વર્ણ હોય, તે ચાતુર્વર્ણ. वर्ण એટલે પ્રકાર.

श्रीश्रमणसङ्घस्य – શ્રીશ્રમણસંઘને.

शान्तिः – શાંતિ, કષાયોનું ઉપશમન.

तुष्टिः– તુષ્ટિ, તોષ, સન્તોષ.
'જય' તુષ્ટિનું સ્વરૂપ છે.*

पुष्टिः– પુષ્ટિ, પોષણ, વૃદ્ધિ.
'લાભ' પુષ્ટિનું સ્વરૂપ છે.

શ્રીહરિભદ્રસૂરિએ ષોડશકમાં 'पुष्टिः पुण्योपचयः।' (૩-૪) 'પુષ્ટિ એટલે પુણ્યની વૃદ્ધિ' એવો અર્થ કરેલો છે.

भवतु – થાઓ.

(૮-૫) સરલ છે.

---

* તાંત્રિક ગ્રંથોમાં તુષ્ટિ અને પુષ્ટિને મહાદેવીની પૃથક્ પૃથક્ શક્તિઓ માનવામાં આવી છે. જેમ કે–

"तुष्टिः पुष्टिः क्षमा लज्जा, जृम्भा तन्द्रा च शक्तयः।
संस्थिताः सर्वतः पार्श्वे, महादेव्याः पृथक् पृथक् ॥"

—દેવીભાગવત

તુષ્ટિ, પુષ્ટિ, ક્ષમા, લજ્જા, જૃંભા, તન્દ્રા એ મહાદેવીની સર્વ તરફ રહેલી જુદી જુદી શક્તિઓ છે.

પુણ્યાહ-વાચન-પ્રયોગમાં "शान्तिरस्तु ॥ पुष्टिरस्तु ॥ तुष्टिरस्तु ॥ वृद्धिरस्तु ॥ તથા भगवती पुष्टिकरी प्रीयताम्, भगवती तुष्टिकरी प्रीयताम्, भगवती ऋद्धिकरी प्रीयताम्, भगवती वृद्धिकरी प्रीयताम्"–એ પાઠો આવે છે.

જેમ ઉપરના મંત્રોમાં સર્વને શાંતિ, તુષ્ટિ અને પુષ્ટિ ઇચ્છવામાં આવી છે, તેમ આ મંત્રમાં ચાતુર્વર્ણ્ય શ્રમણસંઘને શાંતિ, તુષ્ટિ ને પુષ્ટિ ઇચ્છવામાં આવી છે.

(૮-૬) ૐ આચાર્ય, ઉપાધ્યાય વગેરે ચાર પ્રકારના શ્રીશ્રમણસંઘને શાન્તિ થાઓ, તુષ્ટિ થાઓ, પુષ્ટિ થાઓ.

(૯-૪) ग्रहाः– ગ્રહો.

'गृह्णाति गति-विशेषानिति ग्रहः ।'–'જે વિવિધ-ગતિઓને ધારણ કરે, તે ગ્રહ.' અહીં વિવિધ ગતિઓથી – વક્રા, અતિ-વક્રા, કુટિલા, મન્દા, મન્દતરા, સમા, શીઘ્રા અને શીઘ્રતરા એ આઠ પ્રકારની ગતિઓ સમજવાની છે. અથવા 'गृह्णाति फलदातृत्वेन जीवानिति ग्रहः ।' – 'જે ફલ-દાયકતા વડે જીવોને ગ્રહણ કરે, તે ગ્રહ.' અહીં ફલ-દાયકતાથી શુભ અને અશુભ ફલ-દાયકતા સમજવાની છે. મનુષ્યના જન્મ-સમયે ગ્રહો જો ઉચ્ચ સ્થાનમાં હોય, તો તેનું ફલ શુભ મળે છે અને નીચ સ્થાનમાં હોય, તો તેનું ફલ અશુભ મળે છે. ગ્રહોની આ શુભાશુભ અસરમાંથી કોઈ પ્રાણી મુક્ત રહી શકતું નથી. કહ્યું છે કે —

"देव-दानव-गन्धर्वाः, यक्ष-राक्षस-किन्नराः ।
पीड्यन्ते ग्रहपीडाभिः, किं पुनर्भुवि मानवाः ? ॥"

દેવ, દાનવ, ગન્ધર્વ, યક્ષ, રાક્ષસ, કિન્નર, આદિ સર્વે પ્રાયઃ ગ્રહોની દુષ્ટ અસરથી પીડાય છે, તો મનુષ્યોની વાત જ શું ?

ગ્રહોની અસર મનુષ્યનાં જીવન પર ખૂબ જ થાય છે. તેથી કહેવાયું છે કે —

"ग्रहा राज्यं प्रयच्छन्ति, ग्रहा राज्यं हरन्ति च।
ग्रहैर्व्याप्तमिदं विश्वमतः शान्तिः शुभावहा ॥"

ગ્રહો રાજ્ય આપે છે, ગ્રહો રાજ્ય લઈ લે છે, ગ્રહોની અસરથી આ વિશ્વ વ્યાપ્ત છે; તેથી (દુષ્ટ ગ્રહોની) શાંતિ કરવી શુભકારક-લાભ-દાયક છે.

**चन्द्र-सूर्याङ्गारक-बुध-बृहस्पति-शुक्र-शनैश्चर-राहु-केतु-सहिताः**– ચંદ્ર, સૂર્ય, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુથી સહિત.

चन्द्र અને सूर्य અને अङ्गारक અને बुध અને बृहस्पति અને शुक्र અને शनैश्चर અને राहु અને केतुથી सहित તે चन्द्र-सूर्याङ्गारक-बुध-बृहस्पति-शुक्र-शनैश्चर-राहु-केतु-सहित.

જૈનશાસ્ત્રોમાં ગ્રહોની સંખ્યા ૮૮ની આવે છે. તે આ પ્રમાણે:

(૧) **અંગારક**, (૨) વિકાલક, (૩) લોહિત્યાક્ષ, (૪) **શનૈશ્ચર**, (૫) આધુનિક, (૬) પ્રાધુનિક, (૭) કણ, (૮) કણક, (૯) કણ-કણક, (૧૦) કણ-વિતાનક, (૧૧) કણ-સંતાનક, (૧૨) સોમ, (૧૩) સહિત, (૧૪) આશ્વાસન, (૧૫) કાર્યોપગ, (૧૬) કર્બુરક, (૧૭) અજકરક, (૧૮) દુંદુભક, (૧૯) શંખ, (૨૦) શંખનાભ, (૨૧)

શંખ-વર્ણાભ, (૨૨) કંસ, (૨૩) કંસ-નાભ, (૨૪) કંસ-વર્ણાભ, (૨૫) નીલ, (૨૬) નીલાવભાસ, (૨૭) રૂપી, (૨૮) રૂપાવભાસ, (૨૯) ભસ્મ, (૩૦) ભસ્મરાશિ, (૩૧) તિલ, (૩૨) તિલપુષ્પ-વર્ણ, (૩૩) દક, (૩૪) દક-વર્ણ, (૩૫) કાર્ય, (૩૬) વન્ધ્ય, (૩૭) ઇન્દ્રાગ્નિ, (૩૮) ધૂમ-કેતુ, (૩૯) હરિ, (૪૦) પિંગલ, (૪૧) બુધ, (૪૨) શુક્ર, (૪૩) બૃહસ્પતિ, (૪૪) રાહુ, (૪૫) અગસ્તિ, (૪૬) માણવક, (૪૭) કામ-સ્પર્શ, (૪૮) ધુર, (૪૯) પ્રમુખ, (૫૦) વિકટ, (૫૧) વિસંધિ-કલ્પ, (૫૨) પ્રકલ્પ, (૫૩) જટાલ, (૫૪) અરુણ, (૫૫) અગ્નિ, (૫૬) કાલ; (૫૭) મહાકાલ, (૫૮) સ્વસ્તિક, (૫૯) સૌવસ્તિક, (૬૦) વર્દ્ધમાનક, (૬૧) પ્રલમ્બ, (૬૨) નિત્યાલોક, (૬૩) નિત્યોદ્યોત, (૬૪) સ્વયંપ્રભ; (૬૫) અવભાસ, (૬૬) શ્રેયસ્કર, (૬૭) ક્ષેમંકર, (૬૮) આભંકર, (૬૯) પ્રભંકર, (૭૦) અરજા, (૭૧) વિરજા, (૭૨) અશોક, (૭૩) વીત-શોક, (૭૪) વિતત, (૭૫) વિવસ્ર, (૭૬) વિશાલ, (૭૭) શાલ, (૭૮) સુવ્રત, (૭૯) અતિવૃત્તિ, (૮૦) એકજટી (૮૧) દ્વિજટી, (૮૨) કર, (૮૩) કરક, (૮૪) રાજા, (૮૫) અર્ગલ, (૮૬) પુષ્પ, (૮૭) ભાવ અને (૮૮) કેતુ.

(સૂર્યપ્રજ્ઞપ્તિ, પ્રાભૃત ૨૦)

આ ગ્રહોમાંથી (૧) અંગારક (મંગલ), (૪) શનૈશ્ચર-(શનિ), (૪૧) બુધ, (૪૨) શુક્ર, (૪૩) બૃહસ્પતિ (ગુરુ), (૪૪) રાહુ અને (૮૮) કેતુ, એ સાત ગ્રહોની મુખ્યતા છે

અને તેમાં ચંદ્ર તથા સૂર્યને ઉમેરતાં તેની સંખ્યા નવની થાય છે. કહ્યું છે કે—

"सूर्यश्चन्द्रो मङ्गलश्च, बुधश्चापि बृहस्पतिः ।
शुक्रः शनैश्चरो राहुः, केतुश्चेति नव ग्रहाः ॥"

સૂર્ય, ચંદ્ર, મંગલ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ નવ ગ્રહો છે. *

આ નવ ગ્રહોનું સ્વરૂપ નિ.ક.માં નીચે પ્રમાણે આપેલું છે:— +

| નામ | દિશા | વર્ણ | આયુધ | વાહન |
|---|---|---|---|---|
| સૂર્ય | પૂર્વ | રક્ત | માલા, કમંડલુ | સાત ઘોડાનો રથ |
| ચંદ્ર | વાયવ્ય | ધવલ | માલા, કમંડલુ | દસ ઘોડાનો રથ |
| મંગલ | દક્ષિણ | રક્ત | માલા, કુંડિકા | ભૂમિ-સ્થિત |

* વરાહના મતે રાહુ અને કેતુ મુખ્ય ગ્રહો નથી.

+ (१) "ॐ नमः पूर्वदिग्दलासीन-रक्तद्युति-अक्षसूत्र-कमण्डलु-पाणि-सकलजन-कर्म-साक्षिणे आदित्याय स्वाहा ।

(२) ॐ नमोऽपरोत्तरदिग्दलासीन-धवलद्युति-अक्षमाला-कमण्डलु-पाणि-अमृतात्मने सोमाय स्वाहा ।

(३) ॐ नमो दक्षिणदिग्दलासीन-रक्तप्रभाक्षवलय-कुण्डिकालङ्-कृतपाणि-तेजोमूर्तये मङ्गलाय स्वाहा ।

(४) ॐ नमः उत्तरदिग्दलासीन-हेमप्रभाक्षसूत्र-कमण्डलु-व्यग्र-पाणये बोधात्मने बुधाय स्वाहा ।

(५) ॐ नमः उत्तरदिग्दलासीन-हरितालद्युति-अक्षसूत्र-कुण्डिका-युतपाणि-त्रिदशमन्त्रिणे बृहस्पतये स्वाहा ।

| | | | | |
|---|---|---|---|---|
| બુધ | ઉત્તર | પીત | માલા, કુંડિકા | રાજહંસ |
| ગુરુ | ઇશાન | સુવર્ણ | માલા, કુંડિકા | હંસ |
| શુક્ર | અગ્નિ | ઉજ્જ્વલ | માલા, કમંડલુ | અશ્વ |
| શનિ | પશ્ચિમ | કાળો | માલા, કમંડલુ | કચ્છપ |
| રાહુ | નૈર્ઋત્ય | શ્યામ | અર્ધમુદ્રા | સિંહ |
| કેતુ | નૈર્ઋત્ય | શ્યામ | અર્ધમુદ્રા | સાપ |

सलोकपालाः- લોકપાલો સહિત.

લોકનું પાલન કરનાર-રક્ષણ કરનાર દેવ લોકપાલ કહેવાય છે. જૈનસૂત્રોમાં ઇન્દ્રના સામ્રાજ્યની ચાર દિશાના ચાર રક્ષક સોમ, યમ, વરુણ અને વૈશ્રવણ ( કુબેર )ને લોકપાલની સંજ્ઞા અપાયેલી છે. અનુષ્ઠાન-વિષયક ગ્રંથોમાં પાંચમા લોકપાલનો ઉલ્લેખ પણ આવે છે. જેમ કે—

(૬) ॐ नमः पूर्वदक्षिणदिग्दलासीन-धवलवर्णाक्षसूत्र-कमण्डलु-पाणि-असुरमन्त्रिणे शुक्राय स्वाहा ।

(૭) ॐ नमोऽपरदिग्दलासीनासितद्युति-अक्षवलय-कुण्डिकालङ्कृत-पाणि-स्नग्धकूर्च-भासुरमूर्तये शनैश्चराय स्वाहा ।

(૮) ॐ नमो दक्षिणापरदिग्दलासीनातिकृष्णवर्ण-पाणिद्वयविहितार्ध-मुद्र-महातमःस्वभावाय राहवे स्वाहा ।

(૯) ॐ नमः पूर्वदिग्दलासीनधूम्रवर्णद्युति-अक्षसूत्र-कुण्डिकालङ्-कृतपाणिद्वयानेहस्वभावात्मने केतवे स्वाहा ।

इति ग्रहदेवतानां पूजामन्त्राः ।"

—निर्वाणकलिका.

ગ્રહોનાં આયુધ સંબંધમાં કેટલાંક મતાંતર પ્રવર્તે છે.

'दसण्हं दिसीपालाणं, पंचण्हं लोगपालाणं ऐँ ह्रीँ श्रीँ नमः ।'

વૈદિક સંપ્રદાયમાં ઇન્દ્ર, અગ્નિ, યમ, સૂર્ય, વરુણ, વાયુ, કુબેર અને ચંદ્રને લોકપાલની સંજ્ઞા અપાયેલી છે.* તેમાં કેટલાક સૂર્યને સ્થાને નિર્ઋતિ અને ચંદ્રને સ્થાને ઈશાન પણ માને છે.+ વિનાયક આદિ પાંચ દેવોને પણ લોકપાલ તરીકે ઓળખવામાં આવે છે. બૌદ્ધો ચાર, આઠ, દશ તથા ચૌદ લોકપાલોને માને છે. અહીં લોકપાલ-શબ્દથી આ બધા લોકપાલો સમજવાના છે.

**सोम-यम-वरुण-कुवेर-वासवादित्य-स्कन्द-विनायकोपेता:**- સોમ, યમ, વરુણ, કુબેર, ઇન્દ્ર, સૂર્ય, કાર્તિકેય અને વિનાયક-સહિત.

सोम અને यम અને वरुण અને कुवेर અને वासव અને आदित्य અને स्कन्द અને विनायक તેનાથી उपेत તે सोम-यम-

---

* "सोमाग्न्यर्कानिलेन्द्राणां; वित्ताप्पत्योर्यमस्य च ।
अष्टानां लोकपालानां, वपुर्धारयते नृपः ॥ ९६ ॥"

—મનુસ્મૃતિ, અ. ૫.

--ચંદ્ર, અગ્નિ, સૂર્ય, પવન, ઇન્દ્ર, કુબેર, વરુણ અને યમ આ આઠ લોકપાલોનાં શરીરને રાજા ધારણ કરે છે.

\+ "इन्द्रो वह्निः पितृपतिर्निर्ऋतिर्वरुणोऽनिलः ।
धनदः शङ्करश्चैव, लोकपालाः पुरातनाः ॥"

—વહ્નિપુરાણ.

—ઇન્દ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરુણ, વાયુ, કુબેર અને શંકર એ આઠ લોકપાલો પુરાતન છે.

वरुण-कुबेर-वासवादित्य-स्कन्द-विनायकोपेत. સોમ, યમ, વરુણ અને કુબેર એ ચાર જૈનશાસ્ત્રોની માન્યતા મુજબના લોકપાલો છે. શ્રીભગવતીસૂત્રના ત્રીજા શતકના સાતમા ઉદ્દેશકમાં કહ્યું છે કે —'रायगिहे नगरे जाव पज्जुवासमाणे एवं वयासी सक्कस्स णं भन्ते! देविंदस्स देवरण्णो कति लोगपाला पण्णत्ता ?' – રાજગૃહી નગરીમાં પર્યુપાસના કરતા (શ્રીગૌતમ) આ પ્રમાણે બોલ્યા કે 'હે ભગવન્! દેવેન્દ્ર-દેવરાજ શક્રના કેટલા લોકપાલો હોય છે?' 'गोयमा! चत्तारि लोगपाला पन्नत्ता, तं जहा सोमे, जमे, वरुणे, वेसमणे'–ભગવાને કહ્યું કે 'હે ગૌતમ! ચાર લોકપાલો કહેલા છેઃ સોમ, યમ, વરુણ અને વૈશ્રવણ (કુબેર).'* આ ચાર લોકપાલો અનુક્રમે સંધ્યાપ્રભ, વરશિષ્ટ, સ્વયંજલ અને વલ્ગુ નામના વિશિષ્ટ વિમાનોમાં રહે છે. સોમની આજ્ઞામાં અંગારક, વિકાલિક, લોહિતાક્ષ, શનૈશ્ચર, ચંદ્ર, સૂર્ય, શુક્ર, બુધ, બૃહસ્પતિ અને રાહુ વગેરે દેવો રહેલા છે. યમની આજ્ઞામાં યમકાયિક, યમદેવકાયિક, પ્રેત-કાયિક, પ્રેતદેવ-કાયિક, અસુર-કુમાર, અસુર-કુમારીઓ, કંદર્પો, નરકપાલો અને આભિયોગિક દેવો રહેલા છે. વરુણની આજ્ઞામાં વરુણ-કાયિકો, વરુણદેવ-કાયિકો, નાગ-કુમારો, નાગ-કુમારીઓ, ઉદધિ-કુમારો, ઉદધિ-કુમારીઓ, સ્તનિત-કુમારો, સ્તનિત-કુમારીઓ અને બીજા દેવો રહેલા છે. તથા વૈશ્રવણની આજ્ઞામાં વૈશ્રવણ-કાયિક, વૈશ્રવણ-દેવ-કાયિક,

* પ્રતિષ્ઠા વખતે આ લોકપાલોની દ્વારપાળો તરીકે સ્થાપના કરવામાં આવે છે. તેમાં સોમના હાથમાં ધર્મ (ધનુષ્ય), યમના હાથમાં દંડ, વરુણના હાથમાં પાશ અને કુબેરના હાથમાં ગદા હોય છે.

સુવર્ણ-કુમાર, સુવર્ણ-કુમારીઓ, દ્વીપ-કુમારો, દ્વીપ-કુમારીઓ, દિક્-કુમારો, દિક્-કુમારીઓ, વાણવ્યંતરો, વાણવ્યંતરીઓ અને બીજા દેવો પણ રહેલા છે.

નિર્વાણકલિકામાં જણાવ્યા મુજબ આ દેવોને બિમ્બ-પ્રતિષ્ઠા-સમયે પ્રથમ પ્રાકારમાં દ્વારપાલ તરીકે સ્થાપવામાં આવે છે.

વાસવ, આદિત્ય, સ્કંદ અને વિનાયક એ વૈદિકમતાનુસાર લોકપાલ-દેવો છે. તેમાં વાસવ એટલે ઇંદ્ર અને આદિત્ય એટલે સૂર્ય અનુક્રમે પૂર્વ અને નૈર્ઋત્ય દિશાનું રક્ષણ કરે છે અને સ્કંદ એટલે કાર્તિકેયસ્વામી તથા વિનાયક એટલે ગણપતિ લોક-જગત્‌નું રક્ષણ કરવાના કારણે લોકપાલ કહેવાય છે. આ દેવોનાં સ્વરૂપ, વાહન, આયુધ વગેરેનું વર્ણન પુરાણાદિ ગ્રંથોમાં વિસ્તારથી કહેલું છે.

**ये** – જે.

**च** – અને.

**अन्ये अपि** – બીજા પણ.

**ग्राम-नगर-क्षेत्र-देवतादयः**– ગ્રામ-દેવતા, નગર-દેવતા, ક્ષેત્ર-દેવતા વગેરે.

અહીં आदि – શબ્દથી ભવનાધિષ્ઠાયિકા વગેરે સમજવા.

ગ્રામનું રક્ષણ કરનાર દેવતા તે ગ્રામ-દેવતા. નગરનું રક્ષણ કરનાર દેવતા તે નગર-દેવતા. ક્ષેત્રનું રક્ષણ કરનાર દેવતા તે ક્ષેત્ર-દેવતા.

ते – તે.

सर्वे – સર્વે.

प्रीयन्ताम् प्रीयन्ताम् – પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ.

अक्षीण-कोश-कोष्ठागाराः – અક્ષય કોશ અને કોઠાર-વાળા.

अक्षीण છે कोश અને कोष्ठागार જેના તે अक्षीण-कोश-कोष्ठागार. अक्षीण – ક્ષીણ ન થાય તેવો. कोश – દ્રવ્યનો ભંડાર. कोष्ठागार – કોઠાર, ધાન્યનો ભંડાર.

नरपतयः – રાજાઓ.

च – અને.

અહીં પૂર્વક્રિયા સાથે સંબંધ જોડવા માટે 'च' અવ્યય વપરાયેલું છે.

भवन्तु – થાઓ.

स्वाहा – સ્વાહા.

(૯-૫) સરલ છે.

(૯-૬) ૐ ચંદ્ર, સૂર્ય, મંગલ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ, કેતુ વગેરે ગ્રહો, લોકપાલો–તે સોમ, યમ, વરુણ, કુબેર, ઇંદ્ર, સૂર્ય, કાર્તિકેય, ગણપતિ વગેરે દેવો તથા ગ્રામ-દેવતા, નગર-દેવતા, ક્ષેત્ર-દેવતા વગેરે બીજા પણ જે દેવો હોય, તે સર્વે પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ અને રાજાઓ અક્ષય કોશ-કોઠારવાળા થાઓ.

(૧૦-૪) ॐ **पुत्र-मित्र-भ्रातृ-कलत्र-सुहृत्-स्वजन-सम्बन्धि-बन्धुवर्ग-सहिताः**-પુત્ર, મિત્ર, ભાઈ, સ્ત્રી, હિતૈષી, જ્ઞાતીલા, સ્નેહીજનો, તથા સગાં-વહાલાં સહિત.

पुत्र અને मित्र અને भ्रातृ અને कलत्र અને सुहृत् અને स्वजन અને सम्बन्धि અને बन्धुवर्ग, તેનાથી सहित તે पुत्र-मित्र-भ्रातृ-कलत्र-सुहृत्-स्वजन-सम्बन्धि-बन्धुवर्ग-सहित.

પુત્રનો અર્થ આત્મજ, તનય, સુત કે દીકરો થાય છે, પરંતુ અહીં તેને અપત્યવાચી ગણવો. એટલે કે पुत्र-શબ્દથી પુત્ર અને પુત્રી બંને સમજવા.

મિત્રનો વ્યુત્પત્ત્યર્થ मेदते स्निह्यति इति मित्रम्-અર્થાત્ જે સ્નેહ કરે, તે મિત્ર. 'मापयति जानाति सर्वमिति मित्रम्'-'જે સર્વ વાતોને જાણે, તે મિત્ર' એવો કરવામાં આવે છે. વ્યવહારમાં તેને ભાઈબંધ કે દોસ્ત કહે છે. શાસ્ત્રકારોએ તેના સહાર્થ (સાથે ફરનારા), ભજમાન (સેવા કરનારા), સહજ અને કૃત્રિમ, એવા ચાર પ્રકારો માનેલા છે. હિતોપદેશમાં કહ્યું છે કે :—

'अपुत्रस्य गृहं शून्यं, सन्मित्र-रहितस्य च।
मूर्खस्य च दिशः शून्याः, सर्वशून्या दरिद्रता॥'

'પુત્ર-રહિત અને સન્મિત્ર-રહિતનું ઘર શૂન્ય છે, મૂર્ખની દિશાઓ શૂન્ય છે અને દરિદ્રતાવાળાનું સર્વ શૂન્ય છે.'

भ्रातृ એટલે ભાઈ. ઉપલક્ષણથી બહેન પણ સમજવી. कलत्र એટલે ભાર્યા-'कडति माद्यति कडत्रम्, लत्वे कलत्रम्'-'જે મોહ પમાડે, તે કડત્ર, ડનો લ થતાં કલત્ર.' सुहृत्-સારા

હૃદયવાળો, હિતૈષી. 'सु शोभन हृत् हृदयं यस्य'–' જેનું હૃદય સારું છે, તે સુહૃત્'. સુહૃત્ સદા હિતની કામના કરનારો હોય છે. કહ્યું છે કે —

"सुहृदां हितकामानां, यः शृणोति न भाषितम् ।
विपत् सन्निहिता तस्य, स नरः शत्रुनन्दनः ॥"

જે મનુષ્ય હિતૈષી એવા સુહૃદોની વાત સાંભળતો નથી, તેની સમીપે વિપત્તિ આવે છે અને તે મનુષ્ય શત્રુઓને આનંદ આપનારો થાય છે.

स्वजन – જ્ઞાતીલા.

'स्वस्य जनः स्वजनः'–' પોતાનો માણસ તે સ્વજન.' અમરકોષમાં તેનો અર્થ 'જ્ઞાતિજન–જ્ઞાતીલો' કરવામાં આવ્યો છે. 'स्वजना ज्ञातयः' (હર્ષકીર્તિ).

सम्बन्धिन् – સંબંધી, પુત્ર, ભાઈ, બહેન વગેરેના શ્વસુર-પક્ષવાળા.

बन्धु-वर्ग – સગાંવહાલાં, સગોત્રી.

बन्धुનો वर्ग તે बन्धु-वर्ग. बन्धु – શબ્દના પર્યાયશબ્દો અમરકોષમાં આ પ્રમાણે આપ્યા છે: 'सगोत्रः, बान्धवः, ज्ञातिः, स्वः, स्वजनः' શબ્દરત્નાવલી તેમાં दायाद અને गोत्रનો ઉમેરો કરે છે. તાત્પર્ય કે બંધુ-વર્ગથી સગાંવહાલાં કે સગોત્રી સમજવાના છે.

नित्यं – પ્રતિદિન.

च – અને.

**आमोद-प्रमोदकारिणः**–આમોદ-પ્રમોદ કરનારા, આનંદ કરનારા, સુખી.*

(૧૦-૫) અહીં 'भवन्तु' પદ અધ્યાહાર છે.

(૧૦-૬) ॐ તમે પુત્ર (પુત્રી), મિત્ર, ભાઈ (બહેન), ભાર્યા, હિતૈષી, જ્ઞાતીલા, સ્નેહીજનો અને સગાં-વહાલાં-સહિત આનંદ કરનારા થાઓ–સુખી થાઓ.

(૧૧-૪) **अस्मिन्** – આ.

**च** – અને.

**भूमण्डले, आयतन-निवासि-साधु-साध्वी-श्रावक-श्राविकाणाम्** – ભૂમંડલને વિષે પોતપોતાનાં સ્થાનમાં રહેલા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓનાં.

भूमण्डल – સ્નાત્ર-વિધિ કરતી વખતે જે જગાની મર્યાદા બાંધી હોય, તેને 'ભૂમંડલ' કહેવામાં આવે છે. भू એટલે અનુષ્ઠાનભૂમિનો મધ્યભાગ અથવા કેન્દ્ર અને मण्डल એટલે તેની આસપાસની જગા.

---

* आमोद અને प्रमोद તે आमोद-प्रमोद. તેના कारिन् તે आमोद-प्रमोद-कारिन्. આમોદ અને પ્રમોદની વિશેષતા **લલિતા-ત્રિશતી**-ભાષ્યમાં આ પ્રમાણે દર્શાવી છે: 'सुखिनो भावः सौख्यम्, सर्वाणि च तानि प्रिय-मोद-प्रमोदानन्द-शब्दवाच्यानि । इष्टदर्शनजन्यं सुखं प्रियम् । तल्लाभजन्यं मोदः । तदनुभवजन्यं प्रमोदः । आनन्दः समष्टिः' । (પૃ. ૫૧) સુખીનો ભાવ તે સૌખ્ય. પ્રિય, મોદ, પ્રમોદ અને આનંદ એ શબ્દો તેના વાચક છે. ઇષ્ટ-દર્શનથી થતું સુખ, તે પ્રિય. તેના લાભથી થતું સુખ, તે મોદ. તેના અનુભવથી થતું સુખ, તે પ્રમોદ અને તે સઘળાનું એક સામાન્ય નામ, તે આનંદ.

યંત્રોમાં પણ જે બહિર્મંડલ કે છેલ્લી હદ હોય છે, તેને ભૂમંડલ કહેવામાં આવે છે. અનુભવસિદ્ધ-મન્ત્રદ્વાત્રિંશિકાના તૃતીય અધિકારમાં કહ્યું છે કે–

'भूमण्डलं ततः कृत्वा, यथाविधि-समन्वितम् ।'

પછી વિધિ-પૂર્વક ભૂમંડલ(યંત્ર માટે જરૂરી વર્તુલ વગેરે) દોરીને.

અન્ય સંપ્રદાયોમાં ભૂમંડલને ભૂપુર કહેવામાં આવે છે.

आयतनમાં निवासिन् તે आयतन-निवासिन्, તેવા साधु અને साध्वी અને श्रावक અને श्राविका તે आयतन-निवासि-साधु-साध्वी-श्रावक-श्राविका.

आयतन–વિશ્રામ-સ્થાન, બેસવાનું સ્થાન. ભૂમંડલમાં સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓને બેસવા માટે જે સ્થાનો નિર્ણીત કરેલાં હોય છે, તે 'આયતન' કહેવાય છે.

"જ્યાં શીલવંત, બહુશ્રુત, ચરિત્ર-આચાર-સંપન્ન, ઘણા સાધર્મિકો એકત્ર થાય છે, તે સ્થાનને 'આયતન' કહેવામાં આવે છે."

**रोगोपसर्ग-व्याधि-दुःख-दुर्भिक्ष-दौर्मनस्योपशमनाय**–રોગ, ઉપસર્ગ, વ્યાધિ, દુઃખ, દુષ્કાલ અને વિષાદના નાશને અર્થે.

रोग અને उपसर्ग અને व्याधि અને दुःख અને दुर्भिक्ष અને दौर्मनस्य તે रोगोपसर्ग-व्याधि-दुःख-दुर्भिक्ष-दौर्मनस्य; તેનું उपशमन તે रोगोपसर्ग-व्याधि-दुःख-दुर्भिक्ष-दौर्मनस्योपशमन.

'જેનાથી પીડા થાય કે સ્વાસ્થ્યનો ભંગ થાય, તે રોગ.' આયુર્વેદાચાર્ય વાગ્ભટે રોગનો પરિચય આપતાં કહ્યું છે કે–

'रोगस्तु दोष-वैषम्यं, दोष-साम्यमरोगता ।
रोगा दुःखस्य दातारो, ज्वर-प्रभृतयो हि ते ॥'

'દોષની વિષમતા તે રોગ છે અને દોષની સમતા તે અરોગ છે. રોગો દુઃખના દેનારા છે, તે જ્વરાદિ સમજવા.' અહીં રોગ-શબ્દ અલ્પકાલને માટે થનારા સ્વાસ્થ્ય-ભંગ માટે વપરાયેલો છે.

उपसर्ग – દેવતા, તિર્યંચ કે મનુષ્ય વડે કરવામાં આવતો ઉપદ્રવ. વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૧૭-૪.

व्याधि–'विविधा आधयो यस्मात्'–'જેનાથી વિવિધ આધિઓ (માનસિક પીડા) ઉત્પન્ન થાય તે વ્યાધિ.' તે રોગનો જ પર્યાય-શબ્દ છે પણ અહીં દીર્ઘકાલને માટે થનારા રોગને માટે વપરાયેલો છે.

'व्याधयो बहुकालजा अतीवबाधाहेतवः कुष्ठादयः ।' (હ. ટી.)–'વ્યાધિ એટલે ઘણા કાલથી થયેલા અને અતિ-પીડા કરનારા કુષ્ઠાદિ રોગો.'

दुःख – કષ્ટ, વ્યથા, કઠિનતા, આફત કે મુશ્કેલી. કેટલાક તેના આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક–એવા ત્રણ ભેદો કરે છે. તેમાં શરીર અને મનથી થતાં દુઃખને આધ્યાત્મિક કહે છે; મનુષ્ય, પશુ, પક્ષી, સાપ, વીંછી વગેરેથી થતાં દુઃખોને આધિભૌતિક કહે છે; અને યક્ષ, રાક્ષસ, ગ્રહ વગેરે દ્વારા થતાં દુઃખને આધિદૈવિક કહે છે.

दुर्भिक्ष – દુષ્કાલ.

दौर्मनस्य – વિષાદ, ખેદ, ગ્લાનિ. 'दुर्मनसः भावः दौर्मनस्यम्'–' દુઃખી મનનો ભાવ તે દૌર્મનસ્ય.'

उपशमन – શાંત થવું તે.

शान्तिः – શાંતિ.

અરિષ્ટના ઉપશમરૂપ અથવા કષાયોદયનાં ઉપશમરૂપ.

भवतु – થાઓ.

(૧૧-૫) સરલ છે.

(૧૧-૬) અને આ ભૂમંડલમાં પોતાનાં સ્થાનમાં રહેલા સાધુ, સાધ્વી, શ્રાવક તથા શ્રાવિકાઓના રોગ, ઉપસર્ગ, વ્યાધિ, દુઃખ, દુષ્કાલ અને વિષાદના ઉપશમન દ્વારા શાંતિ થાઓ.

(૧૨-૪) ॐ **तुष्टि-पुष्टि-ऋद्धि-वृद्धि-माङ्गल्योत्सवाः** – તુષ્ટિ પુષ્ટિ, ઋદ્ધિ, વૃદ્ધિ, માંગલ્ય અને ઉત્સવો.

तुष्टि અને पुष्टि અને ऋद्धि અને वृद्धि અને माङ्गल्य અને उत्सव તે तुष्टि-पुष्टि-ऋद्धि-वृद्धि-माङ्गल्योत्सव, तुष्टि–મનના મનોરથો પૂરા થવાને લીધે થતો ચિત્તનો તોષ, સંતોષ. તેનું સ્વરૂપ 'જય' વડે વ્યક્ત થાય છે. पुष्टि – શરીરનું પોષણ કે પુરુષાર્થ માટેનું સામર્થ્ય. 'पुष्टिः शरीरादि-पोषः, पुरुषार्थ-साधन-सामर्थ्यं वा' (હ. કી.). તેનું સ્વરૂપ 'લાભ' વડે વ્યક્ત થાય છે. ऋद्धिः– સંપત્તિ, ધન-ધાન્યાદિની બહુલતા. 'ऋद्धि-सम्पत् धन-धान्यादि-बाहुल्यम्' (હ. કી.). वृद्धिः– પુત્ર-પૌત્રાદિનો

વિસ્તાર કે શુભ વસ્ત્રાદિનો( વસ્તુનો ) સંચય. 'वृद्धिः पुत्र-पौत्रादि-विस्तारः शुभवस्त्रो( स्तू )पचयो वा' ( હ. કી. ). माङ्गल्य - શુભ ભાવના. उत्सव - ઉન્નતિ કે અભ્યુદય.

सदा - નિરંતર.

प्रादुर्भूतानि - ઉત્પન્ન થયેલાં.

पापानि - પાપકર્મો, અશુભ કર્મો.

शाम्यन्तु - શાન્ત થાઓ, નાશ પામો.

दुरितानि - ભય, મુશ્કેલીઓ, આફતો.

शत्रवः - શત્રુઓ.

पराङ्मुखाः- પરાઙ્મુખ, વિમુખ.

' पराक् प्रतिलोमगामि मुखं यस्य पराङ्मुखः '-' પરાક્ એટલે પાછું ફરી ગયેલું છે મુખ જેનું, તે પરાઙ્મુખ '. તાત્પર્ય કે વિમુખ.

स्वाहा - સ્વાહા.

( ૧૨-૫ ) સરલ છે.

( ૧૨-૬ ) ૐ તમને સદા તુષ્ટિ થાઓ, પુષ્ટિ થાઓ, ઋદ્ધિ મળો, વૃદ્ધિ મળો, માંગલ્યની પ્રાપ્તિ થાઓ અને તમારો નિરંતર અભ્યુદય થાઓ. તમારાં ઉત્પન્ન થયેલાં પાપકર્મો નાશ પામો, ભયો શાંત થાઓ, તેમ જ તમારા શત્રુઓ વિમુખ થાઓ.

( ૧૩-૪ ) श्रीमते - શ્રીમાન્, પૂજ્ય.

શિષ્ટ-સંપ્રદાય એવો છે કે 'देवतानां गुरूणां च नाम नोपपदं विना।' 'દેવતાનાં અને ગુરુઓનાં નામ આગળ માન-સૂચક વિશેષણો લગાડ્યા સિવાય બોલવાં નહિ,* તેથી અહીં श्रीमत् એવું વિશેષણ લગાડેલું છે.

**शान्तिनाथाय** – શ્રીશાંતિનાથ ભગવાનને.

**नमः**–નમસ્કાર હો.

**शान्ति-विधायिने** – શાંતિ કરનારા.

शान्तिના विधायिन् તે शान्ति-विधायिन्. આ પદ शान्तिनाथायनું વિશેષણ છે.

**त्रैलोक्यस्य** – ત્રણ લોકનાં પ્રાણીઓને.

त्रैलोक्यના અર્થ માટે જુઓ સૂત્ર ૪૨-૪.

**अमराधीश-मुकुटाभ्यर्चिताङ्घ्रये** – દેવેંદ્રોના મુગટ વડે પૂજાયેલા ચરણવાળાને, જેમના ચરણો દેવેંદ્રોના મુગટો વડે પૂજાયેલા છે, તેમને.

अमरનો अधीश તે अमराधीश, તેના मुकुट તે अमराधीश-मुकुट, તેના વડે अभ्यर्चित છે अङ्घ्रि જેના તે अमराधीश-मुकुटाभ्यर्चिताङ्घ्रि. अङ्घ्रि–ચરણ.

(૧૩-૫) (અન્વય) त्रैलोक्यस्य शान्ति-विधायिने अमराधीश-मुकुटाभ्यर्चिताङ्घ्रये श्रीमते शान्तिनाथाय नमः।

* આ શ્લોકનું ઉત્તરાર્ધ નીચે પ્રમાણે છે:

'श्रेयस्कामो न गृह्णीयाद्, ज्येष्ठापत्य-कलत्रयोः ।'

મોટા પુત્ર અને પત્નીનું નામ કલ્યાણની કામનાવાળો ન બોલે.

(૧૩-૬) ત્રણ લોકનાં પ્રાણીઓને શાંતિ કરનારા અને દેવેન્દ્રોના મુગટ વડે પૂજાયેલા ચરણવાળા, પ્રશસ્ત-કાંતિ-ઋદ્ધિ-વાળા પૂજ્ય શાંતિનાથ ભગવાનને નમસ્કાર હો.

(૧૪-૪) शान्ति :- શ્રીશાંતિનાથ ભગવાન્.

शान्तिकर :- શાંતિ કરનારા, જગત્માં શાંતિને કરનારા.

श्रीमान् - જ્ઞાનાદિક લક્ષ્મીવાળા અથવા પૂજ્ય. આ વિશેષણ અહીં ઉપપદ તરીકે યોજાયેલું છે.

शान्तिम् - શાંતિ. અહીં તે ઉપદ્રવોનાં નિવારણના અર્થમાં છે.

दिशतु - આપો.

मे - મને.

गुरुः- જગદ્ગુરુ, જગતને ધર્મનો ઉપદેશ કરનારા.

शान्तिः- શાંતિ. અહીં તે આરોગ્ય, શ્રી, ધૃતિ અને મતિને આપનારી તથા ક્લેશનો નાશ કરવામાં કારણભૂત એવી શાંતિના અર્થમાં છે.

एव - જ.

सदा - નિરંતર.

तेषाम् - તેઓને.

येषाम् - જેઓને.

शान्तिः-શાંતિ. અહીં તે શાંતિનાથ ભગવાનના અર્થમાં છે.

गृहे गृहे - ઘર ઘરને વિષે.

(૧૪-૫) (અન્વય) शान्तिकरः गुरुः श्रीमान् शान्तिः मे शान्ति दिशतु; येषां गृहे गृहे शान्तिः, तेषां सदा शान्तिरेव ।

(૧૪-૬) જગતમાં શાંતિ કરનારા, જગતને ધર્મનો ઉપદેશ આપનારા, શ્રીમાન(પૂજ્ય) શાંતિનાથ મને શાંતિ આપો. જેમનાં ઘરે ઘરે શાંતિનાથ પૂજાય છે, તેમને સદા શાંતિ જ હોય છે.

(૧૫-૪) **उन्मृष्ट-रिष्ट-दुष्ट-ग्रहगति-दुःस्वप्न-दुर्निमित्तादि** – જેણે ઉપદ્રવ, ગ્રહોની દુષ્ટ અસર, દુષ્ટ સ્વપ્ન, દુષ્ટાંગ-સ્ફુરણ-રૂપ અપશકુન આદિ નિમિત્તોનો નાશ કર્યો છે તેવું.

उन्मृष्ट – નાશ કર્યો છે જેણે रिष्ट અને दुष्ट-ग्रह-गति અને दुःस्वप्न અને दुर्निमित्त आदि તે उन्मृष्ट-रिष्ट-दुष्टग्रहगति-दुःस्वप्न-दुर्निमित्तादि. रिष्ट-दुष्ट-ग्रहगति – ગ્રહોની જે અસરથી મનુષ્યનું અમુક સમયમાં ચોક્કસ મૃત્યુ થાય છે, તેને 'રિષ્ટ યોગ' કહે છે.*

---

* જ્યોતિષશાસ્ત્રમાં કહ્યું છે કે—

" रोगिणो मरणं यस्मादवश्यंभावि लक्ष्यते ।
तल्लक्षणमरिष्टं स्याद्, रिष्टमप्यभिधीयते ॥ "

જેનાથી રોગીનું અવશ્ય થનાર મરણ જણાય છે, તે लक्षणने અરિષ્ટ કહે છે. તેને રિષ્ટ પણ કહે છે. જેમ કે—

" सोमस्य सूनुर्यदि कर्कटस्थः,
षष्ठेऽष्टमे वा भवने विलग्नात् ।
चन्द्रेण दृष्टो द्विचतुष्टयेन,
जातस्य जन्तोः प्रकरोति रिष्टम् ॥ "

दुःस्वप्न – ખરાબ સ્વપ્ન. दुर्निमित्त – દુષ્ટ નિમિત્ત, દુષ્ટ અંગસ્ફુરણરૂપ અપશકુન વગેરે.

**सम्पादित-हित-सम्पत्** – જેના વડે હિત અને સંપત્તિ પ્રાપ્ત કરાવાય છે તેવું.

सम्पादित – પ્રાપ્ત કરાવાય છે જેના વડે हित અને संपत् તે सम्पादित-हित-सम्पत्. हित – આત્મ-હિત. संपत् – સંપત્તિ, લક્ષ્મી.

**नाम-ग्रहणं** – નામ લેવું તે, નામોચ્ચારણ.

**जयति** – જય પામે છે, સુખ કરનારું વર્તે છે.

**शान्तेः**– શ્રીશાંતિનાથ ભગવાનનું.

(૧૫-૫) (અન્વય) उन्मृष्ट-रिष्ट-दुष्ट-ग्रहगति-दुःस्वप्न-दुर्निमित्तादि सम्पादित-हित-सम्पत् शान्तेः नाम-ग्रहणं जयति।

(૧૫-૬) ઉપદ્રવો, ગ્રહોની દુષ્ટગતિ, દુઃસ્વપ્ન, દુષ્ટ અંગ-સ્ફુરણ, દુષ્ટનિમિત્તાદિનો નાશ કરનારું તથા આત્મહિત અને સંપત્તિને પ્રાપ્ત કરાવનારું શ્રીશાંતિનાથ ભગવાનનું નામો-ચ્ચારણ જય પામે છે.

---

બુધ કર્કરાશિનો હોય અને લગ્નથી છટ્ઠા અથવા આઠમા સ્થાનમાં પડેલો હોય તથા તેના પર બીજા કે ચોથા ઘરમાંથી ચંદ્રની દૃષ્ટિ પડતી હોય, તો રિષ્ટયોગ બને છે.

ગ્રહોની જે અસરથી મનુષ્યને અનેક પ્રકારનાં દુઃખો વેઠવાં પડે છે, તેને 'દુષ્ટયોગ' કહે છે. જેમ કે સૌમ્ય ગ્રહો લગ્નથી છટ્ઠા, આઠમા કે બારમા સ્થાને પડેલા હોય, તો તેને અનેકવિધ મુશ્કેલીઓનો અનુભવ કરવો પડે છે.

(૧૭૪) **श्रीसङ्घ-जगज्जनपद-राजाधिप-राजसन्निवेशानाम्** – શ્રીસંઘ, જગત્‌નાં જનપદ, મહારાજા અને રાજાઓનાં નિવાસ-સ્થાનોનાં.

श्रीसंघ અને जगत्‌नां जनपद અને राजाधिप અને राज-सान्निवेश તે श्रीसंघ-जगज्जनपद-राजाधिप-राज-सान्निवेश. श्रीसंघ-શ્રમણ-પ્રધાન ચતુર્વિધ સંઘ. जगत् – વિશ્વ. जनपद – દેશ. राजाधिप – રાજાઓના અધિપતિ, મહારાજા. राज-सन्निवेश – રાજાને રહેવાનું સ્થાન.

**गोष्ठिक-पुरमुख्याणाम्** – વિદ્વદ્-મંડલીના સભ્યો તથા અગ્રગણ્ય નાગરિકોનાં.

गोष्ठिक અને पुरमुख्य તે गोष्ठिक-पुरमुख्य. गोष्ठिक – ગોષ્ઠીનો સભ્ય. પ્રાચીન કાળમાં વિદ્વદ્-મંડળીને ગોષ્ઠી તરીકે ઓળખવાનો રિવાજ પ્રચલિત હતો. વસુદેવહિંડી–અંતર્ગત ધમ્મિલ-હિંડીમાં લલિત ગોષ્ઠી તથા તેના સભ્યોનો (ગોઠિયા-ભાઈબંધોનો) કેટલોક પરિચય આવે છે. શ્રીહરિભદ્રસૂરિએ છઠ્ઠા ષોડશકના દશમા શ્લોકમાં गोष्ठिक શબ્દનો પ્રયોગ કર્યો છે. 'यूयमपि गोष्ठिका इह'–તમે મારા આ કાર્યમાં (વિદ્વાન્)સલાહ કારો છો.' पुरमुख्य–નગરનો આગેવાન શહેરી કે અગ્રગણ્ય નાગરિક. પ્રાચીન સમયમાં રાજસભામાં બેસનારા અગ્રગણ્ય નાગરિકોને પુરમુખ્ય કે પૌર કહેતા. તેઓ મંત્રી-મંડળને પ્રજા-હિતના પ્રશ્નોથી વાકેફ કરતા તથા રાજ્યનાં અગત્યનાં કામમાં સલાહ આપતા.

**व्याहरणैः**– નામોચ્ચાર વડે, નામ-બોલવા-પૂર્વક.

વ્યા+હૃ – બોલવું, નામ-પૂર્વક બોલવું, તે પરથી વ્યાહરણ એટલે નામોચ્ચાર 'व्याहरणैर्नामग्रहणैश्च कृत्वा' – (હ. કી.)

**व्याहरेत्** – બોલવી જોઈએ, કહેવી જોઈએ.

**शान्तिम्** – શાંતિ.

અહીં शान्ति – શબ્દનો પ્રયોગ શિવ અર્થમાં છે.

(૧૬-૫) આ ગાથા અર્હદ્-અભિષેક-વિધિની છે. (પર્વ ૫, ગાથા ૧૦) તેમાં કોનાં કોનાં નામ-પૂર્વક શાંતિ બોલવી જોઈએ, તેનો નિર્દેશ કરવામાં આવ્યો છે. પછીના પરિચ્છેદમાં તે પ્રમાણે જ નામોચ્ચાર-પૂર્વક શાંતિ બોલાય છે.

(૧૬-૬) શ્રીસંઘ, જગત્નાં જનપદો, મહારાજાઓ, રાજાઓનાં નિવાસસ્થાનો, વિદ્વદ્-મંડળીના સભ્યો તથા અગ્ર-ગણ્ય નાગરિકોનાં નામ લઈને શાંતિ બોલવી જોઈએ.

(૧૭-૪) સરલ છે.

(૧૭-૫) સરલ છે.

(૧૭-૬) શ્રીશ્રમણ-સંઘને શાંતિ થાઓ.

શ્રીજનપદો (દેશો)ને શાંતિ થાઓ.

શ્રીરાજાધિપો (મહારાજાઓ)ને શાંતિ થાઓ.

શ્રીરાજાઓનાં નિવાસ-સ્થાનોને શાંતિ થાઓ.

શ્રીગોષ્ઠિકોને–વિદ્વદ્-મંડળીના સભ્યોને શાંતિ થાઓ.

શ્રીઅગ્રગણ્ય નાગરિકોને શાંતિ થાઓ.

શ્રીનગરજનોને શાંતિ થાઓ.

શ્રીબ્રહ્મલોકને શાંતિ થાઓ.

(૧૮-૪-૫-૬) (**आहुति-त्रयम्** – ત્રણ આહુતિઓ.)

શાંતિ-પાઠ બોલ્યા પછી ત્રણ આહુતિઓ આપવા માટે ત્રિખંડાત્મક મંત્ર બોલાય છે, તે આ રીતે:

ॐ स्वाहा, ॐ स्वाहा, ॐ श्रीपार्श्वनाथाय स्वाहा ।

(૧૯-૪) **एषा** – આ.

**शान्तिः**– શાંતિ, શાંતિપાઠ.

**प्रतिष्ठा-यात्रा-स्नात्राद्यवसानेषु** – પ્રતિષ્ઠા, યાત્રા અને સ્નાત્ર આદિ ઉત્સવના અંતે.

प्रतिष्ठा અને यात्रा અને स्नात्र आदि તે प्रतिष्ठा-यात्रा-स्नात्रादि, તેનું अवसान તે प्रतिष्ठा-यात्रा-स्नात्राद्यवसान. प्रतिष्ठा–જિનબિંબની પ્રતિષ્ઠા. यात्रा–[રથ]યાત્રા. स्नात्र–સ્નાત્ર, જિનાભિષેક. आदि – વગેરે. अवसान – અંતિમ ભાગ, અંત. અહીં 'पठनीया' પદ અધ્યાહાર છે.

**शान्ति-कलशम्** – શાંતિ-કલશ.

शान्ति – નિમિત્તનો कलश તે शान्ति-कलश, જેમાં શાંતિ માટેનું અભિમંત્રિત જલ ભરેલું હોય, તે શાંતિ-કલશ કહેવાય છે. *

---

* તે સંબંધમાં કહ્યું છે કે—

"कलां कलां गृहीत्वा वै, देवानां विश्वकर्मणा ।
निर्म्मितोऽयं सुरैर्यस्मात्, कलशस्तेन उच्यते ॥"

દેવોની પૃથક્ પૃથક્ કલા ગ્રહણ કરીને વિશ્વકર્માએ બનાવેલો છે, માટે તે દેવોવડે કલશ કહેવાય છે.

**गृहीत्वा** – ધારણ કરીને.

‘ગૃहीत्वा वामे करे धृत्वा, तदुपरि दक्षिणं करं संस्थाप्य’ (હ. કી.)–‘ ગ્રહણ કરીને એટલે ડાબા હાથમાં ધારણ કરીને તથા તેના ઉપર જમણો હાથ રાખીને.

**कुङ्कुम-चन्दन-कर्पूरागुरु-धूप-वास-कुसुमाञ्जलि-समेतः**– (૧) કેસર-સુખડ, (૨) કપૂર, (૩) અગરુનો ધૂપ, (૪) વાસ અને (૫) કુસુમાંજલિ લઈને.

कुंकुम चन्दन અને कर्पूर અને अगुरुનો धूप અને वास અને कुसुमाञ्जलिथी समेत ते कुंकुम-चन्दन-कर्पूरागुरु-धूप-वास-कुसुमाञ्जलि-समेत. कुंकुम – કેસર. તે કશ્મીરમાં થતું હોવાથી કશ્મીર-જ કે કશ્મીર-જન્મા કહેવાય છે. ભાવપ્રકાશમાં તેને કાશ્મીર, બલ્ખ અને ઈરાનમાં ઉત્પન્ન થતું બતાવેલું છે. चन्दन – સુખડ. તેનાં શ્વેતચંદન, રક્તચંદન, પીતચંદન વગેરે પ્રકારો પ્રસિદ્ધ છે. कर्पूर – કપૂર, બરાસ. अगुरु-धूप – કૃષ્ણાગરુનો ધૂપ. वास– ચંદન, કેસર તથા કપૂરનું બનેલું સુગંધી ચૂર્ણ. कुसुमाञ्जलि –

કલશના (૧) ક્ષિતીન્દ્ર, (૨) જલ-સંભવ, (૩) પવન, (૪) અગ્નિ, (૫) યજમાન, (૬) કોષ-સંભવ, (૭) સોમ, (૮) આદિત્ય અને (૯) વિજય આદિ નવ પ્રકારો પ્રસિદ્ધ છે, જે પ્રાયઃ શાંતિકર્મમાં ઉપયોગી થાય છે.

તંત્રકારોના અભિપ્રાયથી શાંતિ માટેનો કલશ પચાસ આંગળ વિસ્તારવાળો, સોળ આંગળ ઊંચો અને આઠ આંગળના મુખવાળો જોઈએ. તેમ ન બની શકે તો ૩૬, ૧૬ કે ૧૨ આંગળના વિસ્તારવાળો કલશ લેવો; પણ તેથી ન્યૂન-પ્રમાણવાળો લેવો નહિ. —તંત્રસાર.

છૂટાં પુષ્પો. समेत – સહિત. આ એક પ્રકારનો પંચોપચાર છે. તેમાં કેસર-સુખડ એ પહેલો ઉપચાર છે, કપૂર એ બીજો ઉપચાર છે, અગરનો ધૂપ એ ત્રીજો ઉપચાર છે, વાસ (સુગંધી ચૂર્ણ) એ ચોથો ઉપચાર છે અને કુસુમાંજલિ એ પાંચમો ઉપચાર છે.

**स्नात्र-चतुष्किकायां** – સ્નાત્ર ભણાવવાના મંડપમાં.

સ્નાત્ર ભણાવવાની चतुष्किका તે स्नात्र-चतुष्किका. स्नात्र–જિનાભિષેક. चतुष्किका – ચોકી. ચાર ખૂણાવાળો મંડપ. 'स्नात्र-चतुष्किकायां स्नात्रमण्डपे।' (હ. કી.)

**श्रीसङ्घ-समेतः** – શ્રીસંઘ સાથે.

અહીં શ્રીસંઘથી શ્રાવક-શ્રાવિકાઓનો સમુદાય સમજવો.

**शुचिशुचिवपुः** – બાહ્ય-અભ્યંતર મેલરહિત.

शुचिशुचि છે वपुः જેનું તે शुचिशुचि-वपुः. शुचिशुचि – અત્યંત શુદ્ધ, બાહ્ય અને અભ્યંતર મેલથી રહિત.

**पुष्प-वस्त्र-चन्दनाभरणालङ्कृतः** – શ્વેત વસ્ત્ર, ચંદન અને આભરણોથી સુશોભિત થઈને.

पुष्प – શ્વેત. 'पुष्पाणां शुक्लतैव।'

કવિ-સંપ્રદાય પ્રમાણે પુષ્પ વિશેષણ શુક્લતા કે શ્વેતતાનું વાચક છે. (વાગ્ભટ કાવ્યાનુશાસન, અ. ૧)

**पुष्पमालां कण्ठे कृत्वा** – પુષ્પહારને ગળામાં ધારણ કરીને.

**शान्तिम् उद्घोषयित्वा** – મોઢેથી શાંતિપાઠ બોલીને.

**शान्ति-पानीयम्** – શાંતિ-જલ, શાંતિ થવા માટે દેવાનું જલ.

**मस्तके दातव्यम्** – મસ્તક પર લગાડવું જોઈએ.

(૧૯-૫) 'ॐ पुण्याहंथी श्रीपार्श्वनाथाय स्वाहा' સુધીનો જે શાંતિપાઠ આપવામાં આવ્યો છે, તે પ્રતિષ્ઠા, [રથ]યાત્રા, તથા સ્નાત્ર વગેરે ધાર્મિક મહોત્સવો પછી બોલવાનો છે. તે કોણ બોલે? કોઈ વિશિષ્ટ ગુણવાન્ શ્રાવક સ્નાત્ર-મંડપમાં ઊભો રહીને બોલે. આ શ્રાવક (૧) કેસર-ચંદન, (૨) કપૂર, (૩) અગરુનો ધૂપ, (૪) વાસ અને (૫) કુસુમાંજલિ એમ પંચોપચારથી યુક્ત હોવો જોઈએ. વળી તે બાહ્ય અને અભ્યંતર મેલથી રહિત હોવો જોઈએ તથા શ્વેત વસ્ત્ર, ચંદન અને અલંકારોથી સુશોભિત હોવો જોઈએ. તેમ જ કંઠમાં પુષ્પમાલા અવશ્ય ધારણ કરેલી હોવી જોઈએ.* આવો

* સ્નાત્ર કરનાર શ્રાવક સંબંધમાં અર્હદ્-અભિષેકવિધિના બીજા પર્વમાં કહ્યું છે કે—

"श्राद्धः स्नातानुलिप्तः सितवसनधरो नीरुजोऽव्यङ्गदेहो,
दत्त्वा कर्पूर-पूर-व्यतिकरसुरभिं धूपमभ्यस्तकर्मा ।
पूर्वं स्नात्रेषु नित्यं भृतगगनघन-प्रोल्लसद्घोष-घण्टा-
टंकाराकारितारात्-स्थितजननिवहं घोषयेत् पूर्णघोषः ॥ २ ॥"

શ્રદ્ધાળુ શ્રાવક ન્હાયેલો હોવો જોઈએ તથા અનુલેપન કરનાર, શ્વેત વસ્ત્ર ધારણ કરનાર, નીરોગી અને પરિપૂર્ણ અંગવાળો (આંખ, કાન વગેરેની ન્યૂનતા વગરનો) તથા જેણે પહેલેથી નિત્ય સ્નાત્ર-વિષયક

શ્રાવક ડાબા હાથમાં શાંતિ-કલશ લઈને ઊભો રહે. પછી ' ॐ पुण्याहं થી લઈને श्रीपार्श्वनाथाय स्वाहा ' સુધીના શાંતિ-પાઠની ઉદ્‌ઘોષણા કરે અને એ ઉદ્‌ઘોષણા કર્યા પછી ઉદ્‌ઘોષણા કરનારે તથા બીજાઓએ શાંતિકલશનું પાણી માથે લગાડવું જોઈએ.

(૧૯-૬) આ શાંતિપાઠ જિનબિંબની પ્રતિષ્ઠા, [રથ]યાત્રા અને સ્નાત્ર વગેરે મહોત્સવના અંતે બોલવો. (તેનો વિધિ એવો છે કે કોઈ ગુણવાન્ શ્રાવક) કેસર-ચંદન, કપૂર અને અગરુનો ધૂપ, વાસ અને અંજલિમાં વિવિધરંગી પુષ્પો રાખીને, (ડાબા હાથમાં) શાંતિકલશ ગ્રહણ કરીને, (તથા તેના પર જમણો હાથ સ્થાપીને) શ્રીસંઘની સાથે સ્નાત્ર-મંડપમાં ઊભો રહે. તે બાહ્ય-અભ્યંતર શુદ્ધ થયેલો હોવો જોઈએ, તથા શ્વેત વસ્ત્ર, ચંદન અને આભરણોથી અલંકૃત થયેલો હોવો જોઈએ. તે પુષ્પહાર કંઠમાં ધારણ કરીને શાંતિની ઉદ્‌ઘોષણા કરે અને ઉદ્‌ઘોષણા કર્યા પછી શાંતિ-કલશનું પાણી આપે, જે તેણે તથા બીજાઓએ માથે લગાડવું જોઈએ.

(૨૦-૪) नृत्यन्ति नृत्यम् – વિવિધ પ્રકારનાં નૃત્યો કરે છે.

मणि-पुष्प-वर्षं – રત્ન અને પુષ્પોની વર્ષા.

કર્મનો અભ્યાસ કરેલો છે, એવો હોવો જોઈએ. તેવો શ્રાદ્ધ કપૂરના પૂર (ગોટીઓ)ના પ્રસંગથી સુગંધી એવો ધૂપ આપીને આકાશ ભરી દે તેવા પ્રચંડ ઉલસતા અવાજવાળા ઘંટાના ટંકારવડે સમીપ રહેલા જન-સમૂહને બોલાવવા-પૂર્વક પૂર્ણઘોષવાળો થઈને ઘોષણા કરે.

मणि અને पुष्प તે मणि-पुष्प, તેનો वर्ष તે मणि-पुष्प-वर्ष. मणि – રત્ન. पुष्प – ફૂલ. वर्ष – વરસવું તે.

**सृजन्ति** – સર્જે છે, કરે છે.

આ પદનો સંબંધ मङ्गलानि પદ સાથે જોડીએ, તો તેનો અર્થ ' આલેખે છે ' એવો થાય છે.

**गायन्ति** – ગાય છે.

**च** – અને.

**मङ्गलानि** – મંગલ.

અષ્ટમંગલમાં નીચેની આકૃતિઓ આલેખવામાં આવે છે: (૧) સ્વસ્તિક, (૨) શ્રીવત્સ, (૩) નંદ્યાવર્ત્ત, (૪) વર્ધમાનક, (૫) ભદ્રાસન, (૬) કલશ, (૭) મત્સ્ય-યુગલ અને (૮) દર્પણ.

**स्तोत्राणि** – સ્તોત્રો.

સ્તોત્રનું લક્ષણ ષડ્વિધ માનવામાં આવ્યું છે, તે આ રીતે:

"नमस्कारस्तथाऽऽशीश्च, सिद्धान्तोक्तिः पराक्रमः ।
विभूतिः प्रार्थना चेति, षड्विधं स्तोत्रलक्षणम् ॥"

' નમસ્કાર, આશીર્વચન, સિદ્ધાંત-પૂર્વકનું કથન, શૂરતા, વીરતા આદિનું વર્ણન, ઐશ્વર્યનું વિવરણ અને પ્રાર્થના-એ છ પ્રકારવાળું સ્તોત્ર હોય છે. '

**गोत्राणि** – ગોત્રો, તીર્થંકરનાં ગોત્ર તથા વંશનાં નામો.

**पठन्ति** – બોલે છે.

मन्त्रान - મંત્રો.

'मननात् त्रायते रक्षति इति मन्त्रः।'–'જેનું મનન કરવાથી રક્ષણ થાય, તે મંત્ર.'*

શ્રીહરિભદ્રસૂરિના સાતમા ષોડશકના અગિયારમા શ્લોકના 'मन्त्रः परमो ज्ञेयो, मनन-त्राणे ह्यतो नियमात्.' આ શબ્દો વડે પણ આ વ્યાખ્યાની પુષ્ટિ થાય છે.

कल्याणभाजः– પુણ્યશાલીઓ.

हि – ખરેખર.

जिनाभिषेके – જિનેશ્વરના અભિષેક-સમયે, સ્નાત્ર-સમયે.

(૨૦-૫) સરલ છે.

(૨૦-૬) પુણ્યશાલીઓ જિનેશ્વરની સ્નાત્ર ક્રિયા પ્રસંગે નૃત્યો કરે છે, રત્ન અને પુષ્પોની વર્ષા કરે છે, (અષ્ટમંગલાદિનું

* તંત્રગ્રંથોમાં મંત્રની વ્યાખ્યા આ પ્રમાણે પણ કરવામાં આવી છેઃ

"पूर्णाहन्तानुसन्ध्यात्म-स्फूर्जन्मननधर्मतः ।
संसारक्षयकृत्-त्राण-धर्मतो मन्त्र उच्यते ॥"

જે મનન-ધર્મથી પૂર્ણ અહંતા સાથે અનુસંધાન કરીને આત્મામાં સ્ફુરણાઓ ઉત્પન્ન કરે છે અને સંસારનો ક્ષય કરનારા ત્રાણ-ગુણવાળો છે, તે મંત્ર કહેવાય છે.

—હ. સ. નામ સો. ભા. પૃ. ૫૨.

આ વિષયનું વધારે વિવેચન જોવા ઇચ્છનારે શિવસૂત્ર તથા ક્ષેમરાજ-વૃત્તિ વગેરે ગ્રંથો જોવા.

સર્જન કરે છે તથા ) માંગલિક સ્તોત્રો ગાય છે, અને ગોત્રો ( નામો ) તથા મંત્રો બોલે છે.

( ૨૧-૪ ) **शिवम्** – કલ્યાણ.

**अस्तु** – હો, થાઓ.

**सर्वजगत:**– અખિલ વિશ્વનું.

**पर-हित-निरता:**– પરોપકારમાં તત્પર.

पर-हितમાં निरत તે पर-हित-निरत. परहित – પારકાનું હિત, પરોપકાર. निरत – તત્પર.

**भवन्तु** – થાઓ.

**भूतगणा:**– પ્રાણીઓના સમૂહ, પ્રાણીઓ.

भूतનો गण તે भूतगण. भूत – પ્રાણી. गण – સમૂહ. તાત્પર્ય કે સર્વ પ્રાણીઓ.

**दोषा:**– વ્યાધિ-દુ:ખ-દૌર્મનસ્યાદિ.

**प्रयान्तु नाशम्** – નાશ પામો.

**सर्वत्र** – સર્વ સ્થળે.

**सुखी** – સુખ ભોગવનારા.

**भवतु** – થાઓ.

**लोक:**– લોક ( સર્વ કોઈ ), મનુષ્યજાતિ, મનુષ્યો.

( ૨૧-૫ ) સરલ છે.

( ૨૧-૬ ) અખિલ વિશ્વનું કલ્યાણ થાઓ; પ્રાણીઓ પરોપકારમાં તત્પર બનો; વ્યાધિ-દુ:ખ-દૌર્મનસ્યાદિ નાશ પામો અને સર્વ સ્થળે લોકો-મનુષ્યો સુખ ભોગવનારા થાઓ.

(૨૨·૪) अहं – [ अहम् ] – હું.

तित्थयर-माया – [ तीर्थकर-माता ] – તીર્થંકરની માતા.

सिवादेवी – [ शिवादेवी ] – શિવાદેવી.

શ્રીઅરિષ્ટનેમિ તીર્થંકરની માતાનું નામ શિવાદેવી છે.

तुम्ह – [ युष्माकम् ] – તમારા.

नयर-निवासिनी – [ नगर-निवासिनी ] – નગરમાં રહેનારી.

अम्ह – [ अस्माकम् ] – અમારું.

सिवं – [ शिवम् ] – શ્રેય.

तुम्ह – [ युष्माकम् ] – તમારું.

सिवं – [ शिवम् ] કલ્યાણ.

असिवोवसमं – [ अशिवोपशमम् ] – ઉપદ્રવોનો નાશ કરનારું.

सिवं – [ शिवम् ] – કલ્યાણ.

भवतु – [ भवतु ] – હો.

स्वाहा – [ स्वाहा ] – સ્વાહા.

(૨૨-૫) સરલ છે.

(૨૨-૬) હું શ્રીનેમિનાથ તીર્થંકરની માતા શિવાદેવી તમારા નગરમાં વસું છું, તેથી અમારું ને તમારું શ્રેય થાઓ, તેમ જ ઉપદ્રવોનો નાશ કરનારું કલ્યાણ થાઓ.

(૨૩-૪-૫-૬) उपसर्गाः क्षयं यान्ति– વગેરે. પૂર્વવત્.

(૨૪-૪-૫-૬) सर्वमङ्गलमाङ्गल्यम् – વગેરે. પૂર્વવત્.

## ( ૭ ) સૂત્ર-પરિચય

પ્રતિક્રમણની વર્તમાન સામાચારીમાં ત્રણ સૂત્રો 'શાંતિ' નામવાળાં આવે છે. તેમાં મહર્ષિ નંદિષેણકૃત 'अजिय-संति-थओ' જે સામાન્ય રીતે 'અજિત-શાંતિ-સ્તવ' કે 'અજિત-શાંતિ' તરીકે ઓળખાય છે, તે એની મંગલમય રચનાને કારણે ઉપસર્ગ-નિવારક અને રોગ-વિનાશક મનાય છે; શ્રીમાન-દેવસૂરિ-કૃત 'शांति-स्तव,' જે સામાન્ય રીતે 'લઘુ-શાંતિ' તરીકે ઓળખાય છે, તે એની મંત્રમય રચનાને કારણે સલિલાદિ-ભય-વિનાશી અને શાંત્યાદિકર મનાય છે; અને વાદિવેતાલ શ્રીશાંતિસૂરિ-કૃત આ શાંતિપાઠ, જે સામાન્ય રીતે 'બૃહચ્છાંતિ' કે 'વૃદ્ધશાંતિ' (મોટી શાંતિ)નાં નામથી ઓળખાય છે, તે એમાં આવેલા શાંતિમંત્રોથી શાંતિકર, તુષ્ટિકર અને પુષ્ટિકર મનાય છે. કેટલીક પ્રતિઓમાં તેનો પરિચય बृहच्छान्ति-पर्वस्तव, बृहच्छान्ति-स्तोत्र, वृद्ध-शांति-स्तव વગેરે નામોથી પણ આપવામાં આવ્યો છે.

આ સૂત્ર જિનબિંબની પ્રતિષ્ઠા, [રથ]-યાત્રા તથા સ્નાત્રના અંતે બોલવાનું સૂચન, તેમાં આવતા 'तत्पूजा-यात्रा-स्नात्रादि-महोत्सवानन्तरमिति कृत्वा' તથા 'एषा शान्तिः प्रतिष्ठा-यात्रा-स्नात्राद्यवसानेषु' પાઠમાંથી મળે છે. આમ છતાં તેની મંગલ-મયતાને કારણે તે પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણ વખતે પણ બોલવામાં આવે છે.

પ્રસ્તુત સૂત્રની રચના સંસ્કૃત ભાષામાં છે. તે જો સંહિતા-પૂર્વક બોલવામાં આવે, તો અત્યંત આહ્લાદ ઉત્પન્ન કરે છે.

આ સૂત્રનો પ્રારંભ કવિઓને અતિપ્રિય એવા મંદાક્રાંતા વૃત્તથી થાય છે અને તેમાં પણ પ્રથમ મગણનો ઉપયોગ હોવાથી–'मो भूमिः श्रियमातनोति'–'મગણની દેવતા ભૂમિ છે અને તે લક્ષ્મીનો વિસ્તાર કરે છે;' એવી શ્રુતિ ફલિત થતી જણાય છે. તેમાં જણાવ્યું છે કે 'ત્રિભુવન-ગુરુની યાત્રામાં હાજર રહેલા હે ભાગ્યવંત આર્હતો! તમે સર્વે આ પ્રસ્તુત વચન (પાઠ) સાંભળો!' પછી કહ્યું છે કે 'તમને બધાને શ્રી-અર્હત્ વગેરે દેવોના પ્રભાવથી આરોગ્ય, લક્ષ્મી, ધૈર્ય અને બુદ્ધિને આપનારી તથા સર્વ ક્લેશોને કાપનારી એવી શાંતિ થાઓ.'

મંગલાચરણ ત્રણ પ્રકારનાં થાય છે: નમસ્કારાત્મક, વસ્તુ-નિર્દેશાત્મક અને આશીર્વાદાત્મક.* તેમાં આ મંગલાચરણ આશીર્વાદાત્મક છે.

શાંતિપાઠને યોગ્ય મંગલાચરણ કર્યા પછી તેનો વાસ્તવિક મર્મ સમજવા માટે સૂત્રકારે પીઠિકા બાંધી છે અને તે શાંતિ-પાઠ કરનારે–શાંતિની ઉદ્ઘોષણા કરનારે અક્ષરશઃ બોલવાની હોય છે. તે આ પ્રમાણે: 'હે ભવ્યજનો! આ જ અઢી-દ્વીપના ભરત, ઐરાવત અને મહાવિદેહ ક્ષેત્રમાં જન્મેલા સર્વ તીર્થંકરોના જન્મ-સમયે પોતાનું આસન કંપતાં સૌધર્મેંદ્ર અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકે છે અને તેનાથી જિનેશ્વરનો જન્મ થયેલો જાણીને સુઘોષા ઘંટા વગડાવીને ખબર આપે છે, પછી બધા ઇંદ્રો–સુરેંદ્રો અને અસુરેંદ્રો જવાને તૈયાર થાય છે.

* 'आशीर्नमस्क्रिया वस्तुनिर्देशो वाऽपि तन्मुखम्।'

તેમની સાથે તે અર્હત્‌ના જન્મસ્થાને આવીને વિનય-પૂર્વક શ્રીઅરિહંતભગવંતને હાથમાં ગ્રહણ કરીને મેરુપર્વતના શૃંગ પર લઈને જન્માભિષેક કર્યા પછી શાંતિની ઉદ્‌ઘોષણા કરે છે, તેમ હું પણ 'મોટાઓએ કરેલાનું અનુકરણ કરવું' એમ માનીને તથા 'મહાજન જાય એ જ માર્ગ' અનુસરવાને યોગ્ય છે, એમ જાણીને ભવ્યજનો સાથે આવીને સ્નાત્રપીઠે સ્નાત્ર કરીને, શાંતિની ઉદ્‌ઘોષણા કરું છું, તો તમે બધા પૂજા, યાત્રા તથા સ્નાત્રનાં કામથી પરવારીને કાન દઈને સાંભળો! સાંભળો!' તાત્પર્ય કે જિનાભિષેક કે સ્નાત્રરૂપી શાંતિકર્મ કર્યા પછી તેના અનુસંધાનમાં આ શાંતિપાઠ બોલવાનો હોય છે.

આ શાંતિપાઠના **પ્રથમ મંત્રમાં** જણાવ્યું છે કે 'સર્વજ્ઞ, સર્વદર્શી, ત્રિલોકનાથ, ત્રિલોકમહિત, ત્રિલોકપૂજ્ય, ત્રિલોકેશ્વર અને ત્રિલોકોદ્યોતકર એવા સર્વ અરિહંત ભગવંતો પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ તથા ઋષભાદિ ચોવીશ તીર્થંકરો જે સ્વરૂપથી શાંત છે તે-સર્વને શાંતિ કરનારા થાઓ!'

**બીજા મંત્રમાં** જણાવ્યું છે કે 'મુનિપ્રવર એવા મુનિઓ શત્રુઓથી પરાભવ પામવાના પ્રસંગે, દુષ્કાળમાં પ્રાણ ધારણ કરવાના પ્રસંગે, ગહન વનમાં પ્રવાસ કરવાના પ્રસંગે તથા વિકટ વાટો ઓળંગવાના પ્રસંગે તમારું નિત્ય રક્ષણ કરો-તાત્પર્ય કે તમોને ભય-નિવારક શાંતિ આપો.'

**ત્રીજા મંત્રમાં** જણાવ્યું છે કે 'શ્રી, હ્રી, ધૃતિ, મતિ, કીર્તિ, કાંતિ, બુદ્ધિ, લક્ષ્મી, અને મેધા એ નવસ્વરૂપવાળી સરસ્વતીની

સાધનામાં, યોગ-પ્રવેશમાં તેમ જ મંત્રન્નિવેશનમાં જેમનું નામ સુયોગ્ય રીતે સ્મરણ કરાય છે, તેવા (જિનેંદ્રો) જય પામો–જય આપનારા થાઓ.' એટલે આ મંત્રોમાં 'પુણ્યાહં પુણ્યાહં' શબ્દોવડે શુભ-માંગલિક અવસરની જાહેરાત કરીને પુરુષોત્તમોની પ્રસન્નતા, વિવિધ ઉપદ્રવોની શાંતિ, વિકટ પરિસ્થિતિમાં રક્ષણ અને સુખ તથા સૌભાગ્યનાં સાધનોની પ્રાપ્તિ એટલે શાંતિ અને તુષ્ટિ ઇચ્છવામાં આવી છે.

**ચોથા મંત્રમાં** 'રોહિણી આદિ સોળ વિદ્યાદેવીઓ તમારું રક્ષણ કરો–તમને પુષ્ટિ કરો' એમ જણાવવામાં આવ્યું છે; **પાંચમા મંત્રમાં** આચાર્ય, ઉપાધ્યાયવાળા ચાર પ્રકારના શ્રમણસંઘને શાંતિ, તુષ્ટિ અને પુષ્ટિ ઇચ્છવામાં આવી છે; **છઠ્ઠા મંત્રમાં** ગ્રહોની–ખાસ કરીને ચન્દ્ર, સૂર્ય વગેરે નવ ગ્રહોની,–સોમ, યમ, વરુણ અને કુબેર એ ચાર લોકપાલોની, વાસવ(ઇંદ્ર), આદિત્ય(સૂર્ય), સ્કન્દ(કાર્તિકેય) અને વિનાયક(ગણપતિ) તથા બીજા પણ ગ્રામ-દેવતા, નગરદેવતા, ક્ષેત્રદેવતા–કુલદેવતા વગેરેની પ્રસન્નતા* ઇચ્છવામાં આવી છે. તેમ રાજાઓ અક્ષીણકોશ અને કોઠાર-વાળા થાઓ તેમ ઇચ્છવામાં આવ્યું છે.

* આચારદિનકરમાં જણાવ્યા મુજબ બૃહત્સ્નાત્રમાં જિન-બિંબ સમક્ષ સોના, રૂપા, તાંબા કે કાંસાનાં બનેલાં સાત પીઠોની રચના કરવાની હોય છે. તેમાં પ્રથમ પીઠે પંચપરમેષ્ઠીની, બીજા પીઠે દશ દિક્-પાલોની, ત્રીજા પીઠે બાર રાશિઓની, ચોથા પીઠે સત્તાવીસ નક્ષત્રોની, પાંચમા પીઠે નવ ગ્રહોની, છઠ્ઠા પીઠે સોળ વિદ્યાદેવીઓની તથા સાતમા પીઠે ગણપતિ, કાર્તિકેય, ક્ષેત્રપાલ તથા પુર-દેવતા–એ ચાર જાતના દેવોની સ્થાપના કરવાની હોય છે.

**સાતમા મંત્રમાં** સર્વ નાગરિકો પુત્ર, મિત્ર, ભાઈ-(બહેન), સ્ત્રી, સુહૃત્, સ્વજન, સંબંધી અને બંધુવર્ગ-સહિત આમોદ-પ્રમોદ કરનારા થાઓ, એવું ઇચ્છવામાં આવ્યું છે. **આઠમા મંત્રમાં** ભૂમંડલને વિષે પોતાનાં સ્થાનમાં રહેલા સાધુ, સાધ્વી, શ્રાવક તથા શ્રાવિકાઓને રોગ, ઉપસર્ગ, વ્યાધિ, દુઃખ, દુર્ભિક્ષ અને દૌર્મનસ્ય(વિષાદ)નું ઉપશમન કરે તેવી શાંતિ ઇચ્છવામાં આવી છે; **નવમા મંત્રમાં** સદા તુષ્ટિ, પુષ્ટિ, ઋદ્ધિ, વૃદ્ધિ, માંગલ્ય અને ઉત્સવ થાઓ એવા આશીર્વાદ-પૂર્વક પાપ અને ભયોનું શમન ઇચ્છવામાં આવ્યું છે, તથા જે શત્રુઓ વિકાસના માર્ગમાં અંતરાય નાખતા હોય તેઓ તેવા કાર્યથી વિમુખ થાઓ, તેમ જણાવ્યું છે.

આ રીતે શાંતિકર મંત્રો દ્વારા 'શાંતિ'ની કામના કર્યા બાદ ત્રણ મંત્રમય ગાથાઓ વડે શ્રીશાંતિનાથ ભગવાનની પ્રાર્થના કરવામાં આવી છે. તેમાં પ્રથમ ગાથામાં જણાવ્યું છે કે 'ત્રણ લોકનાં પ્રાણીઓને શાંતિ કરનારા અને દેવેંદ્રોના મુગટવડે પૂજાએલા ચરણવાળા પૂજ્ય શ્રીશાંતિનાથ ભગવાનને નમસ્કાર હો.' બીજી ગાથામાં જણાવ્યું છે કે 'જગત્માં શાંતિ કરનારા, જગત્ના ગુરુ શ્રીમાન્ શાંતિનાથ મને શાંતિ આપો. જેમનાં ગૃહમાં નિયમિત શ્રીશાંતિનાથનું પૂજન થાય છે, તેમને સદા શાંતિ જ હોય છે.' ત્રીજી ગાથામાં જણાવ્યું છે કે 'ગ્રહોની રિષ્ટ તથા દુષ્ટ ગતિ, દુઃસ્વપ્ન, અપશકુન વગેરેનો નાશ કરનારું તથા હિત અને સંપત્તિને પ્રાપ્ત

કરાવનારું શ્રીશાંતિનાથ ભગવાનનું નામોચ્ચારણ જય પામે છે.' તાત્પર્ય કે ભગવાન જે આ ક્રિયાના અધિનાયક દેવ છે, તેમનાં સ્મરણ, નામોચ્ચારણ અને નમસ્કારમાં એવી અદ્‌ભુત શક્તિ રહેલી છે કે જે ઉપદ્રવોને, ગ્રહોના દુષ્ટ યોગને તેમ જ દુઃસ્વપ્ન અને દુર્નિમિત્તો વગેરેની અસરોને નાબૂદ કરી નાખે છે અને તેની જગાએ સુખ અને સૌભાગ્યનો અનુભવ કરાવતી શાંતિનો પ્રસાર કરે છે.

પ્રતિષ્ઠા તથા દીક્ષાવિધિ વખતે નીચેની ગાથાઓ બોલવામાં આવે છે:

"ओमिति नमो भगवओ, अरिहंत-सिद्धायरिय-उवज्झाय।
वर-सव्व-साहु-मुणि-संघ-धम्म-तित्थ-प्पवयणस्स ॥ १ ॥

सप्पणव नमो तह, भगवइ-सुयदेवयाइ सुहयाए।
सिव-संति-देवयाए, सिव-पवयण-देवयाणं च ॥ २ ॥

इंदागणि-जम-नेरइय-वरुण-वाउ-कुबेर-ईसाणं।
बंभो नागु त्ति दसण्हमवि य सुदिसाण पालाणं ॥ ३ ॥

सोम-यम-वरुण-वेसमण-वासवाणं तहेव पंचण्हं।
तह लोगपालयाणं, सूराइ-गहाण य नवण्हं ॥ ४ ॥

साहंतस्स समक्खं, मज्झमिणं चेव धम्मणुट्ठाणं।
सिद्धिमविग्घं गच्छउ, जिणाइ-नवकारओ धणियं ॥ ५ ॥

ॐ પૂજ્ય અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સર્વ ઉત્તમ સાધુઓ, મુનિઓ, સંઘ, ધર્મ, તીર્થ અને પ્રવચનને નમસ્કાર હો.

તથા સુખને આપનારી ભગવતી શ્રુતદેવતાને શિવ અને શાંતિ આપનારી (શાંતિ)દેવતાને તેમજ શિવ(નિર્ગ્રન્થ) પ્રવચનની દેવતાને પ્રણવ – ૐપૂર્વક નમસ્કાર હો.

પોતાની દિશાનું પાલન કરનારા ઇંદ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરુણ, વાયુ, કુબેર, ઈશાન, બ્રહ્મ અને નાગ એ દશે દિક્પાલોને પણ ૐપૂર્વક નમસ્કાર હો.

સોમ, યમ, વરુણ, વૈશ્રવણ(કુબેર) અને વાસવ–એ પાંચને તથા અન્ય લોકપાલ દેવોને તેમ જ નવ ગ્રહોને પણ ૐપૂર્વક નમસ્કાર હો.

જિનાદિ – નમસ્કારના પ્રભાવે ઉપર્યુક્ત બધાની સમક્ષ થતું આ મારું ધર્માનુષ્ઠાન નિર્વિઘ્નપણે અત્યંત(ઉત્કૃષ્ટ) સિદ્ધિને પામો.'

તાત્પર્ય કે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પંચપરમેષ્ઠી(લબ્ધિવંત મહર્ષિઓ, સિદ્ધ પુરુષો) સંઘ, ધર્મ, તીર્થ, પ્રવચન, ભગવતી શ્રુતદેવતા, શાંતિદેવતા, પ્રવચનદેવતા, ઇંદ્રાદિ દશ દિક્પાલો, સોમ, યમ, વરુણ, કુબેર અને વાસવ એ પાંચ તથા અન્ય લોકપાલ દેવો અને નવ ગ્રહોનું સાન્નિધ્ય ધર્માનુષ્ઠાનને નિર્વિઘ્ને પાર પાડવામાં ઉપકારક છે, અને તેથી જ પ્રસ્તુત શાંતિપાઠમાં તેમાંના મુખ્ય દેવોનું સ્મરણ કરવામાં આવ્યું છે.

પછી એક ગાથા વડે 'શાંતિ-વ્યાહરણ' કેમ કરવું તેની સૂચના આપવામાં આવી છે, તેમાં જણાવ્યું છે કે આ પ્રસંગે પ્રથમ 'શ્રીશ્રમણસંઘને શાંતિ થાઓ' એમ બોલવું, કારણ કે

શ્રમણ-સંઘ પવિત્ર અને પ્રબલ હોય તો તેમના પ્રભાવથી સમસ્ત રાષ્ટ્રમાં-વિશ્વમાં શાંતિનો પ્રસાર થાય છે. પછી 'જગતનાં જનપદોને – તમામ રાષ્ટ્રોને શાંતિ થાઓ' એમ બોલવું; કારણ કે અન્યથા લડાઈ વગેરેનો ઉપદ્રવ થાય છે. પછી 'રાજાઓને તથા તેમના સન્નિવેશોને એટલે નિવાસ-સ્થાનોને શાંતિ થાઓ'–એમ કહેવું, કારણ કે પ્રજાનાં રક્ષણનો ભાર તેમના શિરે છે. પછી 'ગોષ્ઠિક એટલે વિદ્વદ્-મંડળીના સભ્યોને શાંતિ થાઓ' એમ કહેવું, કારણ કે વિદ્યા અને કલાની વિશદતાનો આધાર તેમના પર છે. પછી 'પુર-મુખ્ય એટલે અગ્રગણ્ય નાગરિકોને શાંતિ થાઓ' એમ કહેવું, કારણ કે રાજ્ય-વહીવટ અને સમાજની સુવ્યવસ્થાનો આધાર મોટા ભાગે તેમની સ્થિતિ-સંપન્નતા પર નિર્ભર છે. અહીં સામાચારીથી 'પૌરજન એટલે સમસ્ત નાગરિકોને તથા બ્રહ્મલોકને શાંતિ થાઓ' એમ કહેવામાં આવે છે. આ રીતે આ શાંતિપાઠ દ્વારા સર્વેને શાંતિ ઇચ્છવામાં આવી છે.

છેવટે 'ૐ સ્વાહા, ૐ સ્વાહા, ૐ શ્રીપાર્શ્વનાથાય સ્વાહા' એ ત્રિખંડાત્મક મંત્રના ઉચ્ચારણરૂપી આહુતિ-ત્રયથી શાંતિ-પાઠ પૂરો કરવામાં આવ્યો છે.

આ શાંતિપાઠ ક્યારે અને કેવી રીતે બોલવો, તેનો વિધિ સૂત્રકારે સાથેસાથ બતાવી દીધો છે. તેમાં જણાવ્યું છે કે 'આ શાંતિપાઠ પ્રતિષ્ઠા, [રથ]યાત્રા તથા સ્નાત્ર વગેરે ધાર્મિક મહોત્સવો પછી બોલવાનો છે. તે કોઈ વિશિષ્ટ ગુણવાન્ શ્રાવક સ્નાત્ર-મંડપમાં ઊભો રહીને બોલે. આ શ્રાવક કેસર-

ચંદન, કપૂર, અગરુનો ધૂપ, વાસ અને કુસુમાંજલિ—એ પાંચ ઉપચારથી સહિત હોવો જોઈએ. વળી તેણે શરીરને અતિ-શુદ્ધ કરેલું હોવું જોઈએ, એટલે કે મંત્ર-પૂર્વક સ્નાન કરેલું હોવું જોઈએ અને અંગ-ન્યાસાદિ કરેલા હોવા જોઈએ, તથા તે શ્વેત વસ્ત્ર, ચંદન, આભરણ વગેરેથી અલંકૃત હોવો જોઈએ. વળી તેણે કંઠમાં પુષ્પમાલા ધારણ કરવી જોઈએ. આવો શ્રાવક હાથમાં અભિમંત્રિત જલવાળો શાંતિ-કલશ લઈને શાંતિ-પાઠ બોલે અને તેની પૂર્ણાહુતિ કરી કલશમાંનું જલ સર્વને મસ્તક પર ચડાવવા માટે આપે જેથી અભીષ્ટ શાંતિની પ્રાપ્તિ થાય.

મંગલ, પીઠિકા, શાંતિપાઠ અને તેનો વિધિ પૂરો થયા પછી આનન્દોત્સવ-નિમિત્તે કેટલાંક પ્રાસ્તાવિક પદ્યો બોલવામાં આવે છે. તેમાંનાં પહેલાં પદ્યમાં જણાવ્યું છે કે 'જિનાભિષેક વખતે ભાગ્યશાળી આત્માઓ ભાવથી નૃત્ય કરે છે, રત્ન અને પુષ્પોની વર્ષા કરે છે, અષ્ટમંગલનું સર્જન કરે છે, માંગલિક ગીતો ગાય છે, મંત્રમય ચમત્કારિક સ્તોત્રો બોલે છે, તીર્થં-કરોનાં માતા-પિતાના નામનિર્દેશ-પૂર્વક તેમની સ્તુતિ કરે છે અને 'पुण्याहं पुण्याहं' આદિ મંત્રો બોલે છે.' બીજા પદ્યમાં સર્વ જગત્‌નું શિવ ઇચ્છવામાં આવ્યું છે તથા લોકો પરોપકાર-પરાયણ થાય તેવી ભાવના ભાવવામાં આવી છે. સાથે વ્યાધિ, દુઃખ, દૌર્મનસ્યાદિ નાશ પામે તથા તેઓ સુખનો અનુભવ કરે, એમ પણ ઇચ્છવામાં આવ્યું છે. ત્રીજું પદ્ય જે કોઈ પ્રસંગનું ઉદ્ધરણ છે, તેમાં જણાવવામાં આવ્યું છે કે,

'હું તીર્થંકરની માતા શિવાદેવી તમારા નગરમાં નિવાસ કરનારી છું, તેથી અમારું અને તમારું શ્રેય થાઓ તથા સર્વત્ર ઉપદ્રવોનું શમન કરનારું કલ્યાણ થાઓ.'

પછી 'उपसर्गाः क्षयं यान्ति' તથા 'सर्वमङ्गल-माङ्गल्यं' એ બે પ્રસિદ્ધ શ્લોકો બોલવામાં આવે છે.

### સ્તવના કર્તા

પાટણના ભંડારમાં ઉપકેશગચ્છીય પં. મહીચંદ્ર દ્વારા સંવત્ ૧૩૫૮માં લખાયેલી એક પ્રતિમાં એવું જણાવ્યું છે કે આ શાંતિપાઠ અર્હદ્-અભિષેક-વિધિનું સાતમું પર્વ છે. ત્યારે ભાંડારકર ઇન્સ્ટીટયૂટની એક પ્રતિ ૩૫૦/A/૪૪૨-૪૩માં નીચે જણાવેલા શબ્દો જોવામાં આવે છે: 'इति वादिवेताल-श्रीशान्तिसूरिरचितेऽर्हद्-जन्माभिषेकविधौ प्रथमं शान्तिपर्व समाप्तम्.' इति बृहच्छांति-स्तवः ॥ એટલે એ પ્રશ્ન થાય છે કે આ સૂત્ર ખરેખર અર્હદ્-અભિષેકવિધિનો જ એક ભાગ છે કે કેમ? અને હોય તો તે કયા પર્વનો છે? એનો ઉત્તર એ છે કે– અર્હદ્-અભિષેકવિધિની જે પ્રતિ અમને બહુ પ્રયાસના અંતે મળી આવી છે, તે જોતાં આ આખી કૃતિ કાવ્યમાં છે,* એટલે આ સૂત્ર તેનું એક પર્વ હોઈ શકે નહિ. વળી સ્પષ્ટતા ખાતર એ પણ કહેવું જોઈએ કે આ કાવ્ય પંચપર્વાત્મક છે, જેના પ્રથમ પર્વમાં ૧૦, બીજા પર્વમાં ૧૬, ત્રીજા પર્વમાં ૩૦,

* અર્હદ્-અભિષેકવિધિનો પ્રારંભ નીચેના કાવ્યથી થાય છે:

"श्रीमत् पुण्यं पवित्रं कृतविपुलफलं मङ्गलं लक्ष्म लक्ष्म्याः,
क्षुण्णारिष्टोपसर्ग-ग्रहगतिविकृति-स्वप्नमुत्पातघाति ।

ચોથા પર્વમાં ૧૮ અને પાંચમા પર્વમાં ૨૪ શ્લોકો છે. આમ કુલ પાંચ પર્વમાં તે પૂરું થાય છે. તેનો છેલ્લો શ્લોક આ રહ્યો:

"इति विहतविपत्पराक्रम-**स्नपनविधि**मर्हतोऽर्हतो विधिम्।
प्रतिसमयमनुस्मरन्ति ये, सकलसुखास्पदतां व्रजन्ति ते ॥"

'એ પ્રમાણે સમસ્ત શોભનવિધિને યોગ્ય એવો અર્હતનો **સ્નપન**(સ્નાત્ર)-વિધિ જે વિપત્તિના પરાક્રમનો નાશ કરનાર છે, તેને જેઓ પ્રતિક્ષણ સંભારે છે, તેઓ સકલ સુખોનાં સ્થાનને પામે છે.'

આ પ્રાસાદિક કાવ્ય પર શીલાચાર્ય અપરનામ તત્ત્વાદિત્યે એક પંજિકા રચેલી છે અને તેમાં પણ જણાવ્યું છે કે–'श्रीशान्तिवेतालीयपर्व्वपञ्जिका समाप्ता इति । कृतिरियं श्रीशीलाचार्यस्य'–'શ્રીશાંતિ-વેતાલીય-પર્વની પંજિકા સમાપ્ત થઈ; આ કૃતિ શીલાચાર્યની છે.' તાત્પર્ય કે આ બંને ઉલ્લેખો

---

सङ्केत: कौतुकानां सकलसुखमुखं पर्व्व सर्व्वोत्सवानां,
स्नात्रं पात्रं गुणानां गुरुगरिमगुरोर्वञ्चिता यैर्न दृष्टम् ॥"

શ્રેષ્ઠ ગુરુ, ગૌરવ-પૂજા-સત્કાર પ્રાપ્ત કરનાર ચક્રવર્તિ–પૂજ્ય ગણધરો વગેરેના પણ ગુરુ એવા અત્યંત મહાન અર્હત-જિનેશ્વરનું ગુણપાત્ર સ્નાત્ર શ્રીમત્ છે, પુણ્ય છે, પવિત્ર છે, વિપુલ ફ્લો આપનાર છે, મંગલરૂપ છે, લક્ષ્મીનું ચિહ્ન છે, અરિષ્ટો, ઉપસર્ગો, ગ્રહ-ચાર, અશુભ સ્વપ્નો તથા ઉત્પાત-(ગ્રહોપરાગ, ધરતીકંપ, વગેરે)ને ટાળનાર છે, કૌતુકોના સંકેત-રૂપ છે, સકલ સુખોના ઉપાયરૂપ છે; સર્વ ઉત્સવોના ઉત્સવરૂપ છે, તે જેણે જોયું નથી તે આ જગતમાં ઠગાયા છે (કારણ કે તેનાથી થનારો મહાન લાભ મેળવી શક્યા નથી.)

એમ જણાવવાને પૂરતા છે કે અર્હદ્-અભિષેકવિધિ પંચ-પર્વાત્મક છે, પરંતુ સપ્તપર્વાત્મક નથી.'

હવે જો પાટણની પ્રતિને અનુસરીને શાંતિસ્તવને અર્હદ્-અભિષેકવિધિનો એક ભાગ માનવો હોય તો એ સંભાવના કરવી પડે કે હાલ ઉપલબ્ધ થતી પદ્યાત્મક 'અર્હદ્-અભિષેક-વિધિ'ના અવાંતર ભાગ તરીકે શ્રીશાંતિસ્તવ હોવો જોઈએ.

અહીં એક બીજી પણ વિચારણા ઉદ્ભવે છે કે કેટલીક પ્રતિઓમાં* 'इति श्रीशान्तिसूरिवादिवेतालीकृतं शान्तिस्तवनं समाप्तम्' એવા ઉલ્લેખો પણ આવે છે, એટલે આ કૃતિ અર્હદ્-અભિષેકવિધિનો એક ભાગ નહિ પણ તેમની સ્વતંત્ર કૃતિ હોવી જોઈએ. ઉત્તરાધ્યયન-સૂત્રની બૃહદ્વૃત્તિની પ્રશસ્તિમાં આવતી છેલ્લી પંક્તિ 'तद् भो भव्याः! त्रिदोष-प्रशमकरतो गृह्यतां लिह्यतां च' એમ માનવાને પ્રેરે છે કે 'भो भो भव्याः!' એ તેમની કૃતિનું એક સાંકેતિક ચિહ્ન હોય અને તે બૃહચ્છાંતિના પ્રારંભિક શ્લોકમાં તથા ત્યાર પછી શરૂ થતા ગદ્યમાં વપરાયેલું હોય. એ રીતે આ સૂત્રના કર્તા વાદિવેતાલ શ્રીશાંતિસૂરિ હોવા જોઈએ, પરંતુ આ તો એક સંભાવના માત્ર છે. તેનો અંતિમ નિર્ણય તરીકે સ્વીકાર કરતાં પહેલાં ઘણાં વધારે પ્રમાણો તપાસવાની જરૂર છે.

આ સૂત્ર પર શ્રીસિદ્ધિચંદ્રગણિએ તથા શ્રીહર્ષકીર્તિએ સપ્તસ્મરણાંતર્ગત ટીકાઓ રચેલી છે તથા કેટલાક સ્વતંત્ર બાલાવબોધો પણ ઉપલબ્ધ થાય છે.

* જ્ઞા. ૬૮૮૬-૮૯

## (૮) આધાર-સ્થાન

આ પાઠ પ્રાચીન અનુષ્ઠાનવિધિ પરથી વાદિવેતાલ શ્રી-શાંતિસૂરિએ સંસ્કૃતમાં યોજેલો જણાય છે.*

---

* વૈદિક સાહિત્યમાં આ સૂત્રને મળતા કેટલાક શબ્દો જોવામાં આવે છે. દાખલા તરીકે ઋગ્વેદીય બ્રહ્મ-કર્મ-સમુચ્ચયનાં ૯૬મા પ્રકરણમાં જે 'પુણ્યાહ-વાચના'નો પ્રયોગ જણાવવામાં આવ્યો છે, તેમાં નીચેના પાઠો છે:

"यजमानः शान्तिरस्तु ॥ पुष्टिरस्तु ॥ तुष्टिरस्तु ॥ वृद्धिरस्तु ॥

अग्निपुरोगा विश्वेदेवाः प्रीयन्ताम् । इन्द्रपुरोगा मरुद्गणाः प्रीयन्ताम् । ब्रह्म-पुरोगाः सर्वे देवाः प्रीयन्ताम् । विष्णुपुरोगाः सर्वे देवाः प्रीयन्ताम् । माहेश्वरी-पुरोगा उमामातरः प्रीयन्ताम् । वसिष्ठपुरोगा ऋषिगणाः प्रीयन्ताम् । भगवती पुष्टिकरी प्रीयताम् । भगवती तुष्टिकरी प्रीयताम् । भगवती ऋद्धिकरी प्रीयताम् । भगवती वृद्धिकरी प्रीयताम् । भगवन्तौ विघ्नविनायकौ प्रीयेताम् ।

भगवान् स्वामी महासेनः सपत्नीकः ससुतः सपार्षदः सर्वस्थानगतः प्रीयताम् ।

हरि-हर-हिरण्यगर्भाः प्रीयन्ताम् । सर्वा ग्रामदेवताः प्रीयन्ताम् । सर्वाः कुलदेवताः प्रीयन्ताम् । सर्वा वास्तुदेवताः प्रीयन्ताम् ।

शत्रवः पराभवं यान्तु । शाम्यन्तु घोराणि । शाम्यन्तु पापानि । शाम्यन्तु ईतयः ।

शुक्राङ्गारक-बुध-बृहस्पति-शनैश्चर-राहु-केतु-सोम-सहिता आदित्य-पुरोगाः सर्वे ग्रहाः प्रीयन्ताम् ।"

---

## ५७ पाक्षिकादि-अतिचार ।

### (१) મૂલપાઠ

नाणम्मि दंसणम्मि अ, चरणम्मि तवम्मि तह य वीरियम्मि ।
आयरणं आयारो, इअ एसो पंचहा भणिओ ॥ १ ॥

ज्ञानाचार, दर्शनाचार, चारित्राचार, तपाचार, वीर्याचार ए पंचविध आचारमांहि * जे कोइ अतिचार पक्ष दिवसमांहि सूक्ष्म बादर जाणतां अजाणतां हुओ होय, ते सविहु मने, वचने, कायाए करी मिच्छा मि दुक्कडं ।

तत्र ज्ञानाचारे आठ अतिचार—

काले विणए बहुमाणे, उवहाणे तह अनिण्हवणे ।
वंजण-अत्थ-तदुभये, अट्ठविहो नाणमायारो ॥ २ ॥

ज्ञान काल-वेलाए भण्यो-गुण्यो नहीं, अकाले भण्यो, विनय-हीन, बहुमान-हीन, योग-उपधान-हीन, अनेरा कन्हे भणी अनेरो गुरु कह्यो ।

देव-गुरु-वांदणे, पडिक्कमणे, सज्झाय करतां, भणतां-

* અહીં અનેરો એવો વધારાનો પાઠ જોવામાં આવે છે, પણ તે અર્થની દૃષ્ટિએ સંગત નથી.

गुणतां कूडो अक्षर काने मात्राए अधिको-ओछो भण्यो, सूत्र कूडुं कह्युं, अर्थ कूडो कह्यो, तदुभय कूडां कह्यां, भणीने विसार्यां ।

साधु-तणे धर्मे काजो अणउद्धर्ये, दांडो अणपडिलेहे, वसति अणशोधे, अणपवेसे, असज्झाय-अणो(ण)ज्झाय-मांहे श्रीदशवैकालिक-प्रमुख सिद्धांत भण्यो-गुण्यो, श्रावक-तणे धर्मे स्थविरावली, पडिक्कमण, उपदेशमाला-प्रमुख सिद्धांत भण्यो-गुण्यो; काल-वेलाए काजो अणउद्धर्ये पढ्यो।

ज्ञानोपगरण पाटी, पोथी, ठवणी, कवली, नोकारवाली, सांपडा, सांपडी, दस्तरी, वही ओलिया-प्रमुख प्रत्ये पग लाग्यो, थूंक लाग्यूं, थूंके करी अक्षर मांज्यो, ओशीसे धर्यो, कन्हे छतां आहार-नीहार कीधो ।

ज्ञान-द्रव्य भक्षतां उपेक्षा कीधी, प्रज्ञापराधे विणास्यो, विणसतो उवेख्यो, छती शक्तिए सार-संभाल न कीधी ।

ज्ञानवंत प्रत्ये द्वेष-मत्सर चिंतव्यो, अवज्ञा-आशातना कीधी, कोई प्रत्ये भणतां-गणतां अंतराय कीधो, आपणा जाणपणा-तणो गर्व चिंतव्यो, मतिज्ञान, श्रुतज्ञान, अवधि-ज्ञान, मनः-पर्यवज्ञान, केवलज्ञान, ए पंचविध ज्ञान-तणी असद्दहणा कीधी ।

कोई तोतडो, बोबडो [देखी] हस्यो, वितर्क्यो, अन्यथा प्ररूपणा कीधी ।

ज्ञानाचार-विषइओ अनेरो जे कोई अतिचार पक्ष-

दिवसमांहि सूक्ष्म, बादर जाणतां, अजाणतां हुओ होय, ते सविहु मने, वचने, कायाए करी मिच्छा मि दुक्कडं ॥ १ ॥

दर्शनाचारे आठ अतिचार—

**निस्संकिय निक्कंखिय, निव्वितिगिच्छा अमूढदिट्ठी अ।**
**उववूह-थिरीकरणे, वच्छल्ल-पभावणे अट्ठ ॥ २ ॥**

देव-गुरु-धर्म-तणे विषे निःशंकपणुं न कीधुं, तथा एकान्त निश्चय न कीधो, धर्म-सम्बन्धीयां फलतणे विषे निःसन्देह बुद्धि धरी नहीं, साधु-साध्वीनां मल-मलिन गात्र देखी दुगंछा नीपजावी, कुचारित्रीया देखी चारित्रीया ऊपर अभाव हुओ, मिथ्यात्वी-तणी पूजा-प्रभावना देखी मूढदृष्टि-पणुं कीधुं।

तथा संघमांहे गुणवंत-तणी अनुपबृंहणा कीधी; अस्थिरीकरण, अवात्सल्य, अप्रीति, अभक्ति नीपजावी, अबहुमान कीधुं।

तथा देवद्रव्य, गुरुद्रव्य, ज्ञानद्रव्य, साधारणद्रव्य, भक्षित, उपेक्षित, प्रज्ञापराधे विणास्यां, विणसतां उवेख्यां, छती शक्तिए सार-संभाल न कीधी; तथा सार्धमिक साथे कलह-कर्म-बंध कीधो।

अधोती, अष्टपड मुखकोश-पाखे देव-पूजा कीधी; बिंब-प्रत्ये वासकूंपी, धूपधाणुं, कलश-तणो ठवको लाग्यो, बिंब हाथ-थकी पाडयुं, ऊसास-नीसास लाग्यो।

તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલા કુમાર નામના યક્ષનો વર્ણ શ્વેત છે, તેનું વાહન હંસ છે. તેને ચાર ભુજાઓ છે. તેમાં જમણા બે હાથમાં બીજોરું અને બાણ છે તથા ડાબા બે હાથમાં નોળીઓ અને ધનુષ છે.

छम्मुह – [ षण्मुखः ] – ષણ્મુખ.

આ પદમાં પ્રથમા વિભક્તિનો લોપ થયેલો છે.

તેરમા શ્રીવિમલનાથ ભગવાનના યક્ષનું નામ ષણ્મુખ છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રકારે જણાવેલું છે :–"तत्तीर्थोत्पन्नं षण्मुखं यक्षं श्वेत-वर्णं शिखि-वाहनं द्वादशभुजं फल-चक्र-बाण-खड्ग-पाशाक्षसूत्रयुक्त-दक्षिणपाणिं नकुल-चक्र-धनुः–फलकाङ्कुशा-भययुक्त-वामपाणिं चेति ॥ १३ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલા ષણ્મુખ નામના યક્ષનો વર્ણ શ્વેત છે, તેનું વાહન મોર છે તથા તેને બાર ભુજાઓ છે. તેમાં જમણા છ હાથમાં અનુક્રમે ફલ, ચક્ર, બાણ, તલવાર, પાશ અને અક્ષસૂત્ર છે તથા ડાબા છ હાથમાં અનુક્રમે નોળીઓ, ચક્ર, ધનુષ, ઢાલ, અંકુશ અને અભયમુદ્રા છે.

पयाल – [ पातालः ] – પાતાલ.

આ પદમાં પ્રથમા વિભક્તિનો લોપ થયેલો છે.

ચૌદમા શ્રીઅનંતનાથ ભગવાનના યક્ષનું નામ પાતાલ છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે વર્ણવેલું છે :– "तत्तीर्थोत्पन्नं पातालयक्षं त्रिमुखं रक्त-वर्णं मकर-वाहनं षड्भुजं पद्म-खड्ग-पाशयुक्त-दक्षिणपाणिं नकुल-फलकाक्षसूत्रयुक्त-वामपाणिं

ચેતિ ॥ ૧૪ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલા ત્રિમુખ યક્ષનો વર્ણ રાતો છે, તેનું વાહન મગર છે અને તે ૭ ભુજાવાળો છે. તેના જમણા હાથોમાં કમલ, તલવાર અને પાશ છે તથા ડાબા હાથોમાં નોળીઓ, ઢાલ અને જપ-માળા છે.

किन्नर – [ किन्नर: ] – કિન્નર.

આ પદમાં પ્રથમા વિભક્તિનો લોપ થયેલો છે.

પંદરમા શ્રીધર્મનાથ ભગવાનના યક્ષનું નામ કિન્નર છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तत्तीर्थोत्पन्नं किन्नरयक्षं त्रिमुखं रक्त-वर्णं कूर्म-वाहनं षड्भुजं बीजपूरक-गदाऽभय-युक्त-दक्षिणपाणिं नकुल-पद्माक्षमालायुक्त-वामपाणिं चेति ॥ १५ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલો કિન્નર યક્ષ ત્રણ મુખવાળો છે, તેનો વર્ણ રાતો છે, તેનું વાહન કાચબો છે અને તે ૭ ભુજાવાળો છે. તેમાં જમણા ત્રણ હાથમાં બીજોરું, ગદા અને અભયમુદ્રા છે તથા ડાબા ત્રણ હાથમાં નોળીઓ, કમલ અને જપમાળા છે.

गरुडो – [ गरुड: ] – ગરુડ.

સોળમા શ્રીશાંતિનાથ ભગવાનના યક્ષનું નામ ગરુડ છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तत्तीर्थोत्पन्नं गरुडयक्षं वराह-वाहनं क्रोड-वदनं श्याम-वर्णं चतुर्भुजं बीजपूरक-पद्म-युक्त-दक्षिणपाणिं नकुलाक्षसूत्र-वामपाणिं चेति ॥१६॥" તેઓનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલો ગરુડ યક્ષ વરાહનાં વાહનવાળો છે,

વરાહનાં મુખવાળો છે, શ્યામ-વર્ણનો છે અને તેને ચાર હાથ છે. તેમાં જમણા બે હાથમાં બીજોરું અને કમલ છે તથા ડાબા બે હાથમાં નોળીઓ અને જપમાળા છે.

गंधव्व – [ गन्धर्व : ] – ગન્ધર્વ.

આ પદમાં પ્રથમા વિભક્તિનો લોપ થયેલો છે.

સત્તરમા શ્રીકુંથુનાથસ્વામીનો યક્ષ ગંધર્વ છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तत्तीर्थोत्पन्नं गन्धर्वयक्षं श्याम-वर्णं हंस-वाहनं चतुर्भुजं वरद-पाशान्वित-दक्षिणभुजं मातुलिङ्गाङ्कुशाधिष्ठित-वामपाणिं चेति ॥ १७ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલા ગંધર્વ નામના યક્ષનો વર્ણ શ્યામ છે, તેનું વાહન હંસ છે અને તેને ચાર હાથ છે. તેમાં જમણા બે હાથ વરદ-મુદ્રા અને પાશથી શોભે છે તથા ડાબા બે હાથમાં બીજોરું અને અંકુશ છે.

तह य – [ तथा च ] – તે જ રીતે.

जक्खिंदो – [ यक्षेन्द्र : ] – યક્ષેન્દ્ર.

અઢારમા શ્રીઅરનાથસ્વામીનો યક્ષ યક્ષેંદ્ર છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तत्तीर्थोत्पन्नं यक्षेन्द्रयक्षं षण्मुखं त्रिनेत्रं श्याम-वर्णं शम्बर-वाहनं द्वादशभुजं मातुलिङ्ग-बाण-खड्ग-मुद्गर-पाशाभययुक्त-दक्षिणपाणिं नकुल-धनुश्चर्मफलक-शूला-ङ्कुशाक्षसूत्रयुक्त-वामपाणिं चेति ॥ १८ ॥." તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલો યક્ષેન્દ્ર નામનો યક્ષ છ મુખવાળો અને ત્રણ

નેત્રોંવાળો છે તથા તેનો વર્ણ શ્યામ છે. તેનું વાહન શંબર (સાબર-એક જાતનો મૃગ) છે અને તેને બાર હાથ છે. તેમાં જમણા છ હાથમાં અનુક્રમે બીજોરું, બાણ, તલવાર, મુદ્ગર, પાશ અને અભય-મુદ્રા છે તથા ડાબા છ હાથમાં અનુક્રમે નોળીઓ, ધનુષ, ચામડાની ઢાલ, શૂલ, અંકુશ અને જપમાળા છે.

कूबर – [ कुबेरः ] – કુબેર.

આ પદમાં પ્રથમા વિભક્તિનો લોપ થયેલો છે.

ઓગણીસમા શ્રીમલ્લિનાથસ્વામીનો યક્ષ કુબેર છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છેઃ तत्तीर्थोत्पन्नं कुबेर-यक्षं चतुर्मुखमिन्द्रायुध-वर्णं गरुड-वदनं गज-वाहनम् अष्टभुजं वरद-पाश-चाप-शूलाभययुक्त-दक्षिणपाणिं बीजपूरक-शक्ति-मुद्गराक्षसूत्र-युक्त-वामपाणिं चेति ॥ १९ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલા કુબેર યક્ષને ચાર મુખ છે. તેનો વર્ણ મેઘધનુષ્યના જેવો છે, તે ગરુડના મુખવાળો છે, તેનું વાહન હાથી છે અને તેને આઠ હાથ છે. તેમાં જમણા ચાર હાથમાં વરદ-મુદ્રા, પાશ (પરશુ), શૂળ અને અભય છે તથા ડાબા ચાર હાથમાં બીજોરું, શક્તિ, મુદ્ગર અને જપમાળા છે.

वरुणो – [ वरुणः ] – વરુણ.

વીસમા શ્રીમુનિસુવ્રતસ્વામીનો યક્ષ વરુણ છે. તેનાં સ્વરૂપનું વર્ણન નિ. ક.માં આ પ્રમાણે આપેલું છેઃ "तत्तीर्थोत्पन्नं वरुणयक्षं चतुर्मुखं त्रिनेत्रं धवल-वर्णं वृषभ-वाहनं जटामुकुट-

मण्डितम् अष्टभुजं मातुलिङ्ग-गदा-बाण-शक्तियुत-दक्षिणपाणिं नकुल-पद्म-धनुः-परशुयुत-वामपाणिं चेति ॥ २० ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલો વરુણ યક્ષ ચાર મુખ અને ત્રણ નેત્રોવાળો છે. તેનો વર્ણ ધવલ છે. તેનું વાહન વૃષભ (બળદ) છે, તેનું મસ્તક જટારૂપી મુગટથી શોભે છે અને તેને આઠ હાથ છે. તેમાં જમણા ચાર હાથમાં બીજોરું, ગદા, બાણ અને શક્તિ છે તથા ડાબા ચાર હાથમાં નોળીઓ, કમલ, ધનુપ અને પરશુ (ફરસી) છે.

भिउडी – [ भृकुटिः ] – ભૃકુટિ.

એકવીસમા શ્રીનમિનાથસ્વામિનો યક્ષ ભૃકુટિ છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तत्तीर्थोत्पन्नं भृकुटियक्षं चतुर्मुखं त्रिनेत्रं हेम-वर्णं वृषभ-वाहनम् अष्टभुजं मातुलिङ्ग-शक्ति-मुद्गराभययुक्त-दक्षिणपाणिं नकुल-परशु-वज्राक्षसूत्र-वामपाणिं चेति ॥ २१ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલો ભૃકુટિ નામનો યક્ષ ચાર મુખ અને ત્રણ નેત્રોવાળો, સુવર્ણ-વર્ણનો, વૃષભના વાહનવાળો અને આઠ હાથ ધારણ કરનારો છે. તેમાં જમણા ચાર હાથમાં બીજોરું, શક્તિ, મુદ્ગર અને અભય છે તથા ડાબા ચાર હાથમાં નોળીઓ, પરશુ, વજ્ર અને જપમાળા છે.

गोमेहो – [ गोमेधः ] – ગોમેધ.

બાવીસમા શ્રીઅરિષ્ટનેમિ ભગવાનનો યક્ષ ગોમેધ છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રકારે વર્ણવેલું છે: "तत्तीर्थोत्पन्नं गोमेधयक्षं त्रिमुखं श्याम-वर्णं पुरुष-वाहनं षड्भुजं मातुलिङ्ग-परशु-

चक्रान्वित-दक्षिणपाणिं नकुल-शूल-शक्तियुत-वामपाणिं चेति ॥२२॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલો ગોમેધ યક્ષ ત્રણ મુખવાળો, શ્યામ વર્ણનો તથા પુરુષનાં વાહનવાળો છે અને તેને છ હાથ છે. તેમાં જમણા ત્રણ હાથમાં બીજોરું, પરશુ અને ચક્ર છે તથા ડાબા ત્રણ હાથમાં નોળીઓ, શૂળ અને શક્તિ છે.

**पास-मायंगा** – [ पार्श्व-मातङ्गौ ] – પાર્શ્વ અને માતંગ.

पार्श्व અને मातङ्ग તે पार्श्व-मातङ्गौ.

ત્રેવીસમા શ્રીપાર્શ્વનાથ ભગવાનના યક્ષનું નામ પાર્શ્વ છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છેઃ "तत्तीर्थोत्पन्नं पार्श्वयक्षं गजमुखमुरगफणा-मण्डित-शिरसं श्याम-वर्णं कूर्म-वाहनं बीजपूरकोरगयुत-दक्षिणपाणिं नकुलाहियुत-वामपाणिं चेति ॥२३॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલો પાર્શ્વયક્ષ હાથીનાં જેવાં મુખવાળો, સર્પની ફણાથી મંડિત મસ્તકવાળો અને શ્યામ-વર્ણનો છે. તેનું વાહન કાચબો છે અને તેને ચાર હાથ છે. તેમાં જમણા બે હાથમાં બીજોરું અને સર્પ છે તથા ડાબા બે હાથમાં નોળીઓ અને સર્પ છે.

ચોવીસમા શ્રીમહાવીરસ્વામીના યક્ષનું નામ માતંગ છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तत्तीर्थोत्पन्नं मातङ्गयक्षं श्याम-वर्णं गज-वाहनं द्विभुजं दक्षिणे नकुलं वामे बीजपूरकमिति ॥ २४ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલો માતંગ યક્ષ શ્યામ-વર્ણનો છે, ગજના વાહનવાળો છે અને બે ભુજાવાળો છે. તેમાં જમણા હાથમાં નોળીઓ છે અને ડાબા હાથમાં બીજોરું છે.

(૭-૮-૫) સરલ છે.

(૭-૮-૬) ગોમુખ, મહાયક્ષ, ત્રિમુખ, યક્ષેશ, તુંબરુ, કુસુમ, માતંગ, વિજય, અજિત, બ્રહ્મ, મનુજ, સુરકુમાર, ષણ્મુખ, પાતાલ, કિન્નર, ગરુડ, ગંધર્વ, યક્ષેંદ્ર, કુબેર, વરુણ, ભૃકુટિ, ગોમેધ, પાર્શ્વ અને માતંગ એ ચોવીસ યક્ષો.

(૯, ૧૦, ૧૧-૪) देवीओ – [देव्यः] – દેવીઓ.

અહીં देवीओ – શબ્દથી યક્ષિણીઓ કે શાસનદેવીઓ સમજવાની છે.

**चक्केसरि-अजिआ-दुरिआरि-कालि-महकाली** – [चक्रेश्वरी-अजिता-दुरितारि-काली-महाकाल्यः] – ચક્રેશ્વરી, અજિતા, દુરિતારિ, કાલી, મહાકાલી.

[૧] શ્રીઋષભદેવ ભગવાનની શાસનદેવી **ચક્રેશ્વરી** છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नामप्रतिचक्राभिधानां यक्षिणीं हेम-वर्णां गरुड-वाहनाम् अष्टभुजां वरद-बाण-चक्र-पाशयुक्त-दक्षिणकरां धनुर्वज्र-चक्राङ्कुश-वामहस्तां चेति ॥ १ ॥" તે જ તીર્થમાં ઉત્પન્ન થયેલી અપ્રતિચક્રા(ચક્રેશ્વરી) દેવીનો વર્ણ સુવર્ણ જેવો છે, વાહન ગરુડનું છે અને ભુજાઓ આઠ છે. તેમાં જમણા ચાર હાથ વરદ, બાણ, ચક્ર અને પાશથી વિભૂષિત છે; તથા ડાબા ચાર હાથ ધનુષ, વજ્ર, ચક્ર અને અંકુશથી યુક્ત છે.

[૨] શ્રીઅજિતનાથ ભગવાનની શાસનદેવીનું નામ **અજિતા** છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે:

॥ ૭ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલી શાંતાદેવી સુવર્ણ-વર્ણની, હાથીના વાહનવાળી અને ચતુર્ભુજા છે. તેના જમણા બે હાથ વરદ અને જપમાળાથી વિભૂષિત છે; તથા ડાબા બે હાથ શૂલ અને અભયથી શોભે છે.

[૮] શ્રીચંદ્રપ્રભસ્વામીની શાસનદેવીનું નામ જ્વાલા કે ભૃકુટિ છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नां भृकुटिदेवीं पीत-वर्णां वराह-वाहनां चतुर्भुजां खड्ग-मुद्गरान्वित-दक्षिणभुजां फलक-परशुयुत-वामहस्तां चेति ॥ ८ ॥" તે જ તીર્થમાં ઉત્પન્ન થયેલી ભૃકુટિ (જ્વાલા)દેવી પીળાવર્ણની, વરાહના વાહનવાળી અને ચાર ભુજાવાળી છે. તેના જમણા બે હાથ તલવાર અને મુદ્‌ગરથી વિભૂષિત છે; તથા ડાબા બે હાથમાં ઢાલ અને પરશુ શોભે છે.

[૯] શ્રીસુવિધિનાથ ભગવાનની શાસનદેવીનું નામ સુતારકા છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नां सुतारादेवीं गौर-वर्णां वृषभ-वाहनां चतुर्भुजां वरदाक्षसूत्रयुक्त-दक्षिणभुजां कलशाङ्कुशान्वित-वामपाणिं चेति ॥ ९ ॥" તે જ તીર્થમાં ઉત્પન્ન થયેલી સુતારાદેવીનો વર્ણ ગૌર છે, તેનું વાહન વૃષભ છે અને તે ચાર ભુજાવાળી છે. તેના જમણા બે હાથ વરદ અને જપમાળાથી વિભૂષિત છે તથા ડાબા બે હાથમાં કલશ અને અંકુશ શોભે છે.

[૧૦] શ્રીશીતલનાથ ભગવાનની શાસનદેવીનું નામ અશોકા છે. તેનું સ્વરૂપ નિ. ક. માં આ પ્રમાણે જણાવેલું

છે: "तस्मिन्नत्र तीर्थे समुत्पन्नाम् अशोकादेवीं मुद्ग-वर्णां पद्म-वाहनां चतुर्भुजां वरद-पाशयुक्त-दक्षिणकरां फलाङ्कुशयुक्त-वामकरां चेति ॥ १० ॥" તે જ તીર્થમાં ઉત્પન્ન થયેલી અશોકાદેવી નીલ વર્ણની, પદ્મ-વાહના તથા ચતુર્ભુજા છે. તેના જમણા બે હાથ વરદ અને પાશથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથ ફલ અને અંકુશથી શોભે છે.

[૧૧] શ્રીશ્રેયાંસનાથ ભગવાનની શાસનદેવીનું નામ શ્રીવત્સા છે. તેનું સ્વરૂપ નિ.ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नत्र तीर्थे समुत्पन्नां मानवीं देवीं गौर-वर्णां सिंह-वाहनां चतुर्भुजां वरद-मुद्गरान्वित-दक्षिणपाणिं कलशाङ्कुशयुक्त-वामकरां चेति ॥ ११ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલી માનવી(શ્રી-વત્સા) દેવીનો વર્ણ ગૌર છે, તેનું વાહન સિંહ છે અને તેને ચાર ભુજાઓ છે. તેના જમણા બે હાથ વરદ અને મુદ્ગરથી વિભૂષિત છે તથા ડાબા બે હાથ કલશ અને અંકુશથી શોભે છે.

चंडा – [ चण्डा ] – ચંડા.

[૧૨] શ્રીવાસુપૂજ્યસ્વામીની શાસનદેવીનું નામ ચંડા છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नां प्रचण्डादेवीं श्याम-वर्णाम् अश्वारूढां चतुर्भुजां वरद-शक्ति-युक्त-दक्षिणकरां पुष्प-गदायुक्त-वामपाणिं चेति ॥ १२ ॥" તે જ તીર્થમાં ઉત્પન્ન થયેલી પ્રચંડા(ચંડા)દેવી શ્યામવર્ણની, અશ્વ પર આરૂઢ થયેલી અને ચાર ભુજાવાળી છે, તેના જમણા

બે હાથ વરદ અને શક્તિથી વિભૂષિત છે, તથા ડાબા બે હાથ પુષ્પ અને ગદાથી શોભે છે.

**विजयंकुसि-पन्नइत्ति-निव्वाणि-अच्चुआ** –[विजयाङ्कुशी-प्रज्ञप्ति(पन्नगी) – निर्वाणी-अच्युता] – વિજયાંકુશી, પ્રજ્ઞપ્તિ, (પન્નગી), નિર્વાણી અને અચ્યુતા.

[૧૩] શ્રીવિમલનાથ ભગવાનની શાસનદેવીનું નામ વિજયા છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नां विदिता-(विजया)देवीं हरिताल-वर्णां पद्मारूढां चतुर्भुजां बाण-पाशयुक्त-दक्षिणपाणिं धनुर्नागयुक्त-वामपाणिं चेति ॥ १३ ॥ તે જ તીર્થમાં ઉત્પન્ન થયેલી વિદિતાદેવી (વિજયાદેવી) હરિતાલ-વર્ણની, પદ્મનાં આસનવાળી અને ચાર ભુજાઓથી યુક્ત છે. તેના જમણા બે હાથ બાણ અને પાશથી વિભૂષિત છે; તથા ડાબા બે હાથ ધનુષ્ય અને નાગથી શોભે છે.

[૧૪] શ્રીઅનંતનાથ ભગવાનની શાસનદેવીનું નામ અંકુશા છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવ્યું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नाम् अङ्कुशा-देवीं गौर–वर्णां पद्म-वाहनां चतुर्भुजां खड्ग-पाशयुक्त-दक्षिणकरां चर्मफलकाङ्कुशयुत-वामहस्तां चेति ॥ १४ ॥" તે જ તીર્થમાં ઉત્પન્ન થયેલી અંકુશાદેવી ગૌર-વર્ણવાળી, પદ્મનાં વાહનવાળી તથા ચાર ભુજાથી યુક્ત છે. તેના જમણા બે હાથ ખડ્ગ અને પાશથી યુક્ત છે તથા ડાબા બે હાથ ચામડાની ઢાલ અને અંકુશથી શોભે છે.

[૧૫] શ્રીધર્મનાથ ભગવાનની શાસનદેવીનું નામ પ્રજ્ઞપ્તિ (પન્નગી) છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नां कन्दर्पां (पन्नगीं) देवीं गौरवर्णां मत्स्यवाहनां चतुर्भुजाम् उत्पलाङ्कुशयुक्त-दक्षिणकरां पद्माभययुत-वामहस्तां चेति ॥ १५ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલી કંદર્પા (પન્નગી)દેવી ગૌર વર્ણની, મત્સ્યનાં વાહનવાળી અને ચાર ભુજાઓથી યુક્ત છે. તેના જમણા બે હાથમાં કમલ અને અંકુશ શોભે છે તથા ડાબા બે હાથ કમલ અને અભયથી વિભૂપિત છે.

[૧૬] શ્રીશાંતિનાથ ભગવાનની શાસનદેવીનું નામ નિર્વાણી છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नां निर्वाणीं देवीं गौर-वर्णां पद्मासनां चतुर्भुजां पुस्तकोत्पलयुक्त-दक्षिणकरां कमण्डलु-कमल-युत-वामहस्तां चेति ॥ १५ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલી નિર્વાણીદેવી ગૌર વર્ણની, કમલનાં આસનવાળી અને ચાર ભુજાઓથી યુક્ત છે. તેના જમણા બે હાથ પુસ્તક અને કમલથી શોભે છે, તથા ડાબા બે હાથ કમંડલુ અને કમલથી વિભૂપિત છે.

[૧૭] શ્રીકુંથુનાથ ભગવાનની શાસનદેવીનું નામ અચ્યુતા(અચ્યુતબલા?) છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नां बलां देवीं गौर-वर्णां मयूर-वाहनां चतुर्भुजां बीजपूरक-शूलान्वित-दक्षिणभुजां मु(मु)षुण्ढि-पद्मान्वित-वामभुजां चेति ॥ १७ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલી બલા(અચ્યુતા)દેવી સુવર્ણ-વર્ણની, મયૂર-વાહના

અને ચતુર્ભુજા છે. તેના જમણા બે હાથમાં બીજોરું અને શૂલ છે તથા ડાબા બે હાથમાં ભુ(મુ)ષુંઢી (એક જાતનું શસ્ત્ર) અને કમલ છે.

धरणी [ धारिणी ] – ધારિણી.

[૧૮] શ્રીઅરનાથસ્વામીની શાસનદેવીનું નામ ધારિણી છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नां धारिणीं देवीं कृष्ण-वर्णां पद्मासनां चतुर्भुजां मातुलिङ्गोत्पलान्वित-दक्षिणभुजां पाशाक्षसूत्रान्वित-वामकरां चेति ॥ १८ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલી ધારિણીદેવીનો વર્ણ કાળો છે, આસન કમળનું છે અને તે ચાર ભુજાઓવાળી છે. તેના જમણા બે હાથમાં બીજોરું અને કમલ શોભે છે તથા ડાબા બે હાથમાં પાશ અને જપમાળા છે.

वइरुट्ट-छुत्त-गंधारी-अंब-पउमावइ-सिद्धा – [ वैरोट्या-अच्छुप्ता-गान्धारी-अम्बा-पद्मावती-सिद्धा: ] – વૈરોટ્યા, અચ્છુપ્તા, ગાંધારી, અંબા, પદ્માવતી અને સિદ્ધાયિકા.

[૧૯] શ્રીમલ્લિનાથ પ્રભુની શાસનદેવીનું નામ વૈરોટ્યા છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नां वैरोट्यां देवीं कृष्ण-वर्णां पद्मासनां चतुर्भुजां वरदाक्ष-सूत्रयुक्त दक्षिणकरां मातुलिङ्ग-शक्तियुक्त-वामहस्तां चेति ॥ १९ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલી વૈરોટ્યાદેવી શ્યામ-વર્ણની કમલાસના અને ચતુર્ભુજા છે. તેના જમણા બે હાથમાં વરદ અને જપમાળા છે તથા ડાબા બે હાથમાં બીજોરું અને શક્તિ છે.

(૨૦) શ્રીમુનિસુવ્રતસ્વામીની શાસનદેવીનું નામ અચ્છુપ્તા છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नां वरदत्तां(अच्छुप्तां) देवीं गौर-वर्णां भद्रासनारूढां चतुर्भुजां वरदाक्षसूत्रयुत-दक्षिणकरां बीजपूरक-कुम्भ-युत-वामहस्तां चेति ॥ २० ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલી વરદત્તા(અચ્છુપ્તા)દેવીનો વર્ણ ગૌર છે, ભદ્રાસન પર બેઠેલી છે તથા ચાર ભુજાવાળી છે. તેના જમણા બે હાથમાં વરદ અને જપમાળા છે તથા ડાબા બે હાથમાં બીજોરું અને કુંભ છે.

(૨૧) શ્રીનમિનાથ ભગવાનની શાસનદેવીનું નામ ગાંધારી છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "नमेः गान्धारीदेवीं श्वेतां हंस-वाहनां चतुर्भुजां वरद-खड्गयुक्त-दक्षिणभुजद्वयां बीजपूर(क)-कुम्भयुत-वाम(भुज)द्वयां चेति ॥२१॥" શ્રીનમિનાથની ગાંધારી દેવી શ્વેત વર્ણની, હંસના વાહનવાળી અને ચાર ભુજાથી યુક્ત છે. તેના જમણા બે હાથ વરદ અને તલવારથી શોભે છે તથા ડાબા બે હાથ બીજોરું અને કુંભથી વિભૂષિત છે.

[૨૨] શ્રીઅરિષ્ટનેમિ ભગવાનની શાસનદેવી અંબા કે અંબિકા છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नां कूष्मांडीं देवीं कनक-वर्णां सिंह-वाहनां चतुर्भुजां मातुलिङ्ग-पाशयुक्त-दक्षिणकरां पुत्राङ्कुशान्वित-वामकरां चेति ॥ २२ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલી કૂષ્માણ્ડી-

(અંબિકા)દેવી સુવર્ણ-વર્ણની, સિંહ-વાહના તથા ચતુર્ભુજા છે. તેના જમણા બે હાથમાં બીજોરું અને પાશ છે તથા ડાબા બે હાથમાં પુત્ર અને અંકુશ છે.

[૨૩] શ્રીપાર્શ્વનાથ ભગવાનની શાસનદેવીનું નામ પદ્માવતી છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तस्मिन्नेव तीर्थे समुत्पन्नां पद्मावतीं देवीं कनक-वर्णां कुर्कुट-वाहनां चतुर्भुजां पद्म-पाशान्वित-दक्षिणकरां फलाङ्कुशाधिष्ठित-वामकरां चेति ॥ २३ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલી પદ્માવતી દેવીનો વર્ણ સુવર્ણ છે, તેનું વાહન કુર્કુટજાતિનો સર્પ છે અને તે ચાર ભુજાવાળી છે. તેના જમણા બે હાથ કમલ અને પાશથી વિભૂષિત છે તથા ડાબા બે હાથ ફલ અને અંકુશથી શોભે છે.

[૨૪] શ્રીમહાવીરસ્વામીની શાસનદેવી સિદ્ધાયિકા છે. તેનું સ્વરૂપ નિ. ક.માં આ પ્રમાણે જણાવેલું છે: "तत्तीर्थोत्पन्नां सिद्धायिकां (देवीं) हरित-वर्णां सिंह-वाहनां चतुर्भुजां पुस्तकाभय-युक्त-दक्षिणकरां मातुलिङ्ग-बाणान्वित-वामहस्तां चेति ॥ २४ ॥" તેમનાં જ તીર્થમાં ઉત્પન્ન થયેલી સિદ્ધાયિકા દેવીનો વર્ણ હરિત છે, તેનું વાહન સિંહ છે અને તેને ભુજાઓ ચાર છે. તેના જમણા બે હાથમાં પુસ્તક અને અભય છે તથા ડાબા બે હાથમાં બીજોરું અને બાણ છે.

**इय** – [ इति ] – એ પ્રમાણે.

**तित्थ-रक्खण-रया** – [ तीर्थरक्षण-रताः ] – તીર્થનું રક્ષણ કરવામાં તત્પર.

तीर्थनुं रक्षण ते तीर्थ-रक्षण, तेमां रत ते तीर्थ-रक्षण-रत. तीर्थ–જિનેશ્વર ભગવાનનું શાસન. જેના વડે તરાય તેને તીર્થ કહે છે. ભગવાનનાં શાસન વડે સંસાર-સમુદ્ર તરી શકાય છે, માટે તેને તીર્થ કહેવામાં આવે છે. रक्षण – રક્ષા. रत – મગ્ન, તત્પર.

अन्ने – [ अन्ये ] – બીજાઓ.

वि – [ अपि ] – પણ.

सुरा – [ सुराः ] – દેવો.

सुरीउ – [ सुर्यः ] – દેવીઓ.

चउहा – [ चतुर्धा ] – ચાર પ્રકારના.

वि – [ अपि ] – પણ.

वंतर-जोइणि-पमुहा – [ व्यन्तर-योगिनी-प्रमुखाः ] – વ્યંતર, યોગિની વગેરે.

વ્યંતરદેવોમાં એક વાણવ્યંતર નામની પણ જાતિ છે. આ બંનેના આઠ-આઠ પ્રકારો છે. નામ માટે જુઓ સૂત્ર ૫૬, ૨, ૪.

યોગિનીઓની સંખ્યા ૬૪ની મનાય છે. વિધિપ્રપામાં તેનાં નામો આ પ્રમાણે આપેલાં છે: (૧) વારાહી, (૨) વામની, (૩) ગારુડી, (૪) ઇન્દ્રાણી, (૫) આગ્નેયી, (૬) યામ્યા, (૭) નૈર્ઋતી, (૮) વારુણી, (૯) વાયવ્યા, (૧૦) સૌમ્યા, (૧૧) ઈશાની, (૧૨) બ્રાહ્મી, (૧૩) વૈષ્ણવી,

રક્તાસુવર્ણ, (૯) દેવસેન, (૧૦) રુદ્ર, (૧૧) વરુણ, (૧૨) ભદ્ર, (૧૩) વજ્ર, (૧૪) વજ્રજંઘ, (૧૫) સ્કન્દ, (૧૬) કુરુ, (૧૭) પ્રિયંકર, (૧૮) પ્રિયમિત્ર, (૧૯) વહ્નિ, (૨૦) કંદર્પ, (૨૧) હંસ, (૨૨) એકજંઘ, (૨૩) ઘણ્ટાપથ, (૨૪) દજ(ત્ત)ક, (૨૫) કાલ, (૨૬) મહાકાલ, (૨૭) મેઘનાથ, (૨૮) ભીમ, (૨૯) મહાભીમ, (૩૦) તુંગભદ્ર, (૩૧) વિદ્યાધર, (૩૨) વસુમિત્ર, (૩૩) વિશ્વસેન, (૩૪) નાગ, (૩૫) નાગહસ્ત, (૩૬) પ્રદ્યુમ્ન, (૩૭) કપિલ, (૩૮) નકુલ, (૩૯) આહ્લાદ, (૪૦) ત્રિમુખ, (૪૧) પિશાચ, (૪૨) ભૂતભૈરવ, (૪૩) મહાપિશાચ, (૪૪) કાલમુખ, (૪૫) શુનક, (૪૬) અસ્થિમુખ, (૪૭) રેતોવેધ, (૪૮) સ્મશાનચાર, (૪૯) કલિકલ, (૫૦) ભૃંગ, (૫૧) કંટક, (૫૨) બિભીષણ.

**कुणंतु** – [ कुर्वन्तु ] – કરો.

**रक्खं** [ रक्षाम् ] – રક્ષા, રક્ષણ.

**सया** – [ सदा ] – સદા, નિરંતર.

**अम्हं** – [ अस्माकम् ] – અમારું.

(૯, ૧૦, ૧૧-૫) આ ગાથાઓમાં ચોવીશ જિનની શાસનદેવીઓ તથા વ્યંતર, યોગિની વગેરે અન્ય દેવ-દેવીઓ રક્ષણ કરે તેવી પ્રાર્થના કરવામાં આવી છે.

(૯, ૧૦, ૧૧-૬) ચક્રેશ્વરી, અજિતા, દુરિતારિ, કાલી, મહાકાલી, અચ્યુતા, શાંતા, જ્વાલા, સુતારકા, અશોકા,

શ્રીવત્સા, ચંડા, વિજયા, અંકુશી, પન્નગી, નિર્વાણી, બલા, ધારિણી, વૈરોટ્યા, અચ્છુપ્તા, ગાંધારી, અંબા, પદ્માવતી અને સિદ્ધાયિકા એ શાસનદેવીઓ તથા ભગવાનનાં શાસનનું રક્ષણ કરવામાં તત્પર એવા અન્ય ચારે પ્રકારના દેવ-દેવીઓ તેમ જ વ્યંતર, યોગિની વગેરે બીજા પણ અમારું સદા રક્ષણ કરો.

(૧૨-૪) **एवं** – [ एवम् ] – એ પ્રકારે.

**सुदिट्ठि-सुरगण-सहिओ** – [ सुदृष्टि-सुरगण-सहितः ] – સમ્યગ્દૃષ્ટિ દેવોના સહિત.

सुदृष्टि એવા सुरगणथी सहित ते सुदृष्टि-सुर-गण-सहित. सुदृष्टि – સમ્યગ્દૃષ્ટિવાળા, સમ્યક્ત્વથી યુક્ત. सुर-गण – દેવોનો સમૂહ.

**संघस्स** – [ सङ्घस्य ] – શ્રીસંઘનું.

सङ्घ – ચતુર્વિધ-સંઘ.

**संति-जिणचंदो** – [ शान्ति-जिनचन्द्रः ] – શ્રીશાંતિનાથ જિનેશ્વર.

**मज्झ वि** – [ मम अपि ] – મારી પણ.

**करेउ** – [ करोतु ] – કરો.

**रक्खं** – [ रक्षाम् ] – રક્ષા.

**मुणिसुंदरसूरि-थुअ-महिमा** – [ मुनिसुन्दरसूरि-स्तुत-महिमा ] – શ્રીમુનિસુંદરસૂરિએ જેના મહિમાની સ્તુતિ કરી છે એવા.

મુનિસુંદરસૂરિ વડે સ્તુત છે મહિમા જેનો તે મુનિસુન્દરસૂરિ-સ્તુત-મહિમા. મુનિસુન્દરસૂરિ – તેઓ શ્રીસોમસુંદરસૂરિના પટ્ટધર થયા હતા અને અપૂર્વ ધારણાશક્તિને લીધે સહસ્રાવધાની તરીકે ખ્યાતિ પામ્યા હતા. દક્ષિણ દેશના કવિઓએ તેમને 'કાલી સરસ્વતી'નું બિરુદ આપ્યું હતું અને ખંભાતના સૂબા દફરખાને તેમને 'વાદિ-ગોકુલ-ષંઢ' એટલે 'વાદીઓરૂપ ગોકુલના પતિ' એવું બિરુદ આપ્યું હતું. તેમણે વીશ વર્ષની ઉંમરે ન્યાય, વ્યાકરણ અને કાવ્ય એ ત્રણે વિષયોનો પરિચય આપતો '**ત્રૈવિદ્ય-ગોષ્ઠી**' નામનો ગ્રંથ રચ્યો હતો અને ત્યાર પછી અધ્યાત્મકલ્પદ્રુમ( શાંતરસ-ભાવના ), ઉપદેશ-રત્નાકર, જિનસ્તોત્રરત્નકોશ, મિત્રચતુષ્ક-કથા, જયાનન્દચરિત્ર વગેરે નાનીમોટી અનેક કૃતિઓ રચી હતી. વળી તેમણે સૂરિમંત્રનું ચોવીસ વખત આરાધન કર્યું હતું અને છટ્ઠ તેમજ અટ્ઠમ આદિ તપસ્યાને કારણે પદ્માવતી આદિ દેવીઓ પ્રત્યક્ષ થઈને તેમને સહાય કરતી હતી. મેવાડ દેશમાં આવેલા દેવ-કુલપાટક એટલે દેલવાડામાં થયેલા મરકીના ઉપદ્રવને શાંત કરવા માટે તેમણે આ મહિમાપૂર્ણ 'संतिकरं'-સ્તવની રચના કરી હતી અને શીરોહી-રાજ્યમાં ઉત્પન્ન થયેલ તીડના ઉપદ્રવને પણ શાંત કર્યો હતો.

તેમણે પોતાના મુખ્ય ગુરુ શ્રીદેવસુંદરસૂરિ પર 'ત્રિદશ-તરંગિણી' નામનો એક વિજ્ઞપ્તિપત્ર મોકલ્યો હતો, જે જગતભરના વિજ્ઞપ્તિપત્રોમાં અજોડ ગણાય તેવો છે. ૧૦૮ હાથ લાંબા આ વિજ્ઞપ્તિપત્રમાં ૩૦૦ ચિત્રમય શ્લોકો હતા

અને તેમાં અર્થ-ગાંભીર્ય પણ ખૂબ-જ હતું. આ વિજ્ઞપ્તિપત્રનો એક ભાગ હાલ ઉપલબ્ધ છે, જે ગુર્વાવલી તરીકે પ્રસિદ્ધ છે. તેમનો જન્મ વિ. સં. ૧૪૩૬માં થયો હતો. સાત વર્ષની નાની ઉમરે દીક્ષા લીધી હતી અને વિ. સં. ૧૪૬૬માં વાચક-પદ તથા સં. ૧૪૭૮માં સૂરિપદને પામ્યા હતા. વિ. સં. ૧૫૦૩ની સાલમાં તેમનું સ્વર્ગ-ગમન થયું હતું.

(૧૨-૫) સરલ છે.

(૧૨-૬) આ પ્રકારે શ્રીમુનિસુંદરસૂરિએ જેમના મહિમાની સ્તુતિ કરી છે, એવા શ્રીશાંતિનાથ જિનેશ્વર સમ્યગ્દૃષ્ટિ દેવોના સમૂહ-સહિત સંઘનું તથા મારું પણ રક્ષણ કરો.

(૧૩-૪) इय – [इति] – આ પ્રમાણે.

**संतिनाह-सम्मद्दिट्ठिय-रक्खं** – [शान्तिनाथ-सम्यग्दृष्टिक-रक्षाम्] – શાંતિનાથ-સમ્યગદષ્ટિ-રક્ષાને.

शान्तिनाथ અને सम्यग्दृष्टिक તે शान्तिनाथ-सम्यग्दृष्टिक, તેનાથી અધિષ્ઠિત रक्षा તે शान्तिनाथ-सम्यग्दृष्टिक-रक्षा. शान्तिनाथ – શ્રીશાંતિનાથ ભગવાન. सम्यग्दृष्टिक – સમ્યગ્દૃષ્ટિ દેવો. रक्षा – કવચ. અથવા शान्तिनाथथी અધિષ્ઠિત सम्यग्दृष्टिकनी रक्षा તે शान्तिनाथ-सम्यग्दृष्टिक-रक्षा. તાત્પર્ય કે આ સ્તોત્ર संतिनाह-सम्मद्दिट्ठिय-रक्खा – [शांतिनाथ-सम्यग्दृष्टिक-रक्षा] – નામનું કવચ છે.

**सरइ** – [स्मरति] – સ્મરે છે, સ્મરણ કરે છે.

तिकालं – [ त्रिकालं ] – ત્રણ કાલ. સવાર, બપોર, સાંઝ.*

जो – [ यः ] – જે.

सव्वोवद्दव-रहिओ – [ सर्वोपद्रव-रहितः ] – સર્વ ઉપદ્રવોથી રહિત.

स – [ सः ] – તે.

लहइ – [ लभते ] – લે છે, પામે છે.

सुह-संपयं – [ सुख-सम्पदम् ] – સુખ-સંપદાને.

परमं – [ परमाम् ] – ઉત્કૃષ્ટ.

( ૧૩-૫ ) સરલ છે.

( ૧૩-૬ ) આ પ્રમાણે 'શાંતિનાથ-સમ્યગ્દૃષ્ટિ-રક્ષા' ( સ્તોત્ર )નું જે ત્રણ કાલ સ્મરણ કરે છે, તે સર્વ પ્રકારના ઉપદ્રવોથી રહિત થઈને ઉત્કૃષ્ટ સુખ-સંપદાને પામે છે.

( ૧૪-૪ ) **तवगच्छ-गयण-दिणयर-जुगवर-सिरिसोम-सुंदरगुरूणं** – [ तपागच्छ-गगन-दिनकर-युगवर-श्रीसोमसुन्दरगुरूणाम् ] – તપાગચ્છરૂપી આકાશમાં સૂર્ય-સમાન યુગપ્રધાન શ્રીસોમસુંદર ગુરુના.

तपागच्छ-રૂપી ગગનમાં दिनकर સમાન તે तपागच्छ-गगन-दिनकर, એવા युगवर-श्रीसोमसुन्दरगुरु. तपागच्छ – શ્વેતાંબર જૈનોમાં ચોરાશી ગચ્છો હોવાની માન્યતા પ્રચલિત છે. તેમાં

* ઘણાં માંત્રિક સ્તોત્રો દિવસમાં ત્રણ વાર ભણવાથી અભીષ્ટ ફલની પ્રાપ્તિ થાય છે.

તપાગચ્છની ઉત્પત્તિ આ પ્રમાણે છે: શ્રીજગચ્ચંદ્રસૂરિએ આચાર્ય-પદવી મળવાની સાથે જ યાવજ્જીવ આયંબિલ-તપ આરંભ્યો અને ચૈત્રગણના શ્રીદેવભદ્રવાચકની સહાયતાથી ક્રિયોદ્ધાર કર્યો. સૂરિજીના આવા બાર વર્ષના તપ અને સામર્થ્યથી પ્રભાવિત થઈને ચિત્તોડના રાણા જૈત્રસિંહે તેમને 'તપા' (ભારે તપ કરનારનું) બિરુદ આપ્યું અને ત્યારથી વડગચ્છ (બૃહદ્ગણ) જે ઘણા પ્રાચીન કાળથી ચાલ્યો આવતો હતો, તેનું નામ તપાગચ્છ વિ. સં. ૧૨૮૫માં પડ્યું. આ ગચ્છની વડીપોશાળ, લઘુપોશાળ, દેવસૂર, અણસૂર, સાગર, વિમળ, રત્ન, નાગોરી વગેરે અનેક શાખાઓ છે. 'તપાગચ્છનાં તેર પાટિયાં' એ કહેવત પ્રસિદ્ધ છે.

યુગવર – યુગ-પ્રધાન, યુગના સર્વશ્રેષ્ઠ આચાર્ય.

શ્રીસોમસુન્દરસૂરિ – તેઓશ્રી શ્રીદેવસુંદરસૂરિના શિષ્ય હતા અને વિ. સં. ૧૪૫૭માં સૂરિપદ પામ્યા હતા. તેઓ ઉત્તમ કોટિના વિદ્વાન ઉપરાંત એક સમર્થ આચાર્ય હતા અને સાધુ-ધર્મની રક્ષામાટે તેમણે સાધુમર્યાદા-પટ્ટક (સાધુઓએ વર્તવાના નિયમોનો ખરડો) બનાવ્યો હતો. તેમને ઘણા વિદ્વાન્ શિષ્યો હતા, જેમાંના એક શ્રીમુનિસુંદરસૂરિ હતા.

सुपसाय-लद्ध-गणहर-विज्जा-सिद्धी – [ सुप्रसाद-लब्ध-गणधर-विद्या-सिद्धिः ] – સુપ્રસાદથી જેમને ગણધરવિદ્યાની (સૂરિમંત્રની) સિદ્ધિ પ્રાપ્ત થઈ છે એવા.

सुप्रसाद વડે लब्ध, તે सुप्रसाद-लब्ध; પ્રાપ્ત થઈ છે જેમને गणधर-विद्यानी सिद्धि તે सुप्रसाद-लब्ध-गणधर-विद्या-सिद्धि.

सुप्रसाद — સારી કૃપા; ઘણી કૃપા. लब्ध – પ્રાપ્ત. गणधर-विद्या – સૂરિમંત્ર. આ વિદ્યા શ્રીગૌતમ-ગણધરથી પ્રકટ થઈ છે, એટલે તે ગણધર-વિદ્યા કહેવાય છે અને દરેક સૂરિ-આચાર્ય તેનું આરાધન કરે છે — એટલે તે સૂરિમંત્ર કહેવાય છે.

सिद्धि – જ્યારે વિદ્યા તેના નિયમ પ્રમાણે ફલ આપતી થાય છે, ત્યારે તેની સિદ્ધિ થઈ ગણાય છે.

भणइ – [ भणति ] – ભણે છે.

सीसो – [ शिष्य: ] – શિષ્ય.

( ૧૪-૫ ) સરલ છે.

( ૧૪-૬ ) તપાગચ્છરૂપી આકાશમાં સૂર્ય-સમાન એવા યુગપ્રધાન શ્રીસોમસુંદર-ગુરુના સુપ્રસાદથી જેણે ગણધર-વિદ્યા( સૂરિમંત્ર )ની સિદ્ધિ કરી છે, એવા તેમના શિષ્ય ( શ્રીમુનિસુંદરસૂરિ )એ આ સ્તવન રચ્યું છે.

## ( ૭ ) સૂત્ર-પરિચય

જે પાઠ, સ્તુતિ, સ્તવન કે સ્તોત્ર નિત્ય સ્મરણ કરવા યોગ્ય છે, તેને 'સ્મરણ' તરીકે ઓળખવામાં આવે છે. એક કાલે આવાં 'સપ્ત સ્મરણ'ની પ્રસિદ્ધિ હતી, પણ વર્તમાન કાલમાં 'નવસ્મરણ'ની પ્રસિદ્ધિ છે. તે આ પ્રમાણેઃ ( ૧ ) नमुक्कारो – નમસ્કાર-મંત્ર. ( ૨ ) उवसग्गहर-थोत्तं – ઉપસર્ગહર સ્તોત્ર. ( ૩ ) संतिनाह-सम्मद्दिट्ठिय-रक्खा – સંતિકર સ્તોત્ર. ( ૪ ) तिजयपहुत्त-थोत्तं – તિજયપહુત્ત-સ્તોત્ર. ( ૫ ) नमिऊण-थोत्तं નમિઊણ-સ્તોત્ર. ( ૬ ) अजिय-संति-थओ – અજિત-શાંતિ-સ્તવ.

(૭) भक्तामरस्तोत्र. (૮) कल्याण-मन्दिर-स्तोत्र અને (૯) बृहच्छान्ति – બૃહચ્છાંતિ. (મોટી શાંતિ). એટલે પ્રસ્તુત સૂત્રને ત્રીજા સ્મરણનું સ્થાન પ્રાપ્ત થયેલું છે.

આ સ્મરણનું મૂળ નામ તેની તેરમી ગાથામાં જણાવ્યા મુજબ संतिनाह-सम्मदिट्ठिय-रक्खा એટલે शान्तिनाथ-सम्यग्दृष्टिक-रक्षा છે. પરંતુ તેના 'संतिकरं' એવા પ્રથમ-પદ પરથી તેને 'संतिकरं' – સ્તવનના નામે ઓળખવામાં આવે છે.

રક્ષા માટે યોજાયેલા મંત્રમય સ્તોત્રને રક્ષા કે કવચ* કહેવામાં આવે છે, એટલે આ સ્મરણ એક પ્રકારની રક્ષા કે એક પ્રકારનું કવચ છે. તેમાં પ્રથમ શ્રીશાંતિનાથ ભગવાનનું સ્મરણ કરવામાં આવ્યું છે કે જે સર્વત્ર—સર્વ પ્રકારની શાંતિ કરનારા છે, જગત્‌ને શરણરૂપ છે, જયશ્રીના આપનારા છે અને ભક્તોનું પાલન કરનારા નિર્વાણી અને ગરુડ નામના યક્ષ-યક્ષિણીથી સેવાયેલા છે. આ ગાથામાં સ્તોત્રકારે મુખ્ય સ્મરણ શ્રીશાંતિનાથ ભગવાનનું કર્યું છે, પરંતુ તેમાં વિશેષણ-રૂપે નિર્વાણીદેવી અને ગરુડયક્ષનું નામ લાવી તેમનું પણ સ્મરણ કર્યું છે.

બીજી અને ત્રીજી ગાથામાં સ્તોત્રકારે સૂરિમંત્રમાંથી

* જૈનમતમાં જિન-વજ્રપંજરસ્તોત્ર રક્ષા-કવચ તરીકે પ્રસિદ્ધ છે. વૈદિક મતમાં ગણેશ-કવચ, નારાયણ-કવચ, શિવ-કવચ, સૂર્ય-કવચ, દુર્ગા-કવચ, નૃસિંહ-કવચ, રામરક્ષા-સ્તોત્ર, કૃષ્ણ-કવચ, વિઠ્ઠલ-કવચ, પરમ-હંસ-કવચ, દત્ત [illegible] એકમુખ-હનુમત્-કવચ, પ [illegible] કવચ, એકાદ [illegible] ચ વગેરે કવચો પ્રસિદ્ધ છે.

ઉદ્ધરીને જય અને શ્રી આપનારા બે મંત્રોને સૂચિત કર્યા છે કે જેને સિદ્ધ કરવાથી અનેક જાતના ઉપદ્રવો અને વ્યાધિઓ દૂર થાય છે તથા ઇચ્છિત ફળ મળે છે.

ચોથી ગાથામાં સૂરિમંત્રના પ્રથમ પીઠની અધિષ્ઠાયિકા વાણી એટલે સરસ્વતી દેવીનું, બીજા પીઠની અધિષ્ઠાયિકા ત્રિભુવનસ્વામિનીદેવીનું, ત્રીજા પીઠની અધિષ્ઠાયિકા શ્રીદેવીનું અને ચોથા પીઠના અધિષ્ઠાયક યક્ષરાજ ગણિપિટકનું તેમ જ ગ્રહો, દિક્પાલો અને ઇંદ્રોનું સ્મરણ કરવામાં આવ્યું છે અને 'તેઓ સર્વ જિનભક્તોની સદા રક્ષા કરો' એવું ઇચ્છવામાં આવ્યું છે.

પાંચમી અને છટ્ઠી ગાથામાં સોળ વિદ્યાદેવીઓનું સ્મરણ કરવામાં આવ્યું છે, સાતમી અને આઠમી ગાથામાં ચોવીશ શાસનદેવો(યક્ષો)નું સ્મરણ કરવામાં આવ્યું છે, નવમી અને દશમી ગાથામાં ચોવીશ શાસનદેવીઓ (યક્ષિણીઓ)નું સ્મરણ કરવામાં આવ્યું છે અને અગિયારમી ગાથામાં ભગવાનનાં શાસનનું રક્ષણ કરવામાં તત્પર એવા ચારે નિકાયના દેવ-દેવીઓ અને વ્યંતરો તથા યોગિનીઓ વગેરેનું સ્મરણ કરવામાં આવ્યું છે કે જે ચતુર્વિધસંઘની તથા સ્તોત્રનું સ્મરણ કરનારની રક્ષા કરે છે.

બારમી ગાથામાં પુનઃ શ્રીશાંતિનાથ ભગવાન અને સમ્યગ્દૃષ્ટિક દેવો તરફથી રક્ષા માગવામાં આવી છે અને સ્તોત્રકારે मुणिसुंदरसूरि-थुअ-महिमा – એ પદ યોજીને પોતાનું નામ પણ દર્શાવ્યું છે.

તેરમી ગાથામાં સ્તોત્રકારે આ સ્તોત્રનું મૂળ નામ 'संतिनाह-सम्मदिट्ठिय-रक्खा' દર્શાવીને તેની ફલ-શ્રુતિ કહી છે કે 'જે આ સ્તોત્રને ત્રિકાલ ભણશે, તેના સર્વ ઉપદ્રવો દૂર થશે અને તે ઉત્કૃષ્ટ સુખ-સંપદાને પામશે.'

ચૌદમી ગાથા ક્ષેપક છે, પણ સ્તોત્રકારના ગુરુનું નામ યાદ કરવા માટે કેટલાક તેને બોલે છે, જો કે તેના આમ્નાયમાં આ સ્તોત્રની એક પણ ગાથા ન વધારવાનું સ્પષ્ટ સૂચન છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્ર સહસ્રાવધાની શ્રીમુનિસુંદરસૂરિની સંઘ-માન્ય કૃતિ છે અને પાક્ષિક, ચાતુર્માસિક તથા સાંવત્સરિક પ્રતિક્રમણના પૂર્વ દિવસે દૈવસિક પ્રતિક્રમણ વખતે સ્તવન તરીકે બોલાય છે તથા જ્યાં પહેલે દિવસે સાધુઓ સ્થાન કરે, તે દિવસે પ્રતિક્રમણસૂત્રમાં બોલાય છે.*

---

* આ સ્તવન પાક્ષિક, ચાતુર્માસિક તથા સાંવત્સરિક પ્રતિક્રમણ પછી બોલવાનો વ્યવહાર પણ જોવાય છે.

# પરિશિષ્ટ પહેલું

## કાયોત્સર્ગ

### અથવા

## ધ્યાન-માર્ગ



### [ પાંચમું આવશ્યક ]

**(૧) કાયોત્સર્ગનું મહત્ત્વ**

આત્મશુદ્ધિના સર્વ ઉપાયોમાં કાયોત્સર્ગનું સ્થાન શ્રેષ્ઠ છે, કારણ કે તે દૂષિત આત્માનું શોધન કરે છે, પ્રશસ્ત અધ્યવસાયોની વૃદ્ધિ કરે છે અને સંપૂર્ણ શુદ્ધિ-પૂર્વક કરવામાં આવે, તો સર્વ દુઃખોમાંથી સદાને માટે મુક્ત કરે છે.*

---

* ચઉસરણ-પયન્નામાં કહ્યું છે કે—

'चरणाईयाराणं, जहक्कमं वण-तिगिच्छ-रूवेणं ।
पडिक्कमणासुद्धाणं, सोही तह काउस्सग्गेणं ॥ ६ ॥'

'પ્રતિક્રમણથી શુદ્ધ નહિ થયેલા ચારિત્રના અતિચારોની વ્રણ-ચિકિત્સારૂપ કાયોત્સર્ગ વડે યથાક્રમ શુદ્ધિ થાય છે.'

ઉત્તરાધ્યયનસૂત્રના ઓગણત્રીસમા અધ્યયનમાં કહ્યું છે કે— 'काउस्सग्गेणं भंते ! जीवे किं जणयइ ?' હે ભગવન્! કાયોત્સર્ગથી જીવને શું પ્રાપ્ત થાય ?' 'काउस्सग्गेणं तीय-पडुप्पन्नं पायच्छित्तं विसोहेइ । विसुद्ध-पायच्छित्ते य जीवे निव्वुय-हियए ओहरियं-भरु व्व भारवहे पसत्थ-ज्झाणोवगए सुहं सुहेणं विहरइ ।' 'હે આયુષ્મન્! કાયોત્સર્ગથી ભૂતકાલ

કાયોત્સર્ગના આ મહત્ત્વને લઈને ષડાવશ્યકમાં તેનું વિશિષ્ટ સ્થાન છે તથા છ પ્રકારની અભ્યંતર તપશ્ચર્યામાં પણ તેની ખાસ ગણના છે.×

કાયોત્સર્ગનું આ મહત્ત્વ બરાબર સમજવા માટે અહીં કેટલીક વિચારણા પ્રસ્તુત છે.

(૨) કાયોત્સર્ગનો અર્થ

પ્રથમ કાયોત્સર્ગનો અર્થ સમજીએ. 'कायस्य उत्सर्गः कायोत्सर्गः' એ તેનો સીધો ને સાદો અર્થ છે. પરંતુ કાયાનો ઉત્સર્ગ તો દેહાંત કે મૃત્યુને સૂચવે છે, અને તે અર્થ અહીં સંગત નથી. એટલે આ પદનો અર્થ વિશેષ સ્પષ્ટીકરણ માગે છે. શાસ્ત્રકારોનાં કથન મુજબ અહીં काय – શબ્દથી

અને વર્તમાન કાલના પ્રાયશ્ચિત્ત-યોગ્ય અતિચારોની શુદ્ધિ થાય છે અને આ રીતે પ્રાયશ્ચિત્ત-યોગ્ય અતિચારોની શુદ્ધિ થતાં તે જીવ ભાર ઉતારી નાખેલા મજૂરની જેમ હળવો બનીને પ્રશસ્ત અધ્યવસાયોમાં વર્તતો સુખ-પૂર્વક વિચરે છે.'

ઉત્તરાધ્યયનસૂત્રના છવ્વીસમા સામાચારી-અધ્યયનમાં કહ્યું છે કે—

'काउस्सग्गं तओ कुज्जा, सव्व-दुक्ख-विमुक्खणं'।

પછી સર્વ દુઃખમાંથી મુક્ત કરનારો કાયોત્સર્ગ કરવો.

× નંદિસૂત્રમાં કહ્યું છે કે–'से किं तं आवस्सयं? आवस्सयं छव्विहं पण्णत्तं। तं जहा- सामाइयं १, चउवीसत्थओ २, वंदणयं ३, पडिक्कमणं ४, काउस्सग्गो ५, पच्चक्खाणं ६' 'હે ભગવન્! તે આવશ્યક કેવું છે? હે આયુષ્મન્! તે આવશ્યક છ પ્રકારનું કહેલું છે. જેમ કે (૧) સામાયિક, (૨) ચતુર્વિંશતિસ્તવ, (૩) વંદનક, (૪) પ્રતિક્રમણ, (૫) કાયોત્સર્ગ અને (૬) પ્રત્યાખ્યાન.

માત્ર ઔદારિક કે સ્થૂલ શરીર સમજવાનું નથી, પણ તેના વડે થતો અમુક પ્રકારનો વ્યાપાર કે તેના પ્રત્યેનું મમત્વ સમજવાનું છે. અથવા उत्सर्ग-શબ્દથી માત્ર પરિત્યાગ સમજવાનો નથી, પણ 'चेष्टां प्रति परित्यागः'-'ચેષ્ટા પરત્વેનો ત્યાગ' કે 'आगमोक्तनीत्या परित्यागः'-'આગમોમાં કહ્યા મુજબનો ત્યાગ સમજવાનો છે. પરંતુ કાયોત્સર્ગનું સાચું સ્વરૂપ સમજવા માટે આટલો અર્થ પર્યાપ્ત નથી. તે માટે સંપ્રદાય તરફ નજર રાખવાની જરૂર છે.

કાયોત્સર્ગ કરવાનો સંપ્રદાય એવો છે કે સ્થાન, મૌન અને ધ્યાન-પૂર્વક આત્માના મલિન અધ્યવસાયોનું વિસર્જન કરવું. * એટલે પ્રથમ કાયાને કોઈ પણ આસનથી સ્થિર કરવી. જો કાયોત્સર્ગ ઊભાં ઊભાં કરવો હોય તો તે માટેનું ખાસ આસન એટલે કાયોત્સર્ગાસન કરવું, બેઠાં બેઠાં કરવો હોય તો પદ્માસનાદિનો આશ્રય લેવો ને સૂતાં સૂતાં કરવો હોય તો દંડાસનાદિનો ઉપયોગ કરવો. પછી વાણીને મૌન વડે સ્થિર કરવી અને મનને ધ્યાન વડે સ્થિર કરવું. તેમાં પ્રશસ્ત અધ્યવસાયોનો આશ્રય લેવો ને મલિન અધ્યવસાયોનું વિસર્જન કરવું. તાત્પર્ય કે કાયોત્સર્ગમાં કાયાના ઉત્સર્ગ ઉપરાંત વાણીનો તથા મનની મલિન વૃત્તિઓનો ઉત્સર્ગ પણ હોય છે, પરંતુ કાય-વ્યાપાર કે કાય-મમત્વનો ઉત્સર્ગ મુખ્ય હોવાથી તેને કાયોત્સર્ગ કહેવામાં આવે છે.

---

* 'ठाणेणं मोणेणं झाणेणं अप्पाणं वोसिरामि ।'

—૭ કાયોત્સર્ગસૂત્ર.

કેટલાક એમ માને છે કે ચિત્તની શુદ્ધિ કરવા માટે કાયાનું દમન કરવાની આવશ્યકતા નથી, પરંતુ કાયા અને વાણીનું દમન કર્યા વિના ચિત્તની શુદ્ધિ થતી નથી, એ દરેક મુમુક્ષુનો જાતિ-અનુભવ છે; એટલે પ્રથમ કાયાનું દમન, પછી વાણીનું દમન અને છેવટે ચિત્તનું દમન એ જ સુવિહિત ક્રમ છે અને તેને જ અહીં અનુસરવામાં આવ્યો છે.

(૩) કાયોત્સર્ગ કરવાના હેતુઓ.

'કાયોત્સર્ગ કયા હેતુઓ માટે કરવામાં આવે છે?' તેનો ઉત્તર ચૈત્યવંદન-ભાષ્યમાં આ રીતે આપવામાં આવ્યો છે:

"चउ तस्स उत्तरीकरण-पमुह सद्धाइआ य पण-हेऊ ।
वेयावच्चगरताइं तिण्णि इअ हेउ-बारसगं ॥ ५४ ॥"

'તસ્સ ઉત્તરીકરણ' પ્રમુખ ચાર હેતુઓ, 'સદ્ધાએ મેહાએ' પ્રમુખ પાંચ હેતુઓ અને 'વેયાવચ્ચગરાણં' પ્રમુખ ત્રણ હેતુઓ, એ રીતે કાયોત્સર્ગ કરવાના બાર હેતુઓ જાણવા. થોડાં વિવેચનથી આ વસ્તુને વધારે સ્પષ્ટ કરીશું. 'તસ્સ ઉત્તરી' પ્રમુખ ચાર હેતુઓનો અર્થ એ છે કે 'કાયોત્સર્ગ' (૧) પ્રથમ લાગેલાં પાપને આલોચવા માટે છે. (૨) તે પાપનો યથાયોગ્ય દંડ લેવા માટે છે. (૩) અંતરના મલને ટાળવા માટે છે અને (૪) સર્વ શલ્ય-રહિત થવા માટે છે. અહીં શલ્ય-શબ્દથી અનાલોચિત પાપ સમજવાનાં છે. 'સદ્ધાએ મેહાએ' પ્રમુખ પાંચ હેતુઓનો અર્થ એ છે કે કાયોત્સર્ગ (૫) શ્રદ્ધાની વૃદ્ધિ માટે છે. (૬) બુદ્ધિ નિર્મળ થવા માટે છે. (૭) ચિત્તની સ્વસ્થતા વધારવા માટે છે. (૮)

ધારણાની વૃદ્ધિ અર્થે છે અને (૯) **દ્વાદશ** અનુપ્રેક્ષાનાં ચિંતન આલંબન માટે છે.' 'વેયાવચ્ચગરાણં' પ્રમુખ ત્રણ હેતુઓનો અર્થ એ છે કે કાયોત્સર્ગ (૧૦) સંઘનું વૈયાવૃત્ય કરનાર, (૧૧) રોગાદિ-ઉપદ્રવોને શાંત કરનાર અને (૧૨) સમ્યગ-દૃષ્ટિઓને સમાધિ ઉપજાવનાર દેવ-દેવીઓનાં આરાધન-નિમિત્તે છે.

(૪) કાયોત્સર્ગનું હાર્દ

કાયોત્સર્ગનું હાર્દ સમજવા માટે આવશ્યક-નિર્યુક્તિની નીચેની ગાથાઓ પુનઃ પુનઃ મનન કરવા યોગ્ય છે :—

'वासी-चंदण-कप्पो, जो मरणे जीविए य सम-सण्णो ।
देहे य अपडिबद्धो, काउस्सग्गो हवइ तस्स ॥ १५४८ ॥'

'શરીરને કોઈ વાંસલાથી છેદી નાખે કે તેના પર ચંદનનો લેપ કરે અથવા જીવન ટકે કે તેનો જલદી અંત આવે, છતાં જે દેહ-ભાવનાથી ખરડાય નહીં અને મનને બરાબર સમભાવમાં રાખે, તેને કાયોત્સર્ગ થાય છે.'

'तिविहाणुवसग्गाणं, दिव्वाणं मणुसाण तिरियाणं ।
सम्ममहियासणाए, काउस्सग्गो हवइ सुद्धो ॥ १५४९ ॥'

'વ્યંતરાદિ-દેવો વડે, મ્લેચ્છાદિ-મનુષ્યોવડે અને સિંહાદિ-પશુઓ વડે કરાયેલા ત્રિવિધ ઉપસર્ગોને મધ્યસ્થ-ભાવથી સહન કરવાવડે કાયોત્સર્ગ શુદ્ધ થાય છે.'

"देह-मइ-जड्ड-सुद्धी, सुह-दुक्ख-तितिक्खया अणुप्पेहा ।
झायइ य सुहं झाणं, एयग्गो काउस्सग्गंमि ॥ १४६२ ॥"

કાયોત્સર્ગમાં એકાગ્ર થયેલો દેહની જડતા અને મતિની મંદતા દૂર કરે છે, સુખ-દુઃખની તિતિક્ષાવડે અનુપ્રેક્ષા અથવા તત્ત્વ-ચિંતન કરે છે અને શુભ ધ્યાનને ધ્યાવે છે.

તાત્પર્ય કે દેહાધ્યાસ ટાળીને સમભાવ-પૂર્વક શુભધ્યાનમાં સ્થિર થવું–એ કાયોત્સર્ગનું હાર્દ છે.

(૫) કાયોત્સર્ગના પ્રકારો

કાયોત્સર્ગ મુખ્યત્વે બે પ્રકારનો છે: એક 'ચેષ્ટા' અને બીજો 'અભિભવ'. તેમાં જે કાયોત્સર્ગ ગમનાગમન પછી, વિહાર પછી, દિવસના અંતે, રાત્રિના અંતે, પક્ષના અંતે, ચાતુર્માસના અંતે કે સંવત્સરના અંતે કરવામાં આવે છે, તે 'ચેષ્ટા-કાયોત્સર્ગ' કહેવાય છે. આ કાયોત્સર્ગનું કાલ-માન અમુક શ્વાસોચ્છ્વાસ-પ્રમાણ હોય છે અને જે કાયોત્સર્ગ તિતિક્ષા-શક્તિ કેળવવા માટે કે પરીષહોનો જય કરવા માટે ખંડેરમાં, સ્મશાનભૂમિમાં, અરણ્યમાં કે તેવી જ કોઈ વિકટ જગામાં જઈને કરવામાં આવે છે, તે 'અભિભવ-કાયોત્સર્ગ' કહેવાય છે. આ કાયોત્સર્ગનું કાલ-માન જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી બાર માસ સુધીનું હોય છે. અંતર્દૃષ્ટિ પામેલા મહાત્મા બાહુબલિએ એક જ સ્થાને ઊભા રહીને બાર માસ સુધી કાયોત્સર્ગ કર્યો હતો, એ ઘટના જૈનશાસ્ત્રોમાં સુપ્રસિદ્ધ છે. ધ્યાન-માર્ગમાં આગળ વધવા ઇચ્છનારે મુખ્યત્વે આ કાયોત્સર્ગનો આશ્રય લેવો જોઈએ.

(૬) કાયોત્સર્ગની સિદ્ધિ

કાયોત્સર્ગનું મુખ્ય પ્રયોજન ધ્યાન છે, એટલે ધ્યાનની

સિદ્ધિ થાય તો જ કાયોત્સર્ગની સિદ્ધિ થઈ ગણાય અને ધ્યાનની સિદ્ધિ કરવા ઇચ્છનારે ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રણનું જ્ઞાન મેળવવું આવશ્યક છે, એટલે કાયોત્સર્ગ કરનારે પણ ધ્યાતા, ધ્યેય અને ધ્યાનનું સ્વરૂપ સમજી લેવું જોઇએ.

**(૭) ધ્યાતા કે કાયોત્સર્ગ કરનારની યોગ્યતા**

શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના સાતમા પ્રકાશમાં ધ્યાતાનાં લક્ષણ આ રીતે દર્શાવ્યાં છે:

"अमुञ्चन् प्राणनाशेऽपि, संयमैकधुरीणताम् ।
परमप्यात्मवत् पश्यन्, स्वस्वरूपापरिच्युतः ॥ २ ॥

उपतापमसंप्राप्तः, शीत-वातातपादिभिः ।
पिपासुरमरीकारि, योगामृत-रसायनम् ॥ ३ ॥

रागादिभिरनाक्रान्तं, क्रोधादिभिरदूषितम् ॥
आत्मारामं मनः कुर्वन्, निर्लेपः सर्वकर्मसु ॥ ४ ॥

विरतः कामभोगेभ्यः, स्वशरीरेऽपि निःस्पृहः ।
संवेग-ह्रद-निर्मग्नः, सर्वत्र समतां श्रयन् ॥ ५ ॥

नरेन्द्रे वा दरिद्रे वा, तुल्य-कल्याण-कामनः ।
अमात्रकरुणापात्रं, भवसौख्य-पराङ्मुखः ॥ ६ ॥

सुमेरुरिव निष्कम्पः, शशीवानन्ददायकः ।
समीर इव निःसङ्गः, सुधीर्ध्याता प्रशस्यते ॥ ७ ॥"

'(૧) પ્રાણોનો નાશ થાય, તો પણ ચારિત્રમાં અગ્રેસરપણું ન મૂકનાર, (૨) બીજા જીવોને પોતાની માફક

જોનાર, (૩) સમિતિ-ગુપ્તિ આદિ પોતાનાં સ્વરૂપથી પાછો ન પડનાર, (૪) ટાઢ, તાપ, વાયુ આદિથી ખેદ ન પામનાર, (૫) અજરામર કરનાર યોગરૂપી અમૃત-રસાયણ પીવાની ઇચ્છા રાખનાર, (૬) રાગ-દ્વેષથી પરાભવ ન પામનાર, (૭) ક્રોધ, માન, માયા અને લોભથી દૂષિત નહિ થનાર, (૮) સર્વ કાર્યમાં નિર્લેપ રહેનાર, (૯) આત્મભાવમાં રમણ કરનાર, (૧૦) કામ-ભોગથી વિરક્ત થનાર, (૧૧) પોતાનાં શરીર ઉપર પણ નિસ્પૃહતા રાખનાર, (૧૨) સંવેગરૂપી હ્રદ(દ્રહ-સરોવર)માં મગ્ન થનાર, (૧૩) શત્રુ અને મિત્ર, સુવર્ણ અને પત્થર, તથા નિંદા અને સ્તુતિમાં સમભાવ રાખનાર, (૧૪) રાજા કે રંકના તુલ્ય કલ્યાણનો ઇચ્છુક, (૧૫) સર્વ જીવો પર કરુણા કરનાર, (૧૬) સંસારનાં સુખોથી પરાઙ્મુખ, (૧૭) ઉપસર્ગ-પરીષહમાં મેરુપર્વતની માફક અડોલ રહેનાર, (૧૮) ચંદ્રમાની માફક આનંદદાયક, (૧૯) વાયુની માફક નિઃસંગ અને (૨૦) સદ્બુદ્ધિવાળો ધ્યાતા (ધ્યાન સિદ્ધ કરવા માટે) પ્રશસ્ય (યોગ્ય) ગણાય છે.'

શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના ચતુર્થ પ્રકાશમાં એ વાત પણ સ્પષ્ટ શબ્દોમાં જણાવી છે કે—

'तपस्विनो मनःशुद्धिं, विनाभूतस्य सर्वदा ।
ध्यानं खलु मुधा चक्षुर्विकलस्येव दर्पणः ॥ ४४ ॥'

'જેમ આંખો વગરનાને દર્પણ નકામું છે, તેમ સર્વદા મનની શુદ્ધિ વગરના તપસ્વીને ધ્યાન નકામું છે.'

(૮) મનઃ-શુદ્ધિ ક્યારે થાય ?

અહીં એવો પ્રશ્ન થવા સંભવ છે કે 'મનઃશુદ્ધિ કેવી રીતે થાય ? અથવા મન પર કાબૂ કેવી રીતે મેળવી શકાય ?'

એનો ઉત્તર શ્રીઉત્તરાધ્યયનસૂત્રનાં ત્રેવીસમા અધ્યયનમાં આ રીતે અપાયેલો છેઃ

શ્રીકેશીમુનિ ગૌતમસ્વામીને પૂછે છેઃ

'अयं साहसिओ भीमो, दुट्ठस्सो परिधावई ।
जंसि गोयम ! आरूढो, कहं तेण न हीरसि ? ॥ ५५ ॥'

'હે ગૌતમ ! આ મહાસાહસિક ભયંકર અને દુષ્ટ ઘોડો ખૂબ દોડી રહ્યો છે. તે ઘોડા પર બેઠેલા તમે સીધે માર્ગે શી રીતે જઈ શકો છો ? તેનાથી ઉન્માર્ગે કેમ લઈ જવાતા નથી ?'

પ્રત્યુત્તરમાં ગૌતમસ્વામી કહે છેઃ

'पहावंतं निगिण्हामि, सुय-रस्सी-समाहियं ।
न मे गच्छइ उम्मग्गं, मग्गं च पडिवज्जइ ॥ ५६ ॥'

'તે વેગથી દોડતા મારા ઘોડાને શાસ્ત્રરૂપી લગામથી વશમાં રાખું છું. જ્ઞાન-લગામથી વશ થયેલો તે ઉન્માર્ગે ન જતાં સન્માર્ગે જાય છે.'

એનો ઉપસંહાર કરતાં શાસ્ત્રકાર કહે છેઃ

'अस्सअ इइ के वुत्ते ?, केसी गोयममब्बवी ।
तओ केसिं बुवंतं तु, गोयमो इणमब्बवी ॥ ५७ ॥'

'કેશીમુનિએ ગૌતમસ્વામીને કહ્યું, તે ઘોડો કોને કહો છો ?' આ પ્રમાણે બોલતા કેશીમુનિને ગૌતમસ્વામીએ કહ્યુંઃ

'मणो साहस्सिओ भीमो, दुट्ठस्सो परिधावइ ।
तं सम्मं तु निगिण्हामि, धम्मसिक्खाइ कंथगं ॥ ५८ ॥'

'મન એ જ સાહસિક, ભયંકર અને દુષ્ટ ઘોડો છે. તે [ સંસારના વિવિધ વિષયો તરફ ] આમ તેમ દોડી રહ્યો છે. પરંતુ જાતિમાન્ ઘોડાની જેમ ધર્મશિક્ષા વડે હું તેનો સમ્યગ્ નિગ્રહ કરું છું.'

શ્રીકેશીમુનિ આ પ્રત્યુત્તરથી સંતુષ્ટ થાય છે. તાત્પર્ય કે મનઃ-શુદ્ધિ કરવા માટે અથવા મનને કાબૂમાં રાખવા માટે મહર્ષિઓએ શાસ્ત્રમાં જે જે ઉપાયો બતાવ્યા છે, તેનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવું જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો તમામ પ્રકારની ધર્મશિક્ષા મનની શુદ્ધિ માટે જ કહેલી છે. એટલે તેનું વિધિ-પૂર્વક અનુસરણ એ જ મનને શુદ્ધ કરવાનો—મનને કાબૂમાં રાખવાનો ઉપાય છે. સમ્યગ્દર્શનથી મનનો વેગ ધ્યેય તરફ કેન્દ્રિત થાય છે, સમ્યગ્જ્ઞાનથી ક્રોધ, માન, માયા અને લોભરૂપ મનનો મેલ ધોવાઈ જાય છે અને પાંચ મહાવ્રત તથા સમિતિ-ગુપ્તિરૂપ સમ્યક્ચારિત્રથી મનનો વિક્ષેપ ક્રમશઃ ઘટતો જાય છે અને છેવટે એકાગ્રતાને પામી લય થઈ જાય છે. આ વાત ધ્યાનના વિષયમાં વધારે સ્પષ્ટ કરવામાં આવી છે.

(૯) ધ્યેયના પ્રકારો

ધ્યાતાની યોગ્યતા પછી ધ્યેયનો વિચાર આવે છે. આ ધ્યેય જૈન મહર્ષિઓએ ચાર પ્રકારનું માનેલું છે: (૧) પિંડસ્થ, (૨) પદસ્થ, (૩) રૂપસ્થ અને (૪) રૂપાતીત. તેમાં

પિંડસ્થ ધ્યેયનું ધ્યાન પાર્થિવી, આગ્નેયી, મારુતી, વારુણી અને તત્ત્વભૂ એ પાંચ ધારણાઓ વડે થાય છે; પદસ્થ ધ્યેયનું ધ્યાન માતૃકાપદો કે નમસ્કારાદિ પવિત્ર મંત્રના અક્ષરોવડે થાય છે; રૂપસ્થ ધ્યેયનું ધ્યાન શ્રીઅરિહંત ભગવંતનાં સ્વરૂપનું ચિંતન કરવાવડે થાય છે અને રૂપાતીત ધ્યેયનું ધ્યાન નિરંજન-નિરાકાર સિદ્ધ પરમાત્માનાં સ્વરૂપનું ચિંતન કરવાવડે થાય છે.*

યોગ-વિશારદોએ એ વાત નક્કી કરી છે કે જેવા પ્રકારનું ધ્યેય હોય, તેવા પ્રકારનું ધ્યાન થાય અને જેવા પ્રકારનું ધ્યાન થાય, તેવા પ્રકારનું જ ફળ મળે. શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના નવમા પ્રકાશમાં આ સિદ્ધાંતનો નિર્દેશ કરતાં જણાવ્યું છે કે—

'वीतरागो विमुच्येत, वीतरागं विचिन्तयन् ।
रागिणं तु समालम्ब्य, रागी स्यात् क्षोभणादिकृत् ॥ १३ ॥'

રાગ-રહિતનું ધ્યાન ધરતાં આત્મા વીતરાગ બને છે અને સર્વ કર્મથી મુક્ત થાય છે, જ્યારે રાગીઓનું આલંબન લેનારો આત્મા વૃત્તિઓને ક્ષોભ પમાડનારી સરાગતાને પામે છે (અને એ રીતે કર્મથી લિપ્ત થઈ સંસારમાં પરિભ્રમણ કરે છે).

* વૈદિક-સંપ્રદાયમાં ધ્યેય પરત્વે ધ્યાનના બે પ્રકારો માનેલા છેઃ એક સગુણ અને બીજું નિર્ગુણ. તેમાં વિષ્ણુ, અગ્નિ, સૂર્ય, ભ્રૂ-મધ્ય કે પુરુષનું ધ્યાન તે સગુણ કહેવાય છે અને સચ્ચિદાનંદરૂપ બ્રહ્મથી પોતાનો અભેદ સ્વીકારી જે ધ્યાન કરવામાં આવે છે, તે નિર્ગુણ કહેવાય છે.

'नासद्-ध्यानानि सेव्यानि, कौतुकेनापि किं त्विह ।
स्वनाशायैव जायन्ते, सेव्यमानानि तानि यत् ॥ १४ ॥'

'તેથી કેવળ કૌતુક માટે પણ અસદ્-ધ્યાનોનું અવલંબન લેવું નહિ, કેમકે તે અસદ્-ધ્યાનો સેવવાથી પોતાનો જ નાશ થાય છે.'

(૧૦) ધ્યાનની વ્યાખ્યા

'ધ્યાન કોને કહેવાય?' એ પ્રશ્નનો ઉત્તર શાસ્ત્રકાર મહર્ષિઓએ આ રીતે આપ્યો છે:

'जं थिरमज्झवसाणं तं झाणं, जं चलं तयं चिन्तं ।'

આત્માના જે અધ્યવસાયો 'સ્થિર' એટલે વ્યવસ્થિત કે વિષયાનુરૂપ હોય તે ધ્યાન કહેવાય છે અને જે અધ્યવસાયો 'ચલ' એટલે અનવસ્થિત હોય, તે ચિન્ત અથવા ચિન્તન કહેવાય છે.

'ગાયને ચાર પગ છે, બે શીંગડાં છે, ગળે કંબળ-ગોદડી છે, સ્વભાવની તે ગરીબ છે' વગેરે વિચારો ગાયનું ધ્યાન કહેવાય; અને 'ગાય માયાળુ પ્રાણી છે, પરંતુ તે ભેંસ કરતાં ઓછું દૂધ દે છે. ભેંસ બસો રૂપિયામાં આવે છે. ગિરની ભેંસો વખણાય છે. એ ભેંસોનું ઘી ઉત્તમ થાય છે. એ ઘી પોરબંદરની એક પેઢી વેચે છે. એ પેઢીએ આવું ઘી વેચીને ઘણો નફો કર્યો.' વગેરે વિચારોમાં ગાયનું ધ્યાન નથી, પણ તે ચિત્ત-મનની ચિન્તનાત્મક વૃત્તિઓ છે.

પાતંજલ યોગશાસ્ત્રમાં ચિત્તની પાંચ વૃત્તિઓ કહેલી છેઃ (૧) ક્ષિપ્ત, (૨) મૂઢ, (૩) વિક્ષિપ્ત, (૪) એકાગ્ર અને

(૫) નિરુદ્ધ. તેમાં પ્રથમની ત્રણ અવસ્થાઓને ધ્યાન-રહિત માની છે, ચોથી અવસ્થામાં ધ્યાન માન્યું છે અને પાંચમી અવસ્થામાં સમાધિ માનેલી છે. પરંતુ શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના બારમા પ્રકાશમાં સ્વાનુભવથી તેના ચાર પ્રકારો માનેલા છે:

'इह विक्षिप्तं यातायातं, श्लिष्टं तथा सुलीनं च ।
चेतश्चतुःप्रकारं तज्ज्ञ-चमत्कारकारि भवेत् ॥ २ ॥'

'મન ચાર પ્રકારનું છે: (૧) વિક્ષિપ્ત, (૨) યાતાયાત, (૩) શ્લિષ્ટ અને (૪) સુલીન. તે એના જાણકારોને ચમત્કાર કરનારું થાય છે.'

તેનું સ્વરૂપ દર્શાવતાં કહ્યું છે કે—

'विक्षिप्तं चलमिष्टं, यातायातं च किमपि सानन्दम् ।
प्रथमाभ्यासे द्वन्द्वमपि, विकल्पविषयग्रहं तत् स्यात् ॥ ३ ॥'

'વિક્ષિપ્ત મનને ચપલતા ઇષ્ટ છે અને યાતાયાત મન કંઈક આનંદવાળું છે. પ્રથમ અભ્યાસમાં આ બંને જાતનાં મન હોય છે અને તેમનો વિષય વિકલ્પને ગ્રહણ કરવાનો છે.'

વિક્ષિપ્ત મન અનેક જાતના વિક્ષેપોને લીધે જરા પણ સ્થિર થતું નથી, ત્યારે યાતાયાત મન થોડી વાર સ્થિરતા અનુભવે છે અને પાછી તે સ્થિરતા ચાલી જાય છે. જ્યાં સુધી તે સ્થિર રહે છે, ત્યાં સુધી આનંદનો અનુભવ થાય છે. એટલે તેને કંઈક આનંદવાળું કહ્યું છે.

'श्लिष्टं स्थिररसानन्दं, सुलीनमतिनिश्चलं परानन्दम् ।
तन्मात्रकविषयग्रहमुभयमपि बुधैस्तदाम्नातम् ॥ ४ ॥'

'શ્લિષ્ટ નામની ત્રીજી અવસ્થા સ્થિરતા અને આનંદ-વાળી છે, તથા સુલીન નામની ચોથી અવસ્થા નિશ્ચલ અને પરમાનંદવાળી છે. આ બે અવસ્થાઓને ગ્રહણનો વિષય તન્માત્રતા છે-એમ જ્ઞાનીઓએ કહ્યું છે.'

શ્લિષ્ટાવસ્થામાં સ્થિરતા વિશેષ હોય છે અને અસ્થિરતા થોડી હોય છે, તેથી તેમાં વિશેષ આનંદ આવે છે અને ચોથી સુલીન અવસ્થામાં મનની બધી વૃત્તિઓ લય પામી જાય છે, એટલે નિશ્ચલતા પ્રાપ્ત થાય છે, અને તેના લીધે પરમાનંદનો અનુભવ થાય છે.

(૧૧) ધ્યાનનો કાલ

એક વસ્તુ અંગેના અધ્યવસાયો ક્યાં સુધી સ્થિર રહે છે? અથવા ધ્યાનનો કાલ શું? તેનો ઉત્તર એ છે કે–

'अंतोमुहुत्तमेत्तं, चित्तावत्थाणमेगवत्थुंमि ।
छउमत्थाणं झाणं, जोग-निरोहो जिणाणं तु ॥'

'એક વસ્તુમાં અંતર્મુહૂર્ત સુધી મનને સ્થિર કરી રાખવું તે છદ્મસ્થોનું ધ્યાન છે અને યોગનો નિરોધ કરવો, તે જિનોનું ધ્યાન છે.'

કહેવાનું તાત્પર્ય એ છે કે આત્માએ જ્યાં સુધી કૈવલ્ય-વસ્થાની પ્રાપ્તિ કરી નથી, ત્યાં સુધી એટલે કે છદ્મસ્થાવસ્થામાં

એક વસ્તુમાં અંતર્મુહૂર્ત સુધી મન સ્થિર થાય તેને ધ્યાન કહે છે. જે જિનો છે, એટલે કે કેવલ્યવસ્થાને પામેલા છે, તેમનાં ભાવમનનો નાશ થયેલો હોવાથી તેમને મન-સંબંધી ધ્યાન નથી, પણ યોગના નિરોધરૂપ ધ્યાન હોય છે.

(૧૨) ધ્યાનના પ્રકારો

જૈન મહર્ષિઓએ ધ્યાન ચાર પ્રકારનું માનેલું છેઃ (૧) આર્ત્ત, (૨) રૌદ્ર, (૪) ધર્મ અને (૪) શુક્લ. તેમાં પ્રથમનાં બે ત્યાજ્ય છે અને છેલ્લાં બે ઉપાદેય છે. જૈનાગમોમાં કહ્યું છે કે—

"अट्टं रुद्दं धम्मं सुक्कं, झाणाईं तत्थ अंताइं ।
निव्वाण-साहणाइं, भवकारणमट्ट-रुद्दाइं ॥"

'આર્ત્ત, રૌદ્ર, ધર્મ અને શુક્લ એ ચાર પ્રકારનાં ધ્યાનો છે. તેમાં અંતનાં બે નિર્વાણનાં સાધનો છે અને આર્ત્ત તથા રૌદ્ર ભવ-વૃદ્ધિનાં કારણ છે.'

કાયોત્સર્ગમાં આર્ત્ત અને રૌદ્ર ધ્યાનનો આશ્રય લેવાથી રાજર્ષિ પ્રસન્નચંદ્રે સાતમી નારકીને યોગ્ય કર્મ-દલો સંચિત કર્યાં હતાં અને પુનઃ ધર્મધ્યાન તથા શુક્લધ્યાન પર આરૂઢ થતાં તે કર્મોનો સંપૂર્ણ ક્ષય કર્યો હતો અને તેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું હતું, એ શાસ્ત્રપ્રસિદ્ધ બીના છે.

ધર્મધ્યાનના ચાર ભેદો છેઃ (૧) આજ્ઞા-વિચય, (૨)

ગઈ અને તેના માથે આળ નાખી પોકાર કરવા લાગી. એટલે સિપાઈ-ઓએ આવીને તેને પકડી લીધો અને સવારે રાજા આગળ રજૂ કર્યો. રાજાએ રાત્રિના સમયે ભીંતની પાછળ રહીને આ બધી હકીકત જાણી હતી, એટલે તેને છોડી મૂક્યો અને તેનાં ચરિત્રની પ્રશંસા કરીને રાજાનો સામંત બનાવ્યો. તે દિવસથી વંકચૂલે ચોરીનો ધંધો છોડી દીધો અને નિયમોમાં દૃઢ શ્રદ્ધાળુ થઈ સન્માર્ગમાં રહેવાનું શરુ કર્યું.

એક વખત વંકચૂલને પેટ-પીડ ઊપડી અને તેમાંથી બીજાં દર્દો લાગુ પડ્યાં. વૈદ્યોએ ઘણી દવા કરી પણ કોઈની કારી ફાવી નહિ. છેવટે રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે ‘જે કોઈ વંકચૂલનું દર્દ મટાડશે, તેને યથેચ્છ દાન આપીશ.’ ત્યારે એક વૈદ્યે તેની ચિકિત્સા કરીને કહ્યું કે ‘જો એને કાગડાનું માંસ ખવડાવો, તો દર્દ મટી જશે.’ પરંતુ વંકચૂલે પોતાના નિયમને યાદ કરીને કહ્યું કે ‘દેહ પડવો હોય તો ભલે પડે, પણ હું કાગડાનું માંસ ખાઈશ નહિ.’

પછી રાજાએ તેની સારવારમાં જિનદાસ નામના એક શ્રાવકને મોકલ્યો. તેણે વંકચૂલના નિયમોની પ્રશંસા કરીને કહ્યું કે ‘હે મિત્ર! આ જીવ એકલો જ આવે છે ને એકલો જ જાય છે. સર્વ પદાર્થો અનિત્ય છે, માટે તારે દેહ, કુટુંબ કે ધન-વૈભવ પર મોહ ન રાખવો.’ એ સાંભળી વંકચૂલે સર્વ વસ્તુઓ પરનો મોહ છોડી દીધો અને ચાર શરણ અંગીકાર કરીને નમસ્કાર-મંત્રનું ધ્યાન ધરતાં ધરતાં દેહ છોડ્યો. આથી તે બારમા દેવલોકે ઉત્પન્ન થયો. તાત્પર્ય કે વંકચૂલે પ્રથમ શરમના લીધે–અંતરના ઉલ્લાસ વિના પ્રત્યાખ્યાન લીધું હતું, પણ કાલાંતરે તેમાં ઉલ્લાસ દાખલ થયો અને તે ભાવ-પ્રત્યાખ્યાન બની ગયું. એટલે દ્રવ્ય-પ્રત્યાખ્યાન ભાવ-પ્રત્યાખ્યાનનું કારણ છે, અને તેથી ઉપાદેય છે.

**(૯) ભાવ-પ્રત્યાખ્યાનના ભેદ-પ્રભેદો**

ભાવ-પ્રત્યાખ્યાનના ભેદ-પ્રભેદો પચ્ચક્ખાણ-સૂત્રોનાં વિવરણ-પ્રસંગે જણાવેલા છે, એટલે અહીં તેનો વિસ્તાર નહિ કરીએ, પણ તેનું સમગ્ર સ્વરૂપ ખ્યાલમાં આવી જાય તે માટે તેની તાલિકા રજૂ કરીશું.

**પ્રત્યાખ્યાન**

- મૂલગુણ-પ્રત્યાખ્યાન
  - સર્વમૂલ૦
    - પહેલું મહાવ્રત.
    - બીજું મ૦
    - ત્રીજું મ૦
    - ચોથું મ૦
    - પાંચમું મ૦
  - દેશમૂલ૦
    - સ્થૂલ પ્રા૦
    - સ્થૂલ મૃ૦
    - સ્થૂલ અ૦
    - પરદારા૦
    - પરિગ્રહ-પરિમાણ-વ્રત
- ઉત્તરગુણ-પ્રત્યાખ્યાન
  - સર્વ ઉત્તર૦
    - ૧ અનાગત
    - ૨ અતિક્રાંત
    - ૩ કોટિ-સહિત
    - ૪ નિયંત્રિત
    - ૫ સાગાર
    - ૬ અનાગાર
    - ૭ કૃત-પરિમાણ
    - ૮ નિરવશેષ
    - ૯ સંકેત →
    - ૧૦ અદ્ધા →
  - દેશ ઉત્તર૦ →

૯—સંકેત

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| અંગુટ્ઠ સ૦ | મુટ્ઠિ સ૦ | ગંઠિ સ૦ | ઘર સ૦ | સેઉ સ૦ | સાસ સ૦ | થિબુઅ સ૦ | જોઈ સ૦ |

૧૦—અદ્ધા

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| નમુક્કાર-સ૦ | પોરિસી સાડ્ઢપોરિસી | પુરિમડ્ઢ-અવડ્ઢ | એગાસણ | એગલઠાણ | આયંબિલ | ઉપવાસ | ચરિમ | અભિગ્રહ | વિગઈત્યાગ |

દેશ ઉત્તર૦

- દિગ્વ્રત
- ઉપભોગ-પરિભોગ-પરિમાણ
- અનર્થદંડ-વિરમણ
- સામાયિક
- દેશાવકાશિક
- પોષધોપવાસ
- અતિથિ-સંવિભાગ

અહીં એટલું સ્પષ્ટીકરણ કરવા ઇચ્છીએ છીએ કે પ્રત્યાખ્યાનનું મુખ્ય ધ્યેય પાંચ મહાવ્રતો છે કે જેને સર્વમૂલગુણ-પ્રત્યાખ્યાન કહેવામાં આવે છે અને તેનું પાલન કરવાની યોગ્યતા આવે તે માટે જ બાકીનાં પ્રત્યાખ્યાનોની યોજના છે.

ઉત્તરગુણ-પ્રત્યાખ્યાનમાં સર્વ ઉત્તરગુણ-પ્રત્યાખ્યાન મહત્ત્વનો ભાગ ભજવે છે અને તેના દશ ભેદોની 'દશ પ્રત્યાખ્યાન' તરીકે ખાસ પ્રસિદ્ધિ છે. આ દશ પ્રત્યાખ્યાનોમાં સંકેત અને અદ્ધાનો પ્રચાર વિશેષ છે, કારણ કે તેની યોજના જીવોના અલ્પ-બહુ સામર્થ્યને લક્ષ્યમાં રાખીને કરવામાં આવી છે. જે જીવોથી વધારે ન બની શકતું હોય તે પ્રથમ અંગુટ્ઠ-સહિયં, મુટ્ઠિ-સહિયં વગેરે સાંકેતિક પ્રત્યાખ્યાનો શરુ કરે અને તેનો અભ્યાસ થયે નોકારસી, પોરિસી, સાડ્ઢપોરિસી, પુરિમડ્ઢ અને અવડ્ઢનાં પ્રત્યાખ્યાનો ગ્રહણ કરે. આ પ્રત્યાખ્યાનોનું બરાબર પાલન થાય એટલે એગાસણ, એગલઠાણ અને આયંબિલ કરે તથા બની શકે તેટલો વિકૃતિનો ત્યાગ કરે. પછી તેઓ ઉપવાસ, છટ્ઠ, અટ્ઠમ તથા તેથી ભારે તપશ્ચર્યાઓ પણ સરલતાથી કરી શકશે. જે જીવોએ આવાં પ્રત્યાખ્યાનો દ્વારા આત્મ-બલ કેળવ્યું છે, તેઓ અટ્ઠાઈઓ (આઠ ઉપવાસ), સોળ ઉપવાસ, માસ-ખમણ (ત્રીસ ઉપવાસ) તથા બે, ત્રણ, ચાર, પાંચ અને છ માસના ઉપવાસ પણ સુખપૂર્વક કરી શકે છે.

(૧૦) ૭ સિદ્ધાંતો.

ભાવ-પ્રત્યાખ્યાનની ભવ્યતા બરાબર જળવાઈ રહે તે માટે શાસ્ત્રકારોએ છ સિદ્ધાંતોની પ્રરૂપણા કરી છે, તે બરાબર લક્ષ્યમાં રાખવા જેવી છે. **સ્પર્શના** એટલે ઉચિત કાલે વિધિપૂર્વક પ્રત્યાખ્યાન કરવું. **પાલના** એટલે પ્રત્યાખ્યાનનો હેતુ ખ્યાલમાં રાખી તે પ્રમાણે વર્તવું. **શોભના** એટલે પ્રત્યાખ્યાન પારતાં પહેલાં અતિથિને દાન દેવું. **તીરણા** એટલે પ્રત્યાખ્યાનનો સમય પૂરો થવા છતાં ધૈર્ય રાખીને થોડો અધિક સમય જવા દેવો. મતલબ કે પ્રત્યાખ્યાન કરનારે પારણાં માટે ઉતાવળ કરવી નહિ કે 'હવે કેટલી વાર છે?' 'ક્યારે થશે?' વગેરે ચિંતન કરવું નહિ, શબ્દ-પ્રયોગો કરવા નહિ કે કાય-ચેષ્ટા કરવી નહિ. આ પ્રસંગે ધૈર્ય રાખવું, શાંતિ રાખવી અને બને ત્યાં સુધી બીજાને અડચણ કે ઉપાધિ ન થાય તે રીતે પારણું કરવું. **કીર્તના** એટલે પ્રત્યાખ્યાન પૂરું થયે તેનું ઉત્સાહ-પૂર્વક સ્મરણ કરવું, નહિ કે તેને ઉગ્ર યા આકરું માની તેમાંથી મુક્ત થયાનો સંતોષ માનવો. કીર્તનાને લીધે પ્રત્યાખ્યાન ફરી ફરીને કરવાનું મન થાય છે અને એ રીતે તેનો અભ્યાસ વધે છે. **આરાધના** એટલે પ્રત્યાખ્યાન કર્મ-ક્ષયનો હેતુ લક્ષ્યમાં રાખીને જ કરવું.

(૧૧) પ્રત્યાખ્યાનની નવ કોટિ

પ્રત્યાખ્યાન એક કોટિથી માંડીને નવ કોટિ સુધી આ રીતે લેવાય છે:

**એક કોટિ-પ્રત્યાખ્યાન:** કાયાથી કરવું નહિ.

**બે કોટિ-પ્રત્યાખ્યાન :** વચનથી કરવું નહિ, કાયાથી કરવું નહિ.

**ત્રણ કોટિ-પ્રત્યાખ્યાન :** મનથી કરવું નહિ, વચનથી કરવું નહિ, કાયાથી કરવું નહિ.

**ચાર કોટિ-પ્રત્યાખ્યાન :** કાયાથી કરાવવું નહિ, એ એક કોટિ ઉપરમાં વધારે.

**પાંચ કોટિ-પ્રત્યાખ્યાન :** વચનથી કરાવવું નહિ, એ એક કોટિ ઉપરમાં વધારે.

**છ કોટિ-પ્રત્યાખ્યાન :** મનથી કરાવવું નહિ, એ એક કોટિ ઉપરમાં વધારે.

**સાત કોટિ-પ્રત્યાખ્યાન :** કાયાથી અનુમોદવું નહિ, એ એક કોટિ ઉપરમાં વધારે.

**આઠ કોટિ પ્રત્યાખ્યાન :** વચનથી અનુમોદવું નહિ, એ એક કોટિ ઉપરમાં વધારે.

**નવ કોટિ-પ્રત્યાખ્યાન :** મનથી અનુમોદવું નહિ, એ એક કોટિ ઉપરમાં વધારે.

એટલે નવકોટિ—પ્રત્યાખ્યાન કરનાર મન, વચન અને કાયાથી કરે નહિ, કરાવે નહિ કે કરતાંને સારું જાણે નહિ.

**(૧૨) પ્રત્યાખ્યાનના ઓગણપચાસ ભાંગા.**

મન, વચન અને કાયા એ ત્રણ યોગ કહેવાય છે, અને કરવું નહિ, કરાવવું નહિ તથા અનુમોદવું નહિ એ ત્રણ કરણ કહેવાય છે. આ કરણ અને યોગના સંયોજનથી પ્રત્યાખ્યાનના કુલ ૪૯ ભાંગા બને છે. તે આ પ્રમાણે :

**એક કરણ એક યોગે નવ ભાંગા :** (૧) મનથી કરું નહિ. (૨) વચનથી કરું નહિ. (૩) કાયાથી કરું નહિ. (૪) મનથી કરાવું નહિ. (૫) વચનથી કરાવું નહિ. (૬) કાયાથી કરાવું નહિ. (૭) મનથી અનુમોદું નહિ. (૮) વચનથી અનુમોદું નહિ. (૯) કાયાથી અનુમોદું નહિ.

**એક કરણ બે યોગે નવ ભાંગા :** (૧) મન-વચનથી કરું નહિ. (૨) મન-કાયાથી કરું નહિ. (૩) વચન-કાયાથી કરું નહિ. (૪) મન-વચનથી કરાવું નહિ. (૫) મન-કાયાથી કરાવું નહિ. (૬) વચન-કાયાથી કરાવું નહિ. (૭) મન-વચનથી અનુમોદું નહિ. (૮) મન-કાયાથી અનુમોદું નહિ. (૯) વચન-કાયાથી અનુમોદું નહિ.

**એક કરણ ત્રણ યોગે ત્રણ ભાંગા :** (૧) મન-વચન-કાયાથી કરું નહિ. (૨) મન-વચન-કાયાથી કરાવું નહિ. (૩) મન-વચન-કાયાથી અનુમોદું નહિ.

**બે કરણ એક યોગે નવ ભાંગા :** (૧) મનથી કરું-કરાવું નહિ. (૨) વચનથી કરું-કરાવું નહિ. (૩) કાયાથી કરું-કરાવું નહિ. (૪) મનથી કરું-અનુમોદું નહિ. (૫) વચનથી કરું-અનુમોદું નહિ. (૬) કાયાથી કરું-અનુમોદું નહિ. (૭) મનથી કરાવું-અનુમોદું નહિ. (૮) વચનથી કરાવું-અનુમોદું નહિ. (૯) કાયાથી કરાવું-અનુમોદું નહિ.

**બે કરણ બે યોગે નવ ભાંગા :** (૧) મન-વચનથી કરું-કરાવું નહિ. (૨) મન-કાયાથી કરું-કરાવું નહિ. (૩) વચન-કાયાથી કરું-કરાવું નહિ. (૪) મન-વચનથી કરું-અનુમોદું

નહિ. (૫) મન-કાયાથી કરું-અનુમોદું નહિ. (૬) વચન-કાયાથી કરું-અનુમોદું નહિ. (૭) મન-વચનથી કરાવું-અનુમોદું નહિ. (૮) મન-કાયાથી કરાવું-અનુમોદું નહિ. (૯) વચન-કાયાથી કરાવું-અનુમોદું નહિ.

**બે કરણ ત્રણ યોગે ત્રણ ભાંગા:** મન-વચન-કાયાથી કરું નહિ-કરાવું નહિ. (૨) મન-વચન-કાયાથી કરું-અનુમોદું નહિ. (૩) મન-વચન-કાયાથી કરાવું-અનુમોદું નહિ.

**ત્રણ કરણ એક યોગે ત્રણ ભાંગા:** (૧) મનથી કરું-કરાવું-અનુમોદું નહિ. (૨) વચનથી કરું-કરાવું-અનુમોદું નહિ. (૩) કાયાથી કરું-કરાવું-અનુમોદું નહિ.

**ત્રણ કરણ બે યોગે ત્રણ ભાંગા:** (૧) મન-વચનથી કરું-કરાવું-અનુમોદું નહિ. (૨) મન-કાયાથી કરું-કરાવું-અનુમોદું નહિ. (૩) વચન-કાયાથી કરું-કરાવું-અનુમોદું નહિ.

**ત્રણ કરણ ત્રણ યોગે એક ભાંગો:** મન-વચન-કાયાથી કરું-કરાવું-અનુમોદું નહિ.

આ રીતે ૯ + ૯ + ૩ + ૯ + ૯ + ૩ + ૩ + ૩ + ૧ મળી કુલ ભાંગા ઓગણપચાસ થાય છે.

**(૧૩) પ્રત્યાખ્યાનનું પાલન**

પ્રત્યાખ્યાન નાનું હોય કે મોટું, પણ તે લીધા પછી યથાર્થપણે પાળવું જોઈએ. તેમ કરવાથી મનની મક્કમતા કેળવાય છે, ત્યાગની તાલીમ મળે છે, ચારિત્રગુણની ધારણા

થાય છે, આસ્રવનો નિરોધ થાય છે, તૃષ્ણાનો ઉચ્છેદ થાય છે અને અતુલ ઉપશમગુણની પ્રાપ્તિ થાય છે. 'ડગલું ભર્યું કે ના હઠવું, ના હઠવું' એ સિદ્ધાંત પ્રત્યાખ્યાનની બાબતમાં બરાબર લાગુ કરવો ઘટે છે. પ્રત્યાખ્યાન લઈને ભાંગનારા મહાદોષના ભાગી થાય છે અને તેમનાં ભવ-ભ્રમણનો અંત આવતો નથી.

સુજ્ઞજનો પ્રત્યાખ્યાનનો પરમાર્થ સમજી તેમાં ઉત્સાહવંત થાય અને આત્મ-હિતની સાધના કરે-એ જ અભ્યર્થના. ઇતિ.

---

'સાધુ અને શ્રાવક પાંચ પ્રકારના આચારની વિશુદ્ધિ માટે ગુરુ સાથે પ્રતિક્રમણ કરે અને તેવો યોગ ન હોય તો એકલો પણ કરે.' (પરંતુ તે વખતે ગુરુની સ્થાપના અવશ્ય કરે. સ્થાપનાચાર્યનો વિધિ પહેલાં દર્શાવેલો છે.)

### ૩ શુદ્ધિ

શુદ્ધિપૂર્વક કરાયેલી ક્રિયા અત્યંત ફલદાયક થાય છે, માટે પ્રતિક્રમણ કરનારે શરીર, વસ્ત્ર અને ઉપકરણની શુદ્ધિ જાળવવી.*

### ૪ ભૂમિ-પ્રમાર્જન

પ્રતિક્રમણ માટે પાઉંછણ કે કટાસણું બિછાવતાં પહેલાં ચરવળા વતી ભૂમિનું પ્રમાર્જન કરવું.

### ૫ અધિકાર

પ્રતિક્રમણ સાધુ અને શ્રાવકે સવાર-સાંઝ નિયમિત કરવાનું છે.× તેમાં જે શ્રાવકો વ્રતધારી ન હોય તેણે પણ પ્રતિક્રમણ કરવાનું છે, કારણ કે તે ત્રીજા વૈદ્યનાં ઔષધ-સમાન હોવાથી

* ઉપકરણોની વિગત માટે જુઓ—પ્રબોધટીકા ભાગ ૧લો, પરિશિષ્ટ પાંચમું.

× "सपडिक्कमणं धम्मो, पुरिमस्स य पच्छिमस्स य जिणस्स ।
मज्झिमगाण जिणाणं, कारणजाए पडिक्कमणं ॥"

—આ. નિ.

—પ્રથમ અને છેલ્લા તીર્થંકરના સમયમાં ચારિત્રધર્મ પ્રતિક્રમણ-થી યુક્ત છે અને મધ્યના બાવીસ તીર્થંકરોના સમયમાં કારણ ઉત્પન્ન થતાં-અતિચાર લાગ્યો હોય, તો જ પ્રતિક્રમણ કરવાનું છે.

અત્યંત હિતકારી છે. એક રાજાની પાસે ત્રણ વૈદ્યો આવ્યા. તેમાં પહેલા વૈદ્ય પાસે એવું રસાયણ હતું કે જો વ્યાધિ હોય તો મટાડે અને ન હોય તો નવો ઉત્પન્ન કરે. બીજા વૈદ્ય પાસે એવું ઔષધ હતું કે જો વ્યાધિ હોય તો મટાડે અને ન હોય તો નવો ઉત્પન્ન ન કરે. અને ત્રીજા વૈદ્ય પાસે એવું ઔષધ હતું કે જો વ્યાધિ હોય તો મટાડે અને ન હોય તો સર્વ અંગોને પુષ્ટિ આપી ભવિષ્યમાં થનારા વ્યાધિઓને અટકાવે.

પ્રતિક્રમણ અતિચારો લાગ્યા હોય તો તેની શુદ્ધિ કરે છે અને ન લાગ્યા હોય તો ચારિત્રધર્મની પુષ્ટિ કરે છે. *

૬ પ્રકીર્ણ સૂચના

પ્રતિક્રમણ સમુદાય સાથે બેસીને કરવામાં આવતું હોય, ત્યારે વડીલનો બરાબર વિનય જાળવવો, શાંતિ અને શિસ્તનું પાલન કરવું તથા પોતાને આદેશ મળ્યો હોય, તે સૂત્ર બોલવામાં ઉપયોગ રાખવો.

સૂત્રો સંહિતા-પૂર્વક બોલવાં અને તે વખતે અર્થનો ઉપયોગ પણ રાખવો

જ્યાં જ્યાં જે જે પ્રકારની મુદ્રા રાખવાનું કહ્યું હોય, ત્યાં ત્યાં તે તે પ્રકારની મુદ્રાઓ કરવી.

* પ્રતિક્રમણનો પરમાર્થ સમજવા માટે જુઓ—પ્રબોધટીકા ભાગ-૨, પરિશિષ્ટ બીજું: 'પ્રતિક્રમણ અથવા પાપમોચનની પવિત્ર ક્રિયા.'

પ્રતિક્રમણની વિધિના હેતુઓ બરાબર સમજી તે પ્રમાણે લક્ષ્ય રાખી વર્તવામાં યત્નશીલ થવું.

અંતરના ઉલ્લાસ-પૂર્વક કરાયેલું પ્રતિક્રમણ કર્મના કઠિન બંધોને ત્વરિત કાપી નાખે છે, તે લક્ષ્યમાં રાખવું.

રાત્રિક પ્રતિક્રમણ અત્યંત ધીમા સ્વરે કરવું.

---

## દૈવસિક પ્રતિક્રમણનો વિધિ

### (૧) સામાયિક

પ્રથમ સામાયિક લેવું.

### (૨) દિવસ-ચરિમ-પ્રત્યાખ્યાન

પછી (અ) પાણી વાપર્યું હોય તો ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ મુહપત્તી પડિલેહું?' એમ કહી મુહપત્તી પડિલેહવાની આજ્ઞા માગવી અને આજ્ઞા મળ્યેથી 'ઇચ્છં' કહી મુહપત્તીની પડિલેહણા કરવી.

(આ) જો આહાર વાપર્યો હોય તો મુહપત્તીનું પડિલેહણ કર્યા પછી બે વાર 'સુગુરુ-વંદણ સુત્ત' બોલીને દ્વાદશાવર્ત વંદન કરવું. બીજી વાર સૂત્ર બોલતાં 'આવસ્સિયાએ' એ પદ કહેવું નહિ.

(ઇ) પછી અવગ્રહમાં જ ઊભા રહીને 'ઇચ્છકારી ભગવં! પસાય કરી પચ્ચક્ખાણનો આદેશ દેશો જી' એમ કહેવું. એટલે તે સમયે ગુરુ હોય તો તે અગર વડીલ ક્રિયામાં હોય તો તે 'દિવસ-ચરિમ'નો પાઠ બોલી પચ્ચક્ખાણ કરાવે.

(ઈ) જો તેવો યોગ ન હોય તો પોતે જ દિવસ-ચરિમનો પાઠ બોલી યથાશક્તિ પચ્ચક્ખાણ કરે અને અવગ્રહની બહાર નીકળે.

### (૩) ચૈત્યવંદનાદિ

(અ) પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ ચૈઇયવંદણ

કરેમિ?' એમ કહી ગુરુ આગળ ચૈત્યવંદન કરવાની આજ્ઞા માગવી. ગુરુ કહે 'કરેહ,' એટલે 'ઇચ્છં' કહી વડીલે અથવા પોતે નીચે પ્રમાણે પાઠો બોલી ચૈત્યવંદન કરવું.

પ્રથમ યોગમુદ્રાએ મંગલરૂપ આદ્યસ્તુતિ( ચૈત્યવંદન ) કરવી. પછી 'તિત્થ-વંદણ-સુત્ત' ('જં કિંચિ' સૂત્ર) તથા 'સક્કત્થય-સુત્ત' ('નમો ત્થુ ણં' સૂત્ર )ના પાઠો અનુક્રમે બોલી ઊભા થઈને 'ચેઇયથય'-સુત્ત ( 'અરિહંતચેઈઆણં' સૂત્ર ) તથા 'કાઉસ્સગ્ગ-સુત્ત' ( 'અન્નત્થ' સૂત્ર )ના પાઠો બોલવા. પછી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો અને તેને યથાવિધિ પારી 'નમોઽર્હત્૦'નો પાઠ બોલી 'કલ્લાણકંદં' થુઈની પ્રથમ ગાથા બોલવી.*

( आ ) પછી 'ચઉવીસત્થય સુત્ત' ( 'લોગસ્સ' સૂત્ર ) નો પાઠ બોલી, 'સવ્વલોએ અરિહંત-ચેઇઆણં કરેમિ કાઉસ્સગ્ગં' સુત્ત કહી, 'કાઉસ્સગ્ગ-સુત્ત' બોલી; એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારીને 'કલ્લાણકંદં' થુઈની બીજી ગાથા બોલવી.

( इ ) પછી 'સુય-ધમ્મ-થુઈ' ( 'પુક્ખરવરદીવડ્ઢે' સૂત્ર ) બોલીને 'સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં' 'વંદણવત્તિ-આએ૦' સૂત્ર કહી, 'કાઉસ્સગ્ગ-સુત્ત' બોલી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારીને 'કલ્લાણકંદં' થુઈની ત્રીજી ગાથા બોલવી.

( ई ) પછી 'સિદ્ધ-થુઈ' ( 'સિદ્ધાણં બુદ્ધાણં' સૂત્ર ) કહી,

---

* અહીં બીજી પણ થોઈ બોલી શકાય.

'વેયાવચ્ચગર-સુત્ત' કહી, 'કાઉસ્સગ્ગ-સુત્ત' કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારીને નમોઽર્હત્૦ કહી 'કલ્લાણ-કંદં' થુઈની ચોથી ગાથા બોલવી.

(ङ) પછી યોગમુદ્રાએ બેસીને 'સક્કત્થય-સુત્ત' ('નમોત્થુ ણં' સૂત્ર)નો પાઠ બોલવો તથા 'ભગવદાદિવંદન સૂત્ર' બોલીને ચાર ખમા૦ પ્રણિ૦ કરીને ભગવાન, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુને થોભવંદન કરવું.

(ऊ) પછી 'ઇચ્છકારી સમસ્ત શ્રાવકને વાંદું' એમ કહેવું.

(૪) પ્રતિક્રમણની સ્થાપના :

પછી 'ઇચ્છા૦ દેવસિઅ-પડિક્કમણે ઠાઉં?' એમ કહી પ્રતિક્રમણની સ્થાપના કરવા અંગે આજ્ઞા માગવી અને ગુરુ 'ઠાએહ' એમ કહે, ત્યારે 'ઇચ્છં' કહી જમણો હાથ ચરવળા કે પાઉંછણ (કટાસણા) ઉપર સ્થાપીને તથા મસ્તક નીચું નમાવીને 'પડિક્કમણ-ઠવણા-સુત્ત' ('સવ્વસ્સ વિ'સૂત્ર) બોલવું.

(૫) પહેલું અને બીજું આવશ્યક (સામાયિક અને ચતુર્વિંશતિ-સ્તવ)

પછી ઊભા થઈ 'સામાઇય-સુત્ત' (કરેમિ ભંતે-સૂત્ર) તથા 'ઇરિઆવહિયં-સુત્ત' એટલે 'ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં, જો મે દેવસિઓ' સુત્ત, 'ઉત્તરીકરણ-સુત્ત' તથા 'કાઉસ્સગ્ગ-સુત્ત' બોલી 'અઇયાર-વિયારણ-ગાહા' (અતિચારો વિચારવા માટેની ગાથાઓ)નો કાઉસ્સગ્ગ કરવો.

અહીં જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપ-આચાર તથા વીર્યાચારમાં લાગેલા અતિચારોનું ચિંતન કરી તે અતિચારો યાદ રાખવાના છે. આ ગાથાઓ ન આવડતી હોય તેણે આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો. આ કાઉસ્સગ્ગ પારીને 'ચઉવીસત્થય-સુત્ત' ('લોગસ્સ' સૂત્ર) પ્રકટ રીતે બોલવું.

(૬) ત્રીજું આવશ્યક (ગુરુ-વંદન)

પછી બેસીને ત્રીજા આવશ્યકની મુહપત્તી પડિલેહવી અને દ્વાદશાવર્ત્ત-વંદન કરવું. તેમાં બીજી વાર સૂત્ર બોલીને અવગ્રહ બહાર નીકળવું નહિ.

(૭) ચોથું આવશ્યક (પ્રતિક્રમણ)

(अ) પછી 'ઇચ્છા૦ દેવસિઅં આલોઉં,' કહી દૈવસિક અતિચારોની આલોચના કરવાની અનુજ્ઞા માગવી. ગુરુ કહે, 'આલોએહ' એટલે 'ઇચ્છં' કહી 'અઇઆરાલોઅણ-સુત્ત'નો પાઠ બોલવો.

(आ) પછી 'જીવહિંસા-આલોયણા' ('સાત લાખ') અને 'અટ્ઠારસ-પાવ-ઠાણાણિ' (અઢાર પાપસ્થાનક)ના પાઠો બોલવા.

(इ) પછી 'સવ્વસ્સ વિ દેવસિઅ દુચ્ચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ ઇચ્છા૦' કહેવું અને (ગુરુ કહે 'પડિક્કમેહ' એટલે બોલવું કે) 'ઇચ્છં', તસ્સ મિચ્છા મિ દુક્કડં.' પછી વીરાસને બેસવું અને ન આવડે તો જમણો ઢીંચણ ઊંચો રાખવો. પછી એક નવકાર 'સામાઇય-સુત્ત' તથા 'અઇઆરાલોઅણ-સુત્ત'ના

પાઠ-પૂર્વક 'સાવગ-પડિક્કમણ-સુત્ત' ('વંદિત્તુ'સૂત્ર) બોલવું. તેમાં 'તસ્સ ધમ્મસ્સ કેવલિ-પન્નત્તસ્સ અબ્ભુટ્ઠિઓ મિ' એ પદ બોલતાં ઊભા થવું અને અવગ્રહની બહાર જઈને સૂત્ર પૂરું કરવું.

(ઈ) પછી દ્વાદશાવર્ત-વંદન કરવું. તેમાં બીજાં વંદન વખતે અવગ્રહમાં ઊભા હોઈએ ત્યાં 'ઇચ્છા૦ અબ્ભુટ્ઠિઓ મિ અબ્ભિંતર દેવસિઅં ખામેઉં?' કહી ગુરુને ખમાવવાની આજ્ઞા માગવી. ગુરુ કહે 'ખામેહ' એટલે 'ઇચ્છં' કહી 'ખામેમિ દેવસિઅં....' કહીને જમણો હાથ ચરવળા ઉપર સ્થાપી 'જં કિંચિ અપત્તિઅં' વગેરે પાઠ બોલી ગુરુને ખમાવવા.

(ઉ) પછી અવગ્રહ બહાર નીકળીને દ્વાદશાવર્ત-વંદન કરવું અને બીજી વારનો પાઠ પૂરો થાય ત્યારે ત્યાં જ ઊભા રહીને 'આયરિયાઈ-ખામણા-સુત્ત' ('આયરિય-ઉવજ્ઝાએ' સૂત્ર) બોલવું અને અવગ્રહની બહાર નીકળવું.

(૮) પાંચમું આવશ્યક (કાયોત્સર્ગ)

(અ) પછી 'સામાઇય સુત્ત,' 'ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં જો મે દેવસિઓ૦' 'ઉત્તરીકરણ સુત્ત' તથા 'કાઉસ્સગ્ગ-સુત્ત' બોલી, બે 'લોગસ્સ'નો અથવા આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

(આ) પછી કાઉસ્સગ્ગ પારીને 'લોગસ્સ' તથા 'સવ્વલોએ અરિહંત-ચેઇઆણં'ના પાઠો બોલવા અને એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

(इ) પછી એ કાઉસ્સગ્ગ પારીને 'સુયધમ્મ-થુઈ' ('પુક્ખર-વરદીવડ્ઢે સુત્ત') બોલી 'સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણ૦' કહી, એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

(ई) આ કાઉસ્સગ્ગ પારીને 'સિદ્ધ-થુઈ' એટલે 'સિદ્ધાણં બુદ્ધાણં' સૂત્ર બોલવું.

(उ) પછી 'સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં' તથા 'કાઉસ્સગ્ગ-સુત્ત' બોલીને એક નવકારનો કાયોત્સર્ગ કરવો અને તે પારીને 'નમોऽર્હત્૦' કહી પુરુષે 'સુયદેવયા'ની થોય (સ્તુતિ) બોલવી અને સ્ત્રીએ 'કમલદલ૦' સ્તુતિ બોલવી.

(ऊ) પછી 'ખિત્તદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં' તથા 'કાઉસ્સગ્ગ-સુત્ત' કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, 'નમોऽર્હત્૦' કહી, પુરુષે 'જીસે ખિત્તે સાહૂ'ની થોય બોલવી અને સ્ત્રીએ 'યસ્યાઃ ક્ષેત્રં સમાશ્રિત્ય'ની થોય બોલવી.

### (૯) છઠ્ઠું આવશ્યક (પ્રત્યાખ્યાન)

પછી એક નવકાર ગણી, બેસીને મુહપત્તી પડિલેહવી, તથા દ્વાદશાવર્ત-વંદન કરવું અને અવગ્રહમાં ઊભા ઊભા જ 'સામાયિક, ચઉવીસત્થઓ, વંદણ, પડિક્કમણ, કાઉસ્સગ્ગ, પચ્ચક્ખાણ કર્યું છે,' એમ બોલવું.

### (૧૦) સ્તુતિ-મંગલ

(अ) પછી 'ઇચ્છામો અણુસટ્ઠિં' એમ કહી, બેસીને

'નમો ખમાસમણાણં, નમોર્હત્૦' ઇત્યાદિ પાઠ કહી 'વર્ધમાન-સ્તુતિ' એટલે 'નમોઽસ્તુ વર્ધમાનાય' સૂત્ર બોલવું. અહીં સ્ત્રીએ 'સંસાર-દાવાનલ૦' સ્તુતિની ત્રણ ગાથાઓ બોલવી.

(आ) પછી 'સક્કત્થય-સુત્ત' બોલી સ્તવન કહેવું. આ સ્તવન પૂર્વાચાર્ય-રચિત ઓછામાં ઓછી પાંચ ગાથાઓનું હોવું જોઈએ.

(इ) પછી 'સપ્તતિ-શત-જિનવંદન' ('વરકનક-'સ્તુતિ) બોલી પૂર્વની જેમ ભગવાન-આદિ ચારને ચાર ખમા૦ પ્રણિ૦ વડે થોભવંદન કરવું.

(ई) પછી જમણો હાથ ચરવળા કે ભૂમિ પર સ્થાપી 'સાહુ-વંદણ-સુત્ત' ('અડ્ઢાઇજ્જેસુ' સૂત્ર) કહેવું.

### (૧૧) પ્રાયશ્ચિત્ત-વિશુદ્ધિનો કાયોત્સર્ગ

પછી ઊભા થઈ 'ઇચ્છા૦ દેવસિઅ-પાયચ્છિત્ત-વિસોહણત્થં કાઉસ્સગ્ગં કરું?' એમ બોલી કાઉસ્સગ્ગની આજ્ઞા માગવી અને તે મળે એટલે 'ઇચ્છં' કહી, 'દેવસિઅ-પાયચ્છિત્ત-વિસોહણત્થં કરેમિ કાઉસ્સગ્ગં' તથા 'કાઉસ્સગ્ગ-સુત્ત' કહી; ચાર 'લોગસ્સ' કે સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પ્રગટ 'લોગસ્સ' બોલવો.

### (૧૨) સજ્ઝાય (સ્વાધ્યાય)

પછી ખમા૦ પ્રણિ૦ વડે વંદન કરીને 'ઇચ્છા૦ સજ્ઝાય સંદિસાહુ?' એમ કહી સજ્ઝાયનો આદેશ માગવો. તથા એ

આદેશ મળ્યેથી 'ઇચ્છં' કહી ખમા૦ પ્રણિ૦ 'ઇચ્છા૦ સજ્ઝાય કરું?' એવી ઇચ્છા પ્રકટ કરવી. અને તેને અનુજ્ઞા મળ્યેથી 'ઇચ્છં' કહી બેસી, એક નવકાર ગણીને ગુરુ કે તેના આદેશથી કોઈ પણ સાધુએ અને સાધુની ગેર-હાજરીમાં પોતે સજ્ઝાય બોલવી.

### (૧૩) દુઃખ-ક્ષય તથા કર્મ-ક્ષયનો કાયોત્સર્ગ

પછી એક નવકાર ગણી ઊભા થઈ ખમા૦ પ્રણિ૦ કહી 'ઇચ્છા૦ દુક્ખ-ક્ખય-કમ્મ-ક્ખય-નિમિત્તં કરેમિ કાઉ-સ્સગ્ગં?' એમ કહી આજ્ઞા મળ્યેથી 'ઇચ્છં' કહી, 'કાઉ-સ્સગ્ગ-સુત્ત' બોલવું અને સંપૂર્ણ ચાર 'લોગસ્સ'નો કે સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી 'નમોऽર્હત્૦' કહી, શાંતિસ્તવ( લઘુ શાંતિ ) બોલવો. બીજા સર્વેએ કાઉસ્સગ્ગમાં રહીને તેનું શ્રવણ કરવું. પછી કાઉસ્સગ્ગ પારી, 'લોગસ્સ' બોલી, ખમા૦ પ્રણિ૦ કરી અવિધિ-આશાતના અંગે 'મિચ્છા મિ દુક્કડં' કહેવું.

### (૧૪) સામાયિક પારવાનો વિધિ

(અ) ખમા૦ પ્રણિ૦ કરી 'ઇરિયાવહી સુત્ત,' 'ઉત્તરી-કરણ સુત્ત' તથા 'કાઉસ્સગ્ગ-સુત્ત' બોલી એક 'લોગસ્સ' કે ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, 'લોગસ્સ'નો પાઠ બોલવો.

(આ) પછી બેસી 'પાસનાહ-જિણ-થુઈ' ('ચઉક્કસાય' સૂત્ર), 'તિત્થવંદણ-સુત્ત' ('જં કિંચિ' સૂત્ર), 'સક્કત્થય-સુત્ત' ('નમો ત્થુ ણં' સૂત્ર), 'સવ્વચેઇય-વંદણ સુત્ત'

('જાવંતિ ચેઇયાઇં' સૂત્ર) બોલી, ખમા૦ પ્રણિ૦ કરી, 'સવ્વ-સાહુ-વંદણ-સુત્ત' ('જાવંત કે વિ સાહૂ' સૂત્ર) તથા 'નમોઽર્હત્૦' બોલી, 'ઉવસગ્ગહરં'નો પાઠ ભણી, બે હાથ મસ્તકે જોડી, 'પણિહાણ-સુત્ત' ('જય વીયરાય' સૂત્ર) બોલવું.

(ઙ) પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ મુહપત્તી પડિ-લેહું?' એમ કહી મુહપત્તી-પડિલેહણની આજ્ઞા માગવી અને આજ્ઞા મળ્યેથી 'ઇચ્છં' કહી મુહપત્તી પડિલેહવી.

(ઈ) પછી ઊભા થઈ બે ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ સામાયિક પારું?' એમ કહી સામાયિક પારવાનો આદેશ માગી, ગુરુ કહે 'પુણો વિ કાયવ્વં'[1] એટલે 'યથાશક્તિ' કહી 'ઇચ્છા૦ સામાયિક પાર્યું.' એમ કહેવું અને ગુરુ કહે કે 'આય(યા)રો ન મોત્તવ્વો'[2] ત્યારે 'તહ ત્તિ' કહી સામાયિક પારવાની વિધિ પ્રમાણે 'સામાઇય-પારણ-ગાહા,' ('સામાઇય-વય-જુત્તો') સુધી સર્વ કહેવું. પછી સ્થાપના સ્થાપી હોય તો તે ઉઠાવી લેવા માટે ઉત્થાપની મુદ્રાથી (જમણો હાથ સવળો રાખી) એક નવકાર ગણવો. ઇતિ.

---

૧ ફરીથી પણ (સામાયિક) કરવા યોગ્ય છે.

૨ (સામાયિક)નો આદર(આચાર) મૂકવા જેવો નથી.

# રાત્રિક પ્રતિક્રમણનો વિધિ

## (૧) સામાયિક

સામાયિક લેવું.

## (૨) કુસ્વપ્ન-દુઃસ્વપ્ન-નિમિત્તે કાઉસ્સગ્ગ

પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ કુસુમિણ-દુસુમિણ-ઉડ્ડાવણિયં રાઇઅ-પાયચ્છિત્ત-વિસોહણત્થં કાઉસ્સગ્ગં કરું ?' કહી કાઉસ્સગ્ગની આજ્ઞા માગવી અને તે મળ્યેથી 'ઇચ્છં' કહી 'કુસુમિણ-દુસુમિણ-ઉડ્ડાવણિયં રાઇઅ-પાયચ્છિત્ત-વિસોહણત્થં કરેમિ કાઉસ્સગ્ગં' એમ કહેવું. પછી 'કાઉસ્સગ્ગ-સુત્ત' બોલી તે રાત્રિમાં કામ-ભોગાદિકનાં કુઃસ્વપ્ન આવ્યાં હોય તો 'સાગરવર-ગંભીરા' સુધી અને બીજાં દુઃસ્વપ્ન આવ્યાં હોય કે ન આવ્યાં હોય તો પણ 'ચંદેસુ નિમ્મલયરા' સુધી ચાર લોગસ્સનો કે સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી પ્રગટ લોગસ્સ કહેવો.

## (૩) ચૈત્યવંદનાદિ

પછી ખમા૦ પ્રણિ૦ કરી ઇચ્છા૦ ચેઇયવંદણં કરેમિ' એમ કહી ચૈત્યવંદન કરવાની આજ્ઞા માગવી અને તે મળ્યેથી 'ઇચ્છં' કહી, બેસી 'જગચિંતામણિ સુત્ત,' 'તિત્થવંદણ સુત્ત' ('જં કિંચિ' સૂત્ર) વગેરે 'પણિહાણસુત્ત' (જય વીયરાય) સુધી બોલવું.

ભગવદાદિ-વંદનસૂત્ર બોલીને ચાર ખમા૦ પ્રણિ૦ કરીને ભગવાન્, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુને થોભવંદન કરવું.

(૪) સજ્ઝાય (સ્વાધ્યાય)

પછી ઊભા થઈ ખમા૦ પ્રણિ૦ કરીને 'ઇચ્છા૦ સજ્ઝાય સંદિસાહું?' કહી સજ્ઝાય કરવાનો આદેશ માગવો અને તે મળ્યેથી 'ઇચ્છં' કહી, એક ખમા૦ પ્રણિ૦ કરીને 'ઇચ્છા૦ સજ્ઝાય કરું.' એવી ઇચ્છા પ્રકટ કરવી અને તેને અનુજ્ઞા મળ્યેથી 'ઇચ્છં' કહી, બેસી, એક નવકાર ગણી, 'ભરહેસર૦'ની સજ્ઝાય બોલવી અને ઉપર એક નવકાર ગણવો.

(૫) રાત્રિક-પ્રતિક્રમણની સ્થાપના

પછી 'ઇચ્છકાર સુહરાઈ સુખ તપ૦'નો પાઠ બોલવો. પછી 'ઇચ્છા૦ રાઈઅ-પડિક્કમણે ઠાઉં?' એમ કહી પ્રતિક્રમણની સ્થાપના કરવાની આજ્ઞા માગવી અને તે આજ્ઞા મળ્યેથી 'ઇચ્છં' કહી, જમણો હાથ ચરવળા કે પાઉંછણ પર સ્થાપી 'સવ્વસ્સ વિ રાઇય દુચ્ચિંતિય૦'નો પાઠ બોલવો.

(૬) દેવ-વંદન

પછી 'સક્કત્થય' ('નમોત્થુ ણં' સૂત્ર)નો પાઠ બોલવો.

(૭) પહેલું અને બીજું આવશ્યક (સામાયિક અને ચતુર્વિંશતિ-સ્તવ)

(અ) પછી ઊભા થઈ 'સામાઇય-સુત્તં,' 'ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં, જો મે રાઈઓ૦' 'ઉત્તરીકરણ-સુત્ત' અને 'કાઉસ્સગ્ગ-સુત્ત' ... એક લોગસ્સનો કે ચાર નવ કાઉસ્સગ્ગ કરવે

(૧૨) મંગલ સ્તુતિ.

પછી 'ઈચ્છામો અણુસટ્ઠિં' એમ કહી બેસીને 'નમો ખમાસમણાણં' 'નમોઽર્હત્૦' ઈત્યાદિ પાઠ કહીને 'પ્રાભાતિક સ્તુતિ (વિશાલલોચન-દલં' સૂત્ર) બોલવી.

(૧૩) દેવ-વંદન

(अ) પછી 'સક્કત્થય-સુત્ત' કહી ઊભા થઈ, 'ચેઈય-થય-સુત્ત' અને 'કાઉસ્સગ્ગ-સુત્ત' કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, 'નમોઽર્હત્૦ 'કલ્લાણકંદં' થુઈની પહેલી ગાથા બોલવી, અને ચોથી ગાથા સુધીનો તમામ વિધિ દૈવસિક પ્રતિક્રમણની જેમ કરવો.

(आ) પછી બેસીને 'સક્કત્થય-સુત્ત' નો પાઠ બોલી ચાર ખમા૦ પ્રણિ૦ પૂર્વક ભગવાન આદિ ચારને થોભવંદન કરવું.

(इ) પછી જમણો હાથ ચરવળા કે પાઉંછણ (કટાસણા) ઉપર સ્થાપી 'સાહુ-વંદણ-સુત્ત(અડ્ઢાઈજ્જેસુ)' બોલવું.

(૧૪) શ્રીસીમંધરસ્વામીનું ચૈત્યવંદન

પછી બન્ને ઢીંચણ ભૂમિ પર સ્થાપી ઈશાન કોણ તરફ બેસી અથવા તે દિશા મનમાં ચિંતવી ખમા૦ પ્રણિ૦ કરીને શ્રીસીમંધરસ્વામીનું ચૈત્યવંદન, તથા સ્તવન બોલી સર્વ વિધિ થોય-પર્યંત કરવો. તેમાં 'ચેઈય-થય-સુત્ત'થી ઊભા થવું.

(૧૫) શ્રીસિદ્ધાચલજીનું ચૈત્યવંદન

તે જ પ્રમાણે ખમા૦ પ્રણિ૦ કરીને શ્રીસિદ્ધાચલજીનું

ચૈત્યવંદન, શ્રીસિદ્ધાચલજીની દિશા સન્મુખ અથવા તે દિશા મનમાં કલ્પીને સ્થાપનાજી સન્મુખ કરવું. તેમાં ચૈત્યવંદન, સ્તવન અને સ્તુતિ શ્રીસિદ્ધાચલજીનાં કહેવાં.

(૧૬) સામાયિક પારવું

પછી સામાયિક પારવાની વિધિ પ્રમાણે સામાયિક પારવું. ઇતિ.

---

## પચ્ચક્ખાણ પારવાનો વિધિ

૧ પ્રથમ ઇરિયાવહી પડિક્કમી 'જગચિંતામણિ'નું ચૈત્ય-વંદન કરી 'પણિહાણ-સુત્ત' સુધીના સર્વ પાઠો કહેવા. પછી 'મન્નહ જિણાણં'ની સજ્ઝાય કહી મુહપત્તી પડિલેહવી.

૨ પછી ખમા૦ પ્રણિ૦ કરીને 'ઇચ્છા૦ પચ્ચક્ખાણ પારું ?' 'યથાશક્તિ,' કહી ફરી ખમા૦ 'ઇચ્છા૦ પચ્ચક્ખાણ પાર્યું' 'તહ ત્તિ' કહી જમણો હાથ કટાસણા અથવા ચરવળા ઉપર સ્થાપી, એક નવકાર ગણી જે પચ્ચક્ખાણ કર્યું હોય, તેનું નામ બોલીને પારવું. તે આ પ્રમાણે:

"उग्गए सूरे नमुक्कार-सहिअं, पोरिसिं, साढपोरिसिं, गंठिसहिअं, मुट्ठि-सहिअं पच्चक्खाण कर्युं, चउव्विहार, आयंबिल, नीवि, एगासण, बियासण, पच्चक्खाण कर्युं, तिविहार पच्चक्खाण फासिअं, पालिअं, सोहिअं, तीरिअं, किट्टिअं, आराहिअं, जं च न आराहिअं तस्स मिच्छा मि दुक्कडं ॥" ઉપર એક નવકાર ગણવો.

---

# પાક્ષિક પ્રતિક્રમણનો વિધિ

(૧) પ્રથમ દૈવસિક પ્રતિક્રમણમાં 'સાવગ-પડિક્કમણ-સુત્ત' બોલવા સુધીનો જે વિધિ છે, તે કરવો. પરંતુ તેમાં ચૈત્યવંદન ચતુર્વિંશતિ-જિન-નમસ્કાર ('સકલાર્હત્-'સ્તોત્ર)નું કરવું તથા થોયો 'શ્રીવર્ધમાનજિન-સ્તુતિ' ('સ્નાતસ્યા-સ્તુતિ')ની બોલવી.

(૨) પછી ખમા૦ પ્રણિ૦ કરીને 'દેવસિઅ આલોઇઅ પડિક્કંતા ઇચ્છા૦ પક્ખિ-મુહપત્તી પડિલેહું?' એમ કહી પાક્ષિક-પ્રતિક્રમણની મુહપત્તી પડિલેહવાનો આદેશ માગવો અને તે મળ્યેથી 'ઇચ્છં' કહી મુહપત્તી પડિલેહવી. પછી દ્વાદશાવર્ત્ત-વંદન કરવું.

પછી 'ઇચ્છા૦ અબ્ભુટ્ઠિઓ હં સંબુદ્ધા ખામણેણં અબ્ભિંતર પક્ખિઅં ખામેઉં?' એમ કહેવું. ગુરુ કહે 'ખામેહ' એટલે 'ઇચ્છં, ખામેમિ પક્ખિઅં, એક( અંતો )પક્ખસ્સ, પન્નરસ રાઇઆણં, પન્નરસ દિવસાણં, જં કિંચિ અપત્તિઅં૦' વગેરે પાઠ બોલવો.

(૩) પછી 'ઇચ્છા૦ પક્ખિઅં આલોઉં?' કહી પાક્ષિક આલોચનાનો આદેશ માગવો અને ગુરુ કહે 'આલોએહ' એટલે 'ઇચ્છં' કહી પક્ખી ( પાક્ષિક ) અતિચાર બોલવા. ( માંડલીમાં એક બોલે ને બીજા તેનું ચિંતન કરે. અતિચાર ન આવડે તો 'સાવગ-પડિક્કમણ-સુત્ત' બોલવું.)

(૪) પછી 'સંવચ્છરિ પક્ખિઅ દુચ્ચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ ઈચ્છાકારેણ સંદિસહ ભગવં ! ઈચ્છં તસ્સ મિચ્છા મિ દુક્કડં' એમ કહેવું.

(૫) પછી 'ઈચ્છાકારી ભગવન્! પસાય કરી પક્ખિ-તપ પ્રસાદ કરશોજી' એમ બોલવું. ત્યારે ગુરુ કે વડીલ આ પ્રમાણે કહેઃ 'પકખી-લેખે એક ઉપવાસ, બે આયંબિલ, ત્રણ નીવિ, ચાર એકાસણાં, આઠ બેઆસણાં, બે હજાર સજ્ઝાય, યથાશક્તિ તપ કરી પહોંચાડવો.' એ વખતે તપ પૂર્ણ કર્યો હોય તો 'પઇટ્ઠિઓ' કહેવું અને જો આવો તપ તુરતમાં કરી આપવાનો હોય તો 'તહ ત્તિ' કહેવું.

(૬) પછી દ્વાદશાવર્ત્ત-વંદન કરવું અને 'ઇચ્છા૦ અબ્ભુટ્ઠિઓ હં પત્તેઅ-ખામણેણં અબ્ભિંતર-પક્ખિઅં ખામેઉં?' બોલી આજ્ઞા મળ્યેથી 'ઇચ્છં' કહી, 'ખામેમિ પક્ખિઅં, એક(અંતો)પકખસ્સ પન્નરસ-રાઇ-દિઅહાણં જં કિંચિ અપત્તિઅં૦' વગેરે પાઠ બોલીને દ્વાદશાવર્ત્ત-વંદન કરવું.

(૭) પછી 'દેવસિઅ આલોઇઅ પડિક્કંતા ઇચ્છા૦ પક્ખિઅં પડિક્કમાવેહ?' કહી આદેશ માગવો અને ગુરુ કહે 'સમ્મં પડિક્કમેહ' પછી 'ઇચ્છં' કહી 'સામાઇય સુત્ત' તથા 'ઇચ્છામિ પડિક્કમિઉં, જો મે પક્ખિઓ૦' વગેરે પાઠ બોલવો. પછી ખમા૦ પ્રણિ૦ કરીને 'ઇચ્છા૦ પક્ખિ-સૂત્ર કઢું' એમ કહી સાધુ હોય તો 'પક્ખિ-સૂત્ર' કહે અને સાધુ ન હોય તો શ્રાવક ઊભા થઈને ત્રણ નવકાર-પૂર્વક 'સાવગ-પડિક્કમણ-સુત્ત (વંદિત્તુ' સૂત્ર) કહે.

(૮) પછી 'સુયદેવયા'ની થોય કહેવી.

(૯) પછી નીચે બેસી જમણો ઢીંચણ ઊભો રાખી, એક નવકાર, 'સામાઇય-સુત્ત' તથા 'ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં, જો મે પક્ખિઓ૦' બોલી 'સાવગ-પડિક્કમણ-સુત્ત' કહેવું.

(૧૦) પછી 'સામાઇય-સુત્ત,' 'ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગ જો મે પક્ખિઓ૦' 'ઉત્તરીકરણ સુત્ત,' 'કાઉસ્સગ્ગ સુત્ત' બોલીને બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. આ લોગસ્સ 'ચંદેસુ નિમ્મલયરા' સુધી ગણવા. અથવા અડતાળીસ નવકારનો કાઉસ્સગ્ગ કરીને પારવો. ઉપર 'લોગસ્સ' સૂત્રનો પાઠ બોલવો અને મુહપત્તીનું પડિલેહણ કરીને દ્વાદશાવર્ત-વંદન કરવું.

(૧૧) પછી 'ઇચ્છા૦ અબ્ભુટ્ઠિઓ હં સમત્ત-ખામણેણં અબ્ભિંતર-પક્ખિઅં ખામેઉં?' એમ કહી ગુરુની આજ્ઞા મળ્યેથી 'ઇચ્છં' બોલી, 'ખામેમિ પક્ખિઅં, એક(અંતો)પક્ખસ્સ, પન્નરસ દિવસાણં, પન્નરસ રાઇઆણં જં કિંચિ અપત્તિઅં૦' વગેરે પાઠ બોલી ખમા૦ પ્રણિ૦ કરીને 'ઇચ્છા૦ પક્ખિઅ-ખામણાં ખામું?' એમ કહી ચાર ખામણાં ખામવાં. મુનિરાજ હોય તો ખામણાં કહે અને મુનિરાજ ન હોય તો, ખમા૦ પ્રણિ૦ કરી ઇચ્છામિ ખમાસમણો!' કહી જમણો હાથ ઉપધિ ઉપર સ્થાપી, એક 'નવકાર' કહી, 'સિરસા મણસા મત્થ-એણ વંદામિ' કહેવું. માત્ર ત્રીજા ખામણાને અંતે 'તસ્સ મિચ્છા મિ દુક્કડં' કહેવું. પછી 'પક્ખિઅં સમત્તં, દેવસિઅં પડિક્કમામિ' એમ કહેવું.

(૧૨) પછી દૈવસિક પ્રતિક્રમણમાં 'સાવગ-પડિક્કમણ-સુત્ત' કહ્યા પછી દ્વાદશાવર્ત્ત-વંદન કરવામાં આવે છે, ત્યાંથી સામાયિક પારવા સુધીનો સર્વ વિધિ કરવો. પણ સુયદેવયાની થોયને ઠેકાણે ભુવનદેવતાનો કાઉસ્સગ્ગ કરવો અને જ્ઞાનાદિ૦ થોય કહેવી. તથા ક્ષેત્રદેવતાના કાઉસ્સગ્ગમાં 'યસ્યાઃ ક્ષેત્રમ્' સ્તુતિ બોલવી. સ્તવનમાં 'અજિય-સંતિ-થઓ' બોલવો. સજ્ઝાયને ઠેકાણે 'નમુક્કાર,' 'ઉવસગ્ગહરં' સ્તોત્ર તથા 'સંસાર-દાવાનલ-' થુઈની ચાર ગાથાઓ બોલવી. તેમાં ચોથી સ્તુતિનાં છેલ્લાં ત્રણ ચરણો સકલસંઘે એકીસાથે ઉચ્ચ સ્વરે કહેવાં અને શાંતિ-સ્તવ(લઘુશાંતિ)ને ઠેકાણે 'બૃહચ્છાંતિ' કહેવી.

---

## ચાતુર્માસિક પ્રતિક્રમણનો વિધિ

ચાતુર્માસિક પ્રતિક્રમણનો વિધિ બધી રીતે પાક્ષિક પ્રતિક્રમણના વિધિ જેવો છે, પરંતુ તેમાં વિશેષતા એટલી છે કે બાર લોગસ્સનાં કાઉસ્સગ્ગને ઠેકાણે વીસ લોગસ્સનો અથવા એંશી નવકારનો કાઉસ્સગ્ગ કરવો, 'પક્ખી'ના ઠેકાણે 'ચઉમાસી' શબ્દ-બોલવો અને તપનાં ઠેકાણે 'છટ્ઠેણં બે ઉપવાસ, ચાર આયંબિલ, છ નીવિ, આઠ એકાસણાં, સોળ બેઆસણાં, ચાર હજાર સજ્ઝાય' એમ કહેવું.

---

## સાંવત્સરિક પ્રતિક્રમણનો વિધિ

સાંવત્સરિક પ્રતિક્રમણનો વિધિ પણ બધી રીતે પાક્ષિક પ્રતિક્રમણના વિધિ જેવો છે, પરંતુ તેમાં વિશેષતા એટલી છે કે બાર લોગસ્સના કાઉસ્સગ્ગના ઠેકાણે ચાલીસ લોગસ્સ અને એક નવકારનો અથવા એક સો ને સાઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો, 'પકખી'ને બદલે 'સંવચ્છરી' શબ્દ બોલવો અને તપના ઠેકાણે 'અટ્ઠમભત્તં, ત્રણ ઉપવાસ, છ આયંબિલ, નવ નીવિ, બાર એકાસણાં, ચોવીસ બેઆસણાં અને છ હજાર સજ્ઝાય' એમ કહેવું.

### છીંક આવે તો

પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં જો અતિચાર પહેલાં છીંક આવે તો ચૈત્યવંદનથી ફરી શરૂઆત કરવી જોઈએ અને દુકખ-કખય-કમ્મ-કખયના કાઉસ્સગ્ગ પહેલાં છીંકનો કાઉસ્સગ્ગ કરવો જોઈએ તથા માંગલિક માટે શ્રીસકલચંદ્રજી ઉપાધ્યાયની રચેલી સત્તરભેદી પૂજા ભણાવવી જોઈએ. અતિચાર પછી છીંક આવે તો માત્ર છીંકનો કાઉસ્સગ્ગ કરવો અને ઉપર જણાવેલી સત્તરભેદી પૂજા ભણાવવી એવો સંપ્રદાય છે.

### છીંકના કાઉસ્સગ્ગનો વિધિ

ઇરિયાવહી પડિક્કમણ કરી લોગસ્સ૦ 'ઇચ્છા૦ ક્ષુદ્રોપદ્રવ ઓહડાવણત્થં કાઉસ્સગ્ગ કરું?' ગુરુ કહે–'કરો' એટલે

'ઇચ્છં' કહી ક્ષુદ્રોપદ્રવ૦ કાઉસ્સગ્ગસુત્ત કહી, ચાર લોગસ્સનો 'સાગરવર-ગંભીરા' સુધીનો અથવા તો સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરવો અને નીચેની થોય(સ્તુતિ) કહેવી.

"सर्वे यक्षाम्बिकाद्या ये, वैयावृत्यकरा जिने ।
क्षुद्रोपद्रव-सङ्घातं, ते द्रुतं द्रावयन्तु नः ॥ १ ॥"

પછી 'ચઉવીસત્થય-સુત્ત' (લોગસ્સ) કહી, પ્રતિક્રમણનો ચાલતો આગળનો વિધિ કરવો.

# પ્રતિક્રમણની વિધિના હેતુઓ

## ( ૧ )

### દૈવસિક પ્રતિક્રમણ

૧. વિરતિપણામાં કરેલી ક્રિયા પુષ્ટિકારક અને ફલ-દાયિની થાય છે, માટે પ્રતિક્રમણની આદિમાં સામાયિક ગ્રહણ કરાય છે.

૨. પછી પચ્ચક્ખાણ લેવા માટે ગુરુનો વિનય કરવા અર્થે મુહપત્તી પડિલેહી દ્વાદશાવર્ત્ત-વંદન કરવામાં આવે છે. પચ્ચક્ખાણ એ છટ્ઠું આવશ્યક છે, પરંતુ એટલે સુધી પહોંચતાં દિવસ-ચરિમ-પચ્ચક્ખાણનો સમય વીતી જાય, માટે સામાયિક પછી તરત પચ્ચક્ખાણ કરવામાં આવે છે.

૩. સર્વે ધર્માનુષ્ઠાનો દેવ-ગુરુનાં વંદનપૂર્વક સફલ થાય છે, તેથી પ્રથમ અહીં દેવવંદન કરવામાં આવે છે. ચૈત્યવંદન-ભાષ્યમાં તેના બાર અધિકાર આ પ્રમાણે વર્ણવેલા છે:

" नमु जे अइ अरिहं लोग सव्व पुक्खल तम सिद्ध जो देवा ।
उज्जित चत्ता वेआवच्चग अहिगार पढमपया ॥ ४२ ॥

पढमहिगारे वंदे, भावजिणे बीयए उ दव्वजिणे ।
इगचेइय-ठवण-जिणे, तइय-चउत्थंमि नामजिणे ॥ ४३ ॥

तिहुअण-ठवण-जिणे पुण, पंचमए विहरमाणजिण छट्ठे ।
सत्तमए सुयनाणं, अट्ठमे सव्व-सिद्ध-थुई ॥ ४४ ॥

तित्थाहिव-वीर-थुई, नवमे दसमे य उज्जयं( जिं )त-थुई ।
अट्ठावयाइ इगद(गार)सि, सुदिट्ठिसुर-समरणा चरिमे ॥४५॥"

દેવ-વંદનના બાર અધિકારનાં પ્રથમ પદો આ પ્રમાણે સમજવાં :

(૧) नमु० (२) जे अइ० (३) अरिहं० (४) लोग० (५) सव्व० (६) पुक्ख० (७) तम० (८) सिद्ध० (९) जो देवा० (१०) उज्जिंत० (११) चत्ता० (१२) वेआवच्चग०

પ્રથમ અધિકાર 'नमो त्थु णं'થી 'जियभयाणं' સુધી ગણાય છે. તેમાં ભાવજિનને વંદન કરું છું. બીજો અધિકાર 'जे अइआ सिद्धा०'થી 'वंदामि' સુધી ગણાય છે, તેમાં દ્રવ્યજિનને વંદના કરું છું. ત્રીજો અધિકાર 'अरिहंत-चेइआणं'થી ગણાય છે. તેમાં એક ચૈત્યમાં રહેલા સ્થાપના-જિનને વંદન કરું છું. ચોથો અધિકાર 'लोगस्स उज्जोअगरे' એ પદોથી ગણાય છે, તેમાં નામજિનને વંદના કરું છું.

પાંચમો અધિકાર 'सव्वलोए अरिहंत-चेइआणं' એ પદોથી શરૂ થાય છે, તેમાં ત્રણે ભુવનનાં સ્થાપનાજિનને વંદના કરું છું. છઠ્ઠો અધિકાર 'पुक्खरवरदीवड्ढे'થી શરૂ થાય છે, તેમાં હું વિહરમાણ-જિનને વંદું છું. સાતમો અધિકાર એ જ સૂત્રનાં 'तमतिमिरपडल-विद्धंसणस्स' પદથી શરૂ થાય છે, તેમાં શ્રુત-જ્ઞાનને વંદના કરું છું. આઠમો અધિકાર 'सिद्धाणं बुद्धाणं' એ પદોથી થાય છે, તેમાં સર્વ સિદ્ધોની સ્તુતિ કરું છું.

નવમો અધિકાર એ જ સૂત્રના 'जो देवाण वि देवो' પદથી 'तारेइ नरं व नारिं वा' સુધીનો ગણાય છે, તેમાં વર્તમાન તીર્થના અધિપતિ શ્રીવીરભગવાનની સ્તુતિ કરું છું. દસમો અધિકાર એ જ સૂત્રનાં 'उज्जिंत-सेल-सिहरे' એ પદોથી શરૂ થાય છે, તેમાં રૈવતાચલમંડન શ્રીઅરિષ્ટનેમિ ભગવાનને વંદના કરું છું. અગિયારમો અધિકાર એ જ સૂત્રનાં 'चत्तारि अट्ठ दस दो अ' એ પદોથી શરૂ થાય છે, તેમાં અષ્ટાપદ પર્વત પર રહેલા ચોવીશે જિનને (પ્રતિમાને) વંદના કરું છું અને બારમો અધિકાર 'वेयावच्चगराणं' એ પદોથી થાય છે, તેમાં સમ્યગ્દૃષ્ટિ દેવોનું સ્મરણ કરું છું.

દેવ-વંદન કરનારે આ બારે અધિકારો બરાબર સમજી લઈ તે પ્રમાણે વંદન કરવામાં લક્ષ્ય રાખવું.

આ પછી યોગમુદ્રાએ બેસીને 'સક્કત્થય-સુત્ત' એટલે 'નમોત્થુણં'નો પાઠ બોલવામાં આવે છે, તે દેવવંદન-અધિકારે શ્રીતીર્થંકર ભગવંતને અંતિમ વંદન સમજવું.

પછી 'ભગવદાદિવંદન સૂત્ર'વડે વિદ્યમાન શ્રીશ્રમણ-સંઘને તથા 'ઇચ્છકારી સમસ્ત શ્રાવકને વાંદું' એ શબ્દો વડે શ્રાવક-શ્રાવિકાને હાથ જોડીને પ્રણામ કરવામાં આવે છે.

૪. આટલો પૂર્વવિધિ કર્યા પછી પ્રતિક્રમણમાં મન, વચન અને કાયાથી સ્થિર થવા માટે 'ઇચ્છા૦ દેવસિઅ-પડિક્કમણે ઠાઉં?' એ પદોવડે પ્રતિક્રમણની સ્થાપના કરવાનો

આદેશ માગવામાં આવે છે. બીજા શબ્દમાં કહીએ તો અહીં પ્રતિક્રમણનાં અનુષ્ઠાન માટેનું પ્રણિધાન કરવામાં આવે છે; ને તે આદેશ મળ્યા પછી જમણો હાથ તથા મસ્તક ચરવળા પર સ્થાપી, પ્રતિક્રમણનાં બીજરૂપ 'પડિક્કમણ-ઠવણાસુત્ત' બોલવામાં આવે છે. અહીં ચરવળા પર જમણો હાથ સ્થાપતી વખતે તથા મસ્તક નીચું નમાવતી વખતે ગુરુને ચરણસ્પર્શ કરતા હોઈએ તેવી ભાવના રખાય છે તથા 'પાપ-ભારથી નીચો નમું છું' એવું પણ ચિંતવવામાં આવે છે. આ સૂત્રનો અર્થ એ છે કે 'દિવસ દરમિયાન મનની દુષ્ટ પ્રવૃત્તિથી, વાણીની દુષ્ટ પ્રવૃત્તિથી તથા કાયાની દુષ્ટ પ્રવૃત્તિથી જે અતિચારોનું સેવન થયું હોય, તે સર્વેનું મારું પાપ મિથ્યા થાઓ.' આખા પ્રતિક્રમણનો હેતુ આ જ છે. પ્રતિક્રમણમાં આ સર્વે વસ્તુઓ વિસ્તારથી કહેવાની છે, માટે તેને બીજક ગણવામાં આવે છે. એ વાત યાદ રાખવી ઘટે કે ભગવંતનાં દર્શનમાં બીજકના ઉપન્યાસવડે સર્વ અર્થની સામાન્ય-વિશેષરૂપતા પમાય છે.

હવે બધી ક્રિયાઓ વિરતિભાવમાં આવવા-પૂર્વક શુદ્ધ થાય છે, એથી પ્રતિક્રમણ-ક્રિયા કરવા પૂર્વે પહેલા આવશ્યક તરીકે અહીં સામાઇય-સુત્ત ઉચ્ચરવામાં આવે છે.

૫. પછી 'સામાઇય-સુત્ત' બોલીને આગળ ઉપર ગુરુ આગળ અતિચારોનું આલોચન(નિવેદન) કરવાનું છે, તેની પૂર્વ-તૈયારીરૂપે 'અઇયારાલોઅણ સુત્ત' 'ઉત્તરીકરણ-સુત્ત' તથા 'કાઉસ્સગ્ગ-સુત્ત' બોલીને 'અઇઆર-વિયારણ' માટેની ગાથાઓનો કાઉસ્સગ્ગ કરવામાં આવે છે.

પ્રતિક્રમણનો મુખ્ય હેતુ પંચાચારની વિશુદ્ધિ છે, એટલે આ કાઉસ્સગ્ગમાં દિવસ-સંબંધી પાંચે આચારમાં લાગેલા અતિચારોનો સૂક્ષ્મતાથી વિચાર કરવો અને તે મનમાં ધારી રાખવો.*

પ્રતિક્રમણની ક્રિયા દેવ અને ગુરુનો વિનય કરવાપૂર્વક કરવી જોઈએ. માટે બીજા આવશ્યક તરીકે દેવના વિનયમાં 'ચઉવીસત્થય-સુત્ત' બોલી વર્તમાન ચોવીસ જિનેશ્વરદેવને વંદન કરવામાં આવે છે.

૬. ત્યારબાદ ગુરુનો વિનય કરવારૂપે ગુરુને વંદન કરવા માટે પૂર્વ-તૈયારીરૂપે મુહપત્તીનું પચાસ બોલ-પૂર્વક પડિલેહણ કરવામાં આવે છે. આ બોલોના હેતુ-સંબંધી અમોએ આગળ વિસ્તારથી કહેલું છે, એટલે અહીં તેનો વિચાર કરવામાં આવતો

---

* સાધુઓ આ સ્થળે નીચેની ગાથા-દ્વારા અતિચારોનું ચિંતન કરે છે:

"सयणासण-न्न-पाणे; चेइअ-जइ-सिज्ज-काय-उच्चारे ।
समिई-भावण-गुत्ती-वितहायरणे अईआरा ॥"

—શયન, આસન, અન્ન-પાણી વગેરે અવિધિએ ગ્રહણ કરવાથી, ચૈત્યને વિષે અવિધિએ વંદન કરવાથી, મુનિઓનો યથાયોગ્ય વિનય ન કરવાથી, વસતિ વગેરેનું અવિધિએ પ્રમાર્જન કરવાથી, સ્ત્રી આદિથી યુક્ત સ્થાનને વિષે રહેવાથી, ઉચ્ચાર-મળ-મૂત્રનું સદોષ સ્થાનમાં વર્જન કરવાથી, પાંચ સમિતિ, બાર ભાવના અને ત્રણ ગુપ્તિનું અવિધિએ સેવન કરવાથી, અર્થાત્ શયન, આસનાદિ અંગેની ક્રિયામાં વિપરીત આચરણ થવાથી જે અતિચારો લાગ્યા હોય-તે સંભારવા.

નથી; પરંતુ એટલું ધ્યાન ખેંચીએ છીએ કે હેયનું પરિમાર્જન કરવા અને ઉપાદેયની ઉપસ્થાપના કરવા માટે આ ક્રિયા અત્યંત રહસ્યમયી છે, માટે તેનો ઉચિત વિધિ ગુરુ કે વડીલો પાસેથી બરાબર જાણી લેવો અને તે પ્રમાણે કરવામાં સાવધાની રાખવી.

ગુરુ-વંદનનો મહિમા કેવો છે, તે અંગે પહેલાં ખાસ પરિશિષ્ટ દ્વારા ઘણું કહેવાયેલું છે અને તેનાં પચીસ આવશ્યક કેવી રીતે સાચવવાં તથા તેના બત્રીસ દોષોનો કેવી રીતે ત્યાગ કરવો, તેનો વિચાર 'સુગુરુ-વંદણ સુત્ત'ના અર્થ-નિર્ણય પ્રસંગે વિસ્તારથી કરેલો છે, એટલે મુમુક્ષુએ તે તે વિષયો ત્યાંથી જોઈ લેવા અને તે સંબંધી ખાસ ઉપયોગ રાખવો.

૭. ગુરુને દ્વાદશ આવર્ત્તથી વંદન કરી રહ્યા પછી ચોથા આવશ્યકમાં પ્રવેશ કરવામાં આવે છે. તેમાં પ્રથમ સમ્યક્ પ્રકારે શરીર નમાવી, પૂર્વે કાઉસ્સગ્ગમાં ધારણ કરી રાખેલા અતિચારની આલોચના કરવાના હેતુથી 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવં ! દેવસિયં આલોએમિ' એ સૂત્ર બોલીને ગુરુ-સમક્ષ આલોચના કરવામાં આવે છે. પછી 'જીવ-હિંસા-આલોયણા ('સાત લાખ') અને 'અઢારસ પાવઠાણાણિ' એ સૂત્રો બોલવામાં આવે છે. તેનો હેતુ દિવસ-સંબંધી દોષોની આલોચના કરવાનો છે. પછી 'સવ્વસ્સ વિ' સૂત્ર બોલવામાં આવે છે. તેમાં 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવં !' એ શબ્દો ગુરુ આગળ પ્રાયશ્ચિત્ત માગવારૂપ છે. અને ગુરુ 'પડિક્કમેહ'

શબ્દથી 'પ્રતિક્રમણ' નામના પ્રાયશ્ચિત્તનો આદેશ આપે છે,* એટલે 'તસ્સ મિચ્છા મિ દુક્કડં' એ શબ્દો ઉચ્ચારવામાં આવે છે અને પ્રતિક્રમણની વિશેષ આલોચના કરવા માટે નીચે બેસીને પ્રથમ માંગલિક અર્થે નવકાર ગણવામાં આવે છે. પછી સમતાની વૃદ્ધિ અર્થે 'સામાઇય સુત્ત' બોલવામાં આવે છે, પછી અતિચારોની સામાન્ય આલોચના માટે 'અઇયારાલોયણ-સુત્ત' બોલવામાં આવે છે અને ત્યારબાદ વીરાસને બેસીને 'સાવગ-પડિક્કમણ-સુત્ત' બોલવામાં આવે છે. આ સૂત્રનાં પ્રત્યેક પદનો અર્થ બરાબર સમજીને તેનાં પર ચિંતન કરવું ઘટે છે અને તેમાં દર્શાવેલા જે અતિચારોનું સેવન થયું હોય, તેને માટે પશ્ચાત્તાપ કરવો ઘટે છે. હૃદયનો સાચો પશ્ચાત્તાપ પવિત્રતાને પ્રાપ્ત કરવાનો સુવિહિત માર્ગ છે, એટલે પ્રત્યેક મુમુક્ષુએ તે પૂરેપૂરી સાવધાનીથી અનુસરવો જોઈએ.

પછી ગુરુમહારાજ પ્રત્યે થયેલા પોતાના અપરાધ ખમાવવાને માટે દ્વાદશાવર્ત્ત-વંદન કરવું. શાસ્ત્રકારોએ સાધુઓને ગુરુને આઠ કારણે (પ્રસંગે) વંદન કરવાનું કહેલું છે, તે આ પ્રમાણે:

"पडिक्कमणे सज्झाये, काउस्सग्गवराह-पाहुणए।
आलोयण-संवरणे, उत्तमट्ठे य वंदणयं॥"

પ્રતિક્રમણ કરતાં, સજઝાય (સ્વાધ્યાય) કરતાં, કાયો-

* દશ પ્રકારના પ્રાયશ્ચિત્તમાં પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્ત બીજું છે. વિશેષ વિગત માટે જુઓ પ્રબોધટીકા ભાગ ૧, સૂત્ર-૬.

ત્સર્ગ કરતાં, અપરાધ ખમાવતાં, પ્રાહુણાસાધુ આવે ત્યારે, આલોયણ લેતાં, પ્રત્યાખ્યાન કરતાં અને અણસણ કરતાં, એમ આઠ કારણે (પ્રસંગે) દ્વાદશાવર્ત્ત-વંદન કરવું.

પછી 'અબ્ભુટ્ઠિઓ હું અબ્ભિંતર'ના પાઠવડે ગુરુ મહારાજને ખમાવવા.

૮. પ્રતિક્રમણ કરવા છતાં જે અતિચારોની શુદ્ધિ ન થઈ હોય, તેની શુદ્ધિ કરવા માટે પાંચમા આવશ્યકમાં પ્રવેશ કરવામાં આવે છે. પરંતુ આ ક્રિયા કરતાં પહેલાં ઉપર્યુક્ત શાસ્ત્ર-વચન મુજબ પ્રથમ ગુરુને વંદન કરવામાં આવે છે ને પછી અવગ્રહમાંથી પાછા હઠીને 'આયરિયાઈ-ખામણા-સુત્ત' બોલવામાં આવે છે,* તે એમ દર્શાવવાને કે પોતે આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિરાદિ પ્રત્યે કષાયોનું જે સેવન કર્યું હોય, તેમાંથી પાછો હઠી રહ્યો છે. કાઉસ્સગ્ગની સિદ્ધિ અર્થે કષાયની આવી શાંતિ ઉપયુક્ત છે.

પછી 'સામાઇય સુત્ત' 'ઇચ્છામિ ઠામિ' 'ઉત્તરીકરણ સુત્ત' તથા 'કાઉસ્સગ્ગ-સુત્ત' બોલીને બે લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવામાં આવે છે, તેનો હેતુ ચારિત્રાચારની વિશુદ્ધિ છે. અહીં કાઉસ્સગ્ગ કરતાં પહેલાં જે સૂત્રો બોલવામાં આવે છે, તેનો અર્થ વિચારવાથી ચારિત્રનું શુદ્ધ સ્વરૂપ સમજાય છે તથા તેમાં કઈ વસ્તુઓ અતિચારરૂપ છે, તેનો સ્પષ્ટ ખ્યાલ આવે છે.

* કેટલાક આચાર્યોને મતે 'આયરિયાઈ-ખામણા-સુત્ત' સુધીનો વિધિ 'પ્રતિક્રમણ આવશ્યક' છે.

પછી 'લોગસ્સ' તથા 'સવ્વલોએ અરિહંત-ચેઈઆણં' સૂત્ર બોલીને એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવામાં આવે છે, તેનો હેતુ દર્શનાચારની વિશુદ્ધિ છે. પછી 'સુયધમ્મ-થુઈ' બોલવામાં આવે છે, તેનો હેતુ જ્ઞાનાચારની વિશુદ્ધિ છે.

પછી 'સિદ્ધ-થુઈ' બોલવામાં આવે છે, તેનો હેતુ સર્વ આચારનું નિરતિચારપણે પાલન કરવાથી ઉત્કૃષ્ટ ફળ પ્રાપ્ત કરનાર સર્વ સિદ્ધોને વંદન કરવાનો છે.

આ રીતે ચારિત્રાચાર, દર્શનાચાર અને જ્ઞાનાચારની વિશુદ્ધિ-નિમિત્તે કાયોત્સર્ગ કર્યા પછી, તથા સિદ્ધ ભગવંતોને વંદના કર્યા પછી, શ્રુતદેવતા અને ક્ષેત્રદેવતાનાં આરાધન-નિમિત્તે એક એક નવકારનો કાઉસ્સગ્ગ કરવામાં આવે છે.

૯. પછી એક નવકાર ગણી, મુહપત્તીનું પડિલેહણ કરી, દ્વાદશાવર્ત્ત-વંદન કરવામાં આવે છે. તેમાં નવકારની ગણના મંગલ અર્થે કરવામાં આવે છે અને મુહપત્તીનું પડિલેહણ તથા દ્વાદશાવર્ત્ત-વંદન છટ્ઠા 'પ્રત્યાખ્યાન' આવશ્યક-નિમિત્તે કરવામાં આવે છે. લોકોમાં પણ એવો રિવાજ છે કે રાજા અમુક કાર્ય બતાવે, તે કર્યા બાદ પ્રણામ કરીને તે નિવેદન કરવું. પછી પ્રતિક્રમણ કરનાર છએ છ આવશ્યક કર્યાનું સ્મરણ કરવા રૂપે છ આવશ્યકો કરી લીધાનું નિવેદન કરે છે અને અહીં ષડાવશ્યકમય પ્રતિક્રમણની ક્રિયા પૂરી થાય છે.

૧૦. પછી 'इच्छामो अणुसट्ठिं' એવાં વચનો બોલવામાં આવે છે, તેનો પારિભાષિક અર્થ એ છે કે ગુરુ મહારાજના સર્વ આદેશો પૂર્ણ થયા પછી હવે હિત-શિક્ષા અર્થે નવો આદેશ

હોય તો ઇચ્છીએ છીએ. સમ્યક્ત્વ-સામાયિકાદિના આરોપણ-વિધિમાં તથા અંગાદિકના ઉદ્દેશમાં પણ આ પ્રમાણે 'इच्छामो अणुसट्ठि' એવું વચન આવે છે.

પછી 'નમો ખમાસમણાણું' અને 'નમોઽર્હત્૦'નાં મંગલાચરણ-પૂર્વક વર્ધમાન સ્વરે, વર્ધમાન અક્ષર-યુક્ત શ્રી-વર્ધમાનસ્વામીની સ્તુતિ બોલવામાં આવે છે. તેમાં સામાચારી એવી છે કે ગુરુ મહારાજ એક સ્તુતિ બોલી રહ્યા પછી બીજાએ તે, તથા બાકીની સ્તુતિ સાથે બોલવી. પરંતુ પાક્ષિક પ્રતિક્રમણમાં ગુરુ મહારાજનું તથા પર્વનું વિશેષ બહુમાન કરવા ગુરુ ત્રણે સ્તુતિ બોલી રહ્યા પછી સર્વે સાધુઓ અને શ્રાવકોએ આ સ્તુતિ પુનઃ સમકાળે ઉચ્ચસ્વરે બોલવી. અહીં સંપ્રદાય એવો છે કે સાધ્વીઓએ અને શ્રાવિકાઓએ 'સંસાર-દાવાનલ૦'ની ત્રણ સ્તુતિ બોલવી.

પછી 'સક્કત્થય સુત્ત' બોલીને આદેશ માગવા-પૂર્વક પૂર્વાચાર્ય-રચિત સ્તવન બોલવામાં આવે છે તથા 'સપ્તતિ-શત-જિનવંદન' બોલીને ભગવાન આદિ ચારને થોભ-વંદન કરવામાં આવે છે તથા જમણો હાથ ચરવળા કે ભૂમિ પર સ્થાપી 'સાહુ-વંદણ સુત્ત' બોલવામાં આવે છે, તે સર્વે પૂર્ણાહુતિમાં દેવ-ગુરુની વંદના કરવા અર્થે સમજવી.

૧૧. પછી પ્રાયશ્ચિત્ત-વિશુદ્ધિ-નિમિત્તે કાઉસ્સગ્ગ કરવામાં આવે છે, એટલે તેનો હેતુ સ્પષ્ટ છે. કાઉસ્સગ્ગ પછી બોલાતો લોગસ્સનો પાઠ મંગલરૂપ છે.

૧૨. પછી સજ્ઝાયનો આદેશ માગીને સજ્ઝાય (સ્વાધ્યાય) બોલવામાં આવે છે. તે સંબંધી શાસ્ત્રકારોએ કહ્યું છે કે—

"बारसविहंमि वि तवे, सब्भिंतर-बाहिरे कुसल-दिट्ठे ।
नवि अत्थि नवि अ होही, सज्झाय-समं तवोकम्मं ॥"

બાર પ્રકારનાં સર્વજ્ઞ-કથિત બાહ્ય અને અભ્યંતર તપને વિષે સજ્ઝાય-સમાન બીજું તપ-કર્મ છે નહિ, [હતું નહિ] અને હોશે પણ નહિ.*

૧૩. સજ્ઝાય પછી દુઃખ-ક્ષય તથા કર્મ-ક્ષય-નિમિત્તે કાયોત્સર્ગ કરવામાં આવે છે, એટલે તેનો હેતુ સ્પષ્ટ છે. આ કાઉસ્સગ્ગમાં 'શાંતિ-સ્તવ'નો પાઠ જે એક જણ બોલે છે અને બીજાઓ સાંભળે છે, તેમાં કેવું ગૂઢ રહસ્ય રહેલું છે, તે સૂત્ર-વિવરણના પ્રસંગે અમે વિસ્તારથી જણાવેલું છે.

૧૪. પછી સામાયિક પારવાનો વિધિ શરૂ થાય છે, તેમાં 'લોગસ્સ'નો પાઠ બોલ્યા પછી 'પાસનાહજિણ-થુઈ' વગેરે સૂત્રો બોલીને ચૈત્યવંદન કરવામાં આવે છે. શ્રાવકે એક અહોરાત્રમાં સાત ચૈત્યવંદન કરવાનાં છે, તેમાંનું છેલ્લું ચૈત્યવંદન રાત્રિએ સૂતાં પહેલાં કરવાનું છે, તે અહીં કરી લેવામાં આવે છે. પછીની સર્વ ક્રિયા સામાયિક પારવાની વિધિ મુજબ છે કે જેનો હેતુ પહેલાં વિસ્તારથી જણાવેલો છે.

---

* આ પછીનો વિધિ 'પ્રતિક્રમણ-ગર્ભ-હેતુ'માં નથી.

## રાત્રિક પ્રતિક્રમણના હેતુઓ

૧. પ્રથમ સામાયિક લેવાય છે, તેનો હેતુ દૈવસિક પ્રતિક્રમણના હેતુ મુજબ સમજવો.

૨. પછી કુસ્વપ્ન-દુઃસ્વપ્ન-નિમિત્તે કાઉસ્સગ્ગ કરવામાં આવે છે, તેમાં રાગાદિમય સ્વપ્નને કુસ્વપ્ન સમજવું અને દ્વેષાદિમય સ્વપ્નને દુઃસ્વપ્ન સમજવું. સ્વપ્નમાં સ્ત્રીને અનુરાગ-વડે જોઈ હોય, તો તે દૃષ્ટિ-વિપર્યાસ કહેવાય. તે માટે ૧૦૦ શ્વાસોચ્છ્વાસનો કાઉસ્સગ્ગ કરવાનો છે, જે 'લોગસ્સ'સૂત્રનો 'ચંદેસુ નિમ્મલયરા' સુધીનો પાઠ ચાર વાર વિધિ-પૂર્વક સ્મરવાથી થાય છે અને સ્વપ્નમાં અબ્રહ્મનું સેવન થયું હોય, તો તે નિમિત્તે ૧૦૮ શ્વાસોચ્છ્વાસનો કાઉસ્સગ્ગ કરવાનો છે, જે 'લોગસ્સ'સૂત્રનો 'સાગરવર-ગંભીરા' સુધીનો પાઠ ચાર વાર વિધિ-પૂર્વક સ્મરવાથી થાય છે. પછી 'લોગસ્સ'સૂત્રનો પાઠ પ્રગટ રીતે બોલવામાં આવે છે, તે મંગલરૂપ સમજવો. કુસ્વપ્ન-દુઃસ્વપ્નનો આ અધિકાર મુખ્યતયા સ્ત્રી-સંગથી રહિત મુનિરાજને અનુલક્ષીને કહેલો છે અને તે નિમિત્તે જે કાયોત્સર્ગ કરવાનો છે, તે પાતકની શુદ્ધિ અર્થે પ્રાયશ્ચિત્તરૂપ હોઈ આવશ્યકથી અતિરિક્ત છે.

૩. સર્વ ધર્માનુષ્ઠાન દેવ-ગુરુનાં વંદન-પૂર્વક સફલ થાય છે, તેથી અહીં પ્રથમ ચૈત્યવંદન કરવામાં આવે છે અને તેમાં

'જગ-ચિંતામણિ'સુત્તથી 'પણિહાણ-સુત્ત' સુધીનાં સૂત્રો બોલવામાં આવે છે. પછી ભગવાન આદિ ચારને વંદન કરવામાં આવે છે, એટલે દેવ તથા ગુરુ ઉભયને વંદન થાય છે.

૪. દૈવસિક પ્રતિક્રમણમાં સજ્ઝાય પાછળથી કરવામાં આવે છે, ત્યારે અહીં પ્રારંભમાં કરવામાં આવે છે, તેનો હેતુ પ્રાભાતિક પ્રતિક્રમણ માટે યથોક્ત સમયની રાહ જોવાનો છે. સજ્ઝાયમાં ભરતેશ્વર-આદિ મહાપુરુષો તથા સુલસા, ચંદન-બાલા વગેરે મહાસતીઓનું પ્રભાતમાં સ્મરણ કરવામાં આવે છે, કારણ કે તેઓ જે જીવન જીવી ગયા તે આપણા માટે અધ્યાત્મનો ઊંચો આદર્શ પૂરો પાડે છે.

૫. પછી ગુરુને સુખશાતા પૂછીને રાત્રિક પ્રતિક્રમણની વિધિસર સ્થાપના કરવામાં આવે છે અને જમણો હાથ ચરવળા કે પાઉંછણ પર સ્થાપી પ્રતિક્રમણનાં બીજકરૂપ 'સવ્વસ્સ વિ રાઇઅ દુચ્ચિંતિઅ૦' વગેરે પદો બોલવામાં આવે છે.

૬. પછી 'સક્કત્થય-સુત્ત' બોલવામાં આવે છે, તે દેવ-વંદન મંગળ અર્થે સમજવું.

૭. પછી 'સામાઇય-સુત્ત' વગેરે બોલીને એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવામાં આવે છે, તે ચારિત્રાચારની શુદ્ધિ અર્થે સમજવો. પછી 'લોગસ્સ' વગેરે બોલીને એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવામાં આવે છે, તે દર્શનાચારની શુદ્ધિ અર્થે સમજવો. અને પછી 'સુયધમ્મ-થુઇ' વગેરે બોલીને 'અઇયાર-વિયારણ-ગાહા'નો કાઉસ્સગ્ગ કરવામાં આવે છે, તે મુખ્યત્વે જ્ઞાનાચારની શુદ્ધિ અર્થે સમજવો. 'દૈવસિક

પ્રતિક્રમણમાં ચારિત્રાચારની શુદ્ધિ માટે બે લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવામાં આવે છે અને અહીં એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કેમ?' એનો ઉત્તર એ છે કે 'દિવસ કરતાં રાત્રિમાં થોડી પ્રવૃત્તિ હોવાથી અલ્પ દોષ લાગવાનો સંભવ છે. વળી 'પહેલા કાઉસ્સગ્ગમાં અતિચારોનું ચિંતન કરવાને બદલે ત્રીજા કાઉસ્સગ્ગમાં અતિચારનું ચિંતન શા માટે કરવામાં આવે છે?' એનો ઉત્તર એ છે કે પહેલા કાઉસ્સગ્ગમાં નિદ્રાનો કંઈક ઉદય સંભવે છે, તેથી અતિચારોનું સારી રીતે ચિંતન થઈ શકે નહિ; તેથી તે ત્રીજા કાઉસ્સગ્ગમાં ચિંતવાય છે.'

૮-૯ પછી ત્રીજા અને ચોથા આવશ્યકની જે ક્રિયા થાય છે, તેના હેતુ દૈવસિક પ્રતિક્રમણની વિધિના હેતુઓ મુજબ સમજવા.

૧૦. પછી ત્રણ આચારોના કાઉસ્સગ્ગથી પણ અશુદ્ધ રહેલા અતિચારોની એકત્ર શુદ્ધિને અર્થે તપ ચિંતવવાનો કાયોત્સર્ગ કરવાનો છે. તે ન આવડે તો સોળ નવકાર ગણવાની પ્રવૃત્તિ છે, પણ ખરી રીતે તપનું ચિંતન કરવું જોઈએ. તેનો વિધિ આ પ્રમાણે સમજવો:—

'શ્રીવીર ભગવાને છ માસનો તપ કર્યો હતો. હે ચેતન! તે તપ તું કરી શકીશ?' અહીં મનમાં ઉત્તર ચિંતવવો કે તેવી શક્તિ નથી અને પરિણામ નથી. પછી અનુક્રમે એક એક ઉપવાસ ઓછો કરીને વિચાર કરવો. એમ કરતાં પાંચ માસ સુધી આવવું. પછી એક એક માસ ઓછો કરીને વિચાર કરવો અને એક માસ સુધી આવવું. પછી એક દિન ઊણુ માસખમણ,

બે દિન ઊણ માસખમણ એમ તેર દિવસ ન્યૂન સુધી એટલે સત્તર ઉપવાસનો વિચાર કરવો. પછી 'હે ચેતન! તું ચોત્રીશ ભક્ત (સોળ ઉપવાસ) કર, બત્રીશ ભક્ત કર, ત્રીશ ભક્ત કર' એમ બે બે ભક્ત ઓછા કરતાં ચોથભક્ત (એક ઉપવાસ) સુધી વિચાર કરવો. અને તેવી શક્તિ પણ ન હોય તો અનુક્રમે આયંબિલ, નિવ્વી, એગાસણ, બિયાસણ, અવડ્ઢ, પુરિમડ્ઢ, સાડ્ઢપોરિસી, પોરિસી, નવકારસી-પર્યંત વિચાર કરવો. તેમાં જ્યાં સુધી કરવાની શક્તિ હોય એટલે કે તે તપ કરી જોયો હોય, ત્યારથી એમ વિચાર કરે કે 'શક્તિ છે, પણ પરિણામ નથી.' પછી ત્યાંથી ઘટતાં ઘટતાં પચ્ચક્ખાણ કરવું હોય, ત્યાં આવીને અટકે અને 'શક્તિ પણ છે અને પરિણામ પણ છે.' આ પ્રમાણે વિચાર કરી મનમાં નિશ્ચય ધારણ કરીને કાઉસ્સગ્ગ પારવો.

૧૧. પછી છઠ્ઠા આવશ્યકની ક્રિયા શરૂ થાય છે, એટલે મુહપત્તીનું પડિલેહણ કરી દ્વાદશાવર્ત્ત-વંદન કરવામાં આવે છે ને સર્વે તીર્થોને વંદના કરવાના હેતુથી 'સકલ-તીર્થ-વંદના' બોલવામાં આવે છે. પછી મન-ચિંતિત પચ્ચક્ખાણ કરવામાં આવે છે. તેમાં ગુરુ સમીપે પ્રતિક્રમણ થતું હોય તો ગુરુ પાસે નહિતર જાતે પચ્ચક્ખાણ કરવામાં આવે છે, અને 'સામાયિક૦ પચ્ચક્ખાણ કર્યું છે જી' એમ કહેવાય છે. જો પચ્ચક્ખાણ લેતાં ન આવડતું હોય તો પચ્ચક્ખાણ ધારવામાં આવે છે અને 'પચ્ચક્ખાણ ધાર્યું છે જી' એમ-કહેવાય છે.

૧૨. પછી છયે આવશ્યક પૂરાં થયાંનો હર્ષ જણાવવા

માટે 'इच्छामो अणुसट्ठिं' કહીને 'પ્રાભાતિક-સ્તુતિ' એટલે 'વિશાલ-લોચન-દલ'સૂત્રની ત્રણ ગાથા બોલવામાં આવે છે, તે મંદસ્વરે બોલવી, પણ ઉચ્ચ સ્વરે ન બોલવી; કારણ કે ઉચ્ચ સ્વરે બોલતાં હિંસક જીવો જાગી ઊઠે અને હિંસામાં પ્રવૃત્ત થાય, તેનું નિમિત્ત બનવાનો પ્રસંગ આવે.

૧૩. પછી ચાર થોય(સ્તુતિ)થી દેવ-વંદન કરવામાં આવે છે, તથા ચાર ખમા૦ પ્રણિ૦ દઈને ભગવાન વગેરેને થોભ-વંદન કરવામાં આવે છે, તથા શ્રાવક 'સાહુવંદણ-સુત્ત' બોલે છે, તે સર્વ મંગલાર્થે સમજવું.

શ્રાવક પોષધમાં હોય તો અહીં 'बहुवेल संदिसाहुं' અને 'बहुवेल करशुं' એવા આદેશો માગે. છૂટા શ્રાવકે તેમ કરવાનું નથી. આ આદેશો માગવાનું કારણ એ છે કે સર્વ કાર્ય ગુરુ-મહારાજને પૂછીને કરવું.

૧૪-૧૫. પછી શ્રીસીમંધરસ્વામી તથા શ્રીસિદ્ધાચળજીનાં ચૈત્યવંદનો કરવામાં આવે છે. તે સામાચારી પ્રમાણે તથા સામાયિકનો બે ઘડી કાળ પૂરો કરવા માટે સમજવું. આ પ્રતિક્રમણમાં એક 'જગ-ચિંતામણિ સુત્ત'થી શરૂ થતું અને બીજું 'પ્રાભાતિક-સ્તુતિ'રૂપ એમ બે ચૈત્યવંદનો કરવામાં આવે છે, છતાં આ ચૈત્યવંદનો કરવાની પ્રવૃત્તિ છે, તે વિશેષ માંગલિક અર્થે સમજવી.

૧૬. પછી સામાયિક પારવામાં આવે છે, તેનો હેતુ આગળ જણાવેલો છે.

# પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણના હેતુઓ.

દિવસ અને રાત્રિના છેડે નિત્ય પ્રતિક્રમણ કરવા છતાં કોઈક અતિચારનું વિસ્મરણ થયું હોય, અથવા સાંભરવા છતાં ભયાદિકને લીધે ગુરુ-સમક્ષ તેનું પ્રતિક્રમણ ન કર્યું હોય, અથવા મંદ પરિણામને લીધે તેનું સમ્યક્ પ્રકારે પ્રતિ-ક્રમણ ન થયું હોય, તેવા અતિચારોને પ્રતિક્રમવા માટે તથા વિશેષ શુદ્ધિને અર્થે પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણ કરવાનાં છે. કહ્યું છે કે—

" जह गहं पइ-दिवसं पि, सोहियं तह वि पव्व-संधीसु ।
सोहिज्जइ सविसेसं, एवं इहयं पि नायव्वं ॥ "

—જેમ ઘર પ્રતિદિવસ સાફ કરવામાં આવે છે, છતાં પર્વના દિવસોએ વિશેષ પ્રકારે સાફ કરાય છે, તેમ અહીં પણ જાણી લેવું.

૧. પાક્ષિકાદિ-પ્રતિક્રમણમાં પ્રારંભનો 'સાવગ-પડિ-ક્કમણ-સુત્ત' સુધીનો વિધિ દૈવસિક પ્રતિક્રમણ પ્રમાણે કરવાનો છે. એટલે તેના હેતુઓ પણ તે પ્રમાણે સમજવા. તે પછી તરત જ પકખી-પ્રતિક્રમણ શરૂ કરવાનો હેતુ એ છે કે પકખી-પ્રતિક્રમણ એ ચોથું આવશ્યક છે, તેથી તેનું અહીં અનુસંધાન થાય.

૨. પછી ગુર્વાદિકને ખમાવવા-પૂર્વક જ સર્વ અનુષ્ઠાનો સફળ થાય છે, તેથી 'अब्भुट्ठिओ हं संबुद्धा ! खामणेणं' ઇત્યાદિ પાઠ વડે ગુર્વાદિક સંબુદ્ધોને ખમાવવામાં આવે છે, પરંતુ ગુર્વાદિકને ખમાવતાં પહેલાં દ્વાદશાવર્ત્ત-વંદન કરવામાં આવે છે અને તેવું વંદન કરતાં પ્રથમ મુહપત્તીની પડિલેહણા કરવામાં આવે છે. આવી રીતે મુહપત્તીનું પડિલેહણ કરનારી વ્યક્તિ પ્રતિક્રમણની માંડલીમાં ગણાય છે, બીજી ગણાતી નથી. (આ જ ઉદ્દેશથી જેણે મુહપત્તી ન પડિલેહી હોય તે વ્યક્તિને છીંક આવે તો તેનો બાધ ન ગણવો-એવી પ્રવૃત્તિ છે.)

૩. પછી સંક્ષેપ અને વિસ્તારથી પાપની આલોચના કરવા માટે આલોયણાસુત્ત બોલ્યા પછી અતિચાર બોલવામાં આવે છે. તેમાં કયા અતિચારોનું સેવન થયું છે, તે જાણીને આલોવવા અને પ્રતિક્રમવા માટે એક જણ અતિચાર બોલે છે અને બીજાઓ એકાગ્ર ચિત્તે સાંભળે છે.

૪-૫ પછી 'સવ્વસ્સ વિ' બોલીને સર્વ અતિચારોનું પ્રતિક્રમણ-પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરવામાં આવે છે. તે પછી પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક તપ તરીકે એક, બે અને ચાર ઉપવાસ; કે બે, ચાર અને છ આયંબિલ; કે ત્રણ, છ અને નવ નિવ્વી; કે ચાર, આઠ અને બાર એકાસણાં; કે આઠ, સોળ અને ચોવીસ બેઆસણાં; અથવા બે, ચાર અને છ હજાર સજ્ઝાયના તપનું નિવેદન કરવાનું હોય છે. જો આવું તપ કરેલ હોય તો 'પઇટ્ઠિઓ' બોલવામાં આવે છે, તેનો અર્થ એ છે

કે 'હું હાલ તેવા તપમાં સ્થિત છું.' અને જો આવું તપ તુર્તમાં કરી આપવાનું હોય તો 'તહ ત્તિ' કહેવામાં આવે છે. કેટલાક આ વખતે કંઈ પણ ન બોલતાં મૌન રહે છે અને કેટલાક 'યથાશક્તિ' કહીને તેનો અંશતઃ સ્વીકાર કરે છે. પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા માટે આ તપની યોજના છે, એટલે તે અવશ્ય કરવો ઘટે છે.

૬. પછી 'પ્રત્યેક-ખામણા' વડે સર્વને ખમાવવામાં આવે છે અને તેની પહેલાં તથા પછી વિનયાર્થે ગુરુને દ્વાદશાવર્ત-વંદન કરવામાં આવે છે.

૭ થી ૧૦. પછી 'પકખીસુત્ત' બોલીને શ્રુતારાધનના ઉલ્લાસ બદલ 'સુયદેવયા' થુઈ કહેવામાં આવે છે અને 'સાવગ-પડિક્કમણ-સુત્ત' કહી બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવામાં આવે છે, તે અતિચારોની વિશેષ શુદ્ધિ અર્થે જાણવો.

૧૧ પછી 'ઇચ્છા૦ અબ્ભુટ્ઠિઓ હં સમત્ત(સંમાપ્ત)-ખામણેણં અબ્ભિંતર-પક્ખિયં ખામેઉં?' વગેરે શબ્દો વડે ખમાવવામાં આવે છે, તે કાઉસ્સગ્ગ કરતાં શુભ એકાગ્ર ભાવ વડે કંઈક અપરાધો સાંભર્યા હોય તેને ખમાવવા માટે જાણવું. અથવા અહીં પાક્ષિક પ્રતિક્રમણની સમાપ્તિ થાય છે, તેથી પ્રથમનાં ખામણા પછી કંઈ અપ્રીતિકારી થયું હોય, અથવા ખોટી ક્રિયા થઈ હોય તો તે ખમાવવા માટે જાણવું.

૧૨ પછી ‘સાવગ-પડિક્કમણ સુત્ત’થી બીજો વિધિ દૈવસિક પ્રતિક્રમણની વિધિ પ્રમાણે કરવાનો છે, એટલે તેના હેતુઓ તે પ્રમાણે સમજવા.

અહીં શ્રુતદેવતાના કાયોત્સર્ગને સ્થાને ભુવનદેવતાનો કાયોત્સર્ગ કરવામાં આવે છે, તેનો હેતુ એ છે કે ક્ષેત્રદેવતાની નિરંતર સ્મૃતિમાં ભુવનનું ક્ષેત્રાંતર્ગતપણું હોવાથી તત્ત્વથી તો ભુવનદેવતાની સ્મૃતિ દરરોજ થાય જ છે, તો પણ પર્વ-દિવસે તેમનું બહુમાન કરવું.

૧૩ સ્તવનનાં સ્થાને ‘અજિય-સંતિ-થઓ’ અને ‘શાંતિ-સ્તવ’ને સ્થાને ‘બૃહચ્છાંતિ’ બોલાય છે, તે પર્વ-દિવસે ભાવની વિશેષ વૃદ્ધિ માટે સમજવું.

---

# પ્રતિક્રમણ-વિધિદર્શક પ્રાચીન ગાથાઓ

[ શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના તૃતીય પ્રકાશના સ્વોપજ્ઞ-વિવરણમાં ચિરંતનાચાર્યકૃત આ ગાથાઓ ઉદ્ધૃત કરેલી છે. ]

" पंचविहायार-विसुद्धि-हेउमिह साहू सावगो वा वि ।
पडिक्कमणं सह गुरुणा, गुरु-विरहे कुणइ एक्को वि ॥ १ ॥

वंदित्तु चेइआइं, दाउं चउराइए खमासमणे ।
भू-निहिअ-सिरो सयलाइआर-मिच्छोक्कडं देइ ॥ २ ॥

सामाइअ-पुव्वमिच्छामि-ठाइअं( मि ) काउस्सग्गमिच्चाइ ।
सुत्तं भणिअ पलंविअ-भुअ-कुप्पर-धरिअ-पहिरणओ ॥ ३ ॥

घोडगमाई-दोसेहिं, विरहिअं तो करेइ उस्सग्गं ।
नाहि-अहो-जाणुद्धं, चउरंगुल-ठिअ-कडिपट्टो ॥ ४ ॥

तत्थ य धरेइ हिअए, जहक्कमं दिण-कए अईआरे ।
पारेत्तु णमोक्कारेण, पढइ चउवीसथय-दंडं ॥ ५ ॥

संडासगे पमज्जिअ, उवविसिअ अलग्ग-विअय-बाहुजुओ ।
मुहणंतगं च कायं च, पेहए पंचवीस इह ॥ ६ ॥

उट्ठिय ठिओ सविणयं, विहिणा गुरुणो करेइ किइकम्मं ।
बत्तीस-दोस-रहिअं, पणवीसावस्सग-विसुद्धं ॥ ७ ॥

अह सम्ममवणअंगो, करजुअ-विहि-धरिअ-पुत्ति-रयहरणो ।
परिचिंतिअ अइआरे, जहक्कमं गुरु-पुरो वियडे ॥ ८ ॥

अह उवविसित्तु सुत्तं, सामाइयमाइयं पढिअ पयओ ।
अब्भुट्ठिओ म्हि इच्चाइ, पढइ दुह उट्ठिओ विहिणा ॥ ९ ॥

दाऊण वंदणं तो, पणगाइसु जइसु खामए तिन्नि ।
किइकम्मं करे आयरिअमाइ-गाहा-तिगं पढइ ॥ १० ॥

इय सामाइय-उस्सग्गसुत्तमुच्चरिअ काउस्सग्ग-ठिओ ।
चिंतइ उज्जोअ-दुगं, चरित्त-अइआर-सुद्धि-कए ॥ ११ ॥

विहिणा पारिय, सम्मत्त-सुद्धि-हेउं च पढइ उज्जोअं ।
तह सव्वलोअ-अरिहंत-चेइआराहणोस्सग्गं ॥ १२ ॥

काउं उज्जोअगरं, चिंतिय पारेइ सुद्ध-सम्मत्तो ।
पुक्खरवरदीवड्ढं, कड्ढइ सुअ-सोहण-निमित्तं ॥ १३ ॥

पुण पणवीसुस्सासं, उस्सग्गं कुणइ पारए विहिणा ।
तो सयल-कुसल-किरिया-फलाण सिद्धाण पढइ थयं ॥ १४ ॥

अह सुअ-समिद्धि-हेउं सुअदेवीए करेइ उस्सग्गं ।
चिंतेइ नमोक्कारं, सुणइ व देई व तीइ थुइं ॥ १५ ॥

एवं खित्तसुरीए, उस्सग्गं कुणइ सुणइ देइ थुइं ।
पढिऊण पंचमंगलमुवविसइ पमज्ज संडासे ॥ १६ ॥

पुव्वविहिणेव पेहिय, पुत्तिं दाऊण वंदणं गुरुणो ।
'इच्छामो अणुसट्ठिं' ति, भणिअ जाणूहिं तो ठाइ ॥ १७ ॥

गुरुथुइ-गहणे थुइ तिण्णि वद्धमाणक्खर-स्सरो पढइ ।
सक्कत्थय-थवं-पढिअ, कुणई पच्छित्त-उस्सग्गं ॥ १८ ॥

તે કાઉસ્સગ્ગમાં દિવસે સેવેલા અતિચારોનું ક્રમસર ચિંતવન કરી ધારણા કરે. પછી નમસ્કાર-પૂર્વક કાઉસ્સગ્ગ પારીને ચતુર્વિંશતિ-સ્તવ દંડક ( 'લોગસ્સ' સૂત્ર) બોલે. ૫.

સંડાસા પૂંજી, અર્થાત્ સાથળ તથા ઉરુના સંધિ-ભાગોની પ્રમાર્જના કરીને નીચે ઉભડક પહોળા બેસી બન્ને હાથ ક્યાં ય ( પરસ્પર કે બીજાને ) લગાડ્યા સિવાય મુખાનન્તક ( મુહ-પત્તી ) અને શરીરનાં પચ્ચીસ સ્થાને પ્રતિલેખના કરે. ૬.

ઊભો થઈને પછી ઉભડક બેસીને વિનય-પૂર્વક વિધિ-યુક્ત ગુરુને બત્રીસ દોષ-રહિત અને પચ્ચીસ આવશ્યકથી વિશુદ્ધ વંદન કરે. ૭.

ત્યારપછી ( ઊભા ઊભા ) બરાબર મસ્તક નમાવીને અને બન્ને હાથમાં વિધિ-પૂર્વક મુહપત્તી અને રજોહરણ ધારણ કરીને ( પૂર્વે ) ચિંતવી રાખેલા અતિચારો યથાક્રમે ગુરુની આગળ પ્રગટ કરે. ૮.

પછી બેસીને ઉપયોગ-સહિત સામાયિક ( કરેમિ ભંતે ) વગેરે બોલવા પૂર્વક શ્રમણ( શ્રાવક )-પ્રતિક્રમણસૂત્ર બોલી વિધિથી દ્રવ્યભાવ બંને રીતે ઊભો થઈને 'અબ્ભુટ્ઠિઓમિ' ઇત્યાદિ પાઠ બોલે. ૯.

પછી વાંદણાં દઈને પાંચ કે વધુ સાધુ હોય તો ત્રણને ખમાવે. પછી વાંદણાં દે અને 'આયરિય-ઉવજ્ઝાએ' એ ત્રણ ગાથા બોલે. ૧૦.

સામાયિક( કરેમિ ભંતે ) સૂત્ર તથા ઉત્સર્ગ(' તસ્સ ઉત્તરી, ' ' અન્નત્થ ') સૂત્ર બોલી કાયોત્સર્ગમાં ઊભો રહી ચારિત્રાચારમાં લાગેલા અતિચારોની શુદ્ધિ માટે બે (' ઉજ્જોઅ ') ' લોગસ્સ 'નો કાઉસ્સગ્ગ કરે. ૧૧.

પછી વિધિ-પૂર્વક પારીને સમ્યક્ત્વની શુદ્ધિ માટે લોગસ્સ કહે. તથા સર્વ લોકમાંના અર્હત્-ચૈત્યોની આરાધનાનો કાઉસ્સગ્ગ(' સવ્વલોએ અરિહંત-ચેઇઆણં', ' અન્નત્થ ' કાયોત્સર્ગ-સૂત્ર બોલીને ) કરે. ૧૨.

તેમાં એક લોગસ્સનું ચિંતવન કરીને કાઉસ્સગ્ગ પારે. પછી નિર્મળ-સમ્યક્ત્વવાળો બનેલો શ્રુતની સાધના માટે ' પુક્ખરવરદીવડ્ઢે ' સૂત્ર બોલે. ૧૩.

પછી ( કાયોત્સર્ગ-સૂત્ર બોલી ) પચ્ચીસ શ્વાસોચ્છ્વાસનો ( અર્થાત્ એક લોગસ્સનો ) કાઉસ્સગ્ગ કરે અને વિધિ-પૂર્વક પારે. ત્યાર પછી સઘળી કુશલક્રિયાનાં ફલ માટે સિદ્ધોનું સ્તવન (' સિદ્ધાણં બુદ્ધાણં '-સૂત્ર ) બોલે. ૧૪.

હવે શ્રુતની સમૃદ્ધિ માટે શ્રુતદેવીનો કાઉસ્સગ્ગ કરે, એમાં એક નવકારનું ચિંતવન કરે અને તે( શ્રુતદેવી )ની સ્તુતિ બોલે અથવા સાંભળે. ૧૫.

એ જ પ્રમાણે ક્ષેત્રદેવીનો કાઉસ્સગ્ગ કરે અને તેની સ્તુતિ બોલે અથવા સાંભળે. પછી ' પંચમંગલ ' ( નમસ્કાર ) સૂત્ર બોલીને સંડાસાનું પ્રમાર્જન કરીને નીચે બેસે. ૧૬...

પૂર્વ વિધિ પ્રમાણે (શરીર-સહિત) મુહપત્તીની પ્રતિલેખના-કરી ગુરુને વાંદણાં દઈ ' ઇચ્છામો અણુસટ્ઠિં ' બોલીને ઢીંચણ પર બેસે. ૧૭.

પછી ગુરુ વડે બોલાતી સ્તુતિ સાંભળીને વધતા અક્ષરે અને વધતા સ્વરે ત્રણ સ્તુતિ (' નમોસ્તુ વર્દ્ધમાનાય ') બોલે. ત્યાર પછી શક્રસ્તવ( નમો ત્થુ ણં ) અને સ્તવન બોલીને પ્રાયશ્ચિત્ત-નિમિત્ત કાઉસ્સગ્ગ કરે. ૧૮.

આ પ્રમાણે તો દૈવસિક પ્રતિક્રમણ જાણવું. રાત્રિક પ્રતિક્રમણ પણ એ જ પ્રમાણે છે. કિન્તુ તેમાં વિશેષતા એટલી કે પ્રથમ મિથ્યાદુષ્કૃત દઈને ( અર્થાત્ ' સવ્વસ્સ વિ ' સૂત્રથી પ્રતિ૦ ઠાઈ) પછી શક્રસ્તવ( નમો ત્થુ ણં ) બોલે. ૧૯.

ઊભા થઈને વિધિ-પૂર્વક ( અર્થાત્ ' કરેમિ ભંતે ' વગેરે સૂત્રો ભણીને ) કાઉસ્સગ્ગ કરે. અને એમાં એક લોગસ્સનું ચિંતવન કરે. બીજો કાઉસ્સગ્ગ પણ દર્શનાચારની શુદ્ધિ માટે એ જ પ્રમાણે કરે, અને લોગસ્સનું ચિંતવન કરે. ૨૦.

ત્રીજા કાઉસ્સગ્ગમાં રાત્રિના અતિચારોનું યથાક્રમ ચિંતવન કરીને તે પારે, અને સિદ્ધ-સ્તવને ભણી સંડાસા (અર્થાત્ ઉરુ વગેરેના સંધિ-ભાગ)નું પ્રમાર્જન કરીને બેસે. ૨૧.

અને પ્રથમની માફક મુહપત્તી પડિલેહણ, વાંદણાં, આલોચના, શ્રમણ(શ્રાવક)સૂત્ર-પાઠ, વાંદણાં, ક્ષમાપના, વાંદણાં તથા ગાથા-ત્રિક( આયરિય-ઉવજ્ઝાએ સૂત્ર ) બોલે અને (કાયોત્સર્ગ-સૂત્ર ભણી) તપ-ચિંતવનારૂપ કાઉસ્સગ્ગ કરે. ૨૨.

તેમાં એમ ચિંતવે કે 'જે રીતે મારા સંયમ-યોગોની હાનિ ન થાય એ રીતનો તપ હું આદરૂં. તેમાં ઉત્કૃષ્ટ છ મહિનાનો તપ કરવાને હું સમર્થ નથી. એમાં એકથી માંડી ઓગણત્રીસ દિવસ ઊણો તપ કરવા સમર્થ નથી (અર્થાત્ છ માસમાં એક દિવસ ઓછો તપ કરવા શક્તિ નથી, બે દિવસ ઓછો તપ કરવા શક્તિ નથી; એમ એકેક દિવસ ઘટાડતા ૨૯ દિન ઓછો છમાસી તપ કરવા શક્તિ નથી.) એમ પાંચ મહિનાનો તપ કરવા શક્તિ નથી. એમ ચાર મહિના, ત્રણ મહિના, બે મહિના અને એક મહિનાનો પણ તપ કરવા સમર્થ નથી. એમાં એક દિવસ ન્યૂન, બે દિવસ ન્યૂન, તેર ઉપવાસ ન્યૂન કરવા સમર્થ નથી. પછી ચોત્રીસ અભક્ત (૧૬ ઉપવાસ) કરવા સમર્થ નથી. એમાં બબ્બે ઘટાડતાં વિચારવું. અર્થાત્ બત્રીસ અભક્ત કરવા સમર્થ નથી. ત્રીસ અભક્ત.... અટ્ઠાવીસ અભક્ત.... એમ ચોથ અભક્ત સુધી. તે કરવાને અસમર્થ હોય તો પછી આયંબિલથી માંડી (નિવ્વી, એકાસણું, બેઆસણું, અવડ્ઢ, પુરિમડ્ઢ, સાડ્ઢપોરિસી) આદિ છેવટે પૌરુષી કે નમુક્કાર-સહિયં કરવા સમર્થ છું.' આમાં જે તપ કરવાને સમર્થ હોય, તેને હૃદયમાં ધારણ કરીને કાઉસ્સગ્ગ પારી મુહપત્તીને પડિલેહે. પછી વાંદણાં દઈને અશઠપણે વિધિ-પૂર્વક તે જ (પૂર્વે કાઉસ્સગ્ગમાં ધારી રાખેલું) પચ્ચક્ખાણ કરે. ૨૩, ૨૪, ૨૫, ૨૬.

પછી 'ઇચ્છામો અણુસટ્ઠિં' એ પ્રમાણે બોલીને નીચે (ઢીંચણ પર) બેસી ધીમા શબ્દથી ત્રણ સ્તુતિઓ, શક્રસ્તવ

આદિ બોલે અને પછી ચૈત્યોને વાંદે. (કેમ કે પ્રભાતનો સમય હોવાથી ઊંચા શબ્દથી કોઈ જાગી આરંભ-સમારંભ કરે.) ૨૭.

હવે ચઉદશને દિવસે પાક્ષિક-પ્રતિક્રમણ કરવું. તેમાં દૈવસિક સૂત્ર સુધી પૂર્વની (દૈવસિક પ્રતિક્રમણની) માફક વિધિ કરીને ત્યાર પછી સમ્યગ રીતે આ ક્રમ કરે. ૨૮.

મુહપત્તી-પ્રતિલેખના, વાંદણાં, સંબુદ્ધ-ખામણાં, તથા પાક્ષિક-અતિચાર-આલોચના, વાંદણાં, પ્રત્યેક ખામણાં, અને પછી વાંદણાં અને પાક્ષિક-સૂત્ર. ૨૯.

પછી પ્રતિક્રમણ-સૂત્ર(સાધુને શ્રમણસૂત્ર, ગૃહસ્થને 'વંદિત્તુ' સૂત્ર), અભ્યુત્થાન, કાઉસ્સગ્ગ, મુહપત્તી-પ્રતિલેખના, વાંદણાં, સમાપ્ત-ખામણાં અને ચાર સ્તોભ-વંદન (પક્ખી-ખામણાં.) ૩૦.

ત્યારપછી પૂર્વની વિધિ પ્રમાણે દૈવસિક વાંદણાંથી માંડી બધું કરવું. શય્યાસુરી(વસતિ-પાલક દેવી) કાઉસ્સગ્ગમાં અને શાંતિ-સ્તવ ભણવામાં ફરક છે. ૩૧.

એ જ પ્રમાણે ચઉમાસી, સાંવત્સરિકનો યથાક્રમ વિધિ જાણવો. પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણોમાં નામનો જ ફરક છે. તથા કાઉસ્સગ્ગ બાર લોગસ્સનો, વીસ લોગસ્સનો અને ચાળીસ લોગસ્સ અને એક નવકારનો કરે. પક્ખી, ચોમાસી અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં યથાક્રમે સંબુદ્ધ-ખામણાં ત્રણ, પાંચ અને સાત જાણવાં. ૩૨, ૩૩.

# પોષધ-વિધિ

**(૧) પોષધના પ્રકારો**: પોષધના* મુખ્ય ચાર પ્રકારો છેઃ (૧) આહાર-પોષધ, (૨) શરીર-સત્કાર-પોષધ, (૩) બ્રહ્મચર્ય-પોષધ અને (૪) અવ્યાપાર-પોષધ. આ ચારે પ્રકારના દેશ અને સર્વથી બે બે ભેદો છે, પરંતુ વર્તમાન સામાચારીમાં આહાર-પોષધ દેશ અને સર્વથી કરવામાં આવે છે અને બાકીના ત્રણે પોષધો સર્વથી કરવામાં આવે છે. તિવિહાર ઉપવાસ, આયંબિલ, નિવ્વી તથા એગાસણુ કરવું તે દેશઆહાર-પોષધ છે અને ચોવિહાર ઉપવાસ કરવો તે સર્વ-આહાર-પોષધ છે.

**(૨) પોષધમાં પ્રતિક્રમણાદિ**: પોષધ કરવા ઇચ્છનારે પ્રભાતમાં વહેલા ઉઠીને રાત્રિક-પ્રતિક્રમણ કરવું. પછી ઉપાશ્રયે આવીને ગુરુ-સમક્ષ પોષધ ઉચ્ચરવો. વર્તમાન સામાચારી આ પ્રમાણે છે, પરંતુ મુખ્ય વૃત્તિએ સવારે પોષધ લઈને પછી પ્રતિક્રમણ કરવું ઘટે છે. આ પ્રતિક્રમણમાં 'જીવ-હિંસા-આલોયણા સુત્ત' ('સાત લાખ') અને 'અઢારસ પાવ-ઠાણાણિ' સૂત્રને બદલે 'ગમણાગમણે' સૂત્ર આલોવવું (જે આગળ આપેલું છે.) અને 'સાહુ-વંદણ-સુત્ત' ('અઢાઈજ્જેસુ'

* પોષધના અર્થ વગેરે માટે જુઓ સૂત્ર ૩૨ની ગાથા ૨૯.

કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય તથા અભયદેવસૂરિ વગેરેએ 'પોષધ' શબ્દને શુદ્ધ ગણી તેનો વ્યવહાર કરેલો છે.

સૂત્ર ) પહેલાં ' બહુવેલ 'ના આદેશો લેવા. પછી ચાર ખમા૦ પ્રણિ૦ વડે આચાર્યાદિને વંદન કરી ' સાહુ-વંદણ-સુત્ત ' કહેવું અને પ્રતિક્રમણ પૂરું કરવું.* પછી ખમા૦ પ્રણિ૦પૂર્વક ઇરિયાવહિયં કરી ખમા૦ પ્રણિ૦પૂર્વક આદેશ માગવો. ' ઇચ્છા૦ પડિલેહણ કરૂં ? ' પછી ' ઇચ્છં ' કહી પાંચ વાનાં પડિલેહવાં. મુહપત્તી, ચરવલો, કટાસણ, કંદોરો, ધોતિયું. પછી ઇરિયા૦ કરી બાકીનાં વસ્ત્ર પડિલેહવાં. તે પછી દેવવંદન કરવું.

( ૩ ) પછી ઉપાશ્રયે આવી પોષધ માટે ગુરુ-સન્મુખ નીચે પ્રમાણે વિધિ કરવો :- ( એમાં પ્રતિક્રમણ સાથે પડિલેહણ કરનારે નીચે પ્રમાણે વિધિ તો કરવાનો, પણ વસ્ત્રો પડિલેહવાં નહિ; કેમ કે પૂર્વે પડિલેહેલાં છે. )

( ૧ ) ખમા૦ પ્રણિ૦ કરી, ' ઇરિયાવહી પડિક્કમી, ' ' ઉત્તરી-કરણ સુત્ત ' તથા ' કાઉસ્સગ્ગ-સુત્ત ' બોલી, કાઉસ્સગ્ગ કરવો. તેમાં ' ચઉવીસત્થય-સુત્ત 'નું સ્મરણ કરી કાઉસ્સગ્ગ પારી તે સૂત્ર પ્રકટ બોલવું. ( ૨ ) પછી ' ઇચ્છા૦ પોસહ-મુહપત્તી પડિલેહું ? ' એમ કહી મુહપત્તી પડિલેહવાની આજ્ઞા માગવી. ગુરુ કહે ' પડિલેહેહ ' એટલે ' ઇચ્છં ' કહી બેસીને મુહપત્તી પડિલેહવી. ( ૩ ) પછી ખમા૦ પ્રણિ૦ કરી ' ઇચ્છા૦ પોસહ સંદિસાહુ ? ' એમ કહી આજ્ઞા માગવી. ગુરુ કહે ' સંદિસામિ. ' એટલે ' ઇચ્છં ' કહી ખમા૦ પ્રણિ૦

* રાત્રિક-પોષધમાં પણ બીજે દિવસે સવારના પ્રતિક્રમણમાં આ પ્રમાણે વિધિ કરવો.

કરી કહેવું કે 'ઇચ્છા૦ પોસહ ઠાઉં?' ગુરુ કહે 'ઠાએહ' એટલે 'ઇચ્છં' કહી ઊભા ઊભા એક નવકાર ગણવો. (૪) પછી 'ઇચ્છકારિ ભગવન્ ! પસાય કરી પોસહ-દંડક ઉચ્ચરાવો જી' એમ કહી ગુરુ મહારાજ પાસે, વડીલ પાસે અથવા તેવો યોગ ન હોય તો જાતે 'પોસહ લેવાનું સૂત્ર' (ક્રમાંક ૪૭) ઉચ્ચરવું. (૫) પછી સામાયિક-મુહપત્તી પડિલેહણના આદેશથી માંડીને ત્રણ નવકાર ગણીને સજ્ઝાય કરવા સુધી સામાયિક લેવાનો સર્વ વિધિ કરવો. તેમાં વિશેષતા એટલી કે 'जाव नियमं'ને બદલે 'जाव पोसहं' કહેવું. (૬) પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ બહુવેલ સંદિસાહુ ?' કહેવું. ગુરુ કહે 'સંદિસહ' એટલે 'ઇચ્છં' કહી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ બહુવેલ કરીશું' એમ કહેવું. ગુરુ કહે 'કરજો' એટલે 'ઇચ્છં' કહેવું. (૭) ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ પડિલેહણ કરું ?' એમ કહેવું. ગુરુ કહે 'કરેહ' એટલે 'ઇચ્છં' કહી, પાંચ વસ્તુનું પડિલેહણ કરવું. તેમાં [1]મુહપત્તીનું ૫૦ બોલથી, [2]ચરવળાનું ૧૦ બોલથી [3]કટાસણાનું ૨૫ બોલથી, સૂતરના [4]કંદોરાનું ૧૦ બોલથી અને [5]ધોતિયાનું ૨૫ બોલથી પડિલેહણ કરવું. (૮) પછી પડિલેહેલું ધોતિયું પહેરી, કંદોરો બાંધી, ઇરિયાવહી પડિક્કમી ખમા૦ પ્રણિ૦ 'ઇચ્છા૦ પડિલેહણા પડિલેહાવો જી' એમ કહેવું. ગુરુ કહે, 'પડિલેહાવેમિ' એટલે 'ઇચ્છં' કહેવું. (૯) પછી સ્થાપનાચાર્યજી પડિલેહી, (સ્થાપેલા હોય તો ફરીથી સ્થાપી અથવા વડીલનું ઉત્તરીય વસ્ત્ર પડિલેહી) ખમા૦ પ્રણિ૦ 'ઇચ્છા૦ ઉપધિ-મુહપત્તી પડિલેહું ?' એમ કહેવું. ગુરુ કહે

'પડિલેહેહ' એટલે 'ઇચ્છં' કહી મુહપત્તી પડિલેહવી. (૧૦) પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ ઉપધિ સંદિસાહું?' એમ કહેવું. ગુરુ કહે, 'સંદિસાવેમિ' એટલે 'ઇચ્છં' કહી, ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ ઉપધિ પડિલેહું?' એમ કહેવું. ગુરુ કહે, 'પડિલેહેહ' એટલે 'ઇચ્છં' કહી બાકીનાં વસ્ત્રો પડિલેહવાં. (૧૧) પછી એક જણે ડંડાસણ જાચી લેવું* અને તેને પડિલેહી, ઇરિયાવહી પડિક્કમીને કાજો લેવો. પછી તેને શુદ્ધ કરી, જીવ-જંતુ જીવતું કે મરેલું હોય તે તપાસી× ડંડાસણ વડે પ્રમાર્જન કરતાં કરતાં નિરવદ્ય ભૂમિકાએ જઈ 'अणुजाणह जस्सुग्गहो' કહીને કાજો પરઠવવો અને ત્રણ વાર 'वोसिरे' કહેવું. (૧૨) પછી મૂળ સ્થાનકે આવી બધાની સાથે દેવ-વંદન કરવું અને સજ્ઝાય કરવી.

(૪) **દેવ-વંદનનો વિધિ** આ પ્રમાણે જાણવો:

(૧) પ્રથમ ખમા૦ પ્રણિ૦ કરી, ઇરિયાવહી પડિક્કમી, લોગસ્સ કહી, ઉત્તરાસણ નાખીને ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ ચેઇયવંદણં કરેમિ' એમ કહેવું. પછી 'ઇચ્છં' કહી, ચૈત્ય-વંદન, 'તિત્થ-વંદણ-સુત્ત' ('જં કિંચિ' સૂત્ર) 'સક્કત્થય-સુત્ત' ('નમો ત્થુ ણં' સૂત્ર) અને 'પણિહાણ-સુત્ત' 'આભવમ-

* વસ્તુઓ જાચવાનો અર્થ છૂટા ગૃહસ્થો પાસેથી 'આ વસ્તુ અમે વાપરીએ' એવો આદેશ લેવાનો છે.

× કાજામાં સચિત્ત—એકેંદ્રિય (અનાજ તથા લીલી વનસ્પતિ) તથા કલેવર નીકળે તો ગુરુ પાસે આલોયણા લેવી. ત્રસ જીવ નીકળે તો યતના કરવી.

ખંડા' સુધી કહી, ખમા૦ પ્રણિ૦ કરી, ચૈત્યવંદન કરી, 'સક્કત્થય સુત્ત' કહી ચાર થોઇઓ(સ્તુતિઓ) બોલવા સુધીનો સર્વ વિધિ કરવો. (૨) પછી 'સક્કત્થય-સુત્ત' વગેરે બોલીને બીજી વાર ચાર થોઈઓ બોલવી. (૩) પછી 'સક્કત્થય-સુત્ત' તથા 'સવ્વ-ચેઇય-વંદણ-સુત્ત' ('જાવંતિ ચેઈઆઇં') અને 'સવ્વ-સાહૂ-વંદણ-સુત્ત' ('જાવંત કે વિ સાહૂ') નો પાઠ બોલી, સ્તવન બોલી 'પણિહાણ-સુત્ત'નો પાઠ 'આભવમ-ખંડા' સુધી કહેવો. (૪) પછી ખમા૦ પ્રણિ૦ કરી, ચૈત્યવંદન, 'તિત્થવંદણ-સુત્ત,' 'સક્કત્થય-સુત્ત' બોલી, 'પણિહાણ-સુત્ત' પૂરું બોલવું. ત્યાર પછી વિધિ કરતાં અવિધિ થઈ હોય તેનો આત્માને 'મિચ્છા મિ દુક્કડં' વડે દંડ દઈને પ્રભાતનાં દેવ-વંદનમાં છેવટે સજ્ઝાય કહેવી. (બપોરે તથા સાંઝે ન કહેવી.)

(૫) **સજ્ઝાયનો વિધિ** આ પ્રમાણે જાણવો: પ્રથમ ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ સજ્ઝાય કરું ?' એમ કહેવું. ગુરુ કહે 'કરેહ' એટલે 'ઇચ્છં' કહી, નવકાર ગણી, ઊભડક પગે બેસીને એક જણ 'સડ્ઢ-નિચ્ચકિચ્ચ-સજ્ઝાઓ' ('મન્નહ જિણાણં'ની સજ્ઝાય સૂત્ર-૪૫) બોલે.

(૬) છ ઘડી દિવસ ચડ્યા પછી પોરસી ભણાવવી. તે આ પ્રમાણેઃ ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ બહુ-પડિપુન્ના પોરિસી ?' એમ કહેવું. ગુરુ કહે 'તહ ત્તિ' એટલે 'ઇચ્છં' કહેવું. પછી ખમા૦ પ્રણિ૦-કરી ઈરિયાવહી પડિક્કમી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ [illegible] કરું ?' એમ કહેવું. ગુરુ ક[illegible] 'કરેહ' એટલે 'ઇ[illegible] ને મુહપત્તી પડિલેહવી.

(૭) ગુરુ હોય તો તેમની સમક્ષ રાઇય-મુહપત્તી પડિલેહવી.* તે આ પ્રમાણેઃ પ્રથમ ખમા૦ પ્રણિ૦ કરી, ઇરિયાવહી પડિક્કમી, ખમા૦ પ્રણિ૦ કરી, 'ઇચ્છા૦ રાઇય-મુહપત્તી પડિલેહું?' એમ કહેવું. ગુરુ કહે 'પડિલેહેહ' એટલે 'ઇચ્છં' કહી મુહપત્તી પડિલેહવી. પછી દ્વાદશાવર્ત્ત-વંદન કરવું. પછી 'ઇચ્છા૦ રાઇઅં આલોઉં?' એમ કહેવું. ગુરુ કહે 'આલોએહ' એટલે 'ઇચ્છં' કહી 'આલોએમિ, જો મે રાઇઓ અઇયારો' તથા 'સવ્વસ્સ વિ રાઇઅ૦' કહી પદસ્થ હોય તો તેમને દ્વાદશાવર્ત્ત-વંદન કરવું અને પદસ્થ ન હોય તો એક જ ખમા૦ પ્રણિ૦ કરવું. પછી 'ઇચ્છકાર સુહ-રાઇ૦' કહીને ખમા૦ પ્રણિ૦ કરીને 'ગુરુ-ખામણા-સુત્ત' ('અબ્ભુટ્ઠિઓ હં'સૂત્ર) વડે ગુરુને ખમાવવા. પછી દ્વાદશાવર્ત્ત-વંદન કરી 'ઇચ્છકારી ભગવન્! પસાય કરી પચ્ચક્ખાણનો આદેશ દેશો જી,' એમ કહી પચ્ચક્ખાણ લેવું. અહીં ચોવિહાર કે તિવિહાર ઉપવાસ કે પુરિમડ્ઢ, આયંબિલ કે એકાસણાનું પચ્ચક્ખાણ કરવું જોઈએ. ખાસ કારણ હોય તો ગુરુની આજ્ઞાથી સાડ્ઢપોરિસી કે પોરિસી-આયંબિલ-એગાસણનું પચ્ચ-ક્ખાણ પણ કરી શકાય.

(૮) પછી સર્વ મુનિરાજને બે વાર ખમા૦ પ્રણિપાત કરી, ઇચ્છકાર તથા 'ગુરુખામણા-સુત્ત'નો પાઠ બોલી વંદન કરવું.

* જેમણે ગુરુ સાથે રાત્રિક પ્રતિક્રમણ ન કર્યું હોય તેમને માટે આ વિધિ છે.

(૯) પછી લઘુશંકા કરવી હોય (માત્રું કરવું હોય) તો કુંડી, પુંજણી અને અચિત્ત જળની યાચના કરવી. તથા માતરિયું પહેરીને પુંજણીવડે કુંડી પુંજીને, તેમાં માત્રું કરીને પરઠવવાની જગાએ જવું. ત્યાં કુંડી નીચે મૂકી નિર્જીવ ભૂમિ જોઈને 'अणुजाणह जस्सुग्गहो' કહીને માત્રું પરઠવવું. પરઠવ્યા પછી પાછી કુંડી નીચે મૂકી ત્રણ વાર 'वोसिरे' કહી, કુંડી મૂળ જગાએ મૂકી, અચિત્ત જળવડે હાથ ધોઈ, વસ્ત્ર બદલી સ્થાપનાચાર્ય સન્મુખ આવવું અને ખમા૦ પ્રણિ૦ કરીને ઇરિયાવહી પડિક્કમવા. અહીં એટલું યાદ રાખવું કે જ્યારે જ્યારે પૌષધશાળા કે ઉપાશ્રયની બહાર જવાનો પ્રસંગ આવે ત્યારે ત્રણ વાર 'આવસ્સહી' કહેવી અને અંદર પ્રવેશ કરતાં ત્રણ વાર 'નિસ્સિહી' કહેવી.

(૧૦) પોસહ લીધા પછી જિનમંદિરે દર્શન કરવા જવું જોઈએ. તેનો વિધિ આ પ્રમાણે સમજવો: કટાસણું ડાબે ખભે નાખી, ઉત્તરાસણ કરી, ચરવળો ડાબી કાખમાં અને મુહપત્તી જમણા હાથમાં રાખીને ઈર્યાસમિતિ શોધતાં મુખ્ય જિનમંદિરે જવું. ત્યાં ત્રણ વાર 'નિસ્સિહી' કહીને મંદિરના આદ્ય દ્વારમાં પ્રવેશ કરવો અને મૂળનાયકજીની સન્મુખ જઈ દૂરથી પ્રણામ કરીને ત્રણ પ્રદક્ષિણા દેવી. પછી બીજી વાર 'નિસ્સિહી' કહી રંગમંડપમાં પ્રવેશ કરી દર્શન-સ્તુતિ કરીને ખમા૦ પ્રણિ૦ કરી ઇરિયાવહી પડિક્કમવા. પછી મંદિર સો હાથથી દૂર હોય તો 'ગમણાગમણે' આલોવવા અને ત્રણ વાર ખમા૦ પ્રણિ૦ કરી 'નિસ્સિહી' કહીને ચૈત્યવંદન

કરવું. તે પૂર્ણ થયે જિનમંદિરમાંથી બહાર નીકળતાં ત્રણ વાર 'આવસ્સહી' કહી ઉપાશ્રયે આવવું. ત્યાં ત્રણ વાર 'નિસ્સિહી' કહીને પ્રવેશ કરવો અને સો હાથ ઉપરાંત જવાનું થયું હોય તો ઇરિયાવહી પડિક્કમવા તથા 'ગમણાગમણે' આલોવવા.*

(૧૧) જો ચોમાસું હોય તો મધ્યાહ્નના દેવ વાંદ્યા અગાઉ બીજી વારનો કાજો લેવો જોઈએ. તેને માટે એક જણે ઇરિયાવહી પડિક્કમીને કાજો લેવો અને તે શુદ્ધ કરીને યોગ્ય સ્થાને પરઠવવો. (ત્યાર પછી ઇરિયાવહી પડિક્કમવા નહીં.) પછી મધ્યાહ્નના દેવ વાંદવા. તેનો વિધિ પૂર્વવત્ જાણવો. પછી જેને પાણી વાપરવું હોય કે આયંબિલ, એકાસણ કરવા જવું હોય તેણે પચ્ચક્ખાણ પારવું. (પચ્ચક્ખાણ પારવાની વિધિ અન્યત્ર આપેલી છે.)

(૧૨) પાણી પીવું હોય તેણે × ઘડો તથા પવાલું યાચી તેનું પડિલેહણ કરી તેમાં યાચેલું અચિત્ત જળ કટાસણાં પર બેસીને પીવું અને પાણી પીવાનું પાત્ર લુંછીને મૂકવું. પાણી-વાળાં પાત્ર ઉઘાડાં રાખવાં નહિ.

---

* જ્યારે જ્યારે સો હાથ ઉપરાંત જવાનું થાય, અથવા કાંઈ પણ પરઠવવાનું થાય ત્યારે ઇરિયાવહી પડિક્કમવા અને 'ગમણાગમણે' આલોવવા.

× વાપરવાનું વાસણ અક્ષરોથી અંકિત ન હોવું જોઈએ; કેમકે તે અક્ષર પર હોઠ લાગવાથી અગર એઠું પાણી અડવાથી જ્ઞાનાવરણીય-કર્મ બંધાય.

(૧૩) જો આયંબિલ, નિવ્વી કે એગાસણું કરવા પોતાને ઘરે જવું હોય તો તેણે ઇર્યાસમિતિ શોધતાં જવું અને ઘરમાં પ્રવેશ કરતાં 'જયણા-મંગળ' બોલીને આસન (કટાસણું) નાખી, બેસીને, સ્થાપનાજી સ્થાપી, ઇરિયાવહી પડિક્કમવા. પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ગમણાગમણે' આલોવવા. પછી કાજો લઈ પરઠવી ઇરિયાવહી કરી પાટલો તથા થાળી વગેરે વાસણો યાચી પ્રમાર્જીને, પછી આહાર યાચી સંભવ હોય તો અતિથિ-સંવિભાગ કરીને, નિશ્ચલ આસને બેસીને મૌન-પૂર્વક આહાર કરવો. બનતાં સુધી આહાર પ્રણીત(રસ-કસવાળો) ન જોઈએ, તેમ 'ચબ ચબ' અવાજ થાય તેવો ન જોઈએ. લીધેલી વસ્તુમાંથી કોઈ પણ વસ્તુ પડતી મૂકવી નહિ અને પીરસનાર 'વાપરો' એમ કહે, પછી જ વાપરવી. જેને ઘરે ન જવું હોય, તે પોષધશાળાએ પૂર્વ-પ્રેરિત પુત્રાદિકે આણેલો આહાર કરી શકે છે, પણ સાધુની જેમ વહોરવા જઈ શકે નહિ. તે માટે પ્રથમ સ્થાનનું પ્રમાર્જન કરવું અને તે પર કટાસણું બિછાવવું. પછી પાત્ર વગેરેનું પ્રમાર્જન કરી, સ્થાપના સ્થાપીને ઇરિયાવહી પડિક્કમવા અને નિશ્ચલ આસને બેસી મૌન-પૂર્વક આહાર કરવો.

તથાપ્રકારનાં કારણ વિના મોદકાદિ સ્વાદિષ્ટ વાનીઓ તથા લવંગાદિક તાંબૂલ વાપરવાં નહિ.

પછી મુખ-શુદ્ધિ કરીને તિવિહારનું પચ્ચક્ખાણ કરવું ને નવકાર ગણીને ઊઠવું તથા કાજો લઈ ને પરઠવવો. પછી પોષધ-શાળાએ આવીને સ્થાપનાજી-સન્મુખ ઇરિયાવહી પડિક્કમીને

ચૈત્યવંદન કરવું. તેમાં 'જગ-ચિંતામણિ'સુત્ત બોલવું અને 'પણિહાણ-સુત્ત' ('જય વીયરાય'-સૂત્ર) સુધીનો સર્વ વિધિ કરવો.

(૧૪) ત્યાર પછી સ્વાધ્યાય અને ધ્યાનમાં પ્રવૃત્ત થવું.

(૧૫) ત્રીજા પહોર પછી મુનિરાજે સ્થાપનાચાર્યનું પડિલેહણ કર્યું હોય તેની સમક્ષ (બીજી વારનું) પડિલેહણ કરવું. તે આ પ્રમાણેઃ

(૧) પ્રથમ ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ બહુપડિપુન્ના પોરિસી?' એમ કહેવું. ત્યારે ગુરુ કહે 'તહ ત્તિ' એટલે 'ઇચ્છં' કહી ખમા૦ પ્રણિ૦ કરી ઇરિયાવહી પડિક્કમવા. (૨) પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ ગમણાગમણે આલોઉં?' એમ કહેવું. ગુરુ કહે 'આલોએહ' એટલે 'ઇચ્છં' કહી 'ગમણાગમણે' આલોવવા. (૩) પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ પડિલેહણ કરું?' ગુરુ કહે 'કરેહ'. એટલે 'ઇચ્છં' કહી ખમા૦ પ્રણિ૦ કરીને કહેવું કે 'ઇચ્છા૦ પોસહસાલા પ્રમાર્જું?' ગુરુ કહે 'પમજ્જેહ' એટલે 'ઇચ્છં' કહી ઉપવાસવાળાએ મુહપત્તી, કટાસણું અને ચરવળો એ ત્રણ અને આયંબિલ-એગાસણવાળાએ તે ત્રણ ઉપરાંત કંદોરો અને ધોતિયું એમ પાંચની પડિલેહણા કરવી. (૪) પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇરિયાવહી' પડિક્કમવી (ઉપવાસવાળાને ઇરિયાવહી પડિક્કમવાની નથી.) અને ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છકારી ભગવન્! પસાય કરી પડિલેહણા પડિલેહાવો જી' એમ કહીને વડીલનું ઉત્તરીય વસ્ત્ર

પડિલેહવું. (૫) પછી ખમા૦ પ્રણિ૦ કરીને કહેવું કે 'ઇચ્છા૦ ઉપધિ-મુહપત્તી પડિલેહું?' ગુરુ કહે 'પડિલેહેહ' એટલે 'ઇચ્છં' કહી મુહપત્તીની પડિલેહણા કરવી. (૬) પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ સજ્ઝાય કરું?' એમ કહી સજ્ઝાયનો આદેશ માગવો. ગુરુ કહે 'કરેહ' એટલે ઊભડક બેસી એક નવકાર ગણી 'મન્નહ જિણાણં'ની સજ્ઝાય બોલવી. (૭) પછી ખાધું હોય તેણે દ્વાદશાવર્ત્ત-વંદન કરીને અને બીજાએ ખમા૦ દઈને પાણહારનું પચ્ચક્ખાણ કરવું. પ્રભાતે તિવિહાર ઉપવાસનું પચ્ચક્ખાણ લીધું હોય અને પાણી ન પીધું હોય તો આ વખતે ચઉવિહારનું પચ્ચક્ખાણ કરવું. અને ચોવિહાર ઉપવાસવાળાએ 'પારિટ્ઠાવણિયા' આગાર વગરનું 'સૂરે ઉગ્ગએ' ચોવિહારનું પચ્ચક્ખાણ કરવું. અને કારણ હોય તો ગુરુની આજ્ઞાથી 'મુટ્ઠિ-સહિયં'નું પચ્ચક્ખાણ કરવું. (૮) પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ ઉપધિ સંદિસાહુ?' એમ કહેવું અને ગુરુ કહે 'સંદિસાવેમિ' એટલે 'ઇચ્છં' કહી ખમા૦ પ્રણિ૦ કરી ફરી કહેવું કે 'ઇચ્છા૦ ઉપધિ પડિલેહઉં?' ગુરુ કહે 'પડિલેહેહ' એટલે 'ઇચ્છં' કહી પ્રથમ પડિલેહતાં બાકી રહેલાં વસ્ત્રોની પડિલેહણા કરવી. તેમાં રાત્રિ-પોષધ કરનારે પ્રથમ કામળીનું પડિલેહણ કરવું અને પછી સર્વ ઉપધિ(વસ્ત્રાદિ) લઈને ઊભા થવું. (૯) પછી ઠંડાસણ યાચી કાજો લેવાના નિયમ પ્રમાણે કાજો લેવો. ('મુટ્ઠિ-સહિયં'નું પચ્ચક્ખાણ કરનારે પાણી વાપરવું હોય તો નવકાર ગણીને પચ્ચક્ખાણ પારીને વાપરવું.) પછી સર્વેએ દેવવંદન કરવું.

(૧૬) પોસહ પાર્યા પહેલાં યાચેલાં ડંડાસણ, કુંડી, પાણી વગેરે ગૃહસ્થને પાછાં ભળાવી દેવાં.

(૧૭) પછી અવસરે દૈવસિક કે પાક્ષિકાદિ પ્રતિક્રમણ કરવું. તેમાં પ્રથમ માત્ર ઇરિયાવહી પડિક્કમવા અને પછી ખમા૦ પ્રણિ૦ કરી ચૈત્યવંદન કરવું. 'જીવહિંસા-આલોયણ-સુત્ત' (સાત લાખ), તથા 'અટ્ઠારસ પાવટ્ઠાણાણિ' (અઢાર પાપસ્થાનક) સુત્તને બદલે 'ગમણાગમણ' આલોવવા અને 'સામાઇય-સુત્ત' ('કરેમિ ભંતે' સૂત્ર) 'જાવ નિયમં'ને ઠેકાણે 'જાવ પોસહં' કહેવું.

(૧૮) પ્રતિક્રમણ કરી રહ્યા પછી સામાયિક પારવાને બદલે ચાર પહોરના પોસહવાળા પોસહ પારે. તેની વિધિ આ પ્રમાણે:

ખમા૦ પ્રણિ૦ કરી ઇરિયાવહી પડિક્કમી, 'ચઉક્કસાય-સુત્ત'થી 'પણિહાણસુત્ત' સુધી કહેવું. પછી ખમા૦ પ્રણિ૦ કરીને 'ઇચ્છા૦ મુહપત્તી પડિલેહું?' એમ કહેવું અને ગુરુ કહે 'પડિલેહેહ' એટલે 'ઇચ્છં' કહી મુહપત્તી પડિલેહવી. પછી ખમા૦ પ્રણિ૦ 'ઇચ્છા૦ પોસહ પારું?' એમ કહેવું. ગુરુ કહે 'પુણો વિ કાયવ્વો' એટલે 'યથાશક્તિ' કહેવું. પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ પોસહ પાર્યો' એમ કહેવું. ગુરુ કહે 'આય(યા)રો ન મોત્તવ્વો' એટલે 'તહ ત્તિ' કહી ચરવળા ઉપર હાથ સ્થાપી એક નવકાર બોલી પોસહ પારવાનું સૂત્ર ('સાગરચંદો કામો') બોલવું. પછી સામાયિક પારવાના વિધિ પ્રમાણે સામાયિક પારવું.

(૧૯) રાત્રિ-પોષધ કરવાની ઇચ્છાવાળાએ ઓછામાં ઓછું એગાસણુ કરેલું હોવું જ જોઈએ; તેણે ચૂનાનું પાણી, કુંડલ, રૂ, ડંડાસણુ, યાચી લેવાં જોઈએ અને કામળી, સંથારિયું સાથે રાખવાં જોઈએ. પહેલાં પડિલેહણુ, દેવ-વંદન કરેલ હોય તો પછી પોષધ લેવાના વિધિ પ્રમાણે પોષધ તથા સામાયિક લઈ બધા આદેશો માગવા* અને તે વખતે માત્ર મુહપત્તીનું જ પડિલેહણુ કરવું. પરંતુ પોષધ ઉચ્ચર્યા બાદ પડિલેહણુ તથા દેવવંદન કરાય તે વધારે યોગ્ય છે.

(૨૦) જેણે સવારે આઠ પહોરનો જ પોષધ લીધો હોય તે સાંઝના દેવ વાંદ્યા પછી કુંડળ જાચી લે, એટલે રૂનાં બે પુંભડાં બે કાનમાં રાખે. જો તે ગુમાવે તો આલોયણુ આવે. પછી ડંડાસણુ તથા રાત્રિને માટે ચૂનો નાખેલું અચિત્ત પાણી યાચીને રાખી મૂકે તથા સો હાથ વસતિ જોઈ આવે, જેમાં રાત્રે માતરૂં વગેરે પરઠવી શકાય. પછી ખમા૦ પ્રણિ૦ કરી ઇરિયા૦ કરી ઇચ્છા૦ સ્થંડિલ પડિલેહું ?' એમ કહીને આદેશ માગે. ગુરુ કહે 'પડિલેહેહ' એટલે 'ઇચ્છં' કહી ચોવીસ માંડલાં કરવાં. આ માંડલાંની મનમાં ધારણા કરવાની છે. તે આ પ્રમાણેઃ

પ્રથમ સંથારાની જગા પાસે છ માંડલાં કરવાંઃ

* નવા પોષધ લેનારને 'બહુપડિપુન્ના પોરિસી'નો આદેશ માગવાનો નથી, પરંતુ પોષધશાળાના પ્રમાર્જનનો આદેશ માગવાનો છે.

( ૧ ) आघाडे[1] आसन्ने[2] उच्चारे[3] पासवणे[4] अणहियासे.[5]

( ૨ ) आघाडे आसन्ने पासवणे अणहियासे.

( ૩ ) आघाडे मज्झे[6] उच्चारे पासवणे अणहियासे.

( ૪ ) आघाडे मज्झे पासवणे अणहियासे.

( ૫ ) आघाडे दूरे[7] उच्चारे पासवणे अणहियासे.

( ૬ ) आघाडे दूरे पासवणे अणहियासे.

બીજાં ૭ માંડલાં ઉપાશ્રયની અંદર ઉપર પ્રમાણે જ કહેવાં, પણ ત્યાં अणहियासेને બદલે अहियासे[8] કહેવું.

ત્રીજાં ૭ માંડલાં ઉપાશ્રયનાં બારણાં બહાર નજીક રહીને કરવાં તથા ચોથાં ૭ માંડલાં ઉપાશ્રયથી સો હાથને આશરે દૂર રહીને કરવાં. તે બાર માંડલાંમાં आघाडेને બદલે अणाघाडे[9] શબ્દ કહેવો. બાકીના શબ્દો ઉપર પ્રમાણે જ કહેવા. આ માંડલાંવાળી જગા પ્રથમથી જોઈ રાખવી અને માંડલાં સ્થાપનાજી પાસે રહીને બોલતી વખતે તે તે જગાએ દૃષ્ટિનો ઉપયોગ રાખવો. આ પ્રમાણે ચોવીસ માંડલાં કર્યાં પછી ઇરિયાવહી પડિક્કમીને ચૈત્યવંદન-પૂર્વક પ્રતિક્રમણ કરવું.

( ૨૧ ) રાત્રિ-પોષધવાળા પહોર રાત્રિ-પર્યંત સ્વાધ્યાય-ધ્યાન કરે. પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ બહુપડિપુન્ના પોરિસી ?' એમ બોલે. ગુરુ કહે 'તહ ત્તિ' એટલે ખમા૦ પ્રણિ૦ કરી ઇરિયાવહી પડિક્કમે. પછી ખમા૦ પ્રણિ૦ કરી

૧ ખાસ મુશ્કેલીના વખતે. ૨ નજીક. ૩ વડી નીતિના પ્રસંગે. ૪ લઘુ નીતિના પ્રસંગે. ૫ સહન ન થઈ શકતાં. ૬ મધ્યમાં. ૭ દૂર. ૮ સહન થઈ શકતાં. ૯ ખાસ મુશ્કેલી ન હોય તે વખતે.

'ઇચ્છા૦ બહુપડિપુન્ના પોરિસી રાઈય-સંથારે ઠાસું(મિ)?' એમ કહે. ગુરુ કહે 'ઠાએ' એટલે 'પણિહાણ-સુત્ત' સુધીના પાઠો બોલી ચૈત્યવંદન કરે. તેમાં ચૈત્યવંદન-અધિકારે 'પાસનાહ-જિણ-થુઈ' ('ચઉક્કસાય-'સૂત્ર) બોલે. પછી ખમા૦ પ્રણિ૦ કરી 'ઇચ્છા૦ સંથારા-વિધિ ભણવા મુહપત્તી પડિલેહું?' એમ કહી આદેશ માગે અને ગુરુ 'પડિલેહેહ' કહે ત્યારે 'ઇચ્છં' કહી મુહપત્તીનું પડિલેહણ કરે અને 'નિસ્સિહી નિસ્સિહી નિસ્સિહી, નમો ખમાસમણાણં ગોયમાઈણં મહામુણીણં' આટલો પાઠ, 'નવકાર' તથા 'સામાઇય-સુત્ત' ત્રણ વાર કહે. પછી 'સંથારા-પોરિસી' ભણાવે. તેમાં 'अरिहंतो मह देवो' એ ગાથા ત્રણ વાર બોલે. અને પછી સાત નવકાર ગણી બાકીની ગાથાઓ બોલે.

(૨૨) આ પ્રમાણે સંથારા-પોરિસી કહી રહ્યા પછી સ્વાધ્યાય-ધ્યાન કરે અને જ્યારે નિદ્રા-પીડિત થાય ત્યારે લઘુશંકાની બાધા ટાળીને ઇરિયા૦ 'ગમણાગમણે' કરી દિવસે પડિલેહેલી જગાએ સંથારો કરે. તે આ પ્રમાણે: 'પ્રથમ જમીન પડિલેહીને સંથારિયું પાથરે. તેની ઉપર ઉત્તરપટ્ટો-(એકપડો ઓછાડ) પાથરે, મુહપત્તી કેડે ભરાવે, કટાસણું-ચરવળો જમણે પડખે રાખી મૂકે અને માતરિયું પહેરીને ડાબે પડખે હાથનું ઓશીકું કરીને સૂએ.

(૨૩) રાત્રિએ ચાલવું પડે તો ડંડાસણ વડે પડિલેહતાં ચાલે-વચમાં જાગે તો બાધા ટાળી ઇરિયા૦ કરી ઓછામાં ઓછી ત્રણ ગાથાનો સ્વાધ્યાય કરી સુવે.

(૨૪) પાછલી રાતે જાગીને નવકાર સંભારી, ભાવના ભાવી, માત્રાની બાધા ટાળી આવે. પછી ઇરિયાવહી પડિક્કમી 'કુસુમિણ-દુસુમિણ'નો કાઉસ્સગ્ગ કરીને ચૈત્ય૦ સ્વાધ્યાય કરી પછી પ્રતિક્ર૦ના અવસરે રાત્રિક પ્રતિક્રમણ કરે.

(૨૫) પછી સ્થાપનાચાર્યજીનું પડિ૦ થયા બાદ પૂર્વોક્ત વિધિએ પડિલેહણ કરે અને ઇરિયા૦પૂર્વક કાજો લઈ પૂર્વોક્ત વિધિએ દેવ વાંદે તથા સજ્ઝાય કરે.

(૨૬) પછી ડંડાસણ, કુંડી, પાણી, કુંડળ, કામળી વગેરે જે વસ્તુ જાચેલી હોય, તે પાછી ગૃહસ્થને ભળાવે.

(૨૭) પછી ઇરિયાવહી પડિક્કમી, 'ઇચ્છા૦ મુહપત્તી પડિલેહું?' ત્યાંથી પોસહ પારવાની વિધિમાં જણાવ્યા પ્રમાણે 'સામાઇય-વય-જુત્તો' કહેવા સુધીનો સર્વ વિધિ કરીને પોસહ પારે અને અવિધિ થયાનો 'મિચ્છા મિ દુક્કડં' દે.

## 'गमणागमणे'

ईर्या-समिति, भाषा-समिति, एषणा-समिति, आदानभंड-मत्त-निक्खेवणा-समिति, पारिष्ठापनिका-समिति, मनोगुप्ति, वचनगुप्ति, कायगुप्ति, ए पांच समिति, त्रण गुप्ति; आठ प्रवचन-माता श्रावक-तणे धर्मे, सामायिक पोसह लीधे रूडी पेरे पाली नहीं, खंडन-विराधना थई होय, ते सविहुं मन, वचन, कायाए करी मिच्छा मि दुक्कडं। ઇતિ.

# ચૈત્યવંદનાદિ-સંગ્રહ

## ચૈત્યવંદનો



### (૧) વીશ સ્થાનકનું ચૈત્યવંદન

પહેલે પદ અરિહંત નમું, બીજે સર્વ સિદ્ધ;
ત્રીજે પ્રવચન મન ધરો, આચારજ સિદ્ધ. ૧.

નમો થેરાણું પાંચમે, પાઠક-ગુણ છટ્ઠે;
નમો લોએ સવ્વસાહૂણં, જે છે ગુણ-ગરિટ્ઠે. ૨.

નમો નાણસ્સ આઠમે, દર્શન-પદ ધ્યાવો;
વિનય કરો ગુણવંતનો, ચારિત્ર મન ભાવો. ૩.

નમો બંભ-વય-ધારીણં, તેરમે કિરિયાણું;
નમો તવસ્સ ચૌદમે, ગોયમ નમો જિણાણં. ૪.

ચારિત્ર નાણ સુઅસ્સને એ, નમો તિત્થસ્સ જાણી;
જિન ઉત્તમ-પદ પદ્મને, નમતાં હોય સુખ-ખાણી. ૫.

### (૨) સામાન્ય જિન-ચૈત્યવંદન

જય જય તું જિનરાજ! આજ, મલિયો મુજ સ્વામી;
અવિનાશી અકલંક રૂપ! જગ-અંતરજામી!.

રૂપારૂપી ધર્મદેવ! આત્મ-આરામી;
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવ-લીલા પામી.

સિદ્ધ! બુદ્ધ! તુજ વંદતાં એ, સકલ સિદ્ધિ વર-બુદ્ધ;
રામ પ્રભુ-ધ્યાને કરી, પ્રકટે આતમ-ઋદ્ધ.

કાલ બહુ સ્થાવર ગયો, ભમિયો ભવમાંહી;
વિકલેંદ્રિયમાંહી વસ્યો, સ્થિરતા નહીં કયાંહી.

તિર્યંચ-પંચેંદ્રિયમાંહી દેવ! કર્મે હું આવ્યો;
કરી કુકર્મ નરકે ગયો, તુમ દર્શન નહીં પાયો.

એમ અનંત કાલે કરી એ, પામ્યો નર-અવતાર;
હવે જગ-તારક! તુંહી મલ્યો, ભવ-જલ-પાર ઉતાર.

## (૩) શ્રીપાર્શ્વજિન-ચૈત્યવંદન

જય ચિંતામણિ-પાર્શ્વનાથ! જય ત્રિભુવન-સ્વામી;
અષ્ટ કર્મ-રિપુ જિતીને, પંચમી ગતિ પામી.

પ્રભુ-નામે આનંદ-કંદ, સુખ-સંપત્તિ લહીએ;
પ્રભુ-નામે ભવ-ભયતણાં, પાતક સબ દહીએ.

'ૐ હ્રીં' વર્ણ જોડી કરી, જપીએ પાર્શ્વ-નામ;
વિષ અમૃત થઈ પરિણમે, લહીએ અવિચલ ઠામ.

## (૪) વિવિધ તીર્થોનું ચૈત્યવંદન

આજ દેવ અરિહંત નમું, સમરું તારું નામ;
જયાં જયાં પ્રતિમા જિન-તણી, ત્યાં ત્યાં કરું પ્રણામ. ૧.

શેત્રુંજે શ્રીઆદિદેવ, નેમ નમું ગિરનાર;
તારંગે શ્રીઅજિતનાથ, આબૂ ઋષભ જુહાર. ૨.

અષ્ટાપદ-ગિરિ ઉપરે, જિન ચોવીશે જોય;
મણિમય મૂરતિ માનશું, ભરતે ભરાવી સોય. ૩.

સમ્મેતશિખર-તીરથ વડું, જ્યાં વીશે જિન-પાય;
વૈભાર-ગિરિવર ઉપરે, વીર જિનેશ્વર-રાય. ૪.

માંડવગઢનો રાજિયો, નામે દેવ સુપાસ;
**ઋષભ** કહે જિન સમરતાં, પહોંચે મનની આશ. ૫.

(૫) શ્રીસિદ્ધાચલજીનાં ચૈત્યવંદનો

(૧)

જય જય નાભિ-નરેંદ્ર-નંદ!, સિદ્ધાચલ-મંડન!
જય જય પ્રથમજિણંદ-ચંદ! ભવ-દુઃખ-વિહંડન. ૧.

જય જય સાધુ-સુરેંદ્ર-વૃંદ–વંદિય પરમેશ્વર!;
જય જય જગદાનંદ-કંદ! શ્રીઋષભ જિનેશ્વર!. ૨.

અમૃત-સમ જિનધર્મનો એ, દાયક જગમાં જાણ;
તુજ પદ-પંકજ પ્રીત ધરી, નિશ-દિન નમત કલ્યાણ. ૩.

(૨)

શ્રીશત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે;
ભાવ ધરીને જે ચડે, તેને ભવ-પાર ઉતારે. ૧.

અનંત સિદ્ધનો એહ ઠામ, સકલ તીર્થનો રાય;
પૂર્વ નવાણું ઋષભદેવ, જ્યાં ઠવિયા પ્રભુ-પાય. ૨.

સૂરજકુંડ સોહામણો, કવડ જક્ષ અભિરામ;
નાભિરાયા-કુલમંડણો, જિનવર! કરું પ્રણામ. ૩.

## (૧) શ્રીસીમંધર-સ્વામીનાં ચૈત્યવંદનો

(૧)

શ્રીસીમંધર! જગ-ધણી, આ ભરતે આવો;
કરુણાવંત! કરુણા કરી, અમને વંદાવો. ૧.

સકલ ભક્ત તુમે ધણી, જો હોવે અમ નાથ;
ભવોભવ હું છું તાહરો, નહીં મેલું હવે સાથ. ૨.

સયલ સંગ છંડી કરી, ચારિત્ર લઈશું;
પાય તુમારા સેવીને, શિવ-રમણી વરીશું. ૩.

એ અલજો મુજને ઘણો એ, પૂરો સીમંધર દેવ!
ઈહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ. ૪.

(૨)

શ્રીસીમંધર! વીતરાગ! ત્રિભુવન તમે ઉપકારી;
શ્રીશ્રેયાંસ પિતા-કુલે, બહુ શોભા તુમારી. ૧.

ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછને વિરાજમાન, વંદે નર-નારી. ૨.

ધનુષ પાંચસો દેહડી એ, સોહીએ સોવન વાન;
કીર્તિવિજય ઉવજ્ઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન. ૩.

(૩)

સીમંધર! પરમાતમા, શિવ-સુખના દાતા;
પુક્ખલવઈ વિજયે જયો, સર્વ જીવના ત્રાતા. ૧.

પૂર્વવિદેહ પુંડરીગિણી, નયરીએ સોહે;
શ્રીશ્રેયાંસ રાજા તિહાં, ભવિયણનાં મન મોહે. ૨.

ચૌદ સુપન નિર્મળ લહી, સત્યકી રાણી માત;
કુંથુ અર જિન-અંતરે, શ્રીસીમંધર જાત. ૩.

અનુક્રમે પ્રભુ જનમીયા, વળી યૌવન પાવે;
માતપિતા હરખે કરી, રુક્મિણી પરણાવે. ૪.

ભોગવી સુખ સંસારનાં, સંજમ મન લાવે;
મુનિસુવ્રત નમિ-અંતરે, દીક્ષા પ્રભુ પાવે. ૫.

ઘાતીકર્મનો ક્ષય કરી, પામ્યા કેવળનાણ;
વૃષભ-લંછને શોભતા, સર્વ ભાવના જાણ. ૬.

ચોરાશી જસ ગણધરા, મુનિવર એકસો ક્રોડ;
ત્રણ ભુવનમાં જોવતાં, નહિ કોઈ એહની જોડ. ૭.

દશ લાખ કહ્યા કેવળી, પ્રભુજીનો પરિવાર;
એક સમય ત્રણ કાળના, જાણે સર્વ વિચાર. ૮.

ઉદય પેઢાલ જિન અંતરે એ, થાશે જિનવર સિદ્ધ;
**જસવિજય** ગુરુ પ્રણમતાં, શુભ વંછિત ફળ લીધ. ૯.

(૭) બીજનું ચૈત્યવંદન

દુવિધ ધર્મ જિણે ઉપદિસ્યો, ચોથા અભિનંદન;
બીજે જન્મ્યા તે પ્રભુ, ભવ-દુઃખ-નિકંદન. ૧.

દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન;
ઇમ પ્રકાશ્યું સુમતિજિને, તે ચવીયા બીજ દિન. ૨.

હોય બંધન રાગ-દ્વેષ, તેહને ભવિ તજીએ;
મુજ પરે શીતલજિન કહે, બીજ દિને શિવ ભજીયે. ૩.

જીવાજીવ પદાર્થનું, કરો નાણ સુજાણ;
બીજ દિને વાસુપૂજ્ય પરે, લહો કેવલનાણ. ૪.

નિશ્ચય ને વ્યવહાર દોય, એકાંતે ન ગ્રહીએ;
અરજિન બીજ દિને ચવી, એમ જન આગલ કહીએ. ૫.

વર્તમાન ચોવીશીએ, એમ જિન-કલ્યાણ;
બીજ દિને કેઈ પામીયા, પ્રભુ નાણ નિર્વાણ. ૬.

એમ અનંત ચોવીશીએ, હુઆં બહુ કલ્યાણ;
જિન ઉત્તમ પદ-પદ્મને, નમતાં હોય સુખ-ખાણ. ૭.

(૮) જ્ઞાનપંચમીનું ચૈત્યવંદન.

ત્રિગડે બેઠા વીરજિન, ભાખે ભવિ-જન આગે;
ત્રિકરણસ્યું ત્રિહુંલોક-જન, નિસુણો મન-રાગે. ૧.

આરાધો ભલી ભાતસે, પાંચમ અજવાલી;
જ્ઞાન-આરાધન-કારણે, એહ જ તિથિ નીહાલી. ૨.

જ્ઞાન વિના પશુ-સારિખા, જાણો એણે સંસાર;
જ્ઞાન-આરાધનથી લહે, શિવપદ-સુખ શ્રીકાર. ૩.

જ્ઞાન-રહિત ક્રિયા *કહી, કાશ-કુસુમ-ઉપમાન;
લોકાલોક-પ્રકાશકર, જ્ઞાન એક પરધાન. ૪.

જ્ઞાની શ્વાસોચ્છ્વાસમાં, કરે કર્મનો છેહ;
પૂર્વ કોડિ વર્ષો લગે, અજ્ઞાની કરે તેહ. ૫.

* કહે. [illegible]

દેશ-આરાધક ક્રિયા કહી, સર્વ-આરાધક જ્ઞાન;
જ્ઞાન-તણો મહિમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬.

પંચ માસ લઘુ પંચમી, જાવજીવ ઉત્કૃષ્ટી;
પંચ વર્ષ પંચ માસની, પંચમી કરો શુભ દૃષ્ટિ. ૭.

એકાવન હી પંચનો એ, કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો;
ઉજમણું કરો ભાવથી, ટાલો ભવ-ફેરો. ૮.

એણી પરે પંચમી આરાધીએ, આણી ભાવ-અપાર;
વરદત્ત ગુણમંજરી પરે, **રંગવિજય** લહો સાર. ૯.

(૯) અષ્ટમીનું ચૈત્યવંદન

માહ-સુદિ આઠમ-દિને, વિજયા-સુત જાયો;
તેમ ફાગણ-સુદિ આઠમે, સંભવ ચવી આયો. ૧.

ચૈત્ર-વદિની આઠમે, જન્મ્યા ઋષભ-જિણંદ;
દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ. ૨.

માધવ-સુદિ આઠમ દિને, આઠ કર્મ કર્યા દૂર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર. ૩.

એહિ જ આઠમ ઊજલી, જન્મ્યા સુમતિ-જિણંદ;
આઠ જાતિ કલશે કરી, ન્હવરાવે સુર-ઇંદ. ૪.

જન્મ્યા જેઠ-વદિ આઠમે, મુનિસુવ્રત-સ્વામી;
નેમ અષાડ-સુદિ આઠમે, અષ્ટમી ગતિ પામી. ૫.

શ્રાવણ-વદની આઠમે, નમિ જન્મ્યા જગ-ભાણ;
તેમ શ્રાવણ-સુદિ આઠમે, પાસજીનું નિર્વાણ. ૬.

ભાદ્રપદ-વદિ આઠમ દિને, ચવિયા સ્વામી સુપાસ;
જિન ઉત્તમ પદ-પદ્મને, સેવ્યાથી શિવ-વાસ. ૭.

(૧૦) એકાદશીનું ચૈત્યવંદન

શાસન-નાયક વીરજી, પ્રભુ કેવલ પાયો;
સંઘ ચતુર્વિધ સ્થાપવા, મહસેન-વન આયો. ૧.

માધવ-સિત એકાદશી, સોમિલ-દ્વિજ-યજ્ઞ;
ઇંદ્રભૂતિ-આદિ મલ્યા, એકાદશ વિજ્ઞ. ૨.

એકાદશ-સો ચઉગુણો, તેહનો પરિવાર;
વેદ-અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ૩.

જીવાદિક-સંશય હરી એ, એકાદશ ગણધાર;
વીરે સ્થાપ્યા વંદીએ, જિનશાસન-જયકાર. ૪.

મલ્લી જન્મ અર મલ્લી પાસ, વર ચરણ-વિલાસી;
ઋષભ અજિત સુમતિ નમિ, મલ્લી ઘનઘાતી વિનાશી. ૫.

પદ્મપ્રભ શિવ-વાસ પાસ, ભવ-ભવના તોડી;
એકાદશી દિન આપણી, ઋદ્ધિ સઘળી જોડી. ૬.

દશ ક્ષેત્રે ત્રિહું કાલનાં, ત્રણસો કલ્યાણ;
વર્ષ અગ્યાર એકાદશી, આરાધો વરનાણ. ૭.

અગ્યાર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પુંજણી ઠવણી વીંટણી, મષી કાગલ ને કાઠાં. ૮.

અગ્યાર અવ્રત છાંડવા એ, વહો પડિમા અગ્યાર;
**ક્ષમાવિજય** જિનશાસને, સફલ કરો અવતાર. ૯.

# સ્તવનો

## શ્રીસીમંધરજિનનાં સ્તવનો

(૧)

ધન્ય ધન્ય ક્ષેત્ર મહાવિદેહ જી, ધન્ય પુંડરીગિણી ગામ;
ધન્ય તિહાંના માનવી જી, નિત્ય ઊઠી કરે રે પ્રણામ–
સીમંધર-સ્વામી! કઈયે રે (ક્યારે) હું મહાવિદેહ આવીશ?
જયવંતા જિનવર! કઈયે રે (ક્યારે) હું તમને વાંદીશ? ૧.

ચાંદલિયા! સંદેશડો જી, કહેજો સીમંધર-સ્વામ;
ભરતક્ષેત્રના માનવી જી, નિત્ય ઊઠી કરે રે પ્રણામ. સી૦ ૨.

સમવસરણ દેવે રચ્યું તિહાં, ચોસઠ ઇંદ્ર નરેશ;
સોના-તણે સિંહાસન બેઠા, ચામર છત્ર ધરેશ. સી૦ ૩.

ઇંદ્રાણી કાઢે ગહુંલી જી, મોતીના ચોક પૂરેશ;
લળી લળી લીએ લુંછણાં જી, જિનવર દીએ ઉપદેશ. સી૦ ૪.

એહવે સમે મેં સાંભળ્યું, હવે કરવાં પચ્ચકખાણ;
પોથી ઠવણી તિહાં કણે જી, અમૃત-વાણી વખાણ. સી૦ ૫.

રાયને વહાલા ઘોડલા જી, વેપારીને વહાલાં છે દામ;
અમને વહાલા સીમંધરસ્વામી, જેમ સીતાને શ્રીરામ. સી૦ ૬.

નહીં(વિ) માગું પ્રભુ રાજ્ય-ઋદ્ધિજી,
નહીં(વિ) માગું ગરથ-ભંડાર;
હું માગું પ્રભુ! એટલું જી, "તુમ પાસે અવતાર." સી૦ ૭.

દૈવે ન દીધી પાંખડી જી, કેમ કરી આવું હજૂર ?
મુજરો મારો માનજો જી, પ્રહ ઉગમતે સૂર. સી૦ ૮.

સમયસુંદરની વિનતિ જી, માનજો વારંવાર;
બે કર જોડી વિનવું જી, વિનતડી અવધાર. સી૦ ૯.

(૨)

પુક્ખલવઈ-વિજયે જયો રે, નયરી પુંડરીગિણી સાર;
શ્રીસીમંધર સાહેબા રે!, રાય શ્રેયાંસ-કુમાર—
જિણંદરાય! ધરજો ધર્મ-સનેહ. ૧.

મોટા-નાના અંતરો રે, ગિરુઆ નવિ દાખંત;
સસિ-દરિસણ સાયર વધે રે, કૈરવ-વન વિકસંત—જિણંદ૦ ૨.

ઠામ કુઠામ ન લેખવે રે, જગ વરસંત જળ-ધાર;
કર દોય કુસુમે વાસિયે રે, છાયા સવિ આધાર—જિણંદ૦ ૩.

રાય ને રંક સરીખા ગણે રે, ઉદ્યોતે સસિ સૂર;
ગંગા-જળ તે બિહું-તણાં રે, તાપ કરે સવિ દૂર—જિણંદ૦ ૪.

સરીખા સહુને તારવા રે, તિમ તુમે છો મહારાજ!
મુજશું અંતર કિમ કરો રે? બાંહ્ય ગ્રહ્યાની લાજ—જિણંદ૦ ૫.

મુખ દેખી ટીલું કરે રે, તે નહિ(વિ) હોય પ્રમાણ;
મુજરો માને સવિ-તણો રે, સાહિબ તેહ સુજાણ—જિણંદ૦ ૬.

વૃષભ લંછન, માતા સત્યકી રે, નંદન રુક્મિણી-કંત;
વાચક **યશ** એમ વિનવે રે, ભય(વ)-ભંજન ભગવંત!—જિણંદ૦ ૭.

(૭)

સુણો ચંદાજી! સીમંધર પરમાતમ પાસે જાજો,
મુજ વિનતડી; પ્રેમ ધરીને, એણી પેરે તુમે સંભળાવજો;
જે ત્રણ ભુવનના નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે;
નાણ-દરિસણ જેહને ખાયક છે- સુણો૦ ૧.

જેની કંચન-વરણી કાયા છે, જસ ધોરી-લંછન પાયા છે;
પુંડરીગિણી-નયરીનો રાયા છે- સુણો૦ ૨.

બાર પરષદામાંહી બિરાજે છે, જસ ચોત્રીશ અતિશય છાજે છે;
ગુણ પાંત્રીસ વાણીએ ગાજે છે- સુણો૦ ૩.

ભવિજનને તે પડિબોહે છે, ત્ય(તુ)મ-અધિક શીતલ ગુણ સોહે છે;
રૂપ દેખી ભવિજન મોહે છે- સુણો૦ ૪.

તુમ સેવા કરવા રસિયો છું, પણ ભરતમાં દૂરે વસિયો છું;
મહામોહરાય-કર ફસિયો છું- સુણો૦ ૫.

પણ સાહિબ! ચિત્તમાં ધરિયો છે,
તુમ આણા-ખડ્ગ કર ગ્રહિયો છે;
તો કાંઈક મુજથી ડરિયો છે- સુણો૦ ૬.

જિન ઉત્તમ પૂઠ હવે પૂરો, કહે પદ્મવિજય થાઉં શૂરો;
તો વાધે મુજ મન અતિનૂરો- સુણો૦ ૭.

## શ્રીસિદ્ધાચળજીનાં સ્તવનો

(૧)

જાત્રા નવાણું કરીએ, વિમલગિરિ-જાત્રા નવાણું કરીએ.
પૂરવ નવાણું વાર શેત્રુંજાગિરિ,
ઋષભ-જિણંદ સમોસરીએ. વિમલ૦
કોડિ સહસ ભવ-પાતક ત્રુટે,
શેત્રુંજા સામું ડગ ભરીએ. વિમલ૦ ૧.

સાત છઠ દોય અઠમ તપસ્યા,
કરી ચઢીએ ગિરિવરીએ; વિમલ૦
પુંડરીક-પદ જપીએ હરખે,
અધ્યવસાય શુભ ધરીએ. વિમલ૦ ૨.

પાપી અભવ્ય નજરે ન દેખે,
હિંસક પણ ઉદ્ધરીએ; વિમલ૦
ભૂમિ-સંથારો ને નારીતણો સંગ,
દૂર-થકી પરિહરીએ. વિમલ૦ ૩.

સચિત્ત-પરિહારી ને એકલ-આહારી,
ગુરુ સાથે પદ ચરીએ; વિમલ૦
પડિક્કમણાં દોય વિધિશું કરીએ,
પાપ-પડલ વિખરીએ. વિમલ૦ ૪.

કલિકાળે એ તીરથ મહોટું,
પ્રવહણ જિમ ભવ-દરીએ; વિમલ૦
**ઉત્તમ** એ ગિરિવર સેવંતાં,
**પદ્મ** કહે ભવ તરીએ. વિમલ૦ ૫.

(૨)

આંખડીએ રે મેં આજ, શત્રુંજય દીઠો રે;
સવાલાખ-ટકાનો દહાડો રે, લાગે મને મીઠો રે;
સફળ થયો મારા મનનો ઉમાહ્યો, વહાલા મારા!
ભવનો સંશય ભાંગ્યો રે;
નરક તિર્યંચ-ગતિ દૂર નિવારી,
ચરણે પ્રભુજીને લાગ્યો રે. શત્રું૦ ૧.

માનવ-ભવનો લાહો લીજે, વહાલા૦ દેહડી પાવન કીજે રે;
સોના-રૂપાને ફૂલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દીજે રે. શત્રું૦ ૨.

દૂધડે પખાળી ને કેસર ઘોળી, વહાલા૦ શ્રીઆદીશ્વર પૂજ્યા રે;
શ્રીસિદ્ધાચળ નયણે જોતાં, પાપ-મેવાસી ધ્રૂજ્યા રે. શત્રું૦ ૩.

શ્રીમુખ સૌધર્મા-સુરપતિ આગે, વહાલા૦
વીરજિણંદ એમ બોલે રે;
"ત્રણ ભુવનમાં તીરથ મોટું, નહિ કોઈ શત્રુંજય તોલે રે."
—શત્રું૦ ૪.

ઈંદ્ર-સરીખા એ તીરથની, વહાલા૦ ચાકરી ચિત્તમાં ચાહે રે;
કાયાની તો કાસર કાઢી, સૂરજકુંડમાં નાહે રે. શત્રું૦ ૫.

કાંકરે કાંકરે શ્રીસિદ્ધક્ષેત્રે, વહાલા૦ સાધુ અનંતા સિધ્યા રે;
તે માટે એ તીરથ મોટું, ઉદ્ધાર અનંતા કીધા રે. શત્રું૦ ૬.

નાભિરાય-સુત નયણે જોતાં, વહાલા૦ મેહ અમીરસ વુઠ્યા રે;
**ઉદયરત્ન** કહે આજ મારે પોતે, શ્રીઆદીશ્વર તુઠ્યા રે.
—શત્રું૦ ૭.

(૩)

વિમલાચલ વિમલા પા(પ્રા)ણી, શીતલ તરુ-છાયા ઠરાણી;
રસ-વેધક કંચન-ખાણી, કહે ઇંદ્ર "સુણો ઇંદ્રાણી!—
સનેહી સંત! એ ગિરિ સેવો, ચૌદ ક્ષેત્રમાં તીર્થ ન એવો.
—સનેહી૦ ૧.

ષટ **રી** પાળી ઉલ્લસીએ, છટ્ઠ અટ્ઠમ કાયા કસીએ;
મોહ-મલ્લની સામા ધસીએ, વિમલાચલ વેગે વસીએ.
—સનેહી૦ ૨.

અન્ય સ્થાનક કર્મ જે કરીએ, તે હિમગિરિ હેઠા હરીએ;
પાખલ પ્રદક્ષિણા ફરીએ, ભવ-જલધિ હેલા તરીએ—સનેહી૦ ૩.

શિવ-મંદિર ચઢવા કાજે, સોપાનની પંક્તિ વિરાજે;
ચઢતાં સમકિતી છાજે, દુર્ભવ્ય અભવ્ય તે લાજે.—સનેહી૦ ૪.

પાંડવ-પમુહા કેઈ સંતા, આદીશ્વર-ધ્યાન ધરંતા;
પરમાતમ-ભાવ ભજંતા, સિદ્ધાચળ સિદ્ધ અનંતા.—સનેહી૦ ૫.

ષટમાસી ધ્યાન ધરાવે, શુકરાજન રાજ્યને પાવે;
બહિરંતર-શત્રુ હરાવે, શત્રુંજય-નામ ધરાવે—સનેહી૦ ૬.

પ્રણિધાને ભજો ગિરિ જાચો, તીર્થંકર-નામ નિકાચો;
મોહરાયને લાગે તમાચો, **શુભ વીર** વિમલગિરિ સાચો.
—સનેહી૦ ૭.

(૪)

સિદ્ધાચળ-ગિરિ ભેટ્યા રે, ધન્ય ભાગ્ય હમારાં.
એ ગિરિવરનો મહિમા મોટો, કહેતાં ન આવે પાર;
રાયણ ઋષભ સમોસર્યા સ્વામી, પૂરવ નવાણું વારા રે.—ધન્ય૦ ૧.

મૂળનાયક શ્રીઆદિજિનેશ્વર, ચૌમુખ પ્રતિમા ચાર;
અષ્ટ દ્રવ્યશું પૂજો ભાવે, સમકિત મૂળ આધારા રે.—ધન્ય૦ ૨.

ભાવ-ભક્તિશું પ્રભુ-ગુણ ગાવે(તાં), અપના જન્મ સુધાર્યા(રા);
યાત્રા કરી ભવિજન શુભ ભાવે,
નરક તિર્યંચ-ગતિ વાર્યો(રા) રે.—ધન્ય૦ ૩.

દૂર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તારા;
'પતિત-ઉદ્ધારણ' બિરુદ તમારું,
એ તીરથ જગ સારા રે.—ધન્ય૦ ૪.

સંવત અઢાર ત્યાસી માસ આષાઢે, વદિ આઠમ ભોમવારા;
પ્રભુજીકે ચરણ-પ્રતાપકે સંઘમેં,
**ખેમારતન** પ્રભુ પ્યારા રે.—ધન્ય૦ ૫.

(૫)

શ્રી રે સિદ્ધાચળ ભેટવા, મુજ મન અધિક ઉમાહ્યો;
ઋષભ-જિણંદ-પૂજા કરી,
લીજે ભવ-તણો લાહો.—શ્રી રે૦ ૧.

મણિમય મૂરતિ ઋષભની, નિપાઈ અભિરામ;
ભવન કરાવ્યાં કનકનાં,
રાખ્યાં ભરતે નામ.—શ્રી રે૦ ૨.

નેમિ વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા સિદ્ધક્ષેત્ર જાણી;
"શેત્રુંજા-સમું તીરથ નહિ,"
બોલ્યા સીમંધર વાણી.—શ્રી રે૦ ૩.

પડિક્કમણાં દોય ટંકનાં કીજે, આઠે થોયે દેવ વાંદીજે, ભૂમિ-સંથારો કીજે;

મૃષાતણો કીજે પરિહાર, અંગે શીલ ધરીજે સાર, દીજે દાન અપાર. ૧.

અરિહંત સિદ્ધ આચાર્ય નમીજે, વાચક સર્વ સાધુ વંદીજે, દર્શન જ્ઞાન થુણીજે;

ચારિત્ર તપનું ધ્યાન ધરીજે, અહોનિશ નવ પદ-ગુણણું ગણીજે; નવ આયંબિલ પણ કીજે;

નિશ્ચય રાખીને મન ઈશ, જપો પદ એક એકને ઈશ, નવકારવાલી વીશ;

છેલે આયંબિલ પણ કીજે, સત્તર-ભેદી જિન-પૂજા રચીજે; માનવભવ-ફલ લીજે. ૨.

સાતસો કુષ્ઠીના રોગ, નાઠા ન્હવણ લઈ સંયોગ, દૂર હુવા કર્મના ભોગ;

કુષ્ઠ અઢારે દૂરે જાય, દુઃખ દારિદ્ર સવિ દૂર પલાય, મન-વંછિત ફલ થાય;

નિર્ધનીયાને દે બહુ ધન, અપુત્રીયાને પુત્ર-રતન, જો સેવે શુદ્ધ મન;

નવકાર-સમો નહીં કોઈ મંત્ર, સિદ્ધચક્ર-સમો નહીં કોઈ જંત્ર, સેવો ભવિયણ એકંત. ૩.

જો સેવ્યો મયણા-શ્રીપાલ, ઉંબર-રોગ ગયો તત્કાલ, પામ્યા મંગલ-માલ;

શ્રીપાલ પેરે જે આરાધે, તસ ઘર દિન દિન દોલત વાધે, અંતે શિવ-સુખ સાધે;

વિમલેશ્વર જક્ષ સેવા (સાંનિધ્ય) સારે, આપદા કષ્ટ સવિ દૂર નિવારે, દોલત લક્ષ્મી વધારે;

**મેઘવિજય** કવિરાયનો શીશ, હૈડે ભાવ ધરી જગદીશ, **વિનયવિજય** નિશ-દિશ. ૪.

## (૪) પર્વતિથિની સ્તુતિઓ

### (૧)

### બીજની થોય

દિન સકલ મનોહર, બીજ-દિવસ સુવિશેષ,
રાય રાણા પ્રણમે, ચંદ્ર-તણી જિહાં રેખ;
તિહાં ચંદ્ર-વિમાને, શાશ્વતા-જિનવર જેહ,
હું બીજ તણે દિન, પ્રણમું આણી નેહ. ૧.

અભિનંદન ચંદન, શીતલ શીતલનાથ,
અરનાથ સુમતિજિન, વાસુપૂજ્ય શિવ સાથ;
ઇત્યાદિક જિનવર, જન્મ-જ્ઞાન-નિર્વાણ,
હું બીજ-તણે દિન, પ્રણમું તે સુવિહાણ. ૨.

પરકાશ્યો બીજે, દુવિધ ધર્મ ભગવંત,
જેમ વિમલ હોય, વિપુલ નયન વિકસંત;
આગમ અતિ અનુપમ, જિહાં નિશ્ચય વ્યવહાર,
બીજે સવિ કીજે, પાતકનો પરિહાર. ૩.

ગજ-ગામિની કામિની, કમલ-સુકોમલ ચીર,
ચક્કેસરી કેસર(રી)-સરસ સુગંધ શરીર;
કર જોડી બીજે, હું પ્રણમું તસ પાય,
એમ **લબ્ધિવિજય** કહે, પૂરો મનોરથ માય!. ૪.

(૨)

પંચમીની થોય

શ્રાવણ-શુદિ દિન પંચમીએ, જન્મ્યા નેમિજિણંદ તો,
શ્યામ-વરણ તનુ શોભતું એ, મુખ શારદકો ચંદ તો;
સહસ વરસ પ્રભુ-આઉખું એ, બ્રહ્મચારી ભગવંત તો,
અષ્ટ કર્મ હેલે હણીએ, પહોંચ્યા મુક્તિ મહંત તો. ૧.

અષ્ટાપદ પર આદિજિન એ, પહોંચ્યા મુક્તિ-મોઝાર તો,
વાસુપૂજ્ય ચંપાપુરીએ, નેમિ-મુક્તિ ગિરનાર તો;
પાવાપુરી નગરીમાં વલી એ, શ્રીવીર તણું નિર્વાણ તો,
સમેતશિખર વીશ સિદ્ધ હુઆ એ, શિર વહું તેહની આણ તો. ૨.

નેમિનાથ જ્ઞાની હુવા એ, ભાખે સાર વચન તો,
જીવદયા ગુણ-વેલડી એ, કીજે તાસ જતન તો;
મૃષા ન બોલો માનવી એ, ચોરી ચિત્ત નિવાર તો,
અનંત તીર્થંકર એમ ભણે એ, પરિહરીએ પર-નાર તો. ૩.

ગોમેધ નામે યક્ષ ભલો એ, દેવી શ્રીઅંબિકા નામ તો,
શાસન-સાંનિધ્ય જે કરે એ, કરે વલી ધર્મનાં કામ તો;
તપગચ્છ-નાયક ગુણ-નીલો એ, શ્રીવિજયસેન સૂરિરાય તો,
**ઋષભદાસ** પાય સેવતાં એ, સફલ કરો અવતાર તો. ૪.

(૩)

### અષ્ટમીની થોય

ચોવીશે જિનવર, હું પ્રણમું નિત્યમેવ,
આઠમ-દિન કરીએ, ચંદ્રપ્રભુની સેવ;
મૂર્તિ મન-મોહન, જાણે પૂનમ-ચંદ,
દીઠે દુઃખ જાયે, પામે પરમાનંદ. ૧.

મલી ચોસઠ ઇંદ્ર, પૂજે પ્રભુજીના પાય,
ઇંદ્રાણી અપચ્છરા, કર જોડી ગુણ ગાય;
નંદીશ્વર દ્વીપે, મલી સુરવરની કોડ;
અટ્ઠાઈ-મહોચ્છવ, કરતા હોડાહોડ. ૨.

શત્રુંજય-શિખરે, જાણી લાભ અપાર,
ચોમાસું રહીયા, ગણધર મુનિ પરિવાર;
ભવિયણને તારે, દેઈ ધર્મ-ઉપદેશ,
દૂધ સાકરથી પણ, વાણી અધિક વિશેષ. ૩.

પોસહ પડિક્કમણું, કરીએ વ્રત પચ્ચકખાણ,
આઠમ-દિન કરીએ, અષ્ટ કર્મની હાણ;
અષ્ટ મંગલ થાયે, દિન દિન કોડ કલ્યાણ,
એમ સુખસૂરિ કહે, જીવિત જન્મ પ્રમાણ. ૪.

(૪)

### એકાદશીની થોય

એકાદશી અતિ રૂઅડી, ગોવિંદ પૂછે નેમ,
કોણ કારણ એ પર્વ મહોટું? કહો મુજશું તેમ;

જિનવર–કલ્યાણક અતિ ઘણાં, એકસો ને પચાસ,
તેણે કારણ એ પર્વ મહોટું, કરો મૌન ઉપવાસ. ૧.

અગિયાર શ્રાવક-તણી પ્રતિમા, કહી તે જિનવરદેવ,
એકાદશી એમ અધિક સેવો, વન-ગજા જિમ રેવ;
ચોવીશ જિનવર સયલ સુખકર, જેસા સુરતરુ ચંગ,
જેમ ગંગ નિર્મલ નીર જેહવો, કરો જિનશું રંગ. ૨.

અગિયાર અંગ લખાવીએ, અગિયાર પાઠાં સાર,
અગિયાર કવલી વીટણાં, ઠવણી પુંજણી સાર;
ચાબખી ચંગી વિવિધ રંગી, શાસ્ત્ર તણે અનુસાર,
એકાદશી એમ ઊજવો, જેમ પામીએ ભવ-પાર. ૩.

વરકમલ-નયણી કમલ-વયણી, કમલ-સુકોમલ કાય,
ભુજ-દંડ ચંડ અખંડ જેહને, સમરતાં સુખ થાય;
એકાદશી જેમ મન વસી, ગણી હર્ષ પંડિત-શિશ,
શાસનદેવી વિઘ્ન નિવારો, સંઘ તણા નિશ-દિશ. ૪.

(૫)

## શ્રીપર્યુષણપર્વની થોય

(૧)

મણિ-ખચિત સિંહાસન, બેઠા જગદાધાર,
પર્યુષણ-કેરો, મહિમા અગમ અપાર;
નિજ મુખથી દાખી, સાચી સુરવર-વૃંદ,
એ પર્વ પર્વમાં, જિમ તારામાં ચંદ. ૧.

નાગકેતુની પરે, કલ્પ-સાધના કીજે,
વ્રત નિયમ આખડી, ગુરુ-મુખ અધિકી લીજે;
હોય ભેદે પૂજા, દાન પંચ પ્રકાર,
કર પડિક્કમણાં ધર, શિયલ અખંડિત ધાર. ૨.

જે ત્રિકરણ-શુદ્ધે, આરાધે નવ વાર,
ભવ સાત આઠ નવ, શેષ તાસ સંસાર;
સહુ સૂત્ર-શિરોમણિ, કલ્પસૂત્ર સુખકાર,
તે શ્રવણે સુણીને, સફલ કરો અવતાર. ૩.

સહુ ચૈત્ય જુહારી, ખમત-ખામણાં કીજે,
કરી સાહમ્મીવચ્છલ, કુગતિ-દ્વાર પટ દીજે;
અટ્ઠાઇ-મહોચ્છવ, ચિદાનંદ ચિત્ત લાઈ,
ઈમ કરતાં સંઘને, શાસનદેવ સહાઈ. ૪.

(૨)

સત્તરભેદી જિન-પૂજા રચીને, સ્નાત્ર-મહોત્સવ કીજે જી,
ઢોલ દદામા, ભેરી નફેરી, ઝલ્લરી-નાદ સુણીજે જી;
વીર જિન આગળ, ભાવના ભાવી, માનવ-ભવ-ફલ લીજે જી,
પર્વ પજુસણ, પૂરવ પુણ્યે, આવ્યાં એમ જાણીજે જી. ૧.

માસ પાસ વલી, દસમ દુવાલસ, ચત્તારિ અટ્ઠ કીજે જી,
ઉપર વલી દશ, દોય કરીને, જિન ચોવીશ પૂજીજે જી;
વડા કલ્પનો, છટ્ઠ કરીને, વીર-વખાણ સુણીજે જી,
પડવાને દિન, જન્મ-મહોત્સવ, ધવલ-મંગલ વરતીજે જી. ૨.

આઠ દિવસ લગે, અમર પળાવી, અટ્ઠમનો તપ કીજે જી,
નાગકેતુની પરે, કેવલ લહીએ, જો શુભ ભાવે રહીએ જી;
તેલાધર-દિન, ત્રણ કલ્યાણક, ગણધર-વાદ વદીજે જી,
પાસ નેમીસર, અંતર ત્રીજે, રિષભ-ચરિત્ર સુણીજે જી. ૩.

બારસેં સૂત્ર ને, સામાચારી, સંવચ્છરી પડિક્કમિયે જી,
ચૈત્ય-પ્રવાડી, વિધિશું કીજે, સકલ જંતુ ખામીજે જી;
પારણાને દિન, સાહમ્મિ-વચ્છલ, કીજે અધિક વડાઈ જી,
**માનવિજય** કહે, સકલ મનોરથ, પૂરે દેવી સિદ્ધાઈ જી. ૪.

## સજ્ઝાયો

(૧)

### ક્રોધની સજ્ઝાય

કડવાં ફલ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ-તણો રસ જાણીએ, હલાહલ તોલે. ક૦ ૧.

ક્રોધે ક્રોડ પૂરવ-તણું, સંજમ-ફલ જાય;
ક્રોધ-સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. ક૦ ૨.

સાધુ ઘણો તપિયો હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશિયો નાગ. ક૦ ૩.

આગ ઊઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાલે;
જળનો જોગ જો નવિ મલે, તો પાસેનું પરજાલે. ક૦ ૪.

ક્રોધ-તણી ગતિ એહવી, કહે કેવલનાણી;
હાણ કરે જે હેતની, જાલવજો એમ જાણી. ક૦ ૫.

**ઉદયરત્ન** કહે ક્રોધને, કાઢજો ગલે સાહી;
કાયા કરજો નિર્મલી, ઉપશમ-રસ નાહી. ક૦ ૬.

(૨)

### માનની સજ્ઝાય

રે જીવ! માન ન કીજીએ, માને વિનય ન આવે રે;
વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવે રે? રે૦ ૧.

સમકિત-વિણુ ચારિત્ર નહીં, ચારિત્ર-વિણુ નહીં મુક્તિ રે;
મુક્તિનાં સુખ છે શાશ્વતાં, તે કેમ લહીએ જુક્તિ રે? રે૦ ૨.

વિનય વડો સંસારમાં, ગુણમાંહે અધિકારી રે;
માને ગુણ જાયે ગલી, પ્રાણી જોજો વિચારી રે. રે૦ ૩.

માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે;
દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ હાર્યો રે. રે૦ ૪.

સૂકાં લાકડાં-સારીખો, દુઃખદાયી એ ખોટો રે;
**ઉદયરત્ન** કહે માનને, દેજો દેશવટો રે. રે૦ ૫.

(૩)

### માયાની સજ્ઝાય

સમકિતનું મૂલ જાણીએ જી, સત્યવચન સાક્ષાત્;
સાચામાં સમકિત વસે જી, માયામાં મિથ્યાત્વ રે,
પ્રાણી! મ કરીશ માયા લગાર. ૧. (એ આંકણી)

મુખ મીઠો જૂઠો મને જી, કૂડ-કપટનો રે કોટ;
જીભે તો જી જી કરે જી, ચિત્તમાં તાકે ચોટ રે. પ્રા૦ ૨.

આપ-ગરજે આઘો પડે જી, પણ ન ધરે વિશ્વાસ;
મનશું રાખે આંતરો જી, એ માયાનો પાસ રે. પ્રા૦ ૩.

જેહશું બાંધે પ્રીતડી જી, તેહશું રહે પ્રતિકૂલ;
મેલ ન છંડે મન-તણો જી, એ માયાનું મૂલ રે. પ્રા૦ ૪.

તપ કીધો માયા કરી જી, મિત્રશું રાખ્યો રે ભેદ.
મલ્લિજિનેશ્વર જાણજો જી, તો પામ્યા સ્ત્રીવેદ રે. પ્રા૦ ૫.

ઉદયરત્ન કહે સાંભલો જી, મેલો માયાની બુદ્ધ;
મુક્તિપુરી જાવા તણો જી, એ મારગ છે શુદ્ધ રે. પ્રા૦ ૬.

(૪)

## લોભની સજ્ઝાય

તમે લક્ષણ જોજો લોભનાં રે,
લોભે મુનિજન પામે ક્ષોભના રે.
લોભે ડાહ્યા-મન ડોલ્યા કરે રે,
લોભે દુર્ધર પંથે સંચરે રે. ત૦ ૧.

તજે લોભ તેહના લઉં ભામણાં રે,
વલી પાયે નમીને કરું ખામણાં રે;
લોભે મરજાદા ન રહે કેહની રે,
તમે સંગત મેલો તેહની રે. ત૦ ૨.

લોભે ઘર મેલી રણમાં મરે રે,
લોભે ઊંચ તે નીચું આદરે રે;
લોભે પાપ ભણી પગલાં ભરે રે,
લોભે અકારજ કરતાં ન ઓસરે રે. ત૦ ૩.

લોભે મનડું ન રહે નિર્મલું રે,
લોભે સગપણ નાસે વેગલું રે;
લોભે ન રહે પ્રીતિ ને પાવડું રે,
લોભે ધન મેલે બહુ એકઠું રે. ત૦ ૪.

લોભે પુત્ર પ્રત્યે પિતા હણે રે,
લોભે હત્યા-પાતિક નવિ ગણે રે;
તે તો દામ-તણા લોભે કરી રે,
ઉપર મણિધર થાયે તે મરી રે. ત૦ ૫.

જોતાં લોભનો થોભ દીસે નહીં રે,
એવું સૂત્ર-સિદ્ધાંતે કહ્યું સહી રે;
લોભે ચક્રી સુભૂમ નામે જુઓ રે,
તે તો સમુદ્રમાંહે ડૂબી મૂઓ રે. ત૦ ૬.

એમ જાણીને લોભને છંડજો રે,
એક ધર્મશું મમતા મંડજો રે;
કવિ ઉદયરત્ન ભાખે મુદા રે,
વંદું લોભ તજે તેહને સદા રે. ત૦ ૭.

## આપ-સ્વભાવની સજ્ઝાય

આપ-સ્વભાવમેં રે, અવધુ સદા મગનમેં રહના;
જગત-જીવ હે કર્માધીના, અચરિજ કછુઅ ન લીના. આપ. ૧.

તું નહીં કેરા કોઈ નહીં તેરા, કયા કરે મેરા મેરા;
તેરા હે સો તેરી પાસે, અવર સબ અનેરા. આપ૦ ૨.

વપુ વિનાશી તું અવિનાશી, અબ હે ઈનકા વિલાસી;
વપુ-સંગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી. આ૦ ૩.

રાગ ને રીસા દોય ખવીસા, એ તુમ દુઃખકા દીસા;
જબ તુમ ઇ(ઉ)નકું દૂર કરીસા, તબ તુમ જગકા ઈસા. આ૦ ૪.

પરકી આશા સદા નિરાશા, એ હે જગજન-પાસા;
વો કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખ-વાસા. આ૦ ૫.

કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુવા અપભ્રાજી;
કબહીક જગમેં કીર્તિ ગાજી, સબ પુદ્ગલકી બાજી. આ૦ ૬.

શુદ્ધ ઉપયોગ ને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ-કલંકકું દૂર નિવારી, જીવ વરે શિવ નારી. આ૦ ૭.

---

# શબ્દ-વિષય-સૂચી

# વિશેષનામોની અનુક્રમણિકા

## ( અ ) વ્યક્તિ-વિશેષ

## ( આ ) સ્થાન-વિશેપ

## અજિત-શાંતિ-સ્તવનાં વિવેચનમાં આવેલા છંદોની નામ-સૂચી



